महाकविशूद्रकविरचितं

# मृच्छकटिकम्

(પ્રસ્તાવના, ભાષાંતર અને વિવેચનાત્મક નોંધ)



સંપાદકો

પ્રિ. ડૉ. સી. એલ. શાસ્ત્રી
એમ. એ., પીએચ. ડી.
સહજાનંદ આર્ટ્સ એન્ડ કોમર્સ કૉલેજ
અમદાવાદ

પ્રો. શાન્તિકુમાર એમ. પંડ્યા
એમ. એ.
સેન્ટ ઝેવિયર્સ કૉલેજ
અમદાવાદ

પ્રો. કુ. નયના પી. મહેતા
સહજાનંદ આર્ટ્સ એન્ડ કોમર્સ કૉલેજ
અમદાવાદ



સરસ્વતી પુસ્તક ભંડાર, અમદાવાદ.
ફોન: નં. ૩૮૬૬૨૯

સૌરાષ્ટ્ર અને અમદાવાદમાં પોતાના
સુદીર્ઘ સેવાઓ આપી
નિવૃત્ત થયેલ, બહુશ્રુત અધ્યાપક
શ્રી જે. જે. પંડ્યાને
સાદર સમર્પિત.

—સંપાદકો.



अस्मदीयम्—

મહાકવિ શૂદ્રક વિરચિત 'મૃચ્છકટિક' સંસ્કૃત નાટ્યસાહિત્યનું એક અનોખું પ્રકરણ છે. રાજકીય દબદબાઓ અને વિલાસી વાતાવરણના પરિવેશમાં રચાયેલાં મોટાભાગનાં સંસ્કૃત રૂપકોમાં મૃચ્છકટિક એની કેટલીક અપૂર્વ લાક્ષણિકતાઓને કારણે ભાવકોનું પ્રીતિપાત્ર બન્યું છે. સામાજિક ક્રાન્તિ અને ધીંગી ધરતીના જીવનધબકાર ઝીલતું આ રૂપક સનાતન તાજગી ધરાવે છે.

મૃચ્છકટિકની આ સંશોધિત દ્વિતીય આવૃત્તિ વિદ્યાર્થીઓ, અધ્યાપકો અને અન્ય સંસ્કૃતપ્રેમી વાચકોને પણ ઉપાદેય બને તે માટે અમે સવિશેષ કાળજી લીધી છે. આ આવૃત્તિમાં ટિપ્પણી ઉમેરીને પ્રથમ આવૃત્તિની એ ઉણપ દૂર કરવાનો યત્કિંચિત્ પ્રયાસ કર્યો છે. મૃચ્છકટિક જેવા મોટા રૂપકનું સાંગોપાંગ પ્રકાશન કરવાનું કામ ઘણું ખર્ચાળ બની રહે અને તેમાં પણ એનું બજાર મર્યાદિત હોય ત્યારે તો તે એક સાહસ જ ગણાય. આમ છતાં, એવું સાહસ કરવાનું સરસ્વતી પુસ્તક ભંડારના ઉત્સાહી સંચાલકોએ સ્વીકાર્યું તે બદલ તેઓ અભિનંદનના અધિકારી છે. પુસ્તકના પ્રકાશનમાં રામાનંદ પ્રિન્ટિંગ પ્રેસના સંચાલકોએ આપેલા સહકાર બદલ એમનો આભાર માનીએ છીએ.

૨૬ જાન્યુઆરી, ૧૯૭૯ —સંપાદકો
અમદાવાદ.

# અનુક્રમણિકા


- પ્રસ્તાવના
  - સં. નાટ્યસાહિત્ય અને મૃચ્છકટિક
  - શૂદ્રક અને મૃચ્છકટિકનું કર્તૃત્વ
  - મૃચ્છકટિકનો રચનાકાળ
  - મૃચ્છકટિકનું આધાર સ્થાન
  - મૃચ્છકટિકની વસ્તુસંકલના
  - મુખ્ય અને ગૌણ કથાનકના સંકલનનો પ્રશ્ન
  - મૃચ્છકટિકનો સાહિત્ય પ્રકાર
  - મૃચ્છકટિક—એક અજોડ પ્રકરણ
  - શૂદ્રકની નાટ્યકલા અને શૈલી
  - મૃચ્છકટિકની પાત્રસૃષ્ટિ
  - મૃચ્છકટિકનો સાંસ્કૃતિક સંદર્ભ
- પાઠ્યપુસ્તક અને ભાષાન્તર
- ટિપ્પણ

# પ્રસ્તાવના

## ૧ સંસ્કૃત નાટ્યસાહિત્ય અને મૃચ્છકટિક

नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाऽप्येकं समाराधनम् । —કાલિદાસ

'જગતના નાટ્યસાહિત્યમાં સંસ્કૃત નાટકો સહેજે ગૌરવભર્યું સ્થાન ભોગવે એવાં છે. કાલિદાસ અખિલાઈવાળા જીવનદર્શનથી, ભવભૂતિ ભાવઘનતા તેમજ પ્રકૃતિપ્રેમથી તો શૂદ્રક વાસ્તવિક જનસ્વભાવના નિરૂપણથી તરત ધ્યાન ખેંચે છે.'
—શ્રી ઉમાશંકર જોષી (શ્રી અને સૌરભ)

સંસ્કૃત લલિત સાહિત્યમાં નાટ્યસ્વરૂપ અત્યંત લોકપ્રિય રહ્યું હતું. સંસ્કૃત સાહિત્યના મૂર્ધન્ય કવિઓ મોટે ભાગે નાટકકારો હતા, કવિને માટે નાટકની રચના સામાજિક પ્રતિષ્ઠાનો વિષય હતી. नाटकान्तं कवित्वम् કહીને આ સ્વરૂપનું ગૌરવ કરવામાં આવ્યું હતું. આ સામાજિક મૂલ્યને કારણે સંસ્કૃત સાહિત્યમાં નાનામોટા અનેક રૂપકોની રચના થઈ છે. આમ છતાં આ બધાં રૂપકોમાં અમુક પ્રકારની સર્વસામાન્ય વિશિષ્ટતાઓ દૃષ્ટિગોચર થાય છે, જે આપણા નાટકકારોનો એક વિશિષ્ટ પ્રકારનો અભિગમ સૂચવે છે. નાટકકારોના તે વિશિષ્ટ પ્રકારના અભિગમ અને એના ઘડતરમાં કારણભૂત બનેલાં તત્કાલીન પરિબળોને આપણે નીચે પ્રમાણે જોઈ શકીએ :

(૧) રસનું પ્રાધાન્ય અને અન્ય બાબતો ગૌણ
(૨) કવિતાનો છૂટથી થતો ઉપયોગ અને તેની અસર
(૩) સંસ્કૃત નાટક દરબારી વાતાવરણમાં વિકાસ પામ્યું તેની અસર
(૪) આપણા પૂર્વજોનો જીવન તરફનો દૃષ્ટિકોણ આપણું તત્ત્વજ્ઞાન અને તેની અસર
(૫) નાયકને જ અપાયેલું પ્રાધાન્ય
(૬) નાટ્યશાસ્ત્રઓનાં નિર્દિષ્ટ લક્ષણોની અસર.

ભરતમુનિએ નાટ્યશાસ્ત્રના પ્રથમ અધ્યાયમાં દર્શાવ્યું છે તેમ સંસ્કૃત નાટકનો ઉદ્દેશ કેવળ મનોરંજનનો હતો. એનું પ્રસ્થાન જ દુઃખી અને પીડિત માણસોને આનંદ આપવા થયું હતું. જીવનની રોજબરોજની વિટંબણાઓ, વ્યથાઓ અને

શ્રમભર્યા જીવનમાં તાજગી લાવવા માટે નાટક મનોરંજનનું સાધન હતું. ભરત-મુનિ નાટકના આ મુખ્ય પ્રયોજનને વિશદતાથી સમજાવતાં કહે છે—

दुःखार्तानां श्रमार्तानां शोकार्तानां तपस्विनाम् ।
विनोदजननं लोके नाट्यमेतद् भविष्यति ॥

"આ નાટક દુઃખાર્ત, શ્રમાર્ત અને શોકાર્ત બિચારા માણસોને જગતમાં આનંદ આપનાર બનશે." ભાવકોના મનોરંજનનો આધાર રસનિષ્પત્તિ ઉપર રહે એટલે ભરતમુનિએ રસને ખૂબ જ મહત્ત્વ આપ્યું. એમના નાટ્યશાસ્ત્રમાં પણ રસની અત્યંત વિશદ અને વ્યાપક ચર્ચા કરી. રસ નાટકોનો પ્રાણ છે. रसप्राणो हि नाट्यविधिः એમ કહી આચાર્ય ભરતે રસનું મહત્ત્વ પ્રગટ કરી આપ્યું છે અને નાટકમાં રસનિષ્પત્તિ ઉપર ભાર મૂક્યો છે. આમ સંસ્કૃત નાટકનો ઉદ્દેશ પાત્રો અથવા કથાવસ્તુ દ્વારા જીવનનું દર્શન કરાવવાનો નહિ, પણ કાવ્યની જેમ રસ નિષ્પન્ન કરવાનો છે. નાટકને પણ કાવ્ય જ માનવામાં આવતું હોવાથી અને રસનિષ્પત્તિ એ જ નાટકનું મુખ્ય પ્રયોજન મનાયું હોવાથી નાટકકારનું બધું ધ્યેય રસ ઉત્પન્ન કરવાનું જ રહેતું. પરિણામે પાત્રાલેખન, કથાવસ્તુ વગેરે બધી બાબતો ગૌણ બની ગઈ છે. નાટ્યશાસ્ત્રીઓએ નિયમ કર્યો કે नाटकं ख्यातवृत्तं स्यात्-નાટકનું કથાવસ્તુ પ્રસિદ્ધ હોવું જોઈએ. પ્રખ્યાત કથાવસ્તુ તરફ પ્રેક્ષકોનું ચિત્ત પહેલેથી જ ઢળેલું હોઈ એ રસનિષ્પત્તિમાં ઉપકારક બને. આથી મોટા ભાગનાં સંસ્કૃત રૂપકો 'રામાયણ', 'મહાભારત', 'બૃહત્કથા' અને 'પુરાણ' વગેરેનાં પ્રખ્યાત આખ્યાનોને આધારે જ રચાયાં અને પરિણામે કથાવસ્તુના નાવીન્યનો અભાવ થયો. વસ્તુગ્રથનમાં જે કંઈ ગૂંચો આવે તે બધી પ્રયત્નપૂર્વક દૂર કરવામાં આવે, જેથી રસનિષ્પત્તિમાં મુશ્કેલી ન રહે. વસ્તુના ગ્રથન દરમ્યાન મુખ્યતઃ રસજમાવટની દરેક તક ઝડપવાનું જ કલાકારનું ધ્યેય હોય છે. અલબત્ત પ્રકરણ વગેરે પ્રકારનાં રૂપકોમાં કથાવસ્તુ મૌલિક હોવું જોઈએ એવો નિયમ કરવામાં આવેલો, પણ આ કથાવસ્તુઓ પણ મહદંશે તો બૃહત્કથા કે અન્ય લૌકિક કથાઓના તાણાવાણા ગૂંથીને જ તૈયાર કરવામાં આવતાં. મોટા ભાગનાં સંસ્કૃત રૂપકો 'રામાયણ' અને 'મહાભારત' ઉપર આધારિત છે. સમર્થ નાટકકાર ભાસનાં તેર રૂપકોમાંથી છ રૂપકો મહાભારત અને બે રૂપકો રામાયણ ઉપર આધારિત છે. મહાકવિ કાલિદાસનાં બે રૂપકો 'અભિજ્ઞાનશાકુન્તલ' અને 'વિક્રમોર્વશીય'નાં કથાનકો મહાભારતમાં પણ પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત ભવભૂતિનાં બે રૂપકો રામાયણ ઉપર આધારિત છે. રાજશેખર અને મુરારિ જેવા અવનતિકાળના નાટકકારોએ પણ રામાયણના કથાનકને પોતાનાં નાટકનું આલંબન બનાવ્યું છે. આ ઉપરાંત

વેણીસંહાર વગેરે અન્ય ઘણા રૂપકો મહાભારતની કથા ઉપર આધારિત છે આ રીતે રસનિષ્પત્તિ એ પ્રધાન પ્રયોજન મનાયુ હોવાથી નાટકમા મૌલિક કથાવસ્તુને અત્યત ઓછો અવકાશ રહ્યો

ઉપર જોયુ તેમ સસ્કૃત નાટક રસલક્ષી હોવાથી એમા રસ અને કાવ્યનુ વાતાવરણ જામ્યુ ભાવો પ્રસગો કે પરિસ્થિતિઓ ઉપરાત કાવ્ય દ્વારા પણ રસનિષ્પત્તિ પર ધ્યાન કેન્દ્રિત થયુ આને પરિણામે ભાસ કાલિદાસ કે ભવભૂતિ જેવા સમર્થ નાટકકારોને હાથે ભાવનમય સર્જન થયુ પણ પદ્યના પ્રયોગનુ પ્રાચુર્ય વધતા પરવર્તી નાટકકારોના સર્જનો સાચુ નાટયતત્ત્વ ગુમાવી બેઠા ભાવસભર શ્લોકો અથવા કાવ્યો જે ઘણુખરુ નાટયતત્ત્વવાળા નહોતા તે વધારે જણાય છે ગદ્ય કરતા પદ્યના ઉપયોગ તરફ ધીરે ધીરે ધ્યાન કેન્દ્રિત થતુ ગયુ અને પદ્યાશો વચ્ચે ગદ્ય એ જાણે કેવળ જોડતી કડી બની રહી ગદ્યનો ઉપયોગ કેવળ હકીકત નિરૂપણને માટે અથવા વાર્તાને આગળ વધારવા પૂરતો જ મર્યાદિત થઈ ગયો જો કે પાત્રોના અતસ્તત્ત્વના ઊડા માનવભાવો પ્રગટ કરવા માટે આ પદ્યો એક ઉમદા માધ્યમ હતા પ્રકાશ-આયોજન અને પડદાની ગોઠવણના અભાવમા આ શ્લોકો દ્વારા ક્યાક આબેહૂબ અને તાદૃશ ચિતાર ખડો થઈ શકતે, પણ પરવર્તી નાટકકારોમા તો આનો અત્યત અતિરેક થતો ગયો અવનતિ-કાળના નાટકકારો મુરારિ અને રાજશેખરની કૃતિઓમા આવો અતિરેક દૃષ્ટિ-ગોચર થાય છે રાજશેખરના નાટકોના એક એક અકમા સો ઉપરાત શ્લોકો આવે છે આમ અવનતિકાળના ઘણા નાટકો સાચા અર્થમા નાટકો જ નથી ભવભૂતિ જેવા સમર્થ નાટકકારના નાટકમા પણ પદ્યોનુ પ્રમાણ વધારે પડતુ છે એનુ પ્રસિદ્ધ રૂપક ઉત્તરરામચરિત તો મહાકાવ્યના પર્યાય સમુ છે તેમ પણ વિદ્વાનોએ જણાવ્યુ છે પદ્ય તરફના સસ્કૃત નાટકકારોના અપ્રતિમ વળણને કારણે ડૉ ડે નામના વિદ્વાને મોટા ભાગના સસ્કૃત નાટકોને પદ્યરૂપકો કહ્યા છે 'Most of the Sanskrit plays judged by the modern students would not at all be regarded as drama in the strict sense but rather as dramatic poem

મોટા ભાગના સસ્કૃત કવિઓ અને નાટકકારો કોઈપણ રાજાના આશ્રિત તરીકે રહેતા એમની ચારે બાજુ રાજદરબારની ભવ્યતાઓ અને સુખસાહ્યબીના જ દર્શન થતા આની અસર એમના નાટકોમા પણ થઈ જીવનની સુવાળી અને ઉજળી બાજુથી ટેવાયેલા આ નાટકકારો નાટકમા વાસ્તવિક સઘર્ષ લાવી શક્યા નહિ નાટકમા આમ જનતાના, ધીગી ધરતીના કે વાસ્તવિક જીવનના દૃશ્યોનો અભાવ

રહ્યો. મોટા ભાગનાં નાટકોમાં રાજદરબારના દબદબા અને ભવ્યતાઓનું જ વાતાવરણ જોવા મળે છે. પરિણામે નાટકની પાત્રસૃષ્ટિ પણ સીમિત થઈ. આ હકીકત એટલી બધી તો રૂઢ થવા પામી કે નાટ્યશાસ્ત્રીઓએ નાટકનો નાયક તો રાજા જ હોવો જોઈએ એવો નિયમ કર્યો. આદર્શ કથાવસ્તુ તરફનો અભિગમ અને દરબારી વાતાવરણના પરિઘમાં નાટકો એકવિધ થતાં ગયાં. રાજાની આજુબાજુ રહેનારાં પાત્રો—રાણી, વિદૂષક કંચુકી વગેરે પાત્રોની એકવિધતાને કારણે મૌલિક પાત્રાલેખનને અવકાશ રહ્યો નહિ અને પરિણામે જગતમાં જે વૈવિધ્યસભર વ્યક્તિત્વો નજરે પડે છે તેવું વૈવિધ્ય નાટકમાં દૃષ્ટિગોચર થયું નહિ. જો કે ઉત્તમ કવિઓને હાથે કેટલાંક ઉત્તમ વ્યક્તિચિત્રોનું આલેખન થયું છે, પણ મોટા ભાગનાં પાત્રો વ્યક્તિચિત્રોને બદલે જાતિચિત્રો જ બનવા પામ્યાં. શૂદ્રકના મૃચ્છકટિકમાં અલબત્ત સાધારણ જનસમાજનાં પાત્રો જેવાં કે વેશ્યા, જુગારી, ચોર, સિપાઈ વગેરેનું આલેખન થયું છે, પણ આવાં નાટકો વિશેષ પ્રમાણમાં સર્જાયાં નહિ; કારણ કે જે સમૂહને માટે આ નાટકો રચાતાં અને ભજવાતાં તે સમાજનો સમૃદ્ધ અને શિષ્ટ વર્ગ હતો, જ્યારે આમ સમાજ આ કથાવસ્તુનાં તે પાત્રો તરફ આદર અને અહોભાવથી જોતો હતો.

ઈ. સ. ની પાંચમી શતાબ્દી પછી શરૂ થયેલા પંડિતયુગની પણ નાટક પર અસર થઈ. સમાજમાં વિદ્વત્તાની પ્રતિષ્ઠા થઈ હોવાથી લેખકોનો પાણ્ડિત્યપ્રદર્શનનો મોહ નાટકોમાં પણ દૃષ્ટિગોચર થયો વસ્તુગ્રથન, પાત્રાલેખન, સંવાદો વગેરે નાટકીય તત્ત્વોની ઉપેક્ષા કરીને નાટકકારોએ પોતાની વિદ્વત્તા વ્યક્ત કરવાના વાહન તરીકે કાવ્યની જેમ નાટકનો પણ આશ્રય લીધો. આને પરિણામે નાટકો આમ જનતા સાથેનો સીધો સંપર્ક ગુમાવી બેઠાં અને તે અમુક પ્રકારના ભણેલા અને શિષ્ટ વર્ગમાં જ સ્થાન પામ્યાં. આના પરિણામસ્વરૂપે નાટકો વાંચીને પણ આસ્વાદી શકાય તેવી ગ્રંથિ બંધાતી ગઈ અને ધીરે ધીરે પ્રયોગવિધાન તરફની ઉપેક્ષાએ સંસ્કૃત નાટકોને નાટ્યતત્ત્વોથી વંચિત રાખ્યાં.

ભારતીય તત્ત્વજ્ઞાન જીવનને મંગળ અને શિવ દૃષ્ટિબિંદુથી નિહાળે છે. જીવન સંઘર્ષોથી ભરેલું હોવા છતાં અંતે તો સહુને સુખ પ્રાપ્ત થાય જ એવા પ્રસન્ન અને મંગલમય દૃષ્ટિકોણની અસર સંસ્કૃત નાટક પર પણ થયેલી જોવા મળે છે. નાટકના આદર્શ સ્વરૂપમાં સંપૂર્ણ સુખ અને શાંતિ અંતમાં જરૂરી હોવાને કારણે રંગભૂમિ ઉપર એવું કશું રજુ થતું નથી કે જે સહૃદયી ભાવકો કે પ્રેક્ષકોને આંચકો આપે. નાટકમાં મૃત્યુ, યુદ્ધ વગેરે દૃશ્યોની નાટ્યશાસ્ત્રીઓએ બંધી કરી. આ નિયમ અને હિન્દુ તત્ત્વજ્ઞાનના મંગલ દૃષ્ટિબિંદુને પરિણામે કાવ્ય

અથવા નાટકમાં કરુણની ઘેરી જમાવટ અશક્ય બને છે નાટકના અંતમાં તો અશાંતિ, કલહ, દુઃખ કે વ્યથા જેવા ન મળે આથી યુરોપીય નાટકમાં દેખાતા કવિ ન્યાય (poetic justice)નું તત્ત્વ અહીં દેખાતું જ નથી. જીવનમા કવિની માફક નાટકકારને પણ ક્યાય અસુખ, અસંતોષ, મુશ્કેલી, કલહ, અવિનય વગેરે જણાતા જ નથી જીવનના વૈવિધ્યને પણ અવકાશ નથી. નિયતિક્રમને કોઈ પણ જાતના પ્રશ્ન વિના સ્વીકારવામા આવે છે. આને પરિણામે અતિમાનવીય એટલે કે અદ્ભુત તત્ત્વ પણ ઉભરાય છે નાટકને સુખાન્ત બનાવવાને માટે અદ્ભુત તત્ત્વનો ખૂબ છૂટથી ઉપયોગ થયો છે. આને પરિણામે સંઘર્ષનું તત્ત્વ ભાગ્યે જ છેક સુધી જાય છે. મહાકવિ કાલિદાસ જેવા સમર્થ નાટકકારે પણ અદ્ભુત તત્ત્વનો પ્રચુર પ્રમાણમાં ઉપયોગ કર્યો છે. જો કે તત્કાલીન સમાજ આ પ્રકારના અદ્ભુત તત્ત્વોમાં શ્રદ્ધા ધરાવતો હતો એટલે એમા કશું અનુચિત નહોતુ, પણ ઘણીવાર અદ્ભુત તત્ત્વોના પ્રવેશથી લાવવામા આવેલો સુખાન્ત કૃત્રિમતામા સરી પડે છે. જીવન અથવા પ્રણયના માર્ગમા ગમે તે મુશ્કેલીઓ આવે પણ અંતે તો નાયક અને નાયિકાનુ પુનર્મિલન સધાવાનુ જ

જો કે સંસ્કૃત નાટક કરુણને પિછાણતુ જ નથી એમ નહિ ખરી રીતે તો તે મૃત્યુને એક બનાવ તરીકે આપવાનું જ ટાળે છે અને સુખાન્ત પસંદ કરે છે, બાકી કરુણરસની જમાવટ તો કરવામા આવે જ છે શાકુન્તલ અને મૃચ્છકટિકમા અંતમા નહિ તો મધ્યમા કરુણ રસ આવે છે. 'ઉત્તરરામચરિત'મા તો તે શરૂઆતથી જ આવે છે એટલું જ નહિ, ભવભૂતિ તો एको रसः करुण एव એવો સિદ્ધાંત પણ પ્રતિપાદિત કરી આપે છે. કદાચ નાટ્યશાસ્ત્રીઓ માનતા હશે કે કેવળ મૃત્યુની રજૂઆતમા જ કરુણતા સમાપ્ત થતી નથી ખૂન, ભયંકર કૃત્યો વગેરેમા એમને મતે કયાય ભવ્યતા નથી. વળી, આ સિદ્ધાંત એમ માને છે કે સાચું કરુણ તત્ત્વ મૃત્યુના બનાવની આગળ અને પાછળ રહેલું છે, કેવળ મૃત્યુમા નહિ. આમ સંસ્કૃત નાટકમા ટ્રેજેડી સાવ બાજુ ઉપર રાખવામા આવતી નથી, પણ ઘણીવાર તેને પૂરી વિકસાવવામા આવતી નથી ભાસનું 'ઊરુભંગ', 'કર્ણભાર', વિશાખદત્તનું 'વેણીસંહાર' કે એવા થોડા રૂપકોને બાદ કરતા શેક્સપિયરના કરુણાન્ત નાટકો જેવા નાટકોનો સંસ્કૃત સાહિત્યમા અભાવ છે આ ઉપરાંત અચૂક આવનાર સુખદ અંત આખા કરુણ વાતાવરણને કેવળ લાગણીવેડામા ફેરવી નાખે છે અને વાસ્તવિકતાને ગુંગળાવે છે.

નાટકોની રચનાની સાથે સાથે જ નાટ્યશાસ્ત્રીય ગ્રંથોની રચના પણ ચાલુ હતી. સમયે સમયે જુદા જુદા નાટ્યશાસ્ત્રીઓએ નાટક અંગે જુદા જુદા નિયમો

દર્શાવ્યા. ભરતમુનિએ નાટ્યશાસ્ત્રમાં નાટકને લગતી ઝીણી ઝીણી વિગતોની વિશદ ચર્ચા કરી હતી. નાટકની રચનાથી માંડીને એના પ્રયોગ સુધી ધ્યાનમાં રાખવાની બધી જ વિગતો તરફ નાટ્યશાસ્ત્રીઓના આદેશ હતા. વળી, નાટ્યશાસ્ત્રના એ નિયમોનું પાલન કરવાનું વલણ પણ રહેતું જ. એને પરિણામે નાટકમાં એક પ્રકારની સ્વરૂપલક્ષિતા (*Formalism*)ને વધુ અવકાશ રહ્યો. આઠ રસો, વૃત્તિઓ, અર્થપ્રકૃતિઓ, અવસ્થાઓ, સંધિઓ અને સંધ્યંગો વગેરેની ગોઠવણીને પરિણામે જે કેવળ આકસ્મિક હતું એના ઉપર ભાર મુકાયો. વીર અને શૃંગાર રસને જ મુખ્ય બનાવાય તેવા આગ્રહને કારણે કથાવસ્તુની મૌલિકતા અને વસ્તુ-ગ્રથનના નાવીન્યનો અભાવ થયો. નાટકનો પ્રારંભ, અંત વગેરે એક પ્રકારના બનતા ગયા. પાત્રો વિશે પણ આદેશો હતા, તેથી પાત્રો પણ એકવિધ બનતાં ગયાં. આ ઉપરાંત મુખ્ય રસની જમાવટ કેવળ નાયકની આજુબાજુ જ કરવામાં આવી. આથી પ્રતિનાયક અને બીજાં બધાં પાત્રો ગૌણ બની ગયા. મૃચ્છકટિકના શકારને બાદ કરતા ઉત્તમ કહી શકાય તેવું એક પણ ખલપાત્ર સંસ્કૃત સાહિત્યમાં નથી. વૈષમ્યની કિંમત એ લોકો જાણતા હોવા છતાં એક સુંદર કહી શકાય એવું પાત્ર પ્રતિનાયક તરીકે કદી આવતું જ નથી. પરિણામે સંઘર્ષનું તત્ત્વ બરાબર જામતું નથી. રૂપકના દસ પ્રકાર પણ વસ્તુ, નેતા અને રસને આધારે પડાતા. આ પ્રકારો યત્નવૈવિધ્ય સૂચવે છે, પણ મોટે ભાગે આ વર્ગીકરણ સૈદ્ધાન્તિક જ રહેતું. આ રીતે સંસ્કૃત રૂપકોની ઉપર્યુક્ત લાક્ષણિકતાઓ એની સિદ્ધિ અને મર્યાદાઓની દ્યોતક છે.

સંસ્કૃત નાટકની ઉપર્યુક્ત સિદ્ધિઓ અને મર્યાદાઓના સંદર્ભમાં 'મૃચ્છકટિક' એક અનન્ય પ્રકરણ રૂપક તરીકે સિદ્ધ થાય છે. સંસ્કૃત નાટકોની ઉપર્યુક્ત લાક્ષણિકતાઓ અને મર્યાદાઓનો જાણે અપવાદ આપવા જ 'મૃચ્છકટિક' ન રચાયું હોય ? વસ્તુગ્રથનનું વૈશિષ્ટ્ય, વાસ્તવિક પાત્રાલેખન, સબળ સંઘર્ષ-નિરૂપણ અને સવિશેષ તો એમાં પ્રાપ્ત થતા વાસ્તવિક જીવંત ધબકારને કારણે 'મૃચ્છકટિક' સંસ્કૃત નાટકોમાં અત્યંત પ્રીતિપાત્ર બન્યું છે. અને એને કારણે જ એનો અભ્યાસ વિશેષ રસપ્રદ થઈ પડે તેમ છે. શ્રી સુંદરમ્ કહે છે, "મૃચ્છકટિકનું વસ્તુ લોકસંશ્રયવાળું છે. આજની ભાષામાં કહીએ તો તે મધ્યમ-વર્ગ અને આમ જનતાનું અને ક્રાંતિનું નાટક છે. આની વિશિષ્ટતા તેમાં મૂર્ત થતા જનજીવનમા છે." સંસ્કૃત સાહિત્યમા પ્રાપ્ત થતાં વિરલ પ્રકરણ રૂપકોમાં 'મૃચ્છકટિક' એની સુગ્રથિતતાને કારણે એક ઉદાહરણીય રૂપક બનવા પામ્યું છે. અને પ્રકરણ રૂપકનાં લક્ષણનિરૂપણમાં 'મૃચ્છકટિક'ને એક સીમાસ્તંભ તરીકે રાખવામાં આવ્યું છે.

## ૨. શૂદ્રક અને મૃચ્છકટિકનું કર્તૃત્વ

ઘણા સંસ્કૃત રૂપકોની બાબતમાં બન્યું છે તેમ સંસ્કૃત સાહિત્યના પ્રસિદ્ધ પ્રકરણરૂપક 'મૃચ્છકટિક'ના કર્તૃત્વનો પ્રશ્ન પણ વિદ્વાનોમાં ઠીક ઠીક વિવાદાસ્પદ બનવા પામ્યો છે. પરંપરા શૂદ્રકને જ 'મૃચ્છકટિક'નો કર્તા માને છે અને તે બ્રાહ્મણ રાજવી હતો એમ પ્રતિપાદિત કરે છે. 'મૃચ્છકટિક'ની પ્રસ્તાવનામાં પણ શૂદ્રકે જ આ નાટક નિબદ્ધ કર્યું છે તેમ જણાવ્યું છે [1] આ ઉપરાંત શૂદ્રકના પરિચય અને જીવનકાર્ય નિરૂપતા ત્રણ શ્લોકો પ્રસ્તાવનામાં મૂકવામાં આવ્યા છે.[2] પણ પ્રસ્તાવનામાં મળી આવતા કવિપરિચયના આ શ્લોકોનું સ્વરૂપ જ એના કર્તૃત્વની ચર્ચા ઊભી કરવામાં કારણભૂત બન્યું છે. એક તો આ શ્લોકોમાં કવિ વિશે કેટલીક અદ્ભુત અને અલૌકિક વિગતો નોંધવામાં આવી છે બીજું, એમાં પ્રયોજાયેલા બભૂવ, चकार વગેરે ક્રિયાપદોનો ઉપયોગ પણ લાંબો ભૂતકાળ જ સૂચવે છે. એટલે પ્રસ્તાવના કવિએ પોતે નહિ લખી હોય તે તો સમજી શકાય છે. આ ઉપરાંત શૂદ્રક એ કોઈ સાચે જ ઐતિહાસિક રાજા હતો કે એ કોઈ કાલ્પનિક નામ હતું એ પ્રશ્ન પણ વિવાદાસ્પદ બન્યો છે સંસ્કૃત સાહિત્યના પ્રસિદ્ધ ઇતિહાસવિદ્ ડૉ. કીથ શૂદ્રકને લોકસાહિત્યનું કાલ્પનિક નામ માને છે બૃહત્કથા તથા અન્ય સાહિત્યમાં શૂદ્રક વિશે જે પ્રકારની વિગતો નોંધાઈ છે તેને આધારે ડૉ. કીથ એને કાલ્પનિક વાર્તાનાયક માને છે. સામાન્ય રાજાને અનુચિત એવું તેનું કઢંગુ નામ પણ આ અનુમાનની વિરુદ્ધ જવાને બદલે તેનું સમર્થન કરે છે [3] બીજી બાજુ અનેક ભારતીય અને પાશ્ચાત્ય વિદ્વાનો શૂદ્રકને ઐતિહાસિક વ્યક્તિ માને છે. શૂદ્રકને ઐતિહાસિક રાજા માનીએ તો પણ સંસ્કૃત સાહિત્યમાં શૂદ્રક નામધારી અનેક વ્યક્તિઓના ઉલ્લેખો આવે છે. એમાં 'મૃચ્છકટિક'ના કર્તૃત્વનો વિચાર કરતા પહેલાં શૂદ્રકની ઐતિહાસિકતાનો નિર્ણય કરવો પડે છે. પરિણામે શૂદ્રક વ્યક્તિનિર્ધારણનો પ્રશ્ન અને 'મૃચ્છકટિક'ના કર્તૃત્વનો પ્રશ્ન સાપેક્ષ અને તેથી સ્વાભાવિક રીતે વિવાદાસ્પદ બનવા પામ્યો છે.

**(क) સંસ્કૃત વાઙ્મયમાં પ્રાપ્ત થતા શૂદ્રક વિશેના વિવિધ ઉલ્લેખો :** સંસ્કૃત સાહિત્યમાં ઘણા પ્રાચીન કાળથી શૂદ્રક વિશે જુદે જુદે સ્થળે અનેક પ્રકારના ઉલ્લેખો મળી આવે છે. આ હકીકત એટલું તો ચોક્કસ પુરવાર

૧. चकार सर्वं किल शूद्रको नृप

૨. અંક ૧ : ૩, ૪, ૫

3 Sanskrit Drama by Dr. A B Keith, pp 129

કરે છે કે શૂદ્રક કોઈ કાલ્પનિક વ્યક્તિ કે માત્ર વાર્તાનાયક હોઈ શકે નહિ. જો કે કોઈ બ્રાહ્મણ રાજાને માટે શૂદ્રક નામ બહુ સુસંગત લાગતું નથી પણ આ કારણે એને કાલ્પનિક વ્યક્તિ ઠરાવવા માટે પણ પૂરતું નથી.

(૧) બૃહત્કથા (કથાસરિત્સાગર)માં પ્રાપ્ત થતો શૂદ્રકનો ઉલ્લેખ :

'બૃહત્કથા'ને આધારે રચાયેલ સોમદેવના 'કથાસરિત્સાગર'ના બારમા લંબકના અગિયારમા તરંગમાં શૂદ્રકની કથા પ્રાપ્ત થાય છે જેમાં વીરવર નામનો બ્રાહ્મણ શૂદ્રકની પ્રાણરક્ષા માટે પોતાના પુત્રનું અને કુટુંબીજનોનું ચંડીને બલિદાન આપે છે. આ ચરિત્રમાં શૂદ્રકની ઉદારતા તથા દાક્ષિણ્ય ઉપર પ્રકાશ પડે છે.

(૨) બાણના સાહિત્યમાં શૂદ્રકના ઉલ્લેખો :

બાણની 'કાદંબરી' કથાનો આરંભ શૂદ્રક રાજાના દરબારમાં થાય છે. અહીં શૂદ્રકને ચંદ્રાપીડનો અવતાર માનવામાં આવ્યો છે અને એને વિદિશા નગરીનો રાજા માનવામાં આવ્યો છે હર્ષચરિત જે એક ઐતિહાસિક આખ્યાયિકા છે એમાં ચકોર દેશના રાજા ચંદ્રકેતુએ કોઈક વખતે પોતાના દ્વારપાલ પાસે શૂદ્રકનું અપમાન કરવાને કારણે શૂદ્રકના દૂતે એનું છળકપટથી ખૂન કર્યું તેવો ઉલ્લેખ છે. સેનાપતિ ચંદ્રગુપ્ત હર્ષવર્ધન સમક્ષ જે રીતે જૂના રાજાઓની વિગત કહે છે તે જોતાં શૂદ્રકને ઐતિહાસિક વ્યક્તિ માનવાનું મન થાય છે.

(૩) અવંતિસુંદરી કથામાં પ્રાપ્ત થતો શૂદ્રકવૃત્તાન્ત[૪] :

દંડીની નવપ્રાપ્ત 'અવંતિસુંદરીકથા'માં વરરુચિ, વ્યાડિ, ઉપવર્ષ વગેરે પ્રાચીન રાજાઓના વૃત્તાંતની સાથે સાથે શૂદ્રકનો વૃત્તાંત પણ પ્રાપ્ત થાય છે. આ પ્રાચીન રાજવંશનું વર્ણન મત્સ્ય, વાયુ તથા અન્ય પુરાણો સાથે ખૂબ જ સામ્ય ધરાવે છે. દંડીનો સમય લગભગ આઠમી શતાબ્દી માનીએ તો એમ કહી શકાય કે તેનો વૃત્તાંત ગુણાઢ્યની 'બૃહત્કથા'ના મૂળ સ્વરૂપની વધારે નજીકમાં હશે. શૂદ્રકને માટે પ્રાપ્ત થતો વૃત્તાંત એને ઐતિહાસિક રાજા તરીકે સિદ્ધ કરે છે. એનું મૂળ નામ ઇન્દ્રાણીગુપ્ત હતું અને બ્રહ્મશ્રીનો ત્યાગ કરી રાજશ્રીનું વરણ કરવા બદલ પંડિતો તેને શૂદ્રક કહેવા લાગ્યા.

'દશકુમારચરિત'ની ઉત્તરપીઠિકાના ચોથા ઉચ્છ્વાસમાં પણ શૂદ્રકનો ઉલ્લેખ પ્રાપ્ત થાય છે.

(૪) કલ્હણની રાજતરંગિણીમાં શૂદ્રકનો ઉલ્લેખ[૫] :

કાશ્મીરી કવિ કલ્હણની ઐતિહાસિક કૃતિ 'રાજતરંગિણી'માં ત્રીજા તરંગ

---

૪. अवन्तिसुन्दरीकथासार (सं. हरिहर शास्त्री) १९५७, ४/१६२–१७४
५. राजतरंगिणी ३/३४३

તથા આઠમા તરંગમા શૂદ્રકનો પરમ શૂરવીર રાજા તથા રાજભક્ત નંતિક તરીકેનો ઉલ્લેખ છે કલ્હણના ઉલ્લેખો એને નિઃશંક ઐતિહાસિક વ્યક્તિ તરીકે પ્રસિદ્ધ કરે છે.

(૫) સ્કન્દપુરાણનું સાક્ષ્ય .

'સ્કંદપુરાણ'ના કુમારિકા ખંડમા શૂદ્રકને આંધ્રભૃત્યોના પ્રથમ શાસક તરીકે ગણાવવામા આવ્યો છે

(૬) રાજશેખરની નોંધ .

રાજશેખરે પોતાના પ્રસિદ્ધ કાવ્યશાસ્ત્રગ્રંથ કાવ્યમીમાંસા'મા રાજચર્યા તથા કવિચર્યાનુ વર્ણન કરતી વખતે શૂદ્રકનો ઉલ્લેખ કર્યો છે. રાજકર્તવ્યનું નિરૂપણ કરતા તે લખે છે કે સભામંડપમા સુખપૂર્વક બેસીને રાજા કાવ્યગોષ્ઠીનો આરંભ કરાવે તથા કવિતાની આલોચના પણ કરે, અને વાસુદેવ, સાતવાહન, શૂદ્રક અને સાહસાંક વગેરે પૂર્વકાલીન રાજાઓ જે રીતે પોતાની સભાઓમા ગુણીજનોને દાન, માન વગેરેથી સમ્માનિત કરતા તે રીતે તે પણ કવિઓને પુરસ્કાર વગેરે આપી સમ્માનિત કરે.

રાજશેખરે વીરચરિતમા તથા તે પછી પણ શૂદ્રકનો ઉલ્લેખ સાતવાહન તથા શાલિવાહનના મંત્રીરૂપમા કર્યો છે જેમા જણાવવામા આવ્યુ છે કે સાતવાહનને તેણે પ્રતિષ્ઠાન નગર સહિત અર્ધું રાજ્ય આપ્યું.

(૭) શૂદ્રકને લગતું સાહિત્ય

સૂક્તિમુક્તાવલી નામના ગ્રંથમા રામિલ તથા સૌમિલ્લ દ્વારા 'શૂદ્રકકથા' રચાયાનો ઉલ્લેખ છે.[૬]

વિદ્વાનોએ 'શૂદ્રક કથા' નામનુ કાવ્ય તથા વિક્રાન્ત શૂદ્રક' નામના નાટકની નોંધ લીધી છે આમા ભોજરાજાને 'સરસ્વતીકંઠાભરણ' તથા 'શૃંગારપ્રકાશ'મા "વિક્રાન્તશૂદ્રક'નો ઉલ્લેખ કર્યો છે હેમચંદ્રે કાવ્યાનુશાસનમા કોઈ પંચશીખ દ્વારા લિખિત 'શૂદ્રકકથા'નો ઉલ્લેખ કર્યો છે આ બધી કૃતિઓનો નાયક શૂદ્રક જ તે સ્પષ્ટ છે,

'અમરકોષ'ના ટીકાકાર ક્ષીરસ્વામી શૂદ્રકના પર્યાયવાચી શબ્દોમા વિક્રમાદિત્ય, સાહસાંક, અગ્નિમિત્ર તથા સાતવાહનની ગણના કરે છે[૭] આ ઉપરથી પ્રતિષ્ઠિત

૬ तौ शूद्रककथाकारौ वन्द्यौ रामिलसौमिलौ । ययोर्द्वयो. काव्यमासीदर्धनारी–श्वरोपमम् ।

७. . विक्रमादित्य साहसांक. शकान्तक. शूद्रकस्त्वग्निमित्रो वा हाल स्यात्सातवाहन ।

થાય છે કે શૂદ્રકનું વ્યક્તિત્વ ભારતની પ્રસિદ્ધ ઐતિહાસિક વ્યક્તિઓ સાથે ઓત પ્રોત થઈ ગયું છે.

ઉપરોક્ત વિવિધ ઉલ્લેખો ઉપરથી એવું તો નિશ્ચિત રીતે સિદ્ધ થાય છે કે સુંદર ભૂતકાળમાં પણ શૂદ્રક નામનો કોઈ પ્રતાપી રાજા અવશ્ય થયો હોવો જોઈએ, જેના વ્યક્તિત્વમાં શૌર્ય, સાહસ તથા શૃંગાર તથા લાલિત્યનાં તત્ત્વો વિદ્યમાન હશે. શૂદ્રક નામની અતિલોકપ્રિયતાએ એના પરવર્તી રાજાઓને એ નામ ગ્રહણ કરવા પ્રેર્યા હોય તે સંભવિત છે. એટલે શૂદ્રકને તદ્દન લોકવાર્તાનો નાયક કે કાલ્પનિક વ્યક્તિ માનવો યોગ્ય નથી.

શૂદ્રકનું આ રીતે ઐતિહાસિક વ્યક્તિત્વ નિર્ધારણ કર્યા પછી શૂદ્રક મૃચ્છ-કટિકનો સાચો કર્તા ખરો કે નહિ તે પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઊઠે છે. આપણે આગળ જોયું તેમ સંસ્કૃત પરંપરા શૂદ્રકને જ આ રૂપકનો કર્તા માને છે એટલે એ રીતે તો આ બાબતમાં શંકા ઉઠાવવાને કોઈ કારણ નથી. આમ છતાં કેટલાક વિદ્વાનોએ પ્રસ્તાવનાના સાક્ષ્યનો સ્વીકાર ન કરતાં જુદા જુદા કવિઓને વિવિધ કારણોસર આ રૂપકના કર્તૃત્વનું શ્રેય આપવાનો પ્રયાસ કર્યો છે.

જર્મન વિવેચક પિશેલે શરૂ શરૂમાં એમ સિદ્ધ કર્યું કે ભાસ આ રૂપકનો રચયિતા છે. ભાસના 'ચારુદત્ત'ને જોઈ આમ અનુમાન કરવાનું એમને કારણ મળ્યું હશે પણ પાછળથી એમણે પોતે જ આ રૂપકના કર્તા તરીકે દંડીની ગણના કરી. त्रयो दण्डिप्रबन्धाश्च त्रिषु लोकेषु विश्रुताः એ પંક્તિમાંની દંડીની ત્રીજી કૃતિની ખોજમાં એમણે 'મૃચ્છકટિક'નું નામ મૂકી પોતાનું સંશોધન નાવીન્ય ગાજતું કર્યું. આમ કહેવા માટે એમને 'કાવ્યાદર્શ' અને 'મૃચ્છકટિક'માં સમાન રીતે મળતો શ્લોક "लिम्पतीव तमःऽङ्गानि"નો આધાર મળી ગયો. પણ પિશલ મહોદયનો આ મત સ્વીકાર્ય થઈ શક્યો નહિ.

પ્રો. કરમારકરે પણ શૂદ્રકને કલ્પનાની વ્યક્તિ માની દંડીને 'મૃચ્છકટિક'નો કર્તા સિદ્ધ કરવાનો વિગતે પ્રયત્ન કર્યો છે. 'દશકુમારચરિત'માં રહેલા શૂદ્રકના વિવિધ જન્મોના ઉલ્લેખો, 'મૃચ્છકટિક'ના કર્તા દાક્ષિણી હોવાનાં પ્રમાણ અને દંડીનું દાક્ષિણાત્ય હોવું, 'દશકુમા૦' અને 'મૃચ્છકટિક'માંની ભાષાકીય, વિચારોની અભિ-વ્યક્તિને લગતી, સામાજિક અવસ્થાના ચરિત્રચિત્રણને લગતી તથા અન્ય સમાનતાઓને આધારે આ બન્નેનું એકકર્તૃત્વ માની દંડીને મૃચ્છકટિકનો કર્તા સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે પણ તે પ્રતીતિકર નીવડ્યો નથી. દંડી પોતાના ગ્રંથને કોઈ કાલ્પનિક વ્યક્તિને નામે શા માટે ચઢાવે તે કોઈ રીતે સમજી શકાતું નથી.

આપણે આગળ જોયું તેમ પ્રસ્તાવનામાં જે સ્વરૂપમાં કવિનો પરિચય આપ્યો છે તે જોતાં તે શ્લોકો શૂદ્રકે પોતે લખ્યા હોય તેમ તો શક્ય લાગતું નથી. પણ એથી આ નાટક શૂદ્રકનું મટી જતું નથી. શૂદ્રકની શક્તિઓ વિશે એમાં અતિશયોક્તિપૂર્ણ અથવા અલૌકિક ઉલ્લેખો છે. છતાં તે નિરાધાર હોય તેમ પણ પ્રતીત થતું નથી. શૂદ્રકના ચાહકનો આત્મીય પક્ષપાત એમાં ચોક્કસ રીતે પ્રગટ થયો છે પણ સાથે સાથે તે એ પણ સિદ્ધ કરી આપે છે કે શૂદ્રકે પોતે પોતાના નાટકમાં પોતાનું નામ નહિ આપ્યું હોય એને માટે કોઈ અટકળો કરવાની જરૂર નથી કારણ કે એ સર્વવિદિત હકીકત છે કે સંસ્કૃત કવિઓ પોતાના નામને અમર કરવાની મહેચ્છાથી મહદંશે મુક્ત હતા. એટલે શૂદ્રકે પોતે 'મૃચ્છકટિક'માં પોતાનું નામ જ્યું નહિ હોય પણ પ્રસ્તાવનામાં જે સમયે શૂદ્રકનો ઉલ્લેખ કરવામાં આવ્યો તે સમય પર્યંતની કોઈ પરંપરા ચોક્કસ રીતે એના કર્તા તરીકે શૂદ્રકનું નામ સાચવતી ચાલુ રહી હોવી જોઈએ અને એ નામ લોપ થવાના વિશે કોઈ સહૃદય ચાહકે શૂદ્રકનું નામ અને પરંપરાથી ચાલી આવતી શૂદ્રકની જીવનસાફલ્યની વિગતો અહોભાવપૂર્વક નોંધી હશે. શ્લોકમાં આવતો किल શબ્દ ઐતિહ્ય અર્થાત્ પરંપરાપ્રાપ્તપ્રમાણનો દ્યોતક સમજવો જોઈએ.

ઉપર જોયું તેમ કોઈ રાજાએ શૂદ્રકને પોતાના ઉપનામ તરીકે ગ્રહણ કર્યું હોય અને એ નામે આ રૂપક રજૂ કર્યું હોય તે સંભવિત છે. એટલે હવે શૂદ્રક પરથી એવા કોઈ રાજા વિશે કઈ સંગીન હકીકત મળી શકે છે કે કેમ તે વિચાર કરવો રહ્યો અને એ દૃષ્ટિએ વિદ્વાનોના વિવિધ મંતવ્યો વિચારણીય બની રહે છે

(૧) કર્નલ વિલ્ફોર્ડનો મત :

કર્નલ વિલ્ફોર્ડ તથા પ્રો. વિલ્સન 'સ્કંદપુરાણ'ના કુમારિકાખંડમાં વર્ણિત શૂદ્રક રાજાને અને આંધ્રભૃત્યોના પ્રથમ રાજા સિમુકને એક જ માને છે.[૮] 'સ્કન્દ-પુરાણ'ના કુમારિકા ખંડમા એવો ઉલ્લેખ છે કે શૂદ્રક નામનો એક મહાન રાજા કલિ સંવતના ૩૨૯૦મા વર્ષમાં રાજ્ય કરશે.[૯] નવીન ગણના પદ્ધતિથી આ વર્ષ ઈ. સ. ૧૯૦મું વર્ષ સિદ્ધ થાય. કર્નલ વિલ્ફોર્ડ તથા વિલ્સને 'સ્કન્દપુરાણ'ના આ શૂદ્રક રાજાને આંધ્રભૃત્ય રાજવંશના પ્રવર્તક સિમુક તરીકે નીચેના પ્રમાણોથી ઓળખાવ્યો :

૮. H. H wilson : The Theatre of the Hindu' pp 53

૯ त्रिषुवर्षसहस्रेषु कलेर्यातेषु पार्थिव । त्रिशतेषु दशन्यूनेष्वस्यां भविष्यति ॥ शूद्रको नाम वीराणामधिपः सिद्धमन्त्रः चर्चितायां समाराध्य लप्स्यते भूभयापहा ।

(૧) ભાગવત પુરાણમાં પ્રથમ આંધ્રનરેશને વૃન્ત તથા શૂદ્ર કહેવામાં આવ્યો છે.[૧૦] તેથી તેનું નામ શૂદ્રક પડ્યું તે સ્વાભાવિક લાગે છે.

(૨) "સિમુક"નાં સિન્દુક, સિસુક, શિશુક તથા સિપ્રક વગેરે નામોની સાથે શૂદ્રક નામ પણ પ્રચલિત થયું હોય તે સ્વાભાવિક છે.

(૩) નાટકકાર દક્ષિણી હોય તેમ જણાય છે. આંધ્રવંશના નરેશ પણ દક્ષિણી હતા.

(૪) 'મૃચ્છકટિક'માં નિરૂપિત રાજ્યક્રાંતિની વાર્તા સહેતુક છે. કારણ કે પ્રથમ આંધ્રભૃત્ય શાસકે કણ્વવંશના અંતિમ રાજા વિરુદ્ધ ક્રાંતિ કરીને સત્તા હસ્તગત કરી હતી. તેથી લોકોને અનુરંજિત કરવા આ કથાને નિબદ્ધ કરી હોય.

આધુનિક વિદ્વાનોએ આંધ્રભૃત્ય વંશની સ્થાપનાનો સમય ઈ. સ. પૂ. ૨૦૦ નિશ્ચિત કર્યો છે.[૧૧] આ રીતે જોઈએ તો 'સ્કન્દપુરાણ'ના શૂદ્રક તથા આંધ્રભૃત્યોના પ્રથમ શાસક સિમુકના સમયમાં લગભગ ચાર સદીનું અંતર પડે છે. આ માટે વિદ્વાનોએ એવું સમાધાન સૂચવ્યું કે સ્કંદપુરાણના રચયિતાએ સાચી તિથિની ગણના કર્યા સિવાય પરંપરાપ્રાપ્ત શ્રુતિને આધારે અથવા સ્મરણથી શૂદ્રકનો સમય (ઈ. સ. ૧૯૦) સૂચિત કર્યો હશે.[૧૨]

પરંતુ 'મૃચ્છકટિક'ની રચના ઈ. સ. પૂર્વે ૨૦૦માં થઈ હોય તેમ અન્ય પ્રમાણોથી સિદ્ધ થતું નથી. આથી શૂદ્રકને આંધ્રભૃત્ય વંશનો પ્રવર્તક સિમુક માનવો બરાબર લાગતું નથી.

(૨) ડૉ. પુસાળકરનો મત :

જુદા જુદા ગ્રંથોમાં શૂદ્રક વિષયક જે ઉલ્લેખો પ્રાપ્ત થાય છે તેને આધારે ડૉ. પુસાળકરે ૨૭ શૂદ્રકોની ગણના કરી છે જેમાં ત્રણને ઐતિહાસિક વ્યક્તિ તરીકે માન્યા છે અને 'મૃચ્છકટિક'ના રચયિતાને વિક્રમાદિત્યથી અભિન્ન માની એને ઈ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દિમાં બતાવ્યો છે. પણ આ મત પણ ઉપરોક્ત કારણસર અયથાર્થ ઠરે છે.

૧૦. हत्वा कण्वसुशर्माणं तद्भृत्यो वृषको बली। गां मोक्ष्यत्यान्ध्रजातीयः कंश्चित्काल मसत्तमः ॥ १२.२२०

૧૧. Vinsent Smith : Early history of India pp. 216

૧૨. M. R. Kale : Preface to Mrichhkatikam

### (૩) એમ આર કવિનો મત [13]

'અવંતિસુંદરી કથા'મા શૂદ્રકનો બ્રાહ્મણ રાજા તરીકે પરિચય આપવામા આવ્યો છે એમાં જણાવવામા આવ્યુ છે કે તેણે આન્ધ્રભૃત્યવંશીય રાજકુમાર સ્વાતિને યુદ્ધમા પરાસ્ત કર્યો કથામાના એક શ્લોકમા વાચા સ્વચરિતાથવા નામના શબ્દ પરથી અનુમાન થાય છે કે શૂદ્રકની રચનામા આત્મચરિત્રાત્મક તથ્ય સન્નિવિષ્ટ છે એટલે 'મૃચ્છકટિક'મા શૂદ્રકના પોતાના જીવન સાથે સંબંધિત વ્યક્તિઓ જ પાત્રરૂપે છે એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન થયો છે આ રીતે ચારુદત્ત એ શૂદ્રકનો પ્રિય મિત્ર બંધુદત્ત છે જેની વાત 'અવંતિસુંદરીકથાસાર'મા નિબદ્ધ છે શૂદ્રક આને અવારનવાર સહાય કરતો એટલે નાટકમાનો આર્યક તે શૂદ્રક પોતે છે આન્ધ્રભૃત્ય સ્વાતિનો શાસનકાળ ઇ સ પૂર્વે ૫૬ છે પણ આ મત એક સૂચનાત્મક રૂપે છે અને વિદ્વાનોમા એ ગ્રાહ્ય બન્યો નથી.

### (૪) નેરૂરકરનો મત

રાજશેખરે ભાસને ધાવક તરીકે ઓળખાવ્યો છે એ આધારે પ્રો નેરૂરકરે એવો મત વ્યક્ત કર્યો છે કે મૃચ્છકટિકની રચના આ ભાસે કરી છે ભાસે પોતાની ચારુદત્ત નામની રચનાના પરિવર્ધિત સંસ્કરણરૂપે 'મૃચ્છકટિક' રચ્યુ એમ તેઓ માને [redacted] શૂદ્રક નામની ઉત્પત્તિ બાબતમા તેમણે જણાવ્યુ કે ભાસ શૂદ્ર જાતિનો હોવાથી પંડિતોએ તેને શૂદ્રક ઉપમાન આપ્યુ પણ આ મત સ્વીકાર્ય બની શકે તેમ નથી જો ભાસને શૂદ્રક ઉપનામ મળ્યુ હોય તો એના અન્ય નાટકોની સાથે એ નામ કેમ ન જોડાય ? વળી, 'ચારુદત્ત' અને 'મૃચ્છકટિક'નુ ભિન્નકર્તૃત્વ સ્પષ્ટ છે એટલે ઉપરના મતને કોઈ વજૂદ પ્રાપ્ત થાય તેમ નથી

### (૫) સ્ટેન કોનોનો મત

પ્રો સ્ટેન કોનોએ 'મૃચ્છકટિક'ના ગૌણ કથાનક રાજ્યક્રાંતિને શૂદ્રકના જીવન સાથે સાંકળવાનો યત્ન કર્યો છે તેઓ આભીર રાજા શિવદત્તને શૂદ્રક માને [redacted] ડૉ ફ્લીટના મત અનુસાર આ શિવદત્ત રાજાએ અથવા એના પુત્ર ઈશ્વરસેને આન્ધ્રવંશ અંતિમ રાજાને પદભ્રષ્ટ કરી સત્તાના સૂત્રો કબજે કર્યા હતા. (ઇ સ ૨૪૮-૪૯) ગોપાલપુત્ર આર્યક પાલકને પદભ્રષ્ટ કરી રાજ્યારૂઢ થાય છે તે કથાનકમા એમણે આ હકીકતનુ સામ્ય જોયુ છે

13 Proceedings of the Second oriental conference M R Kavi s Essay pp 193–201

આભીરોએ મહારાષ્ટ્ર પ્રદેશના ઉત્તર ભાગમાં કોઈક સમયે રાજ્યની સ્થાપના કરી હતી એ તથ્યની પુષ્ટિ નાસિકના આભીરનરેશ શિવદત્તના પુત્ર ઈશ્વરસેનના શાસનના નવમા વર્ષની સ્મૃતિને સ્થાયી બનાવવા માટે લખાયેલા શિલાલેખોમાંથી મળે છે. [૧૪]

જે. શારપેંટિયર તથા વિંટરનીટ્ઝે પ્રો. સ્ટેન કોનોના ઉપરોક્ત મતનો તીવ્ર વિરોધ કર્યો છે. ડૉ. કીથે પણ રાજ્યક્રાંતિનાં પાત્રો ગોપાલપુત્ર આર્યક તથા પાલકને 'બૃહત્કથા'નાં પાત્રો દર્શાવી આ વાર્તાને લોકવાર્તા તરીકે જ લેવા આગ્રહ રાખ્યો છે અને એ રીતે સ્ટેન કોનોના આ મતના આધારનું ખંડન કર્યું છે.

(૬) ડૉ. બી. એ. સાલેટોરનો મત :—

શૂદ્રકનું ઐતિહાસિક વ્યક્તિનિર્ધારણ તથા 'મૃચ્છકટિક'ના કર્તૃત્વ અંગે ડૉ. સાલેટોરે જુદાં જુદાં ઐતિહાસિક પ્રમાણો તથા કૃતિના અંતરંગ અને બહિરંગ પુરાવાઓને આધારે વ્યવસ્થિત અને તર્કબદ્ધ પ્રયાસ કર્યો છે.[૧૫] તેઓ 'મૃચ્છકટિક'ને બે કર્તાઓનું સર્જન માને છે અને એ બન્ને વચ્ચે પુત્ર અને પ્રપિતામહનો સંબંધ સ્થાપિત કરે છે. એમને મતે દક્ષિણના પ્રાચીન ગંગવંશનો રાજા શિવમાર પ્રથમ એ જ શૂદ્રક છે. આ રાજા પ્રસિદ્ધ પરાક્રમી રાજા ભૂવિક્રમનો નાનો ભાઈ હતો કે જેને 'નવકામ', 'પૃથ્વીકાગુણી', 'શ્રીપુરુષ' તથા 'શિલ્પપ્રિય' વગેરે ઉપનામો મળ્યા હતાં.

'મૃચ્છકટિક'ની પ્રસ્તાવનામા કવિપરિચયના શ્લોકોમાં શૂદ્રકની જે વિશિષ્ટતાઓ નોંધવામાં આવી છે તેને લક્ષ્યમાં લઈને એ વિશિષ્ટતાઓ શિવમાર પ્રથમમાં કેટલી સુસંગત [redacted] તે એમણે તામ્રલેખો અને અન્ય ઐતિહાસિક કારણોથી સિદ્ધ કર્યું છે. એમણે શૂદ્રકના પરિચય માટે પ્રસ્તાવનાને આધારે છ મુખ્ય કસોટીઓ નિર્ધારિત કરી છે.

(૧) શૂદ્રકનું શારીરિક સૌંદર્ય
(૨) શૂદ્રકની જાતિ
(૩) શૂદ્રકનું સ્મૃતિઓ વગેરેનું જ્ઞાન
(૪) શૂદ્રકનું દીર્ઘાયુષ્ય
(૫) શૂદ્રકનું યુદ્ધપ્રાવીણ્ય
(૬) શૂદ્રકનું હસ્તિવિદ્યાનું જ્ઞાન તથા હાથીઓ સાથે મલ્લયુદ્ધ કરવાનો પ્રેમ.

---

૧૪. Leudors : List of Brahmi Inscriptions No 1137

૧૫. King Shudrak : A historical study. Journal of the University of Bomboy, Part I July 1947 and Part IV January 1948 Vol. XVI

આમા દીર્ઘાયુષ્ય અને હસ્તિવિદ્યાના જ્ઞાનની લાક્ષણિકતાઓને એમણે વિશેષ મહત્ત્વ આપ્યું છે ઈ સ. ૭૦૦મા લખાયેલા હેગ્ગુર તામ્રપત્રોમા શિવમાર પુરુષને લગતા પ્રશસ્તિવચનોમાથી જાણવા મળે છે કે (૧) તે અત્યત સૌ દર્યવાન હતો (૨) વૈશિકી–બીજાની પત્નીઓને આકૃષ્ટ કરવામા કુશલ હતો. (૩) મનુના સિદ્ધાતોનો દૃઢ પાલક તથા ચાહક હતો. (૪) તે યુદ્ધપ્રિય હતો.

શૂદ્રકની જાતિ બ્રાહ્મણ હતી. ગગવશના આ રાજાઓ પણ બ્રાહ્મણ હતા જો કે તે પોતાને ક્ષત્રિય તરીકે પણ ઓળખાવતા શિવમાર પ્રથમે 'કલ્પનારત્નમ્' નામનો હસ્તિશિક્ષાનો ગ્રથ લખ્યો છે જે એનુ હાથીઓ વિશેનું જ્ઞાન પ્રગટ કરે છે આ ગ્રથને આધારે શિવમાર પ્રથમની કાવ્યરચનાની શક્તિની વાત પણ કરવામા આવી છે[૧૬]

શિવમાર પ્રથમના પૌત્ર શ્રીપુરુષ બીજાના બારદૂર તામ્રપત્ર (ઈ. સ. ૭૨૬)મા શિવમાર પ્રથમ પૂરા સો વર્ષ જીવ્યો હતો તેવો સ્પષ્ટ ઉલ્લેખ છે. આ કારણે જ એને 'વૃદ્ધરાજ' કહેવામા આવતો. મૃચ્છકટિકના જીર્ણવૃદ્ધમા આ ઉપનામનુ પ્રતિબિબ પડે છે આ ઉપરાત શિવમાર શિવભક્ત હતો યુદ્ધમા એણે આખો ગુમાની હોય અને શિવભક્તિથી તે પુન પ્રાપ્ત થઈ હોઈ તે સભવિત છે અશ્વમેધ યજ્ઞ કરવાનુ કોઈ પ્રમાણ પ્રાપ્ત થતું નથી પણ 'છાદોગ્યોપનિષદ્'મા કહ્યા અનુસાર પ્રતીકાત્મક અશ્વમેધ યજ્ઞ કર્યો હોય તેવી શકયતા છે

આ શૂદ્રકના જીવનકાર્ય અને સાફલ્યની જે વિગતો પ્રસ્તાવનામા કહેવામા આવી છે તેનો શિવમાર પ્રથમ સાથે બરાબર મેળ બેસે છે તેથી તેને જ શૂદ્રક તરીકે માનવો યોગ્ય છે એમ સાલેટોર જણાવે છે

મૃચ્છકટિકનુ યુગ્મકર્તૃત્વ–ડૉ સાલેટોર 'મૃચ્છકટિક'ને બે કર્તાઓનુ રચેલુ માને છે એમા એકથી લગભગ ચાર અક શિવમાર પ્રથમે અને ચારની મધ્યમાથી શિવમાર દ્વિતીયે રચ્યુ તેમ તેઓ જણાવે છે આમ અનુમાન કરવાનો આધાર 'મૃચ્છકટિક'મા પ્રાપ્ત થતુ રાજકીય કથાવસ્તુ છે. શિવમાર પ્રથમના પ્રપૌત્ર શિવમાર દ્વિતીયે ચોથા અકથી આ નાટક રચ્યું હશે કારણ કે એણે પોતે આ પ્રકારના રાજ્યવિપ્લવની વાત જોઈ હશે શિવમાર પ્રથમના મૃત્યુ પછી ગાદી માટે ઝગડો થયો જેમા એના પુત્ર એરીયગને પરાજય મળ્યો આ પછી એરીયગનો પુત્ર શ્રીપુરુષ શત્રુને પદભ્રષ્ટ કરી ગાદીએ આવ્યો જેનો પુત્ર જ આ શિવમાર બીજો છે એટલે એણે પોતે જોયેલ અથવા જાણેલ રાજ્યવિપ્લવની વાત નાટકમા ગુથી

૧૬ Kappuswami Shastri 'Triennial Catalogue of Manuscripts in the Madras Oriental Library IV, No 3791

લીધા છે એમ કહી શકાય. ડૉ. સાલેટાર જણાવે છે કે, 'The author who wrote the drama from about the middle of the act IV evidently was in some manner connected with the political plot.'

પોતાના મતના સમર્થનમાં એમણે બીજી કેટલીક તકબદ્ધ દલીલો પ્રસ્તુત કરી છે.

'જે સુંદર રીતે રાજનીતિને લગતું ગૌણ કથાવસ્તુ મુખ્ય કથાવસ્તુ સાથે ગ્રથિત થયું છે તેનાથી માલુમ પડે છે કે લેખક નાટ્યકલાના સિદ્ધાંત અને વ્યવહાર બન્ને બાબતમાં કુશળ હશે. ચોથા અંક પછી નાટકમાં જે ચમત્કારિક ઉપમાઓ પ્રાપ્ત થાય છે એ ઉપરથી માલુમ પડે છે કે લેખક મહાન કવિ પણ હશે. વસંતસેનાના મહેલ તથા દીવાલો ઉપર વિચિત્ર ચિત્રોના વર્ણન પરથી લેખકનું લલિત કલાનું જ્ઞાન પણ પ્રગટ થાય છે. વળી ચોથા અંક પછી પ્રાણીનો પ્રયોગ ખૂબ જ વધી ગયો છે, જે લેખકનું પ્રાકૃત ભાષા પરનું પ્રભુત્વ સૂચવે છે. ન્યાયાલયનું ચિત્રણ લેખકનું ન્યાય વિશેનું અંગત જ્ઞાન પ્રગટ કરે છે. 'મૃચ્છકટિક'ના પાછલા અંકોમાં આવતું દાર્શનિક ચિંતન એને તત્ત્વજ્ઞાની સિદ્ધ કરે છે.' અને આ બધી લાક્ષણિકતાઓ શિવમાર દ્વિતીયમાં મોજૂદ હતી એમ જુદાં જુદાં પ્રમાણોથી સિદ્ધ કરી ડૉ. સાલેટારે શિવમાર દ્વિતીયને 'મૃચ્છકટિક' પૂર્ણ કરવાનું શ્રેય આપ્યું છે.

'મૃચ્છકટિક'ના સમય અંગે નિર્ણય કરતાં તેઓ જણાવે છે કે નાટકનો પૂર્વાર્ધ (શિવમાર પ્રથમ) લગભગ ઈ. સ. ની સાતમી સદીના મધ્યમાં તથા ઉત્તરાર્ધ (શિવમાર દ્વિતીય) આઠમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં રચાયો હશે વામને કાવ્યાલંકારસૂત્રવૃત્તિમાં 'મૃચ્છકટિક'માંથી ઉદ્ધરણ લીધાં છે અને વામનનો સમય આઠમી શતાબ્દી છે એટલે આ પ્રમાણનો મેળ થાય છે ડૉ સાલેટારે 'મૃચ્છકટિક'ના રચયિતાને દક્ષિણી સિદ્ધ કરી ગંગવંશીય શિવમાર પ્રથમ અને બીજો જ 'મૃચ્છકટિક'ના રચયિતાઓ છે તે હકીકતને વધારે પુષ્ટ કરી છે. શૂદ્રકને દક્ષિણી સિદ્ધ કરવા માટે નાટકમાં વિચિત્ર ધાર્મિક અવસ્થા, સામાજિક અવસ્થા, ભૌગોલિક નિર્દેશો, ભાષાકીય વૈશિષ્ટ્ય તથા અન્ય પ્રકીર્ણ બાબતોનો ઉલ્લેખ કર્યો છે. શૂદ્રક અને ચારુદત્ત નામોની દક્ષિણમાં લોકપ્રિયતા આ હકીકતનું સમર્થન કરે છે.

ડૉ. બી. એ. સાલેટારનો આ તર્કબદ્ધ પ્રયાસ વિદ્વાનોમાં પ્રશંસનીય બન્યો હોવા છતાં સંપૂર્ણ પણે સ્વીકાર્ય બનવા પામ્યો નથી. ખાસ કરીને યુગ્મકર્તૃત્વને લગતી એમની દલીલ પ્રતીતિકર બની શકી નથી.

(૭) ડૉ. ચન્દ્રબલી પાંડેનો મત :

ડૉ. પાંડેએ આફ્રવશીય વાસિષ્ઠીપુત્ર શ્રીપુલુમાયિને શૂદ્રક ગણ્યો છે અને અવંતિસુંદરી કથાનો ઉલ્લેખ કે જેમાં જણાવવામાં આવ્યું છે કે 'અશ્મક દેશનો નિવાસી ઇન્દ્રાણિગુપ્ત નામનો બ્રાહ્મણ પંડિતો દ્વારા શૂદ્રક કહેવાતો હતો' –૧૭ એનો આધાર લીધો છે. પુલુમાયિની બાબતમાં જે ઇતિહાસમાં પ્રાપ્ત થાય છે તે જ સારરૂપે સાહિત્યમાં પણ છે અને શૂદ્રકને તેનું ઉપનામ માનવું જોઈએ. સ્પષ્ટ છે કે શ્રી. પાંડેનો આ મત વિશ્વસનીય નથી જ.

(૮) ડૉ. જી. કે. ભટનાં નિષ્કર્ષરૂપ અનુમાનત્રય

ડૉ. જી. કે. ભટે એમની 'મૃચ્છકટિક'ની વિસ્તૃત પ્રસ્તાવનામાં વિદ્વાનોના આ વિવિધ મંતવ્યોને આધારે 'મૃચ્છકટિક'ના કર્તૃત્વનો પ્રશ્ન સંપૂર્ણ હલ થવો મુશ્કેલ જણાવી એના કર્તા વિશે ત્રણ નિષ્કર્ષરૂપ અનુમાનો તારવ્યાં છે :

(૧) શૂદ્રક કોઈ કાલ્પનિક કે પૌરાણિક વ્યક્તિ નથી પણ ઐતિહાસિક વ્યક્તિ છે.

(૨) શૂદ્રક કોઈ રાજકવિ કે રાજાનો આશ્રિત લાગતો નથી. એણે નાટક રાજાને નામે પ્રસિદ્ધ કર્યું હોય તેમ લાગતું નથી. રાજાઓ પણ આવું સાહિત્ય લખતા એ સર્વવિદિત હકીકત છે.

(૩) 'મૃચ્છકટિક'નો રચયિતા ચોક્કસ દક્ષિણી છે.

ઉપસંહાર

આ રીતે 'મૃચ્છકટિક'ના કર્તૃત્વનો પ્રશ્ન વિદ્વાનોના અનેકવિધ મંતવ્યોને કારણે નિશ્ચિત રૂપ ધારણ કરી શક્યો નથી. પણ 'મૃચ્છકટિક'નું ભાવકોના હૃદય ઉપર એવું ઘેરું આકર્ષણ છે કે શૂદ્રક એ સૌના હૃદયમાં રમી રહ્યો છે. 'મૃચ્છકટિક'નો કર્તા ગમે તે વ્યક્તિ હોય, પ્રેક્ષકોની કલ્પનામૂર્તિમાં તો 'શૂદ્રક'નું નામ જ અંકિત છે અને એ રીતે જ એની ઓળખાણ સૌને અભિપ્રેત રહેશે.

૧૭ આપુષોઽન્તે સ એવાશ્મકવરપતેષુ દ્વિજોત્તમ ।
इन्द्राणिगुप्त इत्यासीद प्राहु शूद्रक बुधाः ॥–૪.૧૭૫



## ૩. મૃચ્છકટિકનો રચનાકાળ

'મૃચ્છકટિક'ના રચયિતાનો પ્રશ્ન વિવાદગ્રસ્ત રહ્યો હોવાને કારણે સ્વાભાવિક રીતે જ એની રચનાનો સમય પણ વિવાદાસ્પદ છે. સામાન્યતઃ કૃતિના સમયનો પ્રશ્ન એના રચયિતાના સંદર્ભમાં જ વિચારવાનો રહે એટલે જે જે વિદ્વાનોએ 'મૃચ્છકટિક'ના કર્તૃત્વનો પ્રશ્ન ચર્ચ્યો છે એમણે એનો સમય પણ દર્શાવવા યત્ન કર્યો છે. કેટલાક વિદ્વાનોએ 'મૃચ્છકટિક'ના સમયનિર્ધારણમાં જ રસ લીધો છે અને આ કૃતિનો સમય નક્કી કરવામાં અનેક આંતરિક અને બહિરંગ પ્રમાણોનો આધાર લીધો છે

આચાર્ય વામને પોતાના 'काव्यालंकारसूत्रवृत्ति' નામના ગ્રંથમાં 'મૃચ્છકટિક'ના બીજા અંકમાંથી "द्यूत हि नाम पुरुषस्य असिंहासन राज्यं" નામની પંક્તિ ઉદ્ધૃત કરી શૂદ્રકનો સ્પષ્ટ નામોલ્લેખ કર્યો છે.[1] વામનનો સમય આઠમી શતાબ્દી છે એટલે 'મૃચ્છકટિક'ની રચના આઠમી સદી સુધીમાં તો ચોક્કસ થઈ ગઈ છે તે નિશ્ચિત છે. એથી આ કૃતિના સમયની ઉત્તર મર્યાદા આઠમી શતાબ્દી નિશ્ચિત રીતે નક્કી કરી શકાય. પ્રો વિલ્સન વગેરેના મત પ્રમાણે શૂદ્રકને આંધ્રભૃત્યવંશ-પ્રવર્તક સિમૂક માનીએ તો સ્કંદપુરાણ પ્રમાણે આ કૃતિનો સમય ઈ. સ. પૂ. ૨૦૦ માનવો જોઈએ. એટલે પૂર્વમર્યાદા ઈ. સ. પૂ. બીજી શતાબ્દી થઈ. પરિણામે એક હજાર વર્ષના આ લાંબા ગાળામાં શૂદ્રકને અત્રતત્ર મૂકવાના તથા તદનુસાર તેનો સમય નિશ્ચિત કરવાના પ્રયાસો થાય છે. કૃતિના અંતરંગ અને બહિરંગ પ્રમાણોને આધારે જુદા જુદા વિદ્વાનોએ જુદા જુદા મતો વ્યક્ત કર્યા છે.

(૧) ડૉ. પરાંજપેનો મત :

ડૉ. પરાંજપે શૂદ્રકને આભીર રાજા તરીકે ઓળખાવી 'મૃચ્છકટિક'ના રચનાકાળને ઈ સ. ના બીજા કે ત્રીજા સૈકામાં મૂકે છે. આ માટે તેઓ કૃતિની આંતરિક વિગતોનો આધાર લે છે. એમને મતે આ નાટકનું ગૌણ કથાવસ્તુ (રાજકીય ખટપટ અને ક્રાંતિ) પ્રજાજનોને ખુશ કરવા હેતુપૂર્વક મૂકવામાં આવ્યું છે. ઈ. સ ના ત્રીજા સૈકામાં આભીરોએ આંધ્રોને હરાવવા આવી ક્રાન્તિ કરી હતી અને લોકોએ તે ક્રાંતિ નિહાળી હતી.

---

૧. शूद्रकादिरचितेषु प्रबन्धेषु अस्य भूयान् प्रपञ्चो दृश्यते ।—काव्यालंकारः ३.२.२४

વ્યવહાર અંક (ન્યાયાલયનુ દૃશ્ય)મા આવતા કાયસ્થો, પરાજપેના મતે શક અને પલ્લવ પ્રકારના પરદેશીઓ છે અને ઈ. સ.ની બીજી શતાબ્દી પહેલા એમનુ ઉજ્જયિનીના ન્યાયાલયમા આવવુ શક્ય નથી. આ ઉપરાત છઠ્ઠા અંકમા ચંદનકની ઉક્તિઓમા જ્યોતિષના જે ઉલ્લેખો છે તેને આધારે તથા પ્રાકૃતના પ્રચુર પ્રમાણમા થયેલા ઉપયોગને આધારે ત્રીજા સૈકાનો સમય નિશ્ચિત થાય છે

ઈ સ પૂર્વે બીજી શતાબ્દીથી ઈ. સ ની બીજી-ત્રીજી સદી સુધીના સમયને સાતવાહનનો શાસનકાળ કહેવામા આવે છે બૌદ્ધધર્મની ઉન્નતિ, મૃચ્છકટિકમા પ્રાપ્ત થતા માત્ર 'રામાયણ' અને 'મહાભારત'ના ઉદ્ધરણો, ચારુ ત બ્રાહ્મણ અને વેશ્યાનો સમ્નસબંધ તથા 'મૃચ્છકટિક'મા વર્ણિત જનસમાજ, ભાતનો ભોજન તરીકે ઉલ્લેખ, વેશ્યાસંસર્ગ, દ્યુતક્રીડા, ખાતર પાડવુ, ચોરીની વૃત્તિ, વેશ્યાગમન, વગેરે ઉલ્લેખો પણ આ કૃતિ આ સમયમા રચાઈ હોય તેમ માનવા પ્રેરે છે

સાતવાહનના ઉપરોક્ત શાસનકાળમાથી આ કૃતિને ગુપ્તકાળના અંતિમ ભાગમા લાવવાના પ્રયત્નો પણ થાય છે. જૉલી જેવા વિદ્વાનોએ નવમા અંકના ન્યાયદૃશ્યને આધારે આ નાટક નારદ તથા બૃહસ્પતિ પછીના સમયમા રચાયુ હોય તેવુ અનુમાન કર્યું છે.[૨] નારદ તથા બૃહસ્પતિનો સમય ઈ સ. ૧૦૦ અને ૪૦૦ ઈ સ ની વચ્ચે છે તેથી 'મૃચ્છકટિક'ને પાચમી શતાબ્દીની રચના માનવી જોઈએ.

વસંતસેનાના આગારોના વર્ણનમા કપૂર સાથેના પાનનો ઉલ્લેખ છે ડૉ. ગોડેના મત અનુસાર પાનનુ ભારતમા આગમન ગુપ્ત સમયના આરંભમા થયુ. ડૉ. ભટ પ્રમાણે પાનનો ઉલ્લેખ નાટકમા ઈ. સ ની ચોથી શતાબ્દી પહેલા ન હોઈ શકે અને આ આધારે 'મૃચ્છકટિક'નો રચનાકાળ ગુપ્તકાળની અંતર્ગત લાવી શકાય.

'મૃચ્છકટિક' અને 'પંચતંત્ર'મા પ્રાપ્ત થતા ઘણા સમાન શ્લોકોને આધારે પણ 'મૃચ્છકટિક'નો સમય નિશ્ચિત કરવાના પ્રયાસ થયા છે પણ 'પંચતંત્ર'નો સમય અને સ્વરૂપ પણ વિવાદથી પર નથી. એટલે 'પંચતંત્ર'મા 'મૃચ્છકટિક'ના શ્લોકોનુ' કે 'મૃચ્છકટિક'મા 'પંચતંત્ર'ના શ્લોકોનુ અનુકરણ કરવામા આવ્યુ છે એ કંઈ નિશ્ચિતરૂપે કહી શકાય તેમ નથી.

(૨) ડૉ. બુદ્ધપ્રકાશનો મત :

ડૉ બુદ્ધપ્રકાશ[૩] 'મૃચ્છકટિક'ના કર્તા કે કર્તૃત્વથી નિરપેક્ષ રીતે કૃતિમા પ્રાપ્ત

૨ Jolly 'Tagore Law Lectures 1883 Page 68

૩ Stories in Indian History and Civilization

થતા આતરિક પ્રમાણોને આધારે જ માત્ર એનો સમય નિશ્ચિત કરવા માટે કેટલાંક કારણો આપે છે :

(૧) 'મૃચ્છકટિક'ના આઠમા અંકમા વસંતસેનાનુ ખૂન કરતી વખતે જે દેવો અને રાજાઓના નામોનું શકાર ઉચ્ચારણ કરે છે[૪] તેમા, સુબંધુ અને રુદ્ર નામના બે ઐતિહાસિક રાજાઓનો ઉલ્લેખ કરે છે અન્ય ઐતિહાસિક પ્રમાણોને આધારે એમણે આ બન્ને રાજાઓનો પ્રજાજનોમા ભારે કીર્તિ પ્રાપ્ત કરી લીધાનો સમય ઈ. સ.ની પાંચમી સદીનો અંતિમ ભાગ અથવા છઠ્ઠી શતાબ્દીનો પૂર્વાર્ધ નક્કી કર્યો છે

(૨) છઠ્ઠા અંકમા ચંદનકે જણાવેલી વિદેશી જાતિઓ બેરબાણ તથા મધુધારને તેમણે પાચમી શતાબ્દીના ઉત્તરાર્ધ તથા છઠ્ઠી શતાબ્દીના પ્રારંભમા અસ્તિત્વ ધરાવતી માની છે કે જ્યારે હૂણોનું પ્રભુત્વ જામવા લાગ્યું હશે.

(૩) ગૌણ કથાવસ્તુના તથ્યને પણ ડૉ બુદ્ધપ્રકાશે સ્પષ્ટ કર્યું છે. આર્યમંજુશ્રીકલ્પમાં એક કથા આવી છે કે ગોપાખ્ય રાજાએ ભકારાખ્ય રાજાના પકારાખ્યને બંદીવાન બનાવી લીધો પણ કોઈપણ કારણસર તે મુક્ત થઈ ગયો અને સોદાગરોની સાથે અધીઁ રાતે એક રાજાની શિબિરમાં પહોચ્યો જેણે એ દેશ ઉપર ચઢાઈ કરી હતી. આથી સવારે એને માગધોનો રાજા બનાવી દેવામા આવ્યો. જયસ્વાલે[૫] ભકારાખ્યને ભાનુગુપ્ત ગોપાખ્યને ગોપરાજ તથા પકાગખ્યને પ્રગટાદિત્ય માન્યો છે. શ્રી જયસ્વાલનો મત છે કે ભાનુગુપ્તે પોતાના પુત્રને એના વિદ્રોહી સ્વભાવને કારણે કેદ કર્યો હતો અને પોતાના સામન્ત ગોપરાજની નજર તળે રાખ્યો હતો. આ ગોપરાજ ઈ. સ. ૫૧૦-૧૧માં હૂણો સાથેના સંગ્રામમાં માર્યો ગયો. હૂણ-આક્રમણની અશાંતિપૂર્ણ સ્થિતિમાં પકારાખ્ય બંદીગૃહમાથી મુક્ત થઈ ગયો અને ગોપરાજના મૃત્યુ બાદ સિંહાસનારૂઢ બની ગયો. ડૉ બુદ્ધપ્રકાશનું કહેવું છે કે ગુપ્ત રાજ્યના ઉત્તર ભાગમાં બનેલી આ ઘટના આ રાજ્યક્રાન્તિના સંદર્ભમા પાલકના બંદીગૃહથી છૂટી આર્યકનું રાજા બની જવું વિશિષ્ટ પ્રાસંગિક મહત્ત્વ (*Singular topical interest*) ધરાવે છે.

'મૃચ્છકટિક'મા ન્યાયાલયમા ન્યાયધીશની સાથે શ્રેષ્ઠીનો સહયોગ આ રીતે ગુપ્તકાલીન શાસન વ્યવસ્થાનો નિર્દેશ કરે છે.

---

૪. किं शक्रो वालिपुत्रो महेन्द्रः रम्भापुत्रः कालनेमिः सुबन्धुः ।
रुद्रो राजा द्रोणपुत्रो जटायुश्चाणक्यो वा धुन्धुमारस्त्रिशङ्कुः ॥

૫ K P Jaiswal : An Imperial History of India (Tex) P. 410-11.

ઉપરનાં તથ્યોને આધારે ડૉ. બુદ્ધપ્રકાશે એમ પ્રતિપાદિત કરવા યત્ન કર્યો છે કે 'મૃચ્છકટિક'ની રચના ઈ. સ.ની છઠ્ઠી સદીના પ્રારંભિક ભાગમાં થઈ છે. પણ ડૉ. બુદ્ધપ્રકાશનો મત અનેક વિસંગતિઓના કારણે ગ્રાહ્ય બની શકે તેમ નથી.

કેટલાંક કારણોસર ગુપ્તકાલીન મત વિશેષ ગ્રાહ્ય બને છે કે 'મૃચ્છકટિક'ની રચના ગુપ્તકાળ અથવા તે કાળના અંતિમ ભાગમાં થઈ હોવી જોઈએ. સાતવાહનકાળમાં 'મૃચ્છકટિક'મા પ્રાપ્ત થાય છે તેવો ન્યાયવિધિ હોવાનો કોઈ સંકેત પ્રાપ્ત થતો નથી એમ કદાચ ન કહી શકાય તો પણ વિદ્વાનોએ 'મૃચ્છકટિક'ની ન્યાયપ્રક્રિયાની સૂક્ષ્મ બાબતોનું અધ્યયન કરી તેને પાંચમી અથવા છઠ્ઠી શતાબ્દીમાં અસ્તિત્વ ધરાવતી હોવાનો પ્રયત્ન કર્યો છે જે આ મતને સવિશેષ પુષ્ટ કરે છે.

'ચતુર્ભાણી'માં જે સંસ્કૃતિનું ચિત્રણ છે (વિશેષ કરીને વેશ્યાવાસ અને વેશ્યાવાસની સ્થિતિ વગેરે) તેનું 'મૃચ્છકટિક' સાથે ઘનિષ્ઠ સામ્ય છે. હવે ચતુર્ભાણીની રચના ગુપ્તસમયમા થઈ હોય તેની પૂરી શક્યતા છે. તેથી 'મૃચ્છકટિક'ની રચના પણ તે સમયમાં જ થઈ હોય. આમ સાતવાહનકાળ અને ગુપ્તકાળ એ બે સમય પૈકી 'મૃચ્છકટિક'ની રચના ગુપ્તકાળમાં થઈ હોવાના મજબૂત અનુમાનો છે.

(૩) ડૉ. શેખરનો મત :

કાલિદાસના સંદર્ભમા 'મૃચ્છકટિક'નો સમય નક્કી કરવાના પ્રયત્નો થયા છે પણ શૂદ્રક કાલિદાસનો પુરોગામી હતો કે પરવર્તી તે જ વિદ્વાનોમાં ચર્ચાનો વિષય બન્યો છે. ડૉ. શેખર, કાલિદાસે ભાસ વગેરે સાથે શૂદ્રકનો ઉલ્લેખ કર્યો નથી તે સહેતુક માને છે. જેમ કાલિદાસે બૌદ્ધધર્મી અશ્વઘોષનો (પુરોગામી હોવા છતાં) ઉલ્લેખ કર્યો નથી તેમ શૂદ્રકનો પણ એની કૃતિમાં અનાર્ય તત્ત્વ વિશેષ હોવાથી ઉલ્લેખ કર્યો નથી તેમ માને છે.[૧] કાલિદાસે ભાસ સાથે સૌમિલકનો ઉલ્લેખ કર્યો છે અને રાજશેખર પ્રમાણે સૌમિલ્લક અને રામિલે 'શૂદ્રકકથા' લખી હતી પણ આ કથાનો નાયક ન ટકકાર શૂદ્રક જ છે કે કેમ તે નક્કી નથી.

૧. It is intriguing that Kalidasa takes no notice of him, but then the Shakespeare of India is equally reticent about Ashvaghosha who certainly flourished before him. Strange though it may appear, it is a hard fact that the first dramatist of Sanskrit literature was a Buddhist, and a close second hoils, as far as can be seen, from a non-aryan stock of which so little is known."—Sanskrit Drama : It's origin and Decline P. 120-21.

(૪) ડૉ. જાગીરદારનો મત :

સામે પક્ષે પ્રો. જાગીરદારે૭ (હવે આદ્ય રંગાચાર્ય) 'મૃચ્છકટિક'ને કાલીદાસ પછીની રચના સિદ્ધ કરવા માટે કેટલાંક પ્રમાણો સૂચવ્યાં છે :

(૧) નાટકોના સામાજિકરણનું (તત્કાલીન સમાજને અનુરૂપ બનાવવાનું) કાર્ય કાલિદાસે આરંભ્યું હતું. શૂદ્રકનો નાટકને સમાજ સાથે વધુને વધુ સંબંધિત બનાવવાનો આ પ્રયત્ન કાલિદાસને પગલે પગલે થયો છે.

(૨) નાટકમાંનો પ્રારબ્ધવાદ, બૌદ્ધોની સામાન્ય સ્થિતિ, પ્રાકૃત ભાષાનો પ્રચુર ઉપયોગ વગેરેને આધારે 'મૃચ્છકટિક' ગુપ્તોના પતન તથા હર્ષવર્ધનના ઉદયકાળની મધ્યમાં રચાયું.

(૩) આઠમા અંકના ચોથા શ્લોકની બીજી પંક્તિ 'हृदयमिव दुरात्मनामगुप्तं नवमिव राज्यमनिर्जितोपभोग्यम्'માં અગુપ્ત દ્વારા ગુપ્તરાજાઓ વિનાના રાજ્યનો ઉલ્લેખ છે એમ શ્રી જાગીરદાર અર્થ કરે છે. કાલિદાસે શૂદ્રકનો ઉલ્લેખ કર્યો નથી તે બીજા કોઈ કારણસર નહિ પણ શૂદ્રક પરવર્તી છે તે માટે જ. આમ પ્રો. જાગીરદારે આ નાટકને કાલિદાસની પરવર્તી કૃતિ માની છે.

ઉપર્યુક્ત વિવેચનોને આધારે ડૉ. રમાશંકર તિવારીએ નીચે પ્રમાણે નિષ્કર્ષ ફલિત કર્યો છે૮ :

(૧) 'મૃચ્છકટિક'ના રચયિતા શૂદ્રકે ગુપ્ત સામ્રાજ્યના પતન (ઈ. સ. ૫૦૦)થી સ્થાણ્વીશ્વરના મહારાજા હર્ષવર્ધનના ઉદયકાળ (ઈ. સ. ૬૦૬) સુધીના ગાળામાં કે જ્યારે રાજ્યો અત્યંત વિભક્ત દશામાં હતાં ત્યારે રાજ્ય કર્યું હશે. શૂદ્રક આવા જ કોઈ નાના રજવાડાનો રાજા હશે જેને પોતાને રાજ્યની પ્રમતિ માટે સંઘર્ષ કરવો પડ્યો હશે અથવા સત્તાપલટાના કાંડમાં તેને ભારે દિલચસ્પી હતી.

(૨) શૂદ્રકનું વ્યક્તિત્વ લાલિત્યપૂર્ણ હતું. ગુપ્ત કાવ્યમાં જે વૈશિષ્ટ્ય સંસ્કૃતિનો વિકાસ થયો તે તરફ એને સ્વાભાવિક આકર્ષણ હતું. તે એક વાસ્તવવાદી કલાકાર હતો અને એણે જેવો સમાજ જોયો તેવા સમાજનું નિર્વ્યાજ આલેખન કર્યું.

(૩) 'મૃચ્છકટિક'નો રચનાકાળ ઈ. સ.ની છઠ્ઠી શતાબ્દીનો સમય ગાળો રહ્યો હોવો જોઈએ.

૭. Prof. Jagirdar, 'Drama in sanskrit literature.' 1947 Ch. XIV

૮. डॉ. रमाशंकर तिवारी : महाकवि शूद्रक શૂદ્રક અને મૃચ્છકટિક પૃ ૧૩૭–૩૮.

# ૪. મૃચ્છકટિકનું આધારસ્થાન

'नास्त्यचौरः कविजनः ।' —રાજશેખર

કવિ અથવા નાટકકાર નવનવોન્મેષશાલિની પ્રજ્ઞા કે પ્રતિભા ધરાવતો હોવા છતાં જે સમાજ એનો ધારક અને પોષક છે તેનાથી બહાર તે નીકળી શકતો નથી. એની આસપાસ બનતી અનેકવિધ ઘટનાઓની અસર એના અસંપ્રજ્ઞાત માનસ ઉપર પડતી રહેતી હોય છે. કવિનું કાલ્પનિક સર્જન પણ સ્થળકાળની મર્યાદાથી પર હોતું નથી. ઘણીવાર તો કવિની કલ્પનાનું ચાલક બળ સાંપ્રત સ્થિતિ હોય છે અને માટે કવિ અનન્ય મૌલિક વસ્તુને રજૂ કરે તેમ સર્વથા શક્ય નથી. એમાં પણ સંસ્કૃત સાહિત્યમાં નાટ્યક્ષેત્રે તો પ્રસિદ્ધ કથાનકનો જ મહિમા ગણાયો છે.[1] સમાજમાં પ્રચલિત કથાવસ્તુનો આધાર લેવો કે પુરોગામી કૃતિઓના વસ્તુનું ગ્રહણ કરવું આ કારણે સંસ્કૃત સાહિત્યમાં નિંદનીય ગણાયું નથી સમાન વસ્તુનું ગ્રહણ પણ કવિને એની પોતાની પ્રતિભાના બળે યશ અપાવી શકે છે. ઉમાશંકરભાઈ કહે છે તેમ વસ્તુમાં નહિ પણ વસ્તુગ્રથનમાં જ સાચી મૌલિકતા છે.[2] મહાકવિ શૂદ્રક પણ 'મૃચ્છકટિક'ના કથાવસ્તુ માટે પુરોગામી કવિ ભાસનો ઋણી છે. જો કે આ હકીકત વિવાદથી પર રહી શકી નથી.

ભાસરચિત 'ચારુદત્ત' અને શૂદ્રકના 'મૃચ્છકટિક'માં માત્ર કથાવસ્તુનું જ નહિ પણ કેટલાક શ્લોકો, સંવાદો, ભાષા વગેરેનું પણ ઘનિષ્ઠ સામ્ય છે. અને આમ છતાં આ બન્ને કૃતિઓ એક જ કવિનું સર્જન નથી એમ પ્રાચીન અને અર્વાચીન સૌ વિવેચકોમાં લગભગ સર્વસંમતિથી સ્વીકારાયું છે.

આચાર્ય વામન, અભિનવગુપ્ત, રામચંદ્ર–ગુણચંદ્ર વગેરે પ્રાચીન નાટ્યવિવેચકો 'ચારુદત્ત' અને 'મૃચ્છકટિક' બન્નેમાંથી ભિન્ન ભિન્ન નામે ઉદ્ધરણો ટાંકે છે તેથી એ હકીકત તો સ્પષ્ટ છે કે આ બન્ને કૃતિઓ જુદી જુદી છે અને ભિન્ન કવિઓની રચેલી છે.

ભાસરચિત 'ચારુદત્ત' અથવા (આલંકારિકો પ્રમાણે 'દરિદ્રચારુદત્ત') જે સ્વરૂપમાં અત્યારે પ્રાપ્ત થાય છે તે જોતાં એ સ્પષ્ટ થાય છે કે તે એક અપૂર્ણાવસ્થામાં પ્રાપ્ત થયેલી કૃતિ છે. 'ચારુદત્ત'ની બે હસ્તલિખિત પ્રતોમાંથી એક પ્રતમાં 'अवसितं चारुदत्तं' લખ્યું છે પણ એનો અંત સ્વાભાવિક નથી. વળી

---

૧. नाटक ख्यातवृत्त स्यात् ।—ભરત.

૨. અભિજ્ઞાનશાકુન્તલ—ઉમાશંકર જોશી

'ચારુદત્ત'ને પૂર્ણ કરવામાં આવ્યું હશે એવા નિર્દેશો પંડિતોએ શોધી કાઢ્યા છે એટલે એમ માનવું પ્રાપ્ત થાય છે કે હાલના સ્વરૂપમાં પ્રાપ્ત થતા 'ચારુદત્ત'માં પાછળના ભાગો લુપ્ત થવા પામ્યા. ભોજના 'સરસ્વતીકંઠાભરણ' અને સાગરનન્દીના 'નાટકલક્ષણરત્નકોષ'માં પ્રાપ્ત થતા બે જુદા જુદા શ્લોકો[3] જે 'મૃચ્છકટિક'માં નથી પણ 'મૃચ્છકટિક'માં એને મળતા આવતા સંવાદ કે શ્લોક છે તે એમ માનવા પ્રેરે છે કે 'ચારુદત્ત'માં આગળ પણ બાકી કથાવસ્તુ નિરૂપાયું હશે પણ ગમે તે કારણોસર તે લુપ્ત થવા પામ્યું છે. ઉપરોક્ત બન્ને શ્લોકો 'ચારુદત્ત'માં પણ વસંતસેનાનો મોટન તથા ન્યાયાલયનું દૃશ્ય ગ્રથિત હતું એમ સૂચવે છે તેથી ભાસે 'ચારુદત્ત' પૂર્ણ કર્યું હશે એમ માનવાને ચોક્કસ કારણો છે 'ચારુદત્ત' વર્તમાન સ્વરૂપમાં અપૂર્ણ શા માટે છે તે વિશે ડૉ. જી. કે. ભટ કહે છે કે[4] ભાસનાં અન્ય નાટકોને જે કારણે અપ્રગટ રહેવું પડ્યું તે જ કારણે ચારુદત્ત પણ પ્રગટ થઈ શક્યું નહિ. વળી 'ચારુદત્ત'માં નિરૂપાયેલ 'એક સાધારણ વ્યક્તિનો વેશ્યાપ્રેમ' આદર્શપ્રધાન તત્કાલીન સમાજમાં પ્રશ્નસાપાત્ર બનવા પામ્યો નહિ હોય તેથી કેરલમાં રંગમંચ ઉપર 'ચારુદત્ત'ને ઘણા વખત સુધી લોકપ્રિયતા પ્રાપ્ત થઈ શકી નહિ હોય. પરિણામે એનો મોટો ભાગ કાળક્રમે લુપ્ત થઈ ગયો.

ડૉ. બેનરજી-વેલકરનો મત પણ એવો છે કે 'ચારુદત્ત' પૂર્ણ કરવામાં આવ્યું હતું. એનો બાકીનો ભાગ ભવિષ્યમાં પ્રાપ્ત થવાની સંભાવના છે. એના અપૂર્ણતા માટે એમનું એવું અનુમાન છે કે પહેલાં કોઈ પણ નાટકની રંગાવૃત્તિ તૈયાર કરી એને બે ભાગમાં વહેંચી અમુક દિવસ સુધી તે ભજવવામાં આવતું. 'ચારુદત્ત'નો પ્રથમ ભાગ જેને અંતે अवसितं चारुदत्तम् એમ લખ્યું છે તે બચ્યો છે અને બાકીનો ભાગ લુપ્ત થયો છે.

'મૃચ્છકટિક'ના આધારનો પ્રશ્ન મહદંશે 'ચારુદત્ત'ના સંદર્ભમાં જ વિચારવામાં આવે છે. આ બન્ને કૃતિઓમાં મૂળ કૃતિ કઈ અને કઈ કૃતિએ અન્ય

3 शकार कि प्रार्थनया प्रावारेण मिषेण वा ।
अकार्यवर्यं मे ब्रूहि किमपि क्रोमि ते ॥ સરસ્વતીકંઠાભરણ—પંચમ પરિચ્છેદ
આ શ્લોકને મળતો આવતો વિટ–શકાર સંવાદ મૃચ્છકટિકના અંક ૮માં.
गाढदुःखार्तो रोति आदित्याभिमुखः स्थितः ।
कथय यन्निमित्तं मे वायसो ज्ञानेशण्ति ॥ નાટકલક્ષણરત્નકોષ.
'દરિદ્રચારુદત્ત'માંથી સરખાવો મૃચ્છકટિકનો શ્લોક (૯ ૧૧)

4 Preface to Mricchakatika—Dr. G. K. Bhat

કૃતિનો આધાર લીધો છે.' એ પ્રશ્ન વિદ્વાનોમાં ભારે વિવાદાસ્પદ બનવા પામ્યો છે. આમાં સ્પષ્ટપણે બે વર્ગ પડેલા માલુમ પડે છે. (૧) કેટલાક વિદ્વાનો 'ચારુદત્ત'ને 'મૃચ્છકટિક'ની રંગાવૃત્તિ–નાટકને મારેની આવૃતિ માને છે કારણું કે 'ચારુદત્ત' નાનું છે જ્યારે 'મૃચ્છકટિક'નો આકાર મોટો છે. કેટલાક 'મૃચ્છકટિક'ને 'ચારુદત્ત'નું પરિવર્ધિત સંસ્કરણ માને છે. ડૉ. બેલવેલકર, સુકથંકર, ડૉ. જી. કે. ભટ, પ્રા. દેવસ્થલી, શ્રી કાળે, ડૉ. કીથ અને લગભગ બધા જ પાશ્ચાત્ય વિદ્વાનો ચારુદત્તને પુરોગામી કૃતિ તરીકે સ્વીકારે છે અને શૂદ્રકે ભાસના 'ચારુદત્ત'નું પરિવર્ધિત સંસ્કરણ કર્યું છે તેમ માને છે જ્યારે મ. મ. પી. વી. કાણે, શ્રી રેડ્ડી, ભટ્ટનાથ, પ્રો. દેવધર, પ્રો. કરમારકર, પ્રો. પરાજપે અને શ્રી જાગીરદાર (આદ્ય રંગાચાર્ય) જેવા વિદ્વાનો 'ચારુદત્ત'ને 'મૃચ્છકટિક'નું સંક્ષિપ્ત રૂપાંતર માને છે.

'ચારુદત્ત'ને 'મૃચ્છકટિક'નું રંગમંચીય રૂપાંતર માનનારા વિદ્વાનો એમ માને છે કે 'મૃચ્છકટિક'ના લાંબા વિસ્તારવાળા ભાગો તથા રંગમંચને અનુપયુક્ત એવાં દશ્યો ચારુદત્તમાં ગળી આવતાં નથી જે 'ચારુદત્ત'ને 'મૃચ્છકટિક'નું રંગમંચીય સંસ્કરણ સિદ્ધ કરે છે. આ માટે તેઓ નીચેનાં પ્રમાણો આપે છે :

(૧) 'મૃચ્છકટિક'ના ચોથા અંકમાં વિદૂષકે કરેલ વસંતસેનાના આગારોનું વર્ણન 'ચારુદત્ત'માં નથી.

(૨) ચોથા અંકમાં શર્વિલકે નારીઓની ચંચળવૃત્તિ માટે આપેલું લાંબું વ્યાખ્યાન (આઠ શ્લોક) 'ચારુદત્ત'માં નથી.

(૩) જુગારીનો લાંબો પ્રસંગ 'ચારુદત્ત'માં નથી.

(૪) પ્રથમ અંકનો વસંતસેના–અપસરણ પ્રસંગ 'ચારુદત્ત'માં ૨૯ શ્લોક ને ૭૪ ગદ્ય પંક્તિઓને બદલે માત્ર ૧૪ શ્લોકો અને બાવન ગદ્ય પંક્તિઓમાં વર્ણિત છે

(૫) 'મૃચ્છકટિક'માં 'ચારુદત્ત'નું દારિદ્રચદુઃખવર્ણન દસ શ્લોકોમાં છે જ્યારે 'ચારુદત્ત'માં માત્ર પાંચ શ્લોકોમાં.

આ ઉપરાંત આ વિદ્વાનોને મને 'ચારુદત્ત' વાંચતાં સંક્ષિપ્તકારના નીચેના હેતુ સ્પષ્ટ થાય છે. (૧) તે બિનજરૂરી દશ્યોને ટાળવા માગે છે. (૨) રાજ્યક્રાંતિના કથાવસ્તુનો સદંતર ત્યાગ કરવા ઇચ્છે છે (૩) 'ચારુદત્ત'ના ચાર અંકોમાં જ સુખાન્ત માટે લાલાયિત છે.

જો કે કેટલીક જગાએ 'ચારુદત્ત' 'મૃચ્છકટિક'ની અપેક્ષાએ વધારે વિસ્તીર્ણ છે એટલે સંક્ષેપકારના સંક્ષેપનું ઉપર કહેલું પ્રમાણ સત્ય ઠરતું નથી. પરિણામે 'ચારુદત્ત'માં 'મૃચ્છકટિક'નો સંક્ષેપ છે તે તર્ક સિદ્ધ થતો નથી.

જો કે પ્રો. સુકથંકરે સૂચન કર્યું છે તેમ એવો તર્ક કરી શકાય કે સંક્ષેપકાર પોતાની સગવડ પ્રમાણે નાટકીય પ્રભાવના ઉત્કર્ષ માટે મૂળના કેટલાક પ્રસંગોને ટૂંકાવી ક્યાંક પોતે વિસ્તાર પણ કરે. ડૉ. બેલવેલકરે આ[૫] તર્કનો સ્વીકાર કર્યો છે પણ સાથે સાથે એ પણ બતાવ્યું છે કે સંક્ષેપકાર જો વિસ્તાર કરે છે તે કલાત્મક અને મૂળને હાનિ ન કરે તેવો હોવો જોઈએ. 'ચારુદત્ત'માં પ્રાપ્ત થતાં આવાં વિસ્તારસ્થાનો કલાત્મક નથી. બેલવેલકર વિશેષમાં એમ પણ જણાવે છે કે 'ચારુદત્ત' જો 'મૃચ્છકટિક'નો સંક્ષેપ હોય તો ઉજ્જયિનીની રાજ્યક્રાંતિનું (ગૌણ) છતાં મહત્ત્વનું કથાનક કે જેના દ્વારા શૂદ્રકે નાટકને અંતે કવિન્યાય (Poetic justice–સૌ પાત્રોને પોતાના કર્મનું ફળ) આપ્યો છે તે શા માટે છોડી દે? આ ઉપરાંત 'ચારુદત્ત'માં વિટનું ચરિત્ર અપકર્ષમૂલક છે. દેવધરે પણ 'ચારુદત્ત'માં પાત્રોનું ગૌરવ હણાવા બદલ એની ટીકા કરી છે.

પ્રો. દેવધર 'મૃચ્છકટિક'ને પહેલી અને 'ચારુદત્ત'ને પરવર્તી કૃતિ માને છે. આલંકારિકોએ 'દરિદ્રચારુદત્ત'માંથી જે ઉદાહરણો આપ્યાં છે તેને તેઓ 'મૃચ્છકટિક'માંથી જ અપાયેલાં ઉદાહરણો કહે છે. 'દરિદ્રચારુદત્ત' એ 'મૃચ્છકટિક'નું જ બીજું નામ હતું એમ તેઓ સિદ્ધ કરે છે અને આ રીતે આલંકારિકોએ પૂર્વવર્તી 'મૃચ્છકટિક'માંથી જ ઉદાહરણો લીધાં છે તેમ વિવિધ અનુમાનોથી તેમણે બતાવ્યું છે, પણ તે પ્રતીતિકારક બનવા પામ્યું નથી. પરિણામે 'ચારુદત્ત'ને મૃચ્છકટિકનું રૂપાંતર માનનારા વિદ્વાનોની સંક્ષિપ્તકારના ત્રણ હેતુઓની દલીલ નીચેનાં કારણોસર સ્વીકાર્ય બની શકે તેમ નથી.

(૧) એક જ અંકમાં આંતરિક દૃશ્યપરિવર્તનોનો ત્યાગ કરવામાં આવ્યો છે તેવો ઉપરના વિદ્વાનોનો મત સુસંગત નથી કારણ કે માત્ર બીજા અંકના જુગારીના દૃશ્યને બાદ કરતાં બાકીના બધા જ અંકોમાં કથાવસ્તુનો વ્યાપાર સમાંતર ગતિએ અથવા હળીમળીને ચાલે છે.

'ચારુદત્ત'માં રાજ્યવિપ્લવના સ્પષ્ટ સંકેતો પ્રાપ્ત થતા નથી એનો અર્થ એવો થતો નથી કે ભાસે એનો જાણીબૂઝીને ત્યાગ કર્યો છે. ભાસને 'ચારુદત્ત'

૫ Proceedings and Transaction of the First Oriental Conference, Poona (1922) Page 196–197.

મૌલિક રીતે રચ્યુ હોય ત્યારે આ ગૌણ કથાનક એની કલ્પનામા ન હોય તે પણ આ માટેનું કારણ હોઈ શકે. આ 'ચારુદત્ત'ના પૂર્ણ રૂપમા આ કથાનક સંનિવિષ્ટ હોય એવી શક્યતા પણ છે જ.

(૩) 'ચારુદત્ત'માં ચતુર્થ અંકમા ચેટી વસંતસેનાને પ્રિય મે अमृताङ्कनाटक सवृत्तम् વાકય કહે છે તેને આધારે સક્ષેપકાર 'મૃચ્છકટિક'ના અંત ભાગમા આવતી નાયક–નાયિકાની વિપત્તિને રાખીને સુખાન્ત બનાવવાની ઇચ્છા રાખે છે અને આ વાકય 'મૃચ્છકટિક' ઉપર ટીકારૂપે લખ્યુ છે તેનું ઉપરના વિદ્વાનોનું વિધાન પણ ગ્રાહ્ય બની શકે તેમ નથી કારણ કે 'ચારુદત્ત' ભાસની રચના છે અને એને એકદમ સુખી બનાવી દેવાની કવિની ઇચ્છા સ્પષ્ટ રીતે માલૂમ પડતી નથી. પરિણામે ઉપરોક્ત કથન માત્ર ચેટીના આનંદાનુભવનો આવિષ્કાર છે, એમા કંઈ રહસ્ય છે એમ માની લેવાને કોઈ કારણ નથી.

ટૂંકમા 'ચારુદત્ત' 'મૃચ્છકટિક'નુ સક્ષેપીકરણ નથી તે સિદ્ધ થાય છે.

સામે પક્ષે ભાસના 'ચારુદત્ત'ને પૂર્વવર્તી કૃતિ અને 'મૃચ્છકટિક'ને પરવર્તી કૃતિ માનનારા વિદ્વાનોએ 'મૃચ્છકટિક' 'ચારુદત્ત'નુ પરિવર્ધિત સંસ્કરણ છે તે સિદ્ધ કરવા માટે કેટલાક પ્રતીતિકારક કારણો આપ્યા છે જે ગ્રાહ્ય બની શકે તેમ છે. આમા ખાસ કરીને વિદ્વાનોએ એ બાબતે ઉપર ભાર મૂકયો છે કે 'મૃચ્છકટિક'મા 'ચારુદત્ત'માં રહેલી અસંગતિઓ અને દોષોને સુધારી લેવામા આવ્યાં છે અને 'મૃચ્છકટિક' તથા 'ચારુદત્ત'ની તુલનામા 'મૃચ્છકટિક' સ્વાભાવિક રીતે જ અધિક પરિમાર્જિત લાગે છે એ બાબત ઉપર ભાર મૂકયો છે આ ઉપરાત શૂદ્રક ઉપર ભાસની જે પ્રબળ અસર વરતાય છે તે પણ 'ચારુદત્ત'ને 'મૃચ્છકટિક'ના આધાર તરીકે માનવા પ્રેરે છે ભાસનાટકચક્રના સંશોધક પ્રો. ગણપતિ શાસ્ત્રીએ 'સ્વપ્નવાસવદત્ત'ની પ્રસ્તાવનામા સર્વપ્રથમ આ બન્ને કૃતિઓના તુલનાત્મક અભ્યાસથી સિદ્ધ કર્યું કે 'મૃચ્છકટિક' 'ચારુદત્ત'નું કલાત્મક સંવર્ધન છે. મોટા ભાગના વિદ્વાનોએ આપણે આગળ જણાવ્યું તેમ આ હકીકતને સમર્થન આપ્યું છે

ડૉ સુકથંકરે બન્ને કૃતિઓના તુલનાત્મક અભ્યાસ પછી ચાર બાબતોમા આ બન્ને કૃતિઓમા માલૂમ પડતા ભેદને આધારે એ સિદ્ધ કર્યું છે. આ ચાર બાબતો તે (૧) શૈલી અથવા સવિધાન પદ્ધતિ (૨) પ્રાકૃત (૩) છંદોરચના (૪) નાટકીયવસ્તુગ્રથન.

**(૧) શૈલી અથવા ટેકનીક (નાટ્યસંવિધાનપદ્ધતિ) :**

'ચારુદત્ત'મા નાન્દી, પ્રસ્તાવના કે પ્રેક્ષકોને સંબોધન નથી જ્યારે 'મૃચ્છ-

કટિક'માં તે છે. નાટકકારની પ્રશસ્તિ પણ છે. વળી 'ચારુદત્ત'ને નાયક અને વસંતસેનાને ગણિકા તરીકે સંવાદમાં વિજ્ઞાપિત કર્યાં છે જ્યારે 'મૃચ્છકટિક'માં ચારુદત્ત અને વસંતસેના એવાં નામો જ આપ્યાં છે. પ્રો. લ્યુડર્સનો એવો મત છે કે નાયકનાયિકાના નામને બદલે નાયક કે ગણિકા વગેરે લખવાની પદ્ધતિ પ્રાચીન નાટકોની વિશિષ્ટતા છે. જો કે આ પદ્ધતિ तपतीसंवरणम् જેવાં આધુનિક નાટકોમાં પણ જોવા મળે છે. આમ છતા આ દલીલને આધારે 'ચારુદત્ત'ને પ્રાચીન ગણવામાં આવ્યું છે.

(૨) પ્રાકૃત :

વિદ્વાનોએ ભાષાના સૂક્ષ્મ અને તલસ્પર્શી અધ્યયન બાદ એમ સિદ્ધ કર્યું છે કે 'ચારુદત્ત'માં નિરૂપાયેલ પ્રાકૃત 'મૃચ્છકટિક'ના પ્રાકૃત કરતાં પ્રાચીન લાગે છે. સુકથંકર 'ચારુદત્ત'માં પ્રાપ્ત થતા 'आहमाह' 'अहके' 'आम' 'करिअ' 'गच्छिअ' 'विस्स' 'दिस्स' 'खु' (तल्लु), 'तुधं' વગેરે રૂપોને આધારે 'ચારુદત્ત'ના પ્રાકૃતને પ્રાચીન માન્યું છે. જો કે પ્રો. દેવધરે આને દક્ષિણી નાટકોની વિશિષ્ટતા માની છે.

(૩) છંદોરચના :

છંદોરચના અને સંવાદને આધારે પણ 'મૃચ્છકટિક'ને વિશેષ કલાત્મક અને સંસ્કરણ પામેલું માનવામાં આવ્યું છે. 'મૃચ્છકટિક'ના પાઠને 'ચારુદત્ત' કરતા શ્રેષ્ઠ ગણવા માટે કેટલાક ઉદાહરણો આપ્યા છે જેમાંથી નીચે ઉદાહરણ તરીકે એક આપવામાં આવ્યું છે.

"सुखं हि दुःखान्यनुभूय शोभते
यथान्धकारादिव दीपदर्शनम् ।"—ચારુદત્ત ૧. ૩.

सुखं हि दुःखान्यनुभूय शोभते
घनान्धकारेष्विव दीपदर्शनम् । —મૃચ્છકટિક ૧. ૧૦.

પંડિતોએ દર્શાવ્યું છે કે પહેલી પંક્તિમાં 'ચારુદત્ત'મા જ્યાં यथा નો પ્રયોગ છે ત્યાં 'મૃચ્છકટિક'મા घन શબ્દ રાખીને પહેલા પ્રયોગના દોષને સુધારવામાં આવ્યો છે. આ ઉપરાંત અન્ય ઉદાહરણોમાં ડૉ. સુકથંકરે જણાવ્યું છે કે 'ચારુદત્ત'મા ચારુદત્તના અશિષ્ટ તથા અપાણિનીય પ્રયોગોની જગાએ 'મૃચ્છકટિક'માં સાચા અને કાવ્યાત્મક શબ્દો પ્રયોજવામાં આવ્યા છે જે 'મૃચ્છકટિક'ને સંસ્કરણ કૃતિ તરીકે સિદ્ધ કરે છે.

(૪) નાટ્યપ્રસંગોનું ગ્રથન :

વિવેચકોએ એ પણ બતાવ્યું છે કે 'મૃચ્છકટિક'માં નાટ્યપ્રસંગોના ગ્રથનમાં કવિની

ઊંડી સૂઝ અને નાટ્યપ્રતિભાના દર્શન થાય છે. વળી નાટ્યપ્રસંગોના ગ્રથનમાં પણ 'ચારુદત્ત'માં રહી ગયેલી અસંગતિઓ તથા અસ્વાભાવિકતાઓને 'મૃચ્છકટિક'માં સુધારી લેવાવાં આવી છે જે સંસ્કરણની સૂચક છે દા. ત. 'ચારુદત્ત'માં પ્રથમ અંકમાં વિદૂષક અને ચારુદત્તનો સંવાદ વસંતસેના–અપસરણના પ્રસંગના પ્રવેશથી અનાયક જ તૂટી જાય છે જ્યારે 'મૃચ્છકટિક'માં ચારુદત્તને ધ્યાનસ્થ થવાનું કારણ આપી સ્ટેજ ઉપરના એના મૌનને સ્વાભાવિકતા આપવામાં આવી છે. 'ચારુદત્ત'માં ઘરેણાં ચોરીને વસંતસેનાને ઘેર ગયેલો સજ્જલક મદનિકાને ઘાંટા પાડીને બોલાવે છે અને વસંતસેના જ્યારે કંઈક બેધ્યાન હોય છે ત્યારે મદનિકા સરકી જાય છે. હવે સજ્જલકના ઘાટા મદનિકા સાંભળે અને વસંતસેના ન સાંભળે તે સ્વાભાવિક નથી. 'મૃચ્છકટિક'માં પખો લેવા જતી મદનિકાને શર્વિલક પોતાની ચોર આંખે પકડી લે છે અને સંવાદ આરંભે છે. આમ અહીં 'ચારુદત્ત'ની આ એક મોટી અસ્વાભાવિકતાને સુધારી લેવામા આવી છે.

'ચારુદત્ત'મા તિથિયોજના અસંગતિપૂર્ણ અને તે રીતે સમયાન્વિતિની બાબતમા ન્યૂનતા છે, જ્યારે 'મૃચ્છકટિક'મા આવો દોષ નથી.

ઉપર્યુક્ત બાબતો જો કે સ્વયં 'ચારુદત્ત' 'મૃચ્છકટિક'ને આધાર–આધેય ભાવે સાબિત કરી શકે તેટલી મજબૂત નથી પણ એ 'ચારુદત્ત'ને આધાર માનવાના મતને અવશ્ય રીતે પુષ્ટ કરે છે. 'ચારુદત્ત' 'મૃચ્છકટિક'નું સંક્ષિપ્તીકરણ હોય તે કરતા મૃચ્છકટિક' 'ચારુદત્ત'નું પરિવર્ધિત સંસ્કરણ હોય અને તે પણ હેતુપુરસ્સરનું સંવર્ધન હોય તેમ સ્પષ્ટ જણાય છે. નાટકકાર શૂદ્રક નાટકને સવિશેષ સામાજિક બનાવવા માગતો હતો અને તેથી એણે જાણીબુઝીને જૂગારીનું દૃશ્ય, વસંતસેનાના આગારોનુ વર્ણન વગેરે વિસ્તાર કર્યો છે. બેલ્વેલકર કહે છે તેમ શૂદ્રકની કળા પ્રેક્ષક સમૂહના તે સામાન્ય વર્ગને વિશેષ આકર્ષિત કરવાનો પ્રયાસ કરે છે જેમની રુચિ અસંસ્કૃત તથા પસંદગી નિમ્નસ્તરીય છે. આ વર્ગના પ્રેક્ષકો નિમ્નવર્ગીય જીવનના યથાર્થ અને વિસ્તૃત તથા સ્થૂળ હાસ્યથી અધિક આકૃષ્ટ થાય છે. જૂગારીનો પ્રસંગ આ હકીકત સ્પષ્ટ કરે છે સંસ્કૃત નાટકમાં ધીમે ધીમે કાવ્યનો પ્રચુર પ્રમાણમા ઉપયોગ થતો ગયો, કથાવર્ણનોની પ્રીતિ વધવા પામી, એ હકીકત સંસ્કૃત નાટ્ય સાહિત્યના ઇતિહાસમા સર્વવિદિત છે. મૃચ્છકટિકમાં પ્રાપ્ત થતું શ્લોકોનું પ્રાચુર્ય તથા વર્ણનની પ્રીતિ પણ આ રીતે એને ચારુદત્તની અપેક્ષાએ પરવર્તી કૃતિ સિદ્ધ કરે છે.

'ચારુદત્ત'નો કર્તા મહાકવિ ભાસ જ છે એ હકીકત લગભગ મહદંશે સ્વીકારાઈ છે. 'ચારુદત્ત' સિવાય પણ 'મૃચ્છકટિક'માં મહાકવિ ભાસની સ્પષ્ટ અસર વરતાય છે જે ફરી એકવાર સિદ્ધ કરે છે કે ભાસથી પ્રભાવિત થયેલા શૂદ્રકે ભાસની કૃતિનો આધાર લઈને જ પોતાનું અનન્ય પ્રકરણરૂપક લખ્યું છે. નીચેની બાબતોમાં ભાસની સ્પષ્ટ અસર દૃષ્ટિગોચર થાય છે :

(૧) 'મૃચ્છકટિક'નાં હિંસાત્મક દૃશ્યો ભાસની પરંપરા અનુસાર છે.

(૨) વિદૂષકનો નિદ્રાનો પ્રસંગ અને બકવાસ 'સ્વપ્નવાસવદત્ત'ના સ્વપ્નદૃશ્યની અસર છે.

(૩) શર્વિલકનો સંધિચ્છેદ 'અવિમારક'નાં રાત્રિના સાહસોનું સ્મરણ કરાવે છે.

(૪) વર્ષાન્તે નાયક—નાયિકાનો અભ્યંતર પ્રવેશ પણ 'અવિમારક'ની અસર છે.

(૫) નવમા અંકના અપશુકનનો ઉલ્લેખ 'પંચરાત્ર'માં નિરૂપિત અપશુકનો સાથે સામ્ય ધરાવે છે.

(૬) ભાસે અપનાવેલ 'પ્રવિશ્ય નિષ્ક્રમ્ય'ની ટેકનીક શૂદ્રકે પણ ત્વરિત નિષ્ક્રમણ તથા પ્રવેશની સુવિધા માટે પ્રયોજી છે. દા. ત. ન્યાયાલય દૃશ્યમાં શોધનક તથા વીરકનું નિર્ગમન અને તુર્ત જ પ્રવેશવું.

(૭) શ્લોકોને તોડીને લખવાની ભાસની શૈલી શૂદ્રકે પણ અપનાવી છે.

(૮) ભાસની જેમ શૂદ્રકે પણ આખાં ને આખાં વાક્ય દ્વિરુક્ત કર્યાં છે.

(૯) શર્વિલકે યૌગન્ધરાયણની પ્રતિજ્ઞાનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે.

(૧૦) બન્ને કૃતિઓમાં પ્રયોગની સમાનતા પણ છે.

'ચારુદત્ત'માં રાજ્યક્રાંતિનું કથાનક પણ રહ્યું હોય અને ઉત્તરાર્ધમાં એ નિરૂપ્યું હોય તે સ્વાભાવિક છે.

આ રીતે 'મૃચ્છકટિક'ની રચનામાં શૂદ્રકે ભાસના ચારુદત્તનો આધાર લીધો છે એ હકીકત સ્પષ્ટ થાય છે. 'ચારુદત્ત'ના કથાનકમાં શૂદ્રકે નાટ્યોચિત ફેરફારો કર્યા છે. આ ફેરફારોમાં રાજકીય વસ્તુનું સ્વાભાવિક ગ્રથન, હાસ્યવૈવિધ્ય, જુગારીનો પ્રસંગ તથા મૌલિક પાત્રનિરૂપણ મુખ્ય છે.

'ચારુદત્ત' તથા 'મૃચ્છકટિક'ના કથાનકને મળતી આવતી કેટલીક વાર્તા પ્રકીર્ણરૂપે 'કથાસરિત્સાગર'માં નિરૂપાઈ છે. 'કથાસરિત્સાગર'માં કુમુદિકા નામની ગણિકાની વાત છે જે શ્રીધર નામના ગરીબ બ્રાહ્મણને પ્રેમ કરતી હતી. શ્રીધરને

રાજાએ કેદ કર્યો હતો. વિક્રમસિંહ નામના અધિકારથી વંચિત રહેલા રાજાને રાજ્યપ્રાપ્તિમા મદદ કરી કુમુદિકાએ પોતાના પ્રિયતમને મુક્ત કરાવેલો.[૬] આ ઉપરાત રૂપણિકા નામની વેશ્યા કે જેને એની માતા ગરીબ વ્યક્તિ સાથે પ્રેમ ન કરવા સમજાવે છે તેની વાત પણ નિરૂપાઈ છે.[૭] એક જુગારી તથા એણે લીધેલ મંદિરાના આશ્રયની વાત છે અને મદનમાલા નામની વેશ્યાના મહેલનું એના દ્વારા વર્ણન પણ 'કથાસરિત્સાગર'મા છે. આ ઉપરાંત 'દશકુમારચરિત'ની જનસૃષ્ટિ સાથે પણ 'મૃચ્છકટિક'ના જનસમાજનું ઘનિષ્ઠ સામ્ય છે.

જો કે કથાસરિત્સાગર 'મૃચ્છકટિક'ની પરવર્તી કૃતિ છે પણ એ કર્તાએ 'બૃહત્કથા'નો આશ્રય લીધો હશે એમ કહી શકાય. જો કે શૂદ્રકે મહદંશે ભાસના ચારુદત્તને જ નજર સામે રાખ્યો છે પણ આ બન્ને કવિઓને બૃહત્કથાની વાર્તાઓમાંથી પોતાનું ઉપાદાન વસ્તુ મળી રહ્યુ હોવાની પૂરી સંભાવના છે. શૂદ્રકે આ કથાવસ્તુને પોતાની અનોખી અને અનન્ય નાટ્યપ્રતિભાથી સંસ્કારી અત્યંત રોચક બનાવ્યું છે અને એ જ એની મહત્તા છે.



૬. कथासरित्सागर ५८.२
૭. એજન ૮/૨૦–૨૭

## ૫. મૃચ્છકટિકની વસ્તુસંકલના

### પ્રથમ અંક : અલંકારન્યાસ પ્રસંગ :

(૧) નાન્દી :

સંસ્કૃત નાટ્યશાસ્ત્રના નિયમથી પ્રેરાઈને શિષ્ટાચારનું પાલન કરવાની દૃષ્ટિથી કે નિજ જીવનશ્રદ્ધાથી જ ઉત્ક્રાંતિદર્શી મહાકવિ શૂદ્રકે પોતાના પ્રકરણરૂપક મૃચ્છકટિકનો આરંભ સ્રગ્ધરા અને અનુષ્ટુપ છંદમાં પ્રયોજાયેલ બે શ્લોકથી કર્યો જેમાં શિવની પરમ આનંદમય સમાધિ અને નીલકંઠના વર્ણન દ્વારા પ્રેક્ષકોના મંગલની કામના વ્યક્ત કરવામા આવી છે. નાન્દીની વ્યાખ્યા પ્રમાણે તેમા દેવ પાસેથી મંગલની કામનાની સાથે સાથે કથાવસ્તુના મુખ્ય અંશોનું સૂચન પણ અનિવાર્ય છે.[1] સંસ્કૃત ટીકાકારો દરેક નાટ્યકારની નાન્દી પ્રાર્થનામાથી કથા-વસ્તુનું સૂચન તારવવાનો પ્રયત્ન કરતા જણાય છે. 'મૃચ્છકટિક'ના નાન્દીસ્તોત્રમા સ્તુતિ કરાયેલાં ગૌરી અને નીલકંઠ રૂપકનાં મુખ્ય નાયિકા અને નાયકના સૂચક છે, એમ ટીકાકારોનું મંતવ્ય છે. નીલરંગી કંઠને આપવામા આવેલ વાદળની ઉપમા અને ગૌરીની ભુજલતા માટે પ્રયોજાયેલ વિદ્યુતરૂપક તોફાનના પ્રતીક છે અને તે દ્વારા પ્રણય માર્ગમા આવતી આપત્તિનું કવિએ સૂચન કર્યું છે તેમ વિદ્વાનો જણાવે છે વળી ભગવાન શિવની નીલકંઠ અને શંભુના નામાભિધાનથી થયેલ સ્તુતિ નાટકના સુખાન્તને જ જાણે સૂચિત કરે છે. જેમ ભગવાન શિવે કાલકૂટનું વિષપાન કરીને દેવનુ કલ્યાણ અને પરિત્રાણ કર્યું હતું તેમ અહીં નાયકને શિરે આવેલ આપત્તિમાથી પરમતત્ત્વ એનું રક્ષણ કરવાના છે એવો દુરૂહ અર્થ તારવવાનો પણ વિદ્વાનોએ પ્રયત્ન કર્યો છે. અર્થનિષ્કર્ષની આ પદ્ધતિને લંબાવીએ તો એમ પણ કહેવાય કે ચારુદત્ત આ નાટકમા ગોપાલપુત્ર આર્યકને બચાવવા માટે એને શિરે આવેલ ભારે અપવાદ અને આરોપને ભારે ઝીંદાદીલી અને પરમ ઔદાર્યથી પચાવી લે છે અને તેથી નાયકનું સૂચન કરતા શિવ માટે નીલકંઠના આખ્યાન તરફ કવિએ સૂચક નિર્દેશ કર્યો છે. કવિના મનમા આવું કાંઈ સૂચન હોય કે ન હોય પણ કવિએ શિવ અને ગૌરીના પ્રણય સ્વરૂપના વર્ણન દ્વારા નાટકના મુખ્ય તત્ત્વ સત્પ્રણય પ્રતિ નિર્દેશ તો કર્યો જ છે. દામ્પત્ય જીવન તરફનો કવિનો ઉચ્ચ આદર્શ પણ કલાત્મકરૂપે પ્રગટ થયો છે.

---

૧. आशीर्वचनसंयुक्त॰ श्लोकः काव्यार्थसूचिकः ।
नान्दीति कथ्यते प्राज्ञैः .....॥ सा. द. ६.१०

### (૨) પ્રસ્તાવના :

નાન્દીસ્તવન પછી સૂત્રધાર પ્રેક્ષકોને વિનંતી કરતાં જણાવે છે કે તેઓ આજે 'મૃચ્છકટિક'નો પ્રયોગ કરવા તૈયાર થયા છે. આ પછી તે 'મૃચ્છકટિક'ના કર્તા શૂદ્રકનો પરિચય આપતાં એના અપ્રતીમ પરાક્રમ, અગાધ પાંડિત્ય અને અલૌકિક તથા અદ્ભુત વ્યક્તિત્વનો પરિચય આપે છે. કવિના પરિચયરૂપે આપવામાં આવેલી વિગતોનો વિવિધ વિદ્વાનોએ શૂદ્રકના વ્યક્તિત્વનિર્ધારણની ચર્ચામાં ઉપયોગ કર્યો છે. મહાકવિ શૂદ્રકના અત્યંત ઓજસ્વી વ્યક્તિત્વને તે અહોભાવપૂર્વક પ્રગટ કરે છે પણ એની એક પંક્તિ लब्ध्वा चायुः शताब्दं दशदिनसहितं शूद्रकोऽग्निं प्रविष्टः ।–આ સઘળી વિગતોને નિરાધાર બનાવી મૂકે છે. કોઈપણ કવિ પોતાનું મૃત્યુ અગાઉથી જોઈ શકે કે કેમ અને તે જોઈ શક્યો હોય તો આવી અલૌકિકતા વાસ્તવિકતામાં બાધરૂપ ખરી કે નહિ, તે પ્રશ્નોએ આ વિગતોને નિરાધાર બનાવી દીધી છે.

### (૩) વસ્તુસંકલનાનો સંકેત :

अवन्तिपुर्यां द्विजसार्थवाहो युवा दरिद्रः किल चारुदत्तः ।
गुणानुरक्ता गणिका च यस्य वसन्तशोभेव वसन्तसेना ॥६॥

तयोरिदं सत्सुरतोत्सवाश्रयं नयप्रचारं व्यवहारदुष्टताम् ।
खलस्वभावं भवितव्यतां तथा चकार सर्वं किल शूद्रको नृपः ॥७॥

'મૃચ્છકટિક'ના પ્રથમ અંકની પ્રસ્તાવનામાં આવતો આ શ્લોક નાટકના મુખ્ય અને પ્રાસંગિક કથાવસ્તુ, એનાં વિવિધ પાત્રો તથા કથાવસ્તુની ગતિનાં ચાલક બળોને સંક્ષેપમાં કાવ્યમય વાણીમાં પ્રગટ કરે છે. 'મૃચ્છકટિક'ના કથાવસ્તુઓની ગ્રંથિઓની સાથોસાથ મહાકવિ શૂદ્રકના જીવનદર્શનને સમજવા માટે પણ વસ્તુસંકલનાનો ઉપરોક્ત સંકેત નોંધપાત્ર છે. વસન્તસેના અને ચારુદત્તનો નિર્વ્યાજ અને ઉદાત્તપ્રેમ આ પ્રકરણરૂપકનું મુખ્ય કથાનક છે. ચારુદત્તને માટે પ્રયોજાયેલ વિશેષણો, એનો વ્યવસાય, એની મધ્યવયનું વય, તથા દરિદ્ર અવસ્થા પ્રગટ કરે છે અને ત્યાંય સમગ્ર પંક્તિનો સમુચ્ચય એના ઉદાત્ત વ્યક્તિત્વને જાણે એક જ કથા–ચમત્કારના જોરે ખડું કરે છે.[1] બીજી પંક્તિમાં નાયિકા વસન્તસેના માટેનાં બે વિશેષણો એના વેશ્યાવિરુદ્ધ ચારિત્ર્ય અને શારીરિક 'સૌંદર્યને'

1. दीनानाम् कल्पवृक्षः...... ॥

નાટ્યશાસ્ત્રમાં પાંચ પ્રકારની પ્રસ્તાવના ગણવામાં આવી છે.[2] 'મૃચ્છકટિક'ની પ્રસ્તાવનાને 'ઉત્તરરામચરિત'ની જેમ ઘણીવાર પ્રવર્તક પ્રકારની પ્રસ્તાવના ગણવામાં આવી છે.[3] પણ અહીં 'ઉત્તરરામચરિત'ના સૂત્રધારની જેમ સૂત્રધાર નાટ્યવસ્તુ અને સમયનો સમકાલીન નથી. તે તો માત્ર પ્રાકૃતભાષી છે. કથાનકના એક મહત્ત્વના પાત્ર વિદૂષક મૈત્રેયનો પ્રવેશ સૂત્રધાર "एषः मैत्रेय" એ શબ્દોથી કરાવે છે કે જે પ્રયોગાતિશય નામની પ્રસ્તાવનાની લાક્ષણિકતા છે.[4] તેથી આ પ્રયોગાતિશય નામની પ્રસ્તાવના છે.

આ પ્રસ્તાવના સૂત્રધાર પ્રાકૃતમાં બોલે છે[5] તે એક નોંધનીય બાબત છે. 'ચારુદત્ત'માં પણ સૂત્રધાર પ્રાકૃતમાં બોલે છે. 'મૃચ્છકટિક'ની પ્રસ્તાવનામાં નાટ્યકાર શૂદ્રકને અંજલિ અર્પતા શ્લોકો (૩–૭) શંકાથી પર નથી. અને તેથી તે મૂળ કવિના નહિ પણ શૂદ્રકના કોઈ પરવર્તી ચાહકના હોય તેમ જણાય છે. પ્રસ્તાવનાની વ્યાખ્યામાં પણ જણાવ્યું છે તેમ 'મૃચ્છકટિક'ની પ્રસ્તાવના કથાનકની સૂચક છે. પ્રસ્તાવનામાં થયેલો ત્રણવાર "સંવિધાનક" શબ્દનો ઉલ્લેખ સૂચિત કરે છે કે તેનું વસ્તુવિધાન ચમત્કૃતિભર્યું છે. "नवसंविधानक"નો ઉલ્લેખ 'ચારુદત્ત' કરતાં 'મૃચ્છકટિક'નું નાવિન્ય સૂચવવાનો છે અને સાથોસાથ દસમા અંકમાં ચારુદત્તના ગળામાં નાખવામાં આવેલ વધની માળા તથા પાછી ઇપ્સિત સિદ્ધિઓનું સૂચન[6] તથા વસંતસેનાના ગૃહની પ્રવૃત્તિઓનું સૂચન કરવાનો છે. સૂત્રધારનો નિજ ભાર્યા પ્રતિ શાપ[7] નાટકમાં વસંતસેના ઉપર આવતી આપત્તિનો સૂચક છે. "क्षुधया अक्षिणि"એ પંક્તિ શકારનાં અસંબદ્ધ વચનોને સૂચવે છે. આ બધાં સૂચનોને આપણે સ્વાભાવિક કે મૌલિક ન માનીએ તો પણ એટલું તો નોંધવું

---

૨. गुणशुल્काऽहं न धनशुल्का ।
शीलपरितोषोपजीविनी गणिका खल्वहम् ।

૩. उद्घात्यकः कथोद्घातः प्रयोगातिशयस्तथा ।
प्रवृत्तकावलगिते पञ्च प्रस्तावनाभिदाः ॥ सा. द. ६. ३०

૪. एषोऽयमित्युपक्षेपात् सूत्रधारप्रयोगतः ।
पात्रप्रवेशः यत्रैव प्रयोगातिशयो मतः ॥ दश. ३.११

૫. एषोऽस्मि कार्यवशात् प्रयोगवशाच्चाहं प्राकृतभाषी संवृत्तः ।

૬. लब्ध्वा चारित्रशुद्धिं धरणिनिरतः ....प्रार्थयेऽहं भवन्तम् ॥ १०–५१

૭. भोः अनार्ये एवं तव आज्ञा छेत्स्यति । अमात्यं च गमिष्यसि ।

જોઈએ કે કવિએ પ્રસ્તાવનામાં બે નામોનો હેતુપૂર્વક ઉલ્લેખ કર્યો છે. (૧) જૂર્ણવૃદ્ધ[૮] કે જેણે ચારુદત્તને સુવાસિત ઉપરણો ભેટ મોકલ્યો અને જે મુખ્ય કથાનકમાં મહત્ત્વનો ભાગ ભજવે છે તે. (૨) રાજા પાલક કે જેનું અવિચારી અને ઉતાવળિયું કામ, મિથ્યાભિમાન અને ક્રોધ ક્રાંતિ અને પતન નોંતરે છે. આમ 'મૃચ્છકટિક'ની પ્રસ્તાવના શરૂઆતથી જ મહાકવિની નાટ્યકલાનો પરિચય કરાવે છે. એમા વિવિધ રસોનો ઉપક્ષેપ નાટકના રસવૈવિધ્યને સૂચવે છે અને કવિએ ચમત્કૃતિપૂર્ણ શબ્દોમા' કથાવસ્તુનું સૂચન કર્યું છે. પ્રેક્ષકોને રસોન્મુખ બનાવવા માટે આલેખાયેલ આ પ્રસ્તાવના નૃપસવારી આગળ આવતા ગજરાજની ગરજ સારે છે. નાટક માટે સૂચક શબ્દોમાં ઉત્પન્ન કરવામાં આવેલ વાતાવરણ તથા મૈત્રેયના નિર્દેશ દ્વારા કથાનકનો સ્વાભાવિક પ્રવેશ કરાવી આપવામાં પ્રસ્તાવના મહત્ત્વનો ભાગ ભજવે છે.

(૪) ચારુદત્તનું મનોમંથન :

સંસ્કૃત નાટકોમાં અંક દૃશ્યોમાં વિભાજીત હોતા નથી. આમ છતાં 'મૃચ્છકટિક'ના પ્રથમ અંકમાં નિરૂપાયેલ કથાનકને આધારે કહી શકાય કે તેમા દૃશ્યોની એક વ્યવસ્થિત હારમાળા છે. પ્રથમ અંકનું કેટલુંક કાર્ય ચારુદત્તના ગૃહની અંદરના ભાગમાં તો કેટલુંક એના ઘર સાથે જોડાયેલા રાજમાર્ગ ઉપર સ્થાન લે છે. સૂત્રધાર ઉજ્જયિનીના રાજમાર્ગ ઉપર જતા ચારુદત્તના મિત્ર મૈત્રેયનો ઉલ્લેખ કરે છે. મૈત્રેય પોતે પણ કહે છે કે તે ચારુદત્તના પ્રિયમિત્ર જૂર્ણવૃદ્ધે મોકલેલો જાતિકુસુમથી સુવાસિત ઉપરણો ચારુદત્તને આપવા જઈ રહ્યો છે સૂત્રધારના ભોજન માટેના નિમંત્રણથી મૈત્રેય મનોમન દુઃખી થાય છે. ચારુદત્તની સમૃદ્ધિ સમયે પોતે ભોગવેલા અતિઆનંદ–ઉત્સવો અને ચારુદત્તની ભૂતકાલીન સમૃદ્ધિની સામે વર્તમાનની દીન અવસ્થા ચારુદત્તની માનસિક વ્યથાનો પૂર્ણ ચિતાર ખડો કરે છે. એક પાત્ર દ્વારા બીજા પાત્રનો પરિચય કરવાની કલાનો કુશળ કારીગર શૂદ્રક પ્રેક્ષકોને હવે આવતા પાત્રનો પરિચય લાઘવતાપૂર્વક આપતાં માનસિક રીતે સજ્જ કરે છે.

ચારુદત્ત સ્વગૃહની અંદરની બાજુથી દીન અવસ્થા માટે આક્રોશ કરતો પ્રવેશે છે. તે મૈત્રેયનું સ્વાગત કરતાં બોલે છે, अहो सर्वकालमित्रमैत्रेयः प्राप्त: ।

૮. भाः दास्या पुत्र जूर्णवृद्ध कदा नु खलु त्वां कुपितेन राज्ञा पालकेन नववधू-केशहस्तमिव सुगन्धं छेद्यमानं प्रेक्षिष्ये ।

આ એક વાક્ય ચારુદત્ત અને મૈત્રેયની અભિન્ન અને અપૂર્વ મિત્રતાને અતિ સાધવતાપૂર્વક છતાં સચોટતાથી પ્રગટ કરે છે. ચારુદત્ત અકિંચન અવસ્થાને[9] વિવિધ શબ્દોમાં પ્રગટ કરે છે ત્યારે તેની મર્મસ્પર્શી વેદના જ વ્યક્ત નથી થતી શું ?

મૈત્રેય એને સાંત્વન આપવા અથાગ પ્રયત્ન આદરે છે પણ જ્યાં આભ ફાટ્યું ત્યાં થીંગડાં મારવાથી શું ? બાહ્ય સાંત્વના ચારુદત્તના હૃદયને અસર કરતી નથી; માટે જ ચારુદત્ત પોતાના હૃદયગત દુઃખને વિવિધ ભાવોમાં વ્યક્ત કરી દુઃખ હળવું કરે છે. સમૃદ્ધિનો નાશ ચારુદત્તને દુઃખ નથી આપતો પરંતુ દુઃખને કારણે ઉદ્‌ભવેલ એ વિટંબણા–વિષમતાનો વાયરો આ ચારુદત્ત-કલ્પ-વૃક્ષને હચમચાવી મૂકે છે, સંતાપ અર્પે છે; સ્નેહીજનોને દૂર કરે છે; મિત્રોને ઉદાસીન બનાવે છે; વ્યક્તિત્વને હણે છે. સર્વ આપત્તિઓનું મૂળરૂપ[10] દરિદ્રતાનાં વિચારવમળોમાં અટવાતા ચારુદત્તનું હૃદય અતિવ્યથા અનુભવે છે. દરિદ્રતાના દોષોથી પીડાતો ચારુદત્ત નિરાશાનાં કાળાં વાદળોથી ઘેરાતાં મોતને આવકારે છે. ચારુદત્તનું આ મનોમંથન, એની નિઃસ્વાર્થ વૃત્તિ, પદેપદ અન્ય જન પ્રતિનો વિચાર, એની મહાનુભાવતા અને ઉદાત્ત વ્યક્તિત્વનાં દ્યોતક બની રહે છે. દરિદ્રતાને કારણે એના ઉપર આવનારી ભાવિ આપત્તિઓનું સૂચન પણ નાટ્યગત વક્રોક્તિથી થયું છે. દૈનિક કાર્યો અને પૂજાવિધિ તરફનો એનો આદરભાવ તેના આધ્યા-ત્મિક વ્યક્તિત્વની સાખ પૂરે છે. ચારુદત્ત માતૃકાઓને બલિ આપવા માટે વિદૂ-ષકને આદેશ કરે છે પણ ભયને કારણે સંકોચ અનુભવતો વિદૂષક સમાધિમાં બેઠેલા ચારુદત્તની અવસ્થાના વિરામની રાહ જોતો ઊભો રહે છે. દ્વિતીય દૃશ્યના આરંભ પહેલાં ચારુદત્તને સમાધિસ્થ બનાવવા પાછળની કલાકારનો અનુસાર થાય છે..અનુગામી દૃશ્ય કે જેમાં વસન્તસેના પાછળ શકાર, વિટ, ચેટ વગેરે પડેલા છે તે અને તે પછી વસન્તસેનાનો ચારુદત્તના ગૃહનો આશ્રય એ દૃશ્ય પ્રથમ દૃશ્ય સાથે સંકલિત છે. વસન્તસેના, શકાર, ચેટ, વિટ વગેરેનું દૃશ્ય ભજવાય તે પહેલાં ચારુદત્ત અને વિદૂષકને શાંત રહેવા માટે કોઈ પ્રતીતિકારક કારણ

---

૯. सत्कारेण मर्म दारिद्र्यमनलस्य दुःखम् ।
–निर्धनता सर्वापदामास्पदम् ।
–दारिद्र्यं शोकाग्निरिव दहति ... च ।

૧૦. निर्विण्णः शुचमेति शोकपिहितो बुद्ध्या परित्यज्यते ।
निर्बुद्धिः क्षयमेत्यहो निधनता सर्वापदामास्पदम् ॥

અનિવાર્ય છે અને તે માટે કવિએ આપેલ ધ્યાનનું કારણ અત્યંત પ્રતીતિકર છે. ચારુદત્ત ધ્યાનસ્થ હોવાથી શાંત રહે તે સ્વાભાવિક છે. વળી તે ચારુદત્તના પવિત્ર,વ્યક્તિત્વને સ્ફુટ કરે છે. ચારુદત્ત અને વિદૂષક ઘરની અંદર બેઠેલા છે તે સમયે વસન્તસેના અને શકાર, વિટ, ચેટ વગેરે પ્રવેશ કરે છે.

(૫) વસન્તસેના અનુસરણ પ્રસંગ :

વસન્તસેનાની પાછળ પડેલ કામાન્ધ શકારના પ્રવેશનું દૃશ્ય કથાનકના બીજને નિક્ષિપ્ત કરે છે. ચારુદત્તના ધ્યાનસ્થ દૃશ્યની સામે આ વિરોધી દૃશ્ય રસિકતાનો પ્રાદુર્ભાવ કરે છે. આ દૃશ્ય શકારની લાક્ષણિક મનોવૃત્તિઓનું વાણીચાતુર્ય અને હલકટ રીતભાતનો તાદૃશ પરિચય કરાવે છે. વિટ અને ચેટની ઉક્તિઓ દૃશ્યમાં વૈવિધ્ય આણે છે અને એકવિધતાનો કંટાળો દૂર કરે છે. વિટની ઉક્તિઓમાંથી એ સ્પષ્ટ થાય છે કે તે કંઈક સંસ્કૃત અને સહૃદયી ગૃહસ્થ છે. વસન્તસેના તરફની એની મમતા છતાં વસન્તસેના વેશ્યા હોવાને કારણે વાસ્તવિકતાનો સ્વીકાર એને વ્યવહારુ પુરુષ બનાવે છે. ચેટ સ્વજાતિ અનુરૂપ સરળ સ્વભાવનો ગ્રામીણ છે, એની ગ્રામ્ય ઉપમાઓ એની નિમ્નકક્ષા અને સંસ્કારોની ઉણપ પ્રગટ કરે છે. જો કે આ દૃશ્યનો મુખ્ય હેતુ તો મુખ્ય નાયિકા વસન્તસેનાનો તાદૃશ પરિચય આપવાનો છે. વસતન્સેના ગણિકા હોવા છતાં કામદેવના ઉત્સવમાં નિર્ધન ચારુદત્તને જોયો છે ત્યારથી તેના ઉપર તે આસક્ત થઈ છે એ એક મહત્વપૂર્ણ બીના, વસન્તસેનાની ગુણાસક્તિ અને સમાન પ્રેમને પ્રગટ કરે છે. ભયભીત વસન્તસેનાનાં વર્ણનોમાંથી વસન્તસેનાની સુકુમારતા, મુગ્ધતા અને સુંદરતા કલાત્મક રીતે વ્યક્ત થઈ છે. શકાર પ્રતિના તુચ્છકારમાં વસન્તસેનાનો સ્વમાની સ્વભાવ અને આત્મગૌરવ પ્રગટ થાય છે. વસન્તસેના સ્વમાની છતાં ગણિકાનો વ્યવસાય એના આત્મગૌરવને હણે છે તે જીવનની વિષમતા વિટ સહાનુભૂતિપૂર્વક વ્યક્ત કરતાં જણાવે છે. "त्वं वापीव लतेव नौरिव जनं वेश्यासि सर्वं भज ।" વિટની આ ઉક્તિ વેશ્યાના વ્યવસાયની વિષમતા અને વસન્તસેનાની અવશતાને કરુણતાપૂર્વક રજૂ કરે છે.

શકારની બધી જ દુષ્ટતાનો દૃશ્યમાં પ્રથમ નજરે જ પરિચય મળે છે. કામાન્ધ હોય તે રીતે એણે પકડેલો વસન્તસેનાનો પીછો તેની હલકટ મનોવૃત્તિનો પરિચય કરાવે છે. આ ઉપરાંત મિથ્યાભિમાન, ખોટા દોરદમામ, રોફ તથા એનો અસંબદ્ધ વાણીવિલાસ અને નીચ સંસ્કારો એ બધી એની ચારિત્ર્યગત ખામીઓ અહીં એક પદે જ પ્રગટ થવા પામી છે.

ગમે તે ભોગે વસન્તસેનાને હસ્તગત કરવા ઇચ્છતો શકાર વિટને ચેતવે છે કે ચારુદત્તનું ઘર નજીક હોવાથી વસન્તસેના એના ઘરમાં ન જતી રહે સ્વાર્થ-લોલુપ શકારની સાવધાનીનો આ સૂર વસન્તસેના માટે મોટો તરણોપાય બની રહે છે. વસન્તસેના ચારુદત્તનુ ઘર ડાબી બાજુ નજીકમાં જ છે એ જાણી ભારે આશ્વાસન અને આનંદ અનુભવે છે. શકારનો અપરાધ પણ એને ઉપકાર સમો લાગે છે. આ રીતે ચારુદત્તનું ઘર બતાવવામાં શકાર પોતે જ નિમિત્ત બને છે એ પરિસ્થિતિ એક નાટકીય પરિસ્થિતિનું સર્જન કરે છે. શકાર પાસે આ હકીકતનું હેતુપૂર્વક કથન કરાવી મહાકવિ શૂદ્રકે આ પરિસ્થિતિને સુલઝાવવાનો એક પ્રશંસનીય અને નાટકીય પ્રયાસ કર્યો છે. વસન્તસેના શકારના આ કથનનો સ્વાભાવિક રીતે જ લાભ લે છે અને પોતાની પાછળ પડેલા આ અસામાજિક મનુષ્યના હાથમાંથી છટકી જવાની તક શોધે છે.

એટલામાં જ ધ્યાનમાંથી ઊઠેલ ચારુદત્ત ફરી એકવાર વિદૂષકને ચકલામાં બલિ મૂકી આવવા આદેશ કરે છે. વિદૂષક રદનિકા સાથે આવે તે શરતે એ કાર્ય કરવા તૈયાર થાય છે અને બહાર નીકળે છે. બંધ બારણાનું એક કમાડ ખૂલે છે. હાથમાંનો દીવો વસન્તસેના પોતાના વસ્ત્રની ઝપાટે હોલવીને ઘરમાં પ્રવેશી જાય છે. વિદૂષક શું બન્યું છે તે સમજી શકતો નથી અને પોતાને કારણે દીવો હોલવાયો છે એમ માની લઈને રદનિકાને બહાર જવાનું કહી ઘરમાં ફરી દીવો પ્રગ-ટાવવા જાય છે. બહાર ગયેલ રદનિકા, વસન્તસેનાને શોધવા આમતેમ ભટકતા શકારના હાથમાં વસન્તસેનાના ભ્રમથી સપડાય છે. રદનિકાનો અવાજ જુદો પડે પણ તેઓ એની ચાલાકી સમજે છે. રદનિકા આક્રોશ કરે છે એટલામાં વિદૂષક આવે છે, રદનિકાની અપમાનિત દશા જોઈ ગુસ્સે થાય છે અને શકારને મારવા દંડ ઉગામે છે. વિટ સાચી પરિસ્થિતિ જાણી રદનિકા ચારુદત્તની ચેટી છે તેમ જાણી ભારે લજ્જા અનુભવે છે. વિદૂષકને આ વાત ચારુદત્તને કાને ન પહોંચે તે માટે આજીજી કરી નમ્રતાપૂર્વક માફી માગે છે. શકાર વિટની દીનતા સમજી શકતો નથી ત્યારે વિટ ચારુદત્તના ગુણસમૂહનો ખ્યાલ આપે છે. ચારુદત્તનો નૈતિક પ્રભાવ ઉજ્જયિનીમાં કેટલો વ્યાપક હતો એનો આટલો સુંદર અને પ્રતીતિકર પરિચય આપવામાં કવિએ સાચે જ કલાત્મક તક શોધી છે. શકારને ગુણનિધિ ચારુદત્તના ગુણોની કોઈ અસર થતી નથી. તે તો વધુ મિથ્યાભિમાની અને પ્રત્યાઘાતી બને છે. વસન્તસેના વિના પાછા ફરવું પડે છે તેનો રસુચજુદ તેના હૃદયને કોરી ખાય છે, અને જતાં જતાં ચારુદત્તને ધમકી-ભર્યો સંદેશો પાઠવતો જાય છે કે જો વસન્તસેનાને પાછી નહિ આપે તો

"આમરણાંત વૈર થશે" શકારની આ ધમકી નાટકના આગામી બનાવોની અને શકારની દુષ્ટતાભરી પ્રવૃત્તિઓની આગાહી આપે છે. શકાર નિરાશ થઈને જાય છે. મૈત્રેય અને રદનિકા અપમાનના દુઃખને ચારુદત્ત પાસે પ્રગટ ન કરવાનો સંકલ્પ કરી ઘરમા પ્રવેશે તે દરમ્યાન ઘરમાં નાટકીય પરિસ્થિતિ સર્જાય છે. વસન્તસેનાને રદનિકા માનતો ચારુદત્ત પોતાના પુત્ર રોહસેનને અંદર લઈ જવા વસન્તસેનાને કહે છે. ભારે લજ્જા અનુભવતી વસન્તસેના સ્થિર ઊભી રહે છે. ચારુદત્ત ફરી એકવાર રોહસેનને અંદરના ઓરડામા લઈ જવા કહે છે. ચારુદત્તના ઘરમા ગૃહિણીપદનો અભિલાષ સેવતી વસન્તસેના ખરેખર પોતાના નસીબને આક્રોશતી અને વિમાસણ અનુભવતી ઊભી રહે છે. રદનિકાએ પોતાના આદેશનું ઉલ્લંઘન કર્યું તેથી ચારુદત્ત પોતાની દરિદ્રતાને દોષ આપી દુઃખ અનુભવે છે. ગરીબાઈ અને વેશ્યાવ્યવસાય—સમાજની મહાન વિષમતાઓને અહીં સામસામે નિરૂપીને કવિએ આ નાટકના પાયાની વસ્તુઓને અહી ખડી કરી છે. વસન્તસેના પોતાના વેશ્યાવ્યવસાયથી ઘરમાં પ્રવેશવાની પોતાની લાયકાત ઉપર તેનો વિચાર કરતી વિમાસણ અનુભવે છે તો ચારુદત્ત પોતાની સર્વ નિરાશાઓમાં દરિદ્રતાને કારણભૂત માની લે છે. છેવટે વિદૂષક આવતા ઘટસ્ફોટ થાય છે અને ચારુદત્ત, વસન્તસેના પોતાના ઉપર આકર્ષાઈ છે તે જાણી અતિઆનંદ અનુભવે છે. પણ તે જ સમયે ફરી એકવાર પોતાની અવસ્થાનો વિચાર આવતા એનો ઉત્સાહ અને સ્નેહ શૂન્યમા પરિણમે છે. વસન્તસેનાને રદનિકા સમજી કરેલા આદેશ માટે તે ક્ષમા માગે છે.

(૬) અલંકારન્યાસ પ્રસંગ :

'આ રીતે અણધાર્યા સંજોગોમા અહીં આવી પહોચેલ વસન્તસેનાને વધુ રોકાવુ યોગ્ય લાગતું નથી. તેથી આવવાનું નિમિત્ત શોધતી વસન્તસેના પોતાના ઘરેણા થાપણ તરીકે ચારુદત્તને ઘેર મૂકી જવાનો પ્રસ્તાવ મૂકે છે થાપણનું રક્ષણ એ મહાન જવાબદારી તે સમજતો અને પોતાની દીન અવસ્થાનું સૂચન કરતો ચારુદત્ત તે નહિ સ્વીકારવા આનાકાની કરે છે, પણ વસન્તસેનાનો જવાબ... "પુરુષેષુ न्यासा: निक्षिप्यन्ते न पुन: गेहेषु ।" ચારુદત્તના ગુણાનુરસિક અન્તઃકરણને સ્પર્શી જાય છે ને નિરુપાયે તેનો સ્વીકાર કરે છે પણ ટૂંક સમયમાં તેને પાછા વાળવાની ઇચ્છા વ્યક્ત કરે છે. તે દાગીનાને દાન સમજતો વિદૂષક સ્વસ્તિવચન ઉચ્ચારે પણ ચારુદત્ત તેની ભૂલ સુધારે છે. ખિન્ન થયેલ વિદૂષક "એને ચોર ભલે લઈ જાય" —ની જગ્યાએ એ વાક્યના અનુસંધાનમાં બોલાયેલું ચારુદત્તનું "ટૂંક સમયમાં જ"

વાક્ય સુંદર પતાકાસ્થાનક છે. ચારુદત્ત દાગીનાનો દાબડો વિદૂષકને સાચવવા આપે છે. આગામી ઘટનાઓનું સૂચન કરતો આ પ્રસંગ કલાત્મક રીતે સાંકળવામાં આવ્યો છે. અંતે-ચાંદનીના આછા પ્રકાશમાં ચારુદત્ત વસંતસેનાને એના ઘેર મૂકવા જાય છે. ઊગતા ચંદ્રના મનોહર વર્ણનથી અંક પૂર્ણ થાય છે.

ઘરેણાંના ન્યાસના [redacted] પ્રસંગનું નાટકીય મહત્ત્વ ઘણું જ છે. વસન્તસેનાનાં આ ઘરેણાં કથાવસ્તુના વેગમાં સાદ્યન્ત ભાગ ભજવે છે. આ ઘરેણાં જ ચારુદત્તના ઘરેથી શર્વિલક ચોરી જાય છે અને વસન્તસેનાના હાથમાં આવે છે. ચારુદત્તનાં ઘરેણાંને બદલે પોતાની પત્નીની અમૂલ્ય રત્નાવલી બદલા તરીકે ચારુદત્ત વસન્તસેનાને મોકલાવે છે. વસન્તસેના તે પાછી વાળવાને બહાને રાતે અભિસારિકા બની ચારુદત્તને ઘેર જાય છે. સવારે રડતા રોહસેનને આ ઘરેણાં એની ગાડીમાં ભરી આપી તે સાંત્વન પામે છે અને આ ઘરેણાં ચારુદત્તના કહેવાથી પાછાં આપવા જતા વિદૂષકની બગલમાંથી દાબડો કોર્ટમાં પડી જતાં, ચારુદત્તના માથે ઓઢાડવામાં આવેલ અપરાધનો એક મુખ્ય પુરાવો બની રહે છે. આમ આ ઘરેણાં અને એનો ન્યાસ કથાવસ્તુના ગ્રથનમાં, સંઘર્ષનિરૂપણમાં અને જુદી જુદી નાટકીય પરિસ્થિતિઓને સુલઝાવવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

(૭) ઉપસંહાર :

આમ પ્રથમ અંકમાં પ્રયોજવામાં આવેલ વિવિધ દશ્યો અને પ્રસંગો નાટકીય દૃષ્ટિએ ઘણાં મહત્ત્વનાં છે :

(૧) પ્રારંભમાં મૂકવામાં આવેલ પ્રસ્તાવના સૂચક અને નાટકનો સ્વાભાવિક પ્રારંભ કરી આપે છે.

(૨) ચારુદત્તની દરિદ્રાવસ્થા અને તે અંગેનું એનું મનોમંથન મર્મસ્પર્શી અને સહાનુભૂતિપ્રેરક છે, જે એના આંતરિક વ્યક્તિત્વનું દ્યોતક છે.

(૩) શકાર અને વસંતસેનાનો પ્રવેશ નાટકના ખલનાયક અને મુખ્ય નાયિકાનો પરિચય સર્વાંગીણ રૂપે કરાવે છે. વિટ-ચેટ વગેરે પાત્રોનું પણ વ્યક્તિત્વ સ્પષ્ટ થાય છે.

(૪) ઘરેણાંના ન્યાસનો પ્રસંગ નાટકમાં સંઘર્ષનિરૂપણમાં ઘણો જ મહત્ત્વનો ભાગ ભજવે છે.

(૫) ચારુદત્ત અને વસંતસેનાના પ્રેમનું બીજ આ અંકમાં નિક્ષિપ્ત થાય છે..

(૬) મૃચ્છકટિકના સમગ્ર સંઘર્ષના પાયામાં બે ભારે, સામાજિક વિષમ-તાઓ રહેલી છે. (૧) દારિદ્ર્ય (૨) વેશ્યાવ્યવસાય. આ બન્ને વિષમતાઓને પ્રથમ અંકમાં જ કવિએ તાદૃશ રૂપમાં પ્રગટ કરી છે. સર્વ આપત્તિઓનું મૂળ ગરીબાઈ છે તેમ માનતો ચારુદત્ત નિર્ધનતાને કારણે જ એક મહાન અપવાદનો ભોગ બને છે. વિટના શબ્દમાં વ્યક્ત થતી વેશ્યાવ્યવસાયની વિવશતા[૧૧] વસન્ત-સેના અને ચારુદત્તના પ્રણયપંથમાં અંતરાયરૂપ બને છે.

(૭) શકારની ધમકી અને ચારિત્ર્યગત વિષમતા સૂચિત કરે છે કે આ પ્રણયી યુગલના માર્ગમાં તે વિઘ્નરૂપ છે.

(૮) વસન્તસેના અને નિર્ધન ચારુદત્ત બન્ને એક બીજાને ચાહે છે તેનું દર્શન થાય છે.

(૯) વસન્તસેના શકારના પીછામાંથી મુક્ત થવા માગે છે તે હકીકત સ્પષ્ટ સૂચવે છે કે વસન્તસેના ગણિકા હોવા છતાં કાદવમાં કમળની જેમ તે તેનાં વ્યવ-સાયથી અલિપ્ત રહી ગુણવાન છતાં નિર્ધન ચારુદત્તને ચાહે છે. ચારુદત્તનો જાતિ-કુસુમથી સુવાસિત ઉપરણો સુંઘતાં વસન્તસેનાને ચારુદત્તના અક્ષુણ્ણ યૌવન પ્રતિ અતિ અનુરાગ ઉદ્ભવે છે.

(૧૦) દેવીના સંબોધન દ્વારા ચારુદત્તનો વસન્તસેના પ્રતિ પ્રેમ પ્રગટ થાય છે.

(૧૧) "ઘરેણાંનો ન્યાસ" નાટકમાં વેગ આણે છે. માટે જ આ અંકનું શીર્ષક યથાર્થ બને છે.

## દ્વિતીય અંક

**જુગારીઓનો કલહ :**

'મૃચ્છકટિક'નો બીજો અંક મુખ્ય કથાનકથી કંઈક આડે માર્ગે પ્રયોજાયેલ હોય તેમ જણાય છે, કારણ કે તેને મુખ્ય કથાવસ્તુ સાથે સીધો કોઈ સંબંધ નથી. છતાં એક તાજગીભર્યું હાસ્ય નિષ્પન્ન કરવા માટે અને નાયક–નાયિકાના પ્રેમને ગૌરવ અર્પવા માટે જ આ અંક પ્રયોજાયો હોય તેમ જણાય છે. નાટકના ઘટનાચક્રમાં દૂરોગામી ભવિષ્યમાં બનનાર બનાવો સાથે આ અંકના મુખ્ય પાત્ર

૧૧. वहसि हि धनहार्यं पण्यभूत शरीर समसुपचर भद्रे सुप्रियं चाप्रियं च ।।
त्व वापीव लतेव नौरिव जन वेश्यासि सर्वं भज ।

સવાહકને સાકળી. "સવાહક–જુગારી પ્રસગ"ને સ્વાભાવિકતાનો સ્પર્શ કરી કથાનકને કલાત્મક ઓપ આપવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે ગૌણ કથાવસ્તુનુ પણ સૌ પ્રથમ સૂચન અહી કરવામા આવ્યુ છે

અ કનો આરભ વસન્તસેનાનો સદેશો લઈને આવેલ ચેટી અને વસતસેનાના વાર્તાલાપથી થાય છે. શૂન્યમનસ્ક વસન્તસેના મનોમન ચારુદત્તના પવિત્ર પ્રેમનો વિચાર કરતી બેઠી છે, જે ગાઢ પ્રેમ એને એકલા એકના "તત તત" એવો અધીરાઈભર્યો ઉદ્ગાર કરવા પ્રેરે છે મદનિકા વસન્તસેનાની પ્રેમાતુર સ્થિતિ સમજી જાય છે, અને નમ્રતાથી તેના પ્રેમનુ ભાજન કોણ છે તે પૂછે છે જવાબમા કલ્પનાથી તદ્દન ભિન્ન એવા અકિચન ચારુદત્તનુ નામ સાભળી એને ભારે આશ્ચર્ય થાય છે. વસન્તસેના પોતાના નિર્વ્યાજ પ્રેમને પ્રગટ કરતા કહે છે કે તે ધનને કારણે નહિ પણ ગુણને કારણે ચારુદત્તની અનુરક્તા બની છે નિર્ધન ચારુદત્તને પ્રેમ કરી ગણિકાના વ્યવસાયનો અપવાદ દૂર કરી સમાન શીલ અને સમાન પ્રેમને ઝખતી વસન્તસેના ચારુદત્તને પામવા તત્પર બની છે તેની પ્રેમસાક્ષી દૃઢ કરવા માટે જ તેને પુનર્મિલનની શક્યતાથી અલકાર થાપણ તરીકે મૂકયા ચેટી સ્નાન અને પૂજાનો માતા તરફથી આદેશ લાવી છે પણ પ્રિયજનના અનુસરણની અવસ્થામા એને આજે આ સર્વ કાર્યો નીરસ લાગે છે આમ વસન્તસેના અને ચારુદત્તના પ્રેમપરાગવિકાસથી આ અક આરભાય છે,

"नासूचितस्य पात्रस्य प्रवेशः स्यात् कदाचन ।" એ ન્યાય અનુસાર શૂદ્રક કોઈપણ પાત્રનો પ્રવેશ ગમે તેમ રગમચ ઉપર કરતો નથી. પડદા પાછળથી અવાજ સભળાય છે કે દશ સોનામહોર માટે રોકવામા આવેલ જુગારી ભાગ્યો છે સવાહકના પ્રવેશ પહેલા આટલો પરિચય સવાહકની માનસિક સ્થિતિ અને ક્રિયા સમજવામા પ્રેક્ષકોને ઘણો ઉપકારક થાય છે જુગારમા નિષ્ફળ બનેલ સવાહક જુગારના દોષ દર્શાવતો પ્રવેશ કરે છે દશ સોનામહોર માટે લેણદારોથી પીછો કરાયેલ જુગારી સવાહક અવળે પગલે શૂન્ય મદિરમા પ્રવેશે છે ધૂર્ત જુગારી દેવપ્રતિમા બની ઊભો રહે છે અને માથુર તથા દ્યૂતકરને ભુલાવામા નાખે છે દેવાળિયાને શોધવામા નિષ્ફળ ગયેલ માથુર અને દ્યૂતકર ત્યા જુગાર રમવા બેસે છે પાસાના અવાજ ફરી એકવાર સવાહકને પરવશ બનાવે છે ફરી એકવાર ભય ભૂલી જુગાર રમવા જતા તે લેણદારના મિજાજનો ભોગ બને છે જુગારીઓનો આ સવાદ એક મૌલિક હાસ્ય નિષ્પન્ન કરે છે શૂદ્રક માત્ર વિદૂષક દ્વારા જ હાસ્ય નિષ્પન્ન કરતો નથી અનેક ભાવાત્મક પરિસ્થિતિઓ દ્વારા તેણે વિવિધ હાસ્ય

ઉત્પન્ન કર્યું છે. આ જૂગારીઓની હુંસાતુસીમાં બીજો મનમોજી જુગારી દર્દુરક પ્રવેશે છે, જે સંવાહકનો સમભાવી છે અને માથુરના પંજામાંથી તેને છોડાવવા પ્રયત્નશીલ છે. યુક્તિપ્રયુક્તિઓથી સંવાહકને છોડાવવાનો દર્દુરકનો અભિગમ કામીયાબ નીવડતો નથી. ગુસ્સે થયેલ માથુર સંવાહકના નાક ઉપર મુક્કો મારે છે પરિણામે સંવાહકની નસકોરી ફૂટે છે તથા લોહી નીકળે છે. સંવાહકને છોડાવવા ગયેલ દર્દુરકને પણ માર પડે છે. આથી ગુસ્સે થયેલ દર્દુરક માથુરની આંખમાં રેતી નાખી ચાલ્યો જાય છે. પણ પોતે જે કાર્ય કર્યું છે તેની ગંભીરતાથી તે વાકેફ છે. માથુર મુખ્ય સરદાર હોવાથી તેની સામે રોકાવું ઠીક નથી તેમ સમજી રક્ષણ ખાતર નગરમાં રચાઈ રહેલ ક્રાંતિકારોની ટોળીમાં ભળી જવાનો નિશ્ચય કરે છે. અહીં સર્વપ્રથમ આ નાટકના ગૌણ કથાનકનો ઉલ્લેખ થયો છે. શર્વિલક પાસેથી જાણવા મળ્યું છે કે સિદ્ધોની વાણી અનુસાર ગોપાલપુત્ર આર્યક રાજા થવાનો છે. તેથી તેના અનુરાગીઓની એક ટોળી થવા માંડી છે. દર્દુરક એ ટોળીમાં ભળી જવાનો નિશ્ચય કરી ત્યાંથી નાસી છૂટે છે. આ બાજુ લોહી નીકળતી અવસ્થા-યુક્ત સંવાહક વસન્તસેનાના ઘરમાં આશ્રય લે છે. વસન્તસેના એની મુશ્કેલી પૂછે છે. પોતાનો પરિચય આપતાં સંવાહક જણાવે છે કે તે પહેલાં ચારુદત્તને ત્યાં પગચંપી કરવાની નોકરી કરતો હતો પણ ચારુદત્તની નિર્ધનતાને કારણે તેની આ દશા થઈ છે. ચારુદત્ત સાથે સંકળાયેલ વ્યક્તિના આગમનને વસન્તસેના અતિ આનંદથી વધાવી સંવાહકને આત્મીય ગણી જુગારીઓના દેવા બદલ કંકણ આપી સંવાહકને છોડાવે છે. ચારુદત્તના નામનો ઉલ્લેખ પણ કલ્યાણ અર્પનારો છે તે વિચારે અતિ આનંદ અનુભવતો સંવાહક મુખ્ય નાયક ચારુદત્તના ગુણો ઉપર પ્રશંસાનાં પુષ્પો પાથરે છે. જુગારના વ્યવસાયથી વિરક્ત બનેલ સંવાહક બૌદ્ધ-ભિક્ષુ બનાવાના દૃઢ નિશ્ચય સાથે રવાના થાય છે.[૧૨] વસંતસેનાએ કરેલ ઉપકાર એના હૃદયને અહોભાવથી ભરી દે છે અને તે પ્રત્યુપકાર કરવાની મનોમન પ્રતિજ્ઞા કરે છે.

સંવાહક બહાર જાય છે એટલામાં જ વસન્તસેનાનો ચાકર કર્ણપૂરક ખુશ થતો પ્રવેશે છે અતિ હર્ષના ઉલ્લાસમાં તે આર્યા વસન્તસેનાની શોધ કરતાં 'આર્યા ક્યાં છે, ક્યાં છે' એવો પ્રશ્ન કરે છે. વસન્તસેનાના પ્રશ્નના જવાબમાં તે પોતાના પરાક્રમની વાત કહી સંભળાવે છે. વસન્તસેનાના ગાંડા બનેલ ખુંટમોડક હાથીએ રાજમાર્ગ ઉપર ધસી જઈ ભારે ઉત્પાત મચાવ્યો હતો. નગરનાં માણસો ભય-

૧૨. आर्ये! अहमेतेन द्यूतकरापमानेन शाक्यश्रमणको भविष्यामि।

ભીત બની ગયા હતા. તે એક બૌદ્ધ સાધુને ઉછાળવાની તૈયારીમાં હતો ત્યારે કર્ણપૂરકે તેને મારી નાખ્યો. નગરજનોના અદ્ધર રહેલ શ્વાસને વિરામ આપનાર આ કર્ણપૂરકને અગાસીમાં રહેલ કોઈ એક સજ્જને સુંદર ઉપરણો ભેટમાં આપ્યો. વસન્તસેના અનુમાનથી સમજી જાય છે કે આ સજ્જન ઉદારદિલ સ્વભાવવાળા ચારુદત્ત સિવાય બીજો કોઈ ન હોઈ શકે. જાતિકુસુમથી સુવાસિત ઉપરણો પ્રેમના પ્રતીક તરીકે રાખી વસન્તસેના બદલામાં કર્ણપૂરકને અલંકાર આપી ખુશ કરે છે.

કર્ણપૂરકના આ પ્રસંગનું મહત્ત્વ ચારુદત્તના આંતરિક વ્યક્તિત્વને અને ઉદાત્ત ગુણોને પ્રગટાવે છે. આખી નગરીએ તો માત્ર શાબાશી જ અર્પી ત્યારે નિર્ધન ચારુદત્ત અલંકાર ન હોવાથી શરીર પર ધારણ કરેલ એકમાત્ર વસ્ત્ર પણ કર્ણપૂરકને ભેટ આપે છે, જે વસ્ત્ર તેને જૂર્ણવૃદ્ધ પાસેથી મળ્યું હતું. નિર્ધન ચારુદત્તની આ ઉદાત્ત અનેક ગુણસુવાસથી સુરભિત થયેલ વસન્તસેના સુવાસિત પુષ્પ સમા ચારુદત્તના પ્રેમ પ્રતિ વધુ આકર્ષાય છે. રસ્તે જતા ચારુદત્તને નિહાળવા તે મહેલની અગાસીએ ચઢે છે.

કર્ણ પૂરકનો પ્રસંગ-કથાનકના વિકાસમાં એક ઉચિત ભૂમિકાનો પ્રાદુર્ભાવ કરવામાં; પાત્રનિરૂપણ અને નાયક-નાયિકાના અનુરાગની સાંકળ દૃઢ કરી તેમના માનસિક વ્યક્તિત્વની શાખ પુરવા પ્રયોજાયા છે. રાજકીય ષડ્યંત્ર જે આ નાટકનું ગૌણ કથાનક છે એની સૂચના પણ અહીં સ્વાભાવિક રીતે જ આપવામાં આવી છે, હાસ્યની રેલીને હેલે ચઢાવતો આ અંક આ રીતે અગત્યનો બન્યો છે.

## ત્રીજો અંક

### શર્વિલકનું ચૌરકર્મ

'મૃચ્છકટિક'નો ત્રીજો અંક એક નવીન દૃશ્ય જે નાટ્યનિયમથી વિરુદ્ધ છે તેને કલાપૂર્વક નિરૂપે છે. આ દૃશ્ય પણ શૂદ્રકે અત્યંત કુશળતાપૂર્વક પ્રયોજી લંબાણ દૂર કરી; વિવિધ રંગોથી નિરૂપ્યું છે. સપ્તરંગી શર્વિલકનું ઉદાત્ત પાત્રાલેખન શૂદ્રકની મનઃ સ્વભાવની વિલક્ષણતાઓનું દર્શન કરવાની અપ્રતીમ શક્તિનો પરિચય કરાવે છે.

ત્રીજા અંકનો આરંભ ચારુદત્તના ચેટની ઉક્તિઓથી થાય છે. ચારુદત્ત અને વિદૂષક બન્ને સંગીત સાંભળવા ગયા છે. અર્ધી રાત વીતી ગયા છતાં તે

આવ્યા નથી માટે, તે કંટાળો અનુભવે છે. ઘરેણાંનો દાબડો સાચવવાની જવાબદારીને કારણે તેનો આ કંટાળો દ્વિગુણિત થયો છે. એટલામાં વિદૂષક અને ચારુદત્ત વાતો કરતાં પ્રવેશે છે. ચારુદત્ત રેભિલે ગાયેલ રાગરાગીણીને એક અધિકારી શ્રોતાની અદાથી પ્રશંસે છે પણ નિદ્રાદેવીના આધિપત્યને વશ થયેલ વિદૂષકને એમાં જરા પણ રસ નથી. મિત્ર રેભિલનું સુરીલું સંગીત સાંભળતાં ચારુદત્તની રસવૃત્તિ હેલે ચડે છે અને નિર્ધનતાના એ કિનારાને વટાવી તેના અપ્રતીમ યૌવનને પ્રગટાવે છે. વિદૂષક અને ચારુદત્ત ઘેર આવે છે અને હાથપગ ધોઈ એ શરત અનુસાર રાત્રે વિદૂષકને ઘરેણાંનો દાબડો સાચવવા આપે છે. વિદૂષક ભારે કંટાળાથી તે સોનાનો દાબડો ગ્રહણ કરે છે અને પોતાની ઉંઘને હરામ કરનારા દાબડાને કોઈ ચોર ચોરી પણ નથી જતો તે બદલ પોતાની 'અકળામણ વ્યક્ત કરે છે.' નિરુપાયે તે સોનાનો દાબડો પાસે પોતાની રાખે છે અને ઉંઘવા જાય છે, એટલામાં ચંદ્ર અસ્ત થયા પછી શર્વિલક કોઈક ઘરમાં ખાતર પાડવાની ઇચ્છાથી, રક્ષકોથી પોતાની જાતને છૂપાવતો પ્રવેશે છે. પ્રિયતમા' મદનિકાને વસન્તસેના પાસેથી મુક્ત કરવા એની કિંમતરૂપે જે પૈસા જોઈએ તે પૈસા પ્રાપ્ત કરવા કૃતનિશ્ચયી બનેલ શર્વિલક શૂદ્રકની ઉદાત્તકલાનું સુરક્ષિત-સુમન છે. ચોરીનો વ્યવસાય એણે શોખથી નહિ પણ દીન અવસ્થાને કારણે અને પોતાની પ્રિયતમાને પ્રાપ્ત કરવા માટે સ્વીકાર્યો છે.

ચોરીના વ્યવસાયને નિંદવા છતાં, નિર્ધનતાને કારણે સહજતાપૂર્વક રચેલ નિયમોનાં પાલન સહિત બ્રાહ્મણ હોવા છતાં આ કાર્ય કરતાં શર્વિલકને ઘણો જ કંટાળો આવે છે. પણ સાધ્યશુદ્ધિ આગળ સાધનશુદ્ધિનો તેને આગ્રહ નથી. ચોરીની કલામાં તે પાવરધો હતો. ખાતર પાડવાની જગા અંગેની એની અટકળો એના વ્યવહારિક જ્ઞાનનો પરિચય આપે છે. વળી મકાનમા ખાતર પાવડામાં કમળ, સૂર્ય વગેરેની આકૃતિના કાણાં પાડવાની અભિલાષા એનો ટીખળી સ્વભાવ, ચોરીનાં કાર્યની પ્રગલ્ભતા, નીડરતા તથા તેનો રમુજી સ્વભાવ વ્યક્ત કરે છે. જનોઈનાં વિવિધ ઉપયોગો એની વ્યવહારિક સમયસૂચકતા અને દૃષ્ટિ વૈવિધ્યનો ખ્યાલ આપે છે.

શર્વિલક ખાતર પાડી ઘરમાં પ્રવેશ કરે છે. પરંતુ ઘરમાં લટકતા સંગીત સાધનોદ્વારા તે કળી જાય છે કે તેણે ખોટું ઘર પસંદ કર્યું છે. ચોરીની નિપુણતાથી તે જાણી જાય છે કે કોઈ જગ્યાએ દાટેલું ધન પણ નથી. એટલામાં દાબડાની ચિંતાનાં વિચારો સાથે, સૂઈ ગયેલ વિદૂષક બબડે છે. ઉંઘમાં ચારુદત્તને આગ્રહપૂર્વક દાબડો લઈ સેવા જણાવે છે. શર્વિલક સાચે જ દાગીનાનો દાબડો જોઈને

વિચારમાં પડે છે, પોતાના જેવા દુઃખી બ્રાહ્મણને લૂટવો તેને યોગ્ય નથી લાગતો. ત્યાં ફરી ઉંઘમાં બબડતો વિદૂષક ગાય અને બ્રાહ્મણના સોગંદ આપી ઘાબડો લઈ લેવા જણાવે અને શર્વિલકનું કાર્ય ધર્મહાનિ થયા વિના પાર પડે છે ચૌરકાર્ય માટે પશ્ચાતાપ કરતો, દાબડો લઈને નાસતો શર્વિલક ત્યાંથી ચાલી જાય છે.

વિદૂષકનો સ્વપ્નબકવાસ અને શર્વિલકનું ચૌરકાર્ય નાટકમાં રસિક પરિસ્થિતિ જન્માવે છે વિદૂષકના બકવાસનું અનુસંધાન શર્વિલકની માનસિક ભાવસ્થિતિઓ સાથે કરી કવિએ આખાય પ્રસંગને રસમય બનાવવા યત્ન કર્યો છે શારીરિક નબળાઈ સાથે સ્વાભાવિક વાસ્તવિકતાનો સુમેળ સાધી પ્રસંગને કલામય બનાવવામાં કવિ ઘણા અંશે સફળ થયો જણાય છે

વિદૂષક જેવા લહેરી, આરામપ્રિય અને બેદરકાર વ્યક્તિ પાસે ચારુદત્તે શા માટે ઘરેણાનો દાબડો રાખ્યો તે પ્રશ્ન ઘણા વિવેચકોએ ઉઠાવ્યો છે ચારુદત્ત ન્યાસ રક્ષણની મહાન જવાબદારીથી સભાન હોવા છતાં એણે પોતે દાબડાનું રક્ષણ કેમ ન કર્યું તે સહૃદયીયોનો સ્વાભાવિક પ્રશ્ન છે પ્રો જી કે ભટ્ટ નીચેના કારણોથી આ પ્રશ્નનો પરિહાર કરે છે

(૧) આ પ્રકારના કાર્યો ચારુદત્ત પોતાના મિત્ર અથવા નોકરને સોંપવા ટેવાયા હશે (૨) ઘરેણાના દાબડાની ચારુદત્તને મન ભૌતિક દૃષ્ટિએ કંઈ જ કિંમત ન હતી કારણ કે એ માટે એનો અંગત રસ ન હતો (૩) સૌથી મહત્વનું કારણ તો એ કહી શકાય કે ચારુદત્તે સ્વપ્નમાં પણ નહિ વિચાર્યું હોય કે પોતાના જેવા નિર્ધનના ઘરમાં કોઈ ખાતર પાડે, ઉજ્જયિનીના નગરજનો સારી રીતે જાણતા હતા કે ચારુદત્ત નિર્ધન બન્યો છે એટલે ચારુદત્ત પણ આ દાબડો સાચવવા બહુ પ્રયત્નશીલ રહ્યો નહિ તે સ્વાભાવિક છે

આમ ત્રીજો અંક તાજગીભર્યું છતાં ચોરનું વ્યક્તિત્વ આલેખી હાસ્યરસને સ્ફુરાવી પ્રેક્ષકોના ચિત્તને એક અનોખા રસવૈવિધ્યનદમાં સ્નાન કરાવે છે ●

# ચોથો અંક

## મદનિકા-શર્વિલક

ત્રીજા અંકના અનુસંધાનમાં આગળ વધતો ચોથો અંક ચાર દૃશ્યમાં વિભાજીત છે.

ચોથા અંકના આરંભમાં આવતો વસન્તસેના-ચેટી સંવાદ છે ચારુદત્ત અને વસન્તસેનાનો ગાઢપ્રણય અને શકાર પ્રત્યેનો ધિક્કાર વ્યક્ત કરે છે. વસન્તસેના ચારુદત્તની સ્મરણમૂર્તિને તાજી કરતી બેઠી છે. ચતુર ચેટી માતાનો સંદેશ લઈને આવે છે કે વસન્તસેનાએ-શકારની ગાડીમાં બેસી શકારની પાસે જવું કારણ કે તેણે ગાડીવાન સાથે દશ હજાર સોનામહોર પણ મોકલી છે. વેશ્યાવાસના દંભ અને કૃત્રિમતાથી વાજ આવી ગયેલ વસન્તસેના આ સંદેશો સાંભળી કાળઝાળ થઈ જાય છે. શકાર પ્રતિ ધિક્કાર અને રોષ વ્યક્ત કરતી ચેટી ઉપર ક્રોધિત થાય છે ત્યારે ચેટી તો "ચિઠ્ઠીના ચાકર"નાં બહાને પોતાની જાતને રક્ષે છે. વસંતસેના પણ પોતાની માતા ઉપર ગુસ્સો વ્યક્ત કરતાં સ્પષ્ટ શબ્દોમા સંભળાવે છે કે "જો માતા એને જીવાડવા ઇચ્છતી હોય તો આવી આજ્ઞા ફરી કદી પણ ન કરવી."

આ પ્રસંગ નાનકડો છતા મુખ્યનાયિકા વસન્તસેનાના આંતમાનસને વ્યક્ત કરતો, કુશળતાપૂર્વક આલેખાયો છે. દૈવયોગે વેશ્યાવાસરૂપી કાદવમાં ખીલેલું આ કમળ-વસંતસેના પૈસાના પ્રભુત્વરૂપી મલિનતાથી અલિપ્ત છે. માટે જ વેશ્યાવાસને લાચાર બનાવતો પૈસો એનામાં વેશ્યાવ્યવસાયના દૂષણો પ્રવેશાવી શક્યો નથી.

(૨) શર્વિલક મદનિકા સંવાદ અને મદનિકાની વધૂપદ પ્રાપ્તિનું દૃશ્ય : આ દૃશ્ય શર્વિલક વસંતસેનાના મહેલમાં પ્રવેશથી આરંભાય છે. પ્રેમ માટે મોતની બાજી લગાવનાર સાહસિક શર્વિલક પુલકિત થતો પ્રવેશે છે. સભય મહેલમાપ્રિયવ્યક્તિને ઢુંઢતી એની ચપળ આંખો એક મિનિટમાં જ, પંખો લેવા આવતી પોતાની મનપસંદ વ્યક્તિને પકડી પાડે છે. કામસંતપ્તહૃદય એને જોતા જ શાતા અનુભવે છે. બન્ને પ્રણયીઓ પરસ્પર પ્રીતિભાવે એકબીજાને નિરખે છે. પ્રેમમાં પડી જગતનાં સૌ પ્રેમીઓ પ્રતિ સમભાવી બનેલ વસન્તસેના આ યુગલને નિહાળી સહાનુભૂતિ દર્શાવે છે. એમનાં સ્નેહસંવાદમાં વિક્ષેપ પાડતી નથી. શર્વિલક-મદનિકાના સંવાદ નર્યા વિશુદ્ધ પ્રેમથી ભરપૂર હોય તેમ આલેખાયો છે. મદનિકા શર્વિલકના સ્નિગ્ધ હૃદયને મુગ્ધભાવે ચાહે છે પણ એના વડે કોઈ અકાર્ય

કરાવાયું સ્નેહાર્દ્ર બની રહે છે. પ્રેમના ઉદ્રેકથી પ્રેરાઈને શર્વિલકે ચારુદત્તના ઘરમાં ખાતર પાડયું છે તે સાંભળી મદનિકા અને વસન્તસેના મૂર્છિત થાય છે. કોઈને ઘાયલ કર્યા વિના જ આ કાર્ય કર્યું છે તેમ સાંભળતાં ફરી તેમના જીવમાં જીવ આવે છે. શર્વિલક 'ઉત્કટ પ્રેમી' છે. મદનિકાનું ચારુદત્ત જેવા નિર્ધન સજ્જન તરફનું સહભાવભર્યું વલણ તેનાં પ્રકૃષ્ટ પ્રેમમાં સ્ખલનરૂપ જણાય છે. તેથી જ તે અતિ ક્રોધિત બની સ્ત્રીઓની ચંચળતા અને કૃતઘ્નતા ઉપર એક લાંબુલચક ભાષણ ઠોકી દે છે. પણ મદનિકાની સાચી વાત સાંભળી તે પશ્ચાત્તાપ અનુભવે છે. શર્વિલકનું અજાણતાં થયેલ પાપ તેના હૃદયને ભારે બનાવે છે. શર્વિલકના નિખાલસ, ઉદાત્ત પ્રેમસભર સ્વભાવને આ નાજુક પ્રસંગ સુંદર રીતે વ્યક્ત કરે છે. અંતે શર્વિલક મદનિકાની યોજના અનુસાર ચારુદત્તના પ્રતિનિધિરૂપે વસન્તસેનાને આ ઘરેણાંનો ડબ્બો પરત કરે છે. બારણાને ઓથે પ્રેમનું એક સુભગ દશ્ય નિહાળતી ચતુર આર્યા વસન્તસેના પણ બદલામાં શર્વિલકને મદનિકાની ભેટ ધરે છે. વસન્તસેનાનું આંતરિક વ્યક્તિત્વ જાણે એક જ કલા-લસરકાના જોરે ઉદિત થતું જણાય છે. મદનિકા-શર્વિલકના પ્રેમમાં નિજપ્રીતિના પડઘા સાંભળતી વસન્તસેનાનું હૃદય સમષ્ટિ તરફ સ્નેહભર્યું બન્યું છે. વ્યક્તિનિષ્ઠ પ્રેમબીજ સમષ્ટિનિષ્ઠ વારિસિંચને વધુ સુરક્ષિત અને ઉદાત્ત બન્યું છે. ગૃહિણીપદને પામવા જતી મદનિકાને સ્વહસ્તે વધૂપદ આપતાં વસન્તસેનાની વધૂપદ માટેની અદમ્ય તમન્ના કવિએ મનોવૈજ્ઞાનિક રીતે સ્પષ્ટ કરી આપી છે.

(ક) રાજકીય ક્રાન્તિનો પ્રારંભ—મદનિકા માટે ભારે સાહસ કરનાર શર્વિલક સ્નેહનાં અનેક શમણાં સેવતો પોતાના પૂર્ણમનોરથ સમા રથમાં આવી રહ્યો છે; એટલામાં તો કોટવાલની આજ્ઞા તેના કાને પડે છે "ગોપાલપુત્ર આર્યક રાજા થશે" એવાં વિદ્વાનોનાં વચનથી ડરી ગયેલ રાજા પાલકે એને ઘોર કેદમાં નાંખ્યો છે, અને રક્ષકોને સાવધાન કર્યા છે. આવી કોટવાલની આજ્ઞાથી શર્વિલકનો મિત્રપ્રેમ જાગૃત થઈ ઊઠે છે અને મિત્રની સહાયે જવા વ્યાકુળ બનેલું હૃદય, જાનના જોખમે મેળવેલ પ્રિયતમાને પણ સાપની કાંચળીની જેમ ક્ષણવાર વિદાય આપી બાળવામાં ઝંપલાવે છે. "પ્રિયમિત્રને છોડાવીને જ ઝંપીશ" એવી દૃઢ પ્રતિજ્ઞા એના વીરત્વ અને લોખંડી હૃદયનો પરિચય કરાવે છે. મદનિકાને રેભિલને ત્યાં મૂકી આવવા તે સારથિને જણાવે છે, અને ભૂગર્ભની ક્રાન્તિ માટે તે ચાલ્યો જાય છે. શર્વિલકનો વિદાય વખતનો પ્રકોપ અને આત્મવિશ્વાસ બળવાના આરંભની એંધાણી અત્યારથી જ મૂકી જાય છે. "અહીં 'મૃચ્છકટિક'ના ગૌણ કથાનકનું

બીજ વિકાસોન્મુખ થયું છે. શૂદ્રકે ગૌણ કથાવસ્તુનું નિરૂપણ ભારે ચાતુર્ય અને કલાસૂઝથી કર્યું છે.

(૪) વિદૂષકનું આગમન : મહાનુભાવ ચારુદત્ત નિર્ધનતાના દોષથી વાકેફ છે એટલે દાગીનાનો દાબડો ચોર ચોરી ગયો છતાં પોતાના સ્વમાની સ્વભાવના કારણે તે પોતે જુગટામાં હારી ગયો એમ કહી તે ઘરેણાંના બદલામાં પ્રિય પત્નીની અતિ કિંમતી રત્નાવલી વસન્તસેનાને આપવા વિદૂષકને મોકલે છે. વિદૂષકના આગમનના સમાચારે હર્ષવિભોર બનેલ વસન્તસેના ચેટીને આદર સહિત વિદૂષક મહેલમાં પ્રવેશે તેમ આદેશ કરે છે.

ચેટી સાથેનો વિદૂષક એક એકથી ચડિયાતા સુસમૃદ્ધ આગારોને નિરખતો અને વર્ણવતો મહેલમાં પ્રવેશે છે. કવિએ વસન્તસેનાના આગારોનું લાંબુ પરંપરાગત વર્ણન કર્યું છે જે કથાવસ્તુના વેગમાં બાધક છે. અહીં વસન્તસેનાની સમૃદ્ધિ સિવાય બીજો કોઈ હેતુ સિદ્ધ થતો ન હોવાથી આ વર્ણન નાટ્યવિવેચનાની દૃષ્ટિએ શૂદ્રકનો નબળાઈનું જમા પાસું બન્યું છે. સંસ્કૃત સાહિત્યના કવિઓની સુપ્રસિદ્ધ વર્ણનકલા દ્વારા વ્યક્ત થતી વિદ્વત્તા, કલ્પનાવૈવિધ્ય અને કૌશલ્ય શૂદ્રકને સ્પર્શ્યા વિના કેમ રહી શકે ? આ વર્ણન દ્વારા કવિએ તત્કાલીન સમાજ ઉપર પૂરતો પ્રકાશ પાથર્યો છે. 'મૃચ્છકટિક'ના કર્તૃત્વ અને સમયનિર્ધારણમાં પણ આ વર્ણન મહત્વનો ભાગ ભજવે છે આ આઠ પ્રકોષ્ઠના વર્ણન પછી વસન્તસેનાની સ્થૂળકાય માતાનો વિદૂષક ઉપહાસ કરી પ્રસન્નકર હાસ્ય રેલાવે છે. વૃક્ષવાટિકામાં બિરાજેલ વસન્તસેનાને વિદૂષક ચારુદત્તના સંદેશ સાથે રત્નાવલી આપે છે. વસન્તસેના એના દ્વારા પોતે સંધ્યા સમયે ચારુદત્તને મળવા ઘેર આવશે તેમ સંદેશો કહેવડાવે છે. વસન્તસેના રત્નાવલી નહિ લે તેમ ઇચ્છતો વિદૂષક વસન્તસેના સહર્ષ રત્નાવલી લઈ લે છે તે જોઈને નવાઈ પામે છે, એટલું જ નહિ, ખિન્નતા અનુભવતો સાંજે તે પાછી આવશે એમ જાણી એને ગણિકાનો લોભ ■ દેખાય છે, અને તેથી મનોમન તે પોતાના મિત્ર ચારુદત્તને આ વેશ્યાની જાળમાં ન સપડાવા સમજાવવાનો નિર્ણય કરી પાછો જાય છે. વસન્તસેના સાંજે ચારુદત્તને મળવાનો નિર્ણય ચેટીને સંભળાવે ■ અને અકાળે ચઢી આવેલ વાદળાંને ગણકાર્યા વિના પ્રિયતમ ચારુદત્તને ઘેર જવાનો દૃઢ નિશ્ચય કરે છે. રત્નાવલી હેતુપૂર્વક ગ્રહણ કરી, પાછી વાળવાને બહાને વસન્તસેના ફરી એકવાર ચારુદત્તને મળવાની તક લે છે. થોડા જ સમયમાં ચારુદત્તના સ્વમાની સ્વભાવને પારખી ગયેલ વસન્તસેના ચારુદત્તથી ઉપકૃત થઈ હોય તેમ ચારુદત્તને મળવા જાય છે. પ્રેમની પરાકાષ્ઠાએ

પહોંચવા જતાં આ બે પ્રણયી હૃદયો સ્નેહના સાગરને પાર કરવા સદ્‌ગુણોની નાવ બનાવે છે. વેશ્યાવાસને પુલકિત કરનાર ગુણાનુરક્તા વસન્તસેના પ્રિયતમને મળવા ગમન કરે છે ●

## અંક પાંચમો

શૂદ્રકના કવિત્વનો ઉન્મેષ : કલ્પનાના વિવિધ રંગે રંગાઈને વર્ણનાત્મક શૈલીમાં આલેખાયેલું પાંચમા અંકમાં આવતું માવઠાનું વર્ણન આહ્લાદક છે. આ વૃષ્ટિવર્ણનના સંખ્યાબંધ શ્લોકો વર્ષાઋતુનું માદક વાતાવરણ ખડું કરી શૂદ્રકની કવિત્વ શક્તિનો પરચો બતાવે છે છતાં એ બધા કાવ્યોમેન્ષને કવિત્વના ઝબકારા લઈ આવેલ શ્લોકોનું રંગમંચ ઉપર નિર્વહણ કેટલા અંશે રસમય બને, તે પ્રશ્ન મોટો છે. નાટ્યવિવેચનાની દૃષ્ટિએ ટીકાપાત્ર બનેલા આ વર્ણનની નાટકીય રંગમંચની દૃષ્ટિએ સફળતા શક્ય નથી. વર્ષાઋતુના નિબિડ અંધકારમાં વસન્તસેના વિટ અને ચેટ સાથે ચારુદત્તના ઘેર અભિસારિકા બનીને જઈ રહી છે. તેથી વર્ષાના પ્રણયરંગે રંગાયેલાં કેટલાક વર્ણનો રસયુક્ત છે. કામને પ્રેરતી વર્ષાઋતુને પ્રયોજી, કામસુખ માટે ગયેલ વસન્તસેનાના વર્ણનમાં કવિના કાવ્ય-ઔચિત્યનું દર્શન થાય છે પાચમા અંકના અતિલંબાણયુક્ત આ વર્ણનમાં વિદૂષકનું હાસ્ય નોંધપાત્ર છે. આમાં વસન્તસેનાનો ચેટ કુમ્ભીલક વસન્તસેનાના આગમનની ખબર લઈને આવે છે. વિદૂષકનું પોતાના તરફ ધ્યાન ખેંચવા તે એને માટીનું ઢેફું મારે છે. પણ વિદૂષકનું ધ્યાન ખેંચાતું નથી. વિદૂષક આમતેમ નજર ફેરવે છે ત્યારે ચારુદત્ત જણાવે છે કે તે તો અગાસીના કબૂતરે પાડ્યું હશે. વિદૂષક એને મારવા જાય છે પણ ચારુદત્ત એ પ્રણયી કબૂતરોને મારવાની ના પાડે છે. કુમ્ભીલક એને ફરી મારે છે ત્યારે એના આગમનની તેને પણ જાણ થાય છે. આ પછી ઊખાણાં પૂછતો હોય તેમ કુમ્ભીલક વિદૂષકને પ્રશ્ન કરે છે જેનો જવાબ ભેગા કરી હાસ્યરસ જન્માવતી લાંબી ઉક્તિઓ બાદ 'વસન્તસેનાનો' જવાબ નીકળે છે. આ નવીન હાસ્યકલા શૂદ્રકની હાસ્યરસ નિષ્પન્ન કરવાની કુશળતાનો કલાત્મક નમૂનો છે.

વસન્તસેના ચારુદત્તને મળીને ચોરાયેલ સોનાનો દાબડો પાછો આપે છે. આ દાબડાને પાછો વાળનારને ભેટ આપવા તત્પર થયેલ ચારુદત્ત હાથમાંથી વીંટી કાઢવા જાય છે. તે પ્રાપ્ત ન થતાં નિર્ધનતાને કારણે નિરાશ બનેલ ફરી એકવાર

દીનતાના આક્રોશને વ્યક્ત કરે છે.[12] પ્રણયી કબૂતરોને હેરાન ન કરવાની આજ્ઞા આપતા ચારુદત્તનાં વચનોમાં સમભાવી પ્રણયી જીવન પ્રગટ થાય છે. ચારુદત્તના આંતરિક પ્રેમની એક ઉન્નત બાજુ કવિએ સુંદર રીતે વ્યક્ત કરી છે.

## અંક છઠ્ઠો

### પ્રવહણવિપર્યય

વસન્તસેના અને ચારુદત્તના પ્રેમનો ક્રમિક વિકાસ મૃચ્છકટિકના એકથી પાંચ અંકમાં સુંદર રીતે આલેખાયેલો છે. પાંચમા અંકમાં અભિસારિકા બનીને આવેલ વસન્તસેના ચારુદત્તના અંતઃપુરમાં પ્રવેશ પ્રાપ્ત કરે છે અને પ્રણયીઓનો પ્રણય પરિણયના આરે ઊભો છે. ગૌણ રાજકીય કથાનકનાં બીજ પણ આ અંકોમાં ઠીક ઠીક દૃઢ થયાં છે. સંઘર્ષ નાટકનો આત્મા હોવાથી રસનિષ્પત્તિ માટે અનિવાર્ય એવા સંઘર્ષનાં બીજ છઠ્ઠા અંકમાં નિક્ષિપ્ત થયેલ જણાય છે.

**વસન્તસેનાનો અંતઃપુરમાં પ્રવેશ :–** અંતઃપુરમાં પ્રવેશ પામેલ વસન્તસેના પ્રિયતમના પ્રેમપાશનાં શમણાં સાકાર થતાં સુખનિંદરને કારણે સવારે ઊઠી શકતી નથી. ચેટી તેને ઉઠાડે છે અને પુષ્પકરણ્ડક બાગમાં જવા રથ તૈયાર કરે છે તેમ ચારુદત્ત તરફથી સમાચાર આપે છે. ગણિકા વસન્તસેના ચારુદત્તના અંતઃપુરમાં પ્રવેશ પામી છે, એ ઘટના વસન્તસેનાના માન્યામાં ન આવતાં તે પૂછે છે કે શું હું સાચેજ અહીં અંતઃપુરના ચોકઠામાં પ્રવેશ પામી છું ? ત્યારે ચેટીનો નિપુણતાભર્યો જવાબ "न केवलमभ्यन्तरचतुःशालकम् सर्वजनस्यापि हृदयं प्रविष्टा" વસન્તસેનાને વધુ આનંદિત કરે છે. ચેટી અને વસન્તસેનાના વાર્તાલાપમાંથી પ્રગટ થતું વસન્તસેનાનું અહોભાવપૂર્ણ હૃદય, જીવન સાર્થકતા, ધન્યતા અને આનંદ કવિએ નાજુકાઈથી વર્ણવ્યાં છે. મનોરથ સાકાર થતાં સફળતાની હેલે ચઢેલ વસન્તસેનામાં કોઈ અલૌકિક ચેતનાનો સંચાર થયેલ જણાય છે. પાત્રને નેપથ્યમાં રાખીને પણ તેની ઉદાત્ત ભવિતવ્યતાને ચિતરનાર કુશળ કલાકાર શૂદ્રક ચારુદત્તની પત્ની ધૂતાનું ચારિત્ર્ય કલાત્મક રીતે પ્રગટાવ્યું છે ધૂતાને મન ચારુદત્ત જ આભૂષણ છે, પછી બાહ્ય આભૂષણ એવી રત્નાવલીને આપતાં શું દુઃખ થાય ? અત્યંત મૂલ્યવાન રત્નાવલીને અણીને સમયે આનંદથી આપતી ધૂતાનું પાત્ર તેની મહાનુભાવતાને વ્યક્ત કરે છે. એટલે જ વસન્તસેનાનું મસ્તક તેની પાસે નમી પડ્યું ને ?

---

૧૨. यद्दृष्टपूर्वजनसंगमविस्मृतानामेवं भवन्ति विफलाः परितोषकालाः ।

**માટીની ગાલ્લીનો પ્રસંગ –**

આ પ્રસંગ શૂદ્રકની નાટ્યકલામાં ચાર ચાંદ લગાવે છે આજ સુધીના નાટકોએ નાયક નાયિકાના નામ ઉપરથી શીર્ષક પ્રાપ્ત કરેલુ પણ નાટ્યકલાના કુશળ શિલ્પી કવિ શૂદ્રકે તેમા અણધાર્યો સુધારો કર્યો જે અત્યંત પ્રશંસનીય કહી શકાય [13] અત્યંત નાનુ છતા સમગ્ર નાટકના પાસાઓને આવરી લેતુ આ દૃશ્ય પ્રકરણ રૂપકનુ શિરમોર, અને તેથી જ શીર્ષકનુ અધિકારી બન્યુ છે આર્યચારુદત્ત અને ધૂતાની મહાનુભાવતાને મનોમન પ્રશંસતી વસન્તસેના ઉપકારનો પ્રત્યુત્તર કઈ રીતે વાળવો તેની વિમાસણમા પડી છે ત્યા તો ચારુદત્તની દાસી રદનિકા, ચારુદત્તપુત્ર રોહસેનને લઈ વસન્તસેના પાસે આવે છે વસન્તસેનાના હૃદયમા સ્નેહની ભરતી લાવનાર આ પુત્રને રડતો નિહાળી રદનિકાને તેનુ કારણ પૂછે છે રદનિકા જણાવે છે કે પડોશી ગૃહસ્થના છોકરાની સાથે સુવર્ણગાડીથી રમ્યા બાદ એવી જ સોનાની ગાડી માટે બાળહઠે ચડેલ તે આક્રંદ કરે છે રદનિકાએ માટીની ગાડી બનાવી આપી પણ તેનાથી સંતુષ્ટ ન થયેલ તેને તો સોનાની ગાડીનો આગ્રહ છે બીજાની સંપત્તિ જોઈને નિજ નિર્ધન અવસ્થાની પીડા અનુભવતા રોહસેનની આ દશા નિહાળી, વિધિની વિપરીતતાને વખોડી વસન્તસેના તેના ઘરેણા માટીની ગાડીમા મૂકી અશ્રુ સારે છે 'મા'ની ઓળખાણ કરાવતા રોહસેનનુ વ્યક્તિત્વ અત્યંત કુશળતાપૂર્વક આલેખાયુ છે વસન્તસેનાને આભૂષણયુક્ત જોતા તે તેની માતા ન હોઈ શકે, તે મુગ્ધતા વસન્તસેનાને મર્મસ્પર્શી અસર કરે છે આ માટીની ગાલ્લીનો પ્રસંગ નાટકના હાર્દ અને વસ્તુગ્રથનની દૃષ્ટિએ ઘણો અગત્યનો છે

(૧) વસંતસેનાનો પ્રેમદોર ચારુદત્તના સ્વજન સુધી વિસ્તર્યો છે તે હકીકત આ પ્રસંગથી સ્પષ્ટ થાય છે જે વસંતસેનાના પ્રેમની પવિત્રતાને પ્રગટ કરે છે

(૨) 'यद्यस्माकमार्या जननी तदिकमर्थमलङ्कृता ।' એવા રોહસેનના મુગ્ધતાભર્યા પ્રશ્નના જવાબમા વસન્તસેના સર્વ અલંકારો ઉતારી માટીની ગાલ્લીમા મૂકે છે અને 'કુલવધૂપદ પ્રાપ્ત કરવા અધિકારી બને છે થાય છે રોહસેનની સાચી માતા બનવા તે પણ બાહ્ય અલંકારોને ત્યજે છે

---

13 Sudrak has done well in departing from bold method of choosing the hero and heroine s names for the title of his drama Dr G K Bhat

(૩) મનુષ્યની ભાગ્યદશા પણ ગાડીના ચક્રના આરાની માફક ફર્યા કરે છે. चक्रारपंक्तिरिव गच्छति भाग्यपंक्तिः નું સૂચન પણ અહીં જણાય છે. ચારુદત્તની દરિદ્રતા હવે સમૃદ્ધિમાં પરિણમશે તેનું સૂચન નથી શું ?

(૪) વસ્તુગ્રથનની દૃષ્ટિએ આ પ્રસંગ દૂરોગામી અસર ઉપજાવનારો નિવડે છે. જે ઘરેણાંના પ્રદાન દ્વારા વસન્તસેનાએ ચારુદત્ત અને સ્વજનનાં દિલ જીતી લેવાશે એમ માન્યું હતું તે ઘરેણાં ક્ષણ માટે રોહસેનને આનંદ આપનારાં બને છે પરંતુ આ ઘરેણાં જ કોર્ટમાં વિદૂષકના હાથમાંથી સરી પડતાં ચારુદત્તની વિરુદ્ધમાં પુરાવો પૂરો પાડે છે અને ચારુદત્ત માટે પ્રાણઘાતક નિવડે છે. સામાજિક વિષમતાઓનું દ્યોતક[14] આ દૃશ્ય ભાવિ કરુણતાનાં બીજ નિક્ષિપ્ત કરે છે. ડૉ. રામશંકર તિવારીના શબ્દોમાં "मिट्टीके पात्र और मिट्टीवाली कला, 'मानुष' वातावरण और मानुषी शिल्प योजना। ऐसी अवस्थामें 'मिट्टीकी गाडी' के अतिरिक्त भला अन्य कौन–सा व्यंजनापूर्ण अभिधान हो सकता।"

પ્રવહણવિપર્યય પ્રસંગ :– રથના બદલાઈ જવાનો પ્રસંગ શૂદ્રકની નાટ્યકલાનો દ્યોતક છે. અર્વાચીન અને પ્રાચીન ભાવકોને પ્રીતિપાત્ર બનાવનાર આ દૃશ્ય વસ્તુગ્રથનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. નાટકમાં અનિવાર્ય એવા સંઘર્ષના તત્ત્વને માટે સંસ્કૃત સાહિત્યમાં મોટે ભાગે ક્રોધ, શાપ, સ્વાર્થ કે પ્રપંચ જેવાં અદ્‌ભુત કે અલૌકિક તત્ત્વોનો સહારો લેવામાં આવતો હતો. પરંતુ શૂદ્રકે એક અતિ સ્વાભાવિક ગેરસમજુતી કે ભૂલથી આ નાટ્ય સંઘર્ષને પ્રાદુર્ભૂત કર્યો છે. "પ્રવહણવિપર્યય" નાટકમાં સંઘર્ષ ઉત્પન્ન કરવાની સાથે સાથે મુખ્ય અને ગૌણ કથાનકને સાંકળી લે છે.

ચારુદત્તનો ચેટ વર્ધમાનક ચારુદત્તની આજ્ઞા પ્રમાણે વસન્તસેનાને લેવા ચારુદત્તને ઘેર આવે છે અને વસન્તસેનાને આવવા કહેવડાવે છે ત્યારે વસન્તસેના એને થોડીવાર રોકાવા કહે છે. વર્ધમાનક બેસવાની ગાદી ભૂલી ગયો હોવાથી અને બળદિયા તોફાની હોવાથી ગાડી સાથે જ પાછો ફરે છે. આ રીતે ચારુદત્તનું વાહન ત્યાંથી દૂર થાય છે. એ પછી શકારનો ચેટ સ્થાવરક ત્યાં આવે છે. રસ્તામાં ગામડાંના ગાડાંથી રસ્તો રોકાયો છે. આગલી રાતે વરસાદ પડ્યો હોવાથી કાદવ થયો છે અને ગાડું તે કાદવમાં ખૂંપી જવાથી માર્ગ રોકાયો છે તેથી ચારુદત્તના બારણે શકારની ગાડી ઊભી રાખી ચેટ તે ગાડું કાઢવા જાય છે. તે દરમ્યાન

14. It will be seen that love of वसन्तसेना and चारुदत्त, their union, the hopes & fears of the two loves, their entire happiness and tragedy of their life all symbolised by the whole incident of the clay cart.

વસન્તસેના શકારના રથને ચારુદત્તનો રથ માની બેસી જાય છે. સ્થાવરક ગાડાં દૂર કરી ત્યાં આવે છે. એને રથ ભારે ભારે લાગે છે. પણ એ પોતાને લાગેલા થાકને કારણે છે તેમ માની વિશેષ તપાસ કર્યા વિના જ ગાડી હંકારે છે. વર્ધમાનક ચેટ બેસવાની ગાદી લઈ ચારુદત્તના બારણે આવી ઊભો છે ત્યારે શર્વિલક વગેરેના અથાગ પ્રયત્નથી કેદમાંથી નાસી છૂટેલ આર્યક લપાતો-છૂપાતો ચારુદત્તની ઓઝલવાળી ગાડીનો આશ્રય લે છે. વર્ધમાનક બેડીના ખખડાટને નૂપુરનો ઝણકાર માની વસંતસેના આવી ગઈ છે તેમ સમજી રથ હંકારે છે. આ રીતે અતિ સ્વભાવિક ક્રમમા પ્રવહણનો વિપર્યય થાય છે. કમનસીબે બંને રથનું લક્ષ્ય સ્થાન પુષ્પકરણ્ડક બાગ જ છે. જવાના રસ્તા અને બેસનાર માત્ર જુદા છે

ચારુદત્તનો રથ રસ્તામાં વીરક અને ચંદનક તપાસવા રોકે છે, પણ ચંદનક કોઈ અગમ્ય કારણસર અંદર રહેલ આર્યક તરફ સહાનુભૂતિ બતાવી જવા દે છે. અહીં એક પ્રશ્ન ઉદ્ભવે કે ચંદનક અને વીરકનો કલહ અને એમણે ઊભા કરેલ સંદેહવચનથી વર્ધમાનકને જાણ નહિ થઈ હોય કે તે વસન્તસેના નહિ પણ કોઈ બીજી વ્યક્તિને લઈ જાય છે ? તે માટે કહી શકાય કે વર્ધમાનકને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તે વસન્તસેના સિવાય અન્યને લઈ જઈ રહ્યો છે. રંગમંચની દૃષ્ટિએ જોતા ચંદનકનો સંવાદ જનાન્તિક છે. એટલે જેમ વીરકને સંભળાવવા માટે નથી તેમ વર્ધમાનકને સંભળાવવા માટે પણ નથી.

શકાર તો રાજાનો સાળો હોવાથી એની ગાડી રોકટોક વિના જ સ્વાભાવિક સરળતાથી આગળ વધે છે. શકારના ચેટને ગાડી ભારે લાગ્યાનો સંશય ઉદ્ભવતો હતો પણ તેનું સ્પષ્ટીકરણ શ્રમરૂપે થયું હતું. વસન્તસેનાને આ પ્રવહણવિપર્યયનો ખ્યાલ સરખોય ન આવે તે સંભવિત છે કારણ કે પ્રિયતમ ચારુદત્તને નિહાળવા માટે ઉત્સુક હૃદય મનસુબવિચારમાં જ લીન છે. અપશુકન અને અમંગળ દર્શન માટે પણ માંગલ્યસ્થાન વસન્તસેના માટે ચારુદત્ત જ માંગલ્યસ્થાન છે, "किं न्विदं स्फुरति दक्षिणं लोचनम्। अथवा चारुदत्तस्यैव दर्शनमनिमित्तं प्रमार्जयिष्यति।" ચારુદત્તના મંગલ નામસ્મરણે સર્વ અમંગલ દૂર થશે તેવા વિશ્વાસવાળી વસન્તસેનાને શંકાનો વાયરો ક્યાંથી સ્પર્શે ? ઉદ્યાન નજીક આવતાં ચેટનો અવાજ જૂદો લાગતાં તેને સંશય થાય છે. પણ સારથિ બદલ્યો હશે તેમ મન મનાવે છે.

પ્રવહણવિપર્યય અંતે એક અસંગત અવસ્થાને જન્માવે છે. ચારુદત્તની ગાડી શકારની ગાડી પછી બાગમાં જવા નીકળી હતી. વળી ચારુદત્તની ગાડીને વીરક અને ચંદનક અટકાવે છે છતાં ચારુદત્તની ગાડી વહેલી પહોંચે અને

શકારની ગાડી પછી આવે તે અસંગત જણાય છે. પણ કુશળ કવિએ તો સ્પષ્ટ સૂચન કર્યું છે કે વર્ધમાનક ચેટ અને સ્થાવરક ચેટનો સ્વામી પ્રત્યેનો સ્નેહ જ આનું મુખ્ય કારણ છે. વર્ધમાનક ચેટ ચારુદત્તનો વફાદાર સેવક હતો. વસંતસેના પ્રતિ ચારુદત્તનો સ્નેહ તે જાણતો હતો. તેથી ટૂંકા રસ્તે ઝડપથી ગાડી ચલાવી, ચારુદત્તને પ્રિયતમાના સંગમ માટે ઉત્સુક થતો નિહાળી, સ્વામીને સંતોષ આપવા અતિ ઉતાવળે ગયો હશે. જ્યારે સ્થાવરક ચેટ લહેરી લાલો છે. તેને સ્વામી શકાર પ્રત્યે આદરભાવ નથી. શકારની તુમાખી અને મિથ્યાભિમાન માટે તેને ઘૃણા છે. શકારની શિક્ષાના ભયથી, મમતાથી નહિ, સ્વચ્છંદતાપૂર્વક શીતળ છાયાનો આશ્રય લેતો, સ્વામીના સંગથી મગરૂબી અને રોફમાં ધીમે ધીમે ચાલતો હશે તે સ્વાભાવિક છે.

શૂદ્રકની વાસ્તવલક્ષી નાટ્યકલાસિદ્ધિનો દ્યોતક આ પ્રસંગ અત્યંત સ્વાભાવિક-પણે નિરૂપાયો છે. જો કે દૈવની પ્રબળતા તેમાંથી સિદ્ધ થાય છે છતાં નાટ્યસંઘર્ષની લૌકિકતા ઓછી નથી જણાતી.

કર્ણાટકલહ પ્રસંગ :–

આર્યકને વાસવદત્તા સમજી લઈ જતા વર્ધમાનક ચેટને ઉજ્જયિની નગરીના બે રાજરક્ષકો અટકાવે છે. આ ગાડી ચારુદત્તની છે અને વસંતસેનાને ચારુદત્ત સાથે પ્રણય માટે પુષ્પકરણ્ડક ઉદ્યાનમાં લઈ જવામાં આવે છે, તે સાંભળતાં પ્રથમ દૃષ્ટિએ તો ચારુદત્તની મહાન કીર્તિને કારણે ચંદનક ગાડી તપાસ્યા વિના જવા દે છે. પણ વિશ્વાસ ન રાખનાર વીરક પોલીસ ફરજપાલનની ઉત્કટતા પ્રકટ કરે છે. ચંદનક ગાડી તપાસી આર્યકની શરણાગતોઽસ્મિ ની વિનંતીને સહસા 'अभयं शरणागतस्य' કહી સ્વીકારે છે. સંકોચ સાથે બોલવામાં સ્ત્રીલિંગના બદલે પુલિંગના પ્રયોગથી વીરકને શંકા જાય છે અને તે જાતે ગાડી તપાસવા ચઢે છે ત્યારે પોતાની પ્રતિષ્ઠાની અને માનની હાનિ થશે એમ જાણી વીરકને નીચે ઉતારી કર્ણાટ કલહ કરે છે. બંને ક્રમે કરી હજામ અને મોચી છે તેથી જાતિ યાદ કરતાં કોણ કોને ગાળ આપે ? વીરકને નીચે ઊતરવું પડ્યું તથા ધૂવાંપૂવાં થતો તે ચંદનક સાથે કલહ કરે છે જે કર્ણાટક દેશમાં થતા કલહના પ્રકારનો હોઈ કર્ણાટકલહ કહી શકાય પ્રવહણવિપર્યયના પ્રસંગથી અનિષ્ટ આશંકાઓથી ધબકતાં પ્રેક્ષકોનાં હૈયામાં હામ પૂરવામા ભારે થયેલ વાતા-વરણમાં હાસ્યરસની હળવાશ સ્ફુટ કરવામાં અને તે દ્વારા તત્કાલીન સમાજના નીચલા વર્ગનું તાદૃશ ચિત્ર ખડું કરવામાં શૂદ્રકે યોગ્ય સૂઝ દાખવી છે. તત્કાલીન ઓની બોલવાની લઢણનો પરિચય કવિએ ટૂંક સંવાદ દ્વારા આપ્યો છે.

૧ કલહમાં ચંદનક આર્યકને તલવારની ભેટ ધરી ગાડીવાનને રવાના કરે છે

અને આર્યકની ટોળીમાં ભળી જવાની પ્રતિજ્ઞા સાથે ત્યાંથી નાસી છૂટે છે. ચંદનક ઉપર ઉપકારની તમન્ના સેવતો, ચારુદત્તને ફરી નિરખવા ઇચ્છતો આર્યક રક્ષાતો ગાડીમાં રવાના થાય છે. આ પ્રસંગ દ્વારા કુશળ નાટયકારે ફરી એકવાર ગૌણ રાજકીય કથાતંતુને અક્ષુણ્ણ રીતે આલેખ્યો છે. દૂરોગામી અસર ઉત્પન્ન કરનાર આ પ્રસંગો ત્વરિત ગતિથી કથાવસ્તુના વેગને આગળ ધપાવે છે અને ભાવિ આપત્તિના બીજ નિક્ષિપ્ત કરતાં જાય છે.

(અ) વસન્તસેનાનું રોહસેનને દાગીનાનું પ્રદાન

(બ) શકારના વાહનમાં પ્રવહણવિપર્યયના કારણે વસન્તસેનાનું પ્રસ્થાન

(ક) વર્ધમાનકનું રાજરક્ષકોને નિવેદન કે વસન્તસેનાને પુષ્પકરંડક બાગમાં ચારુદત્ત પાસે લઈ જવામાં આવે તે અને વીરક–ચંદનકનો કર્ણાટકલહ–આ સર્વ દૃશ્ય ઉત્કાંતિદૃષ્ટિથી નાટયકારે કુશળતાથી આલેખ્યાં છે, “પડે છે ત્યારે સઘળું પડે છે” એ ન્યાયે આ સર્વ ઘટના ચારુદત્ત માટે બને છે.

## સાતમો અંક

### આર્યક–અપહરણનો પ્રસંગ

સાતમો અને આઠમો અંક છઠ્ઠા અંકના સ્વાભાવિક પરિણામ સ્વરૂપે નિરૂપાયા છે. અન્ય અંકોના પ્રમાણમાં સાતમો અંક નાનો છે અને એમાં વસ્તુ-ગ્રથનની કોઈ સૂક્ષ્મ ખૂબી નથી. ચારુદત્તની કીર્તિની સુવાસ નગરમાં એટલી પ્રબળ છે કે આર્યકને ચારુદત્ત આગળ હાજર થતા જરા પણ સંકોચ થતો નથી. આર્યકનું ચારુદત્ત આગળ પ્રગટ થવું, શરણ માટે પ્રાર્થના, ચારુદત્તનું અભયવચન અને આર્યકને પોતાની ગાડી દ્વારા નાસી છૂટવા માટે એણે કરી આપેલી અનુકૂળતા–આ બધી વિગતોનું નિરૂપણ આ અંકમાં છે. ચારુદત્તના ચારિત્ર્યની મહાનુભાવતા પ્રગટ કરવાની ફરી એકવાર અહીં કવિએ તક લીધી છે. રાજદ્રોહી આર્યકને રક્ષણ આપવામાં અને એને પોતાની ગાડીમાં સલામત રીતે નાસી છૂટવાની તક કરી આપવામાં એ જે સાહસ કરી રહ્યો હતો એની ગંભીરતાથી ચારુદત્ત સભાન હતો અને છતાં એ આ કાર્ય સ્વેચ્છાએ કરે છે તે એનો પરોપકારી સ્વભાવ પ્રગટ કરે છે.

આ અંકમાં જે ઘટનાનું નિરૂપણ થયું છે તેને એકાદ અર્થોપક્ષેપક કે સૂચન દ્વારા સૂચવી શકાઈ હોત. આમ છતાં એને સ્ટેજ ઉપર ભજવાતું નાટકકારે બતાવ્યું તે પણ જ સાર્થ અને સચક છે. ન્યાયાલયમાં ચારુદત્ત જે અજબ

ગંભીર માન ધારણ કરે છે એનાં મૂળ આ પ્રસંગમાં રહેલાં છે. વસન્તસેના કેવી રીતે મૃત્યુ પામી એ બાબત ચારુદત્તને મન કોયડો છે. પણ સાથે સાથે પોતાની સ્થિતિ સ્પષ્ટ કરવા માટે પણ તે લાચાર છે. કારણ કે તેણે આર્યકને અભયદાન આપ્યું છે, આર્યકને આપેલું રક્ષણ તથા તે દ્વારા એણે કરેલું રાજવિરોધી વર્તન એને સાદ્યન્ત મૌન રાખવા બાધ્ય કરે છે. પોતાને માથે આવેલા હૃદય-વિદારક અપવાદ વખતે પણ એણે રાખેલા મૌનમાં આર્યકને હાનિ ન થાય તે હેતુ રહેલો છે જે એની મહાનુભાવતા પ્રગટ કરે છે. ન્યાયાલયમાં ચારુદત્તના મૌનને સમજવા માટે આર્યક–ચારુદત્તનો આ આખોય સંવાદ સ્ટેજ ઉપર રજુ કરવો ઘણો જ જરૂરી છે. આમ ચારુદત્તના માનસિક વ્યાપારને સમજવા માટે આ અંકનો પ્રયોગ અત્યંત આવશ્યક છે.

શૂદ્રકની સંવાદકલાનો પરિચય પણ આપણને આ અંકમાં પ્રાપ્ત થાય છે આર્યકનો ચારુદત્ત તરફનો આભાર અને ઋણસ્વીકાર કવિએ કલાત્મક રીતે સંવાદાત્મક શ્લોકમાં નિરૂપ્યો છે.

चारुदत्तः—क्षेमेण व्रज बान्धवान्
आर्यक—ननु मया लब्धो भवान्बान्धवः
चारुदत्तः—स्मर्तव्योऽस्मि कथान्तरेषु भवता
आर्यकः—स्वात्मापि विस्मर्यते ।
चारुदत्तः—त्वां रक्षन्तु पथि प्रयान्तममराः
आर्यकः—संरक्षितोऽहं त्वया
चारुदत्तः—स्वैर्भाग्यैः परिरक्षितोऽसि
आर्यकः—ननु हे तत्रापि हेतुर्भवान् ।

સાતમા અંકના અંતમા આપણે જોઈ શકીએ છીએ કે ચારુદત્ત બાગમાંથી જલદીથી રવાના થઈ જવાની ઉતાવળમા છે. જતાં જતા એને સામે બૌદ્ધ શ્રમણ આવતો દેખાય છે. શ્રમણનુ દર્શન અપશુકનકારક ગણાતું હશે તેથી ચારુદત્ત બગીચામાં પ્રવેશતા શ્રમણને પરિહરવા બીજે રસ્તે રવાના થાય છે. કવિએ અહીં એક કુશળ નાટકકારને છાજે તેવી નાટ્યકલાની સૂક્ષ્મ ચોકસાઈ બતાવી છે. આઠમા અંકનો આરંભ આ શ્રમણકની ઉક્તિથી જ થાય છે. ચારુદત્તના નિર્ગમન અને શકારના આગમનના સમયમાં ઘણો મોટો સમયનો ગાળો નહિં રહ્યો હોય પણ અહીં બન્ને કારણસર જુદા જુદા માર્ગે આવાગમન કરે છે અને મળતા નથી. ચારુદત્ત અને શકારનો મેળાપ કેમ ન થયો તેનું પ્રતીતિકારક કારણ આ રીતે અહીં મળે છે. શૂદ્રકની આ ચોકસાઈ એની નાટ્યકલાની એક ખાસ વિશિષ્ટતા છે. ●

# આઠમો અંક

## વસન્તસેનામોટન અંક

છઠ્ઠા અંકમાં પ્રવહણવિપર્યય દ્વારા સંઘર્ષ અને નાયકનાયિકાના કારુણ્યનાં જે બીજ કવિએ નિક્ષિપ્ત કર્યાં હતાં, તેમાં નાયિકાના કારુણ્યની પરાકાષ્ઠા આ અંકમાં નિરૂપાઈ છે. એટલે આ અંક પણ છઠ્ઠા અંકનું જ સ્વાભાવિક પરિણામ છે. વસ્તુસંકલનાના સંકલ્પમાં 'ખલસ્વભાવ'નું નિદર્શન કરાવવાનો કવિનો એક આશય મૂકાયો છે. આ ખલસ્વભાવને કવિએ નગ્નસ્વરૂપમાં અહીં ચિત્રિત કર્યો છે. પ્રથમ અંકમાં પોતાની દુષ્ટતા બતાવી અદૃશ્ય થયેલો અને વચ્ચે વચ્ચે વસન્તસેનાને પૈસા દ્વારા આત્મસાત્ કરવાના પ્રયત્નોથી ભાવિકોને ઉત્તેજિત કરનારો ખલનાયક "શકાર" અહીં એની દુષ્ટતાની હદે જાય છે.

શરૂઆતમાં બાગમાં પ્રવેશેલો બૌદ્ધ ભિક્ષુ સંસારની અસારતા અને સંયમના મહત્ત્વનું તત્ત્વજ્ઞાન બતાવતો પોતાનું લાલ વસ્ત્ર ધોતો બતાવવામાં આવ્યો છે. આ તત્ત્વજ્ઞાન તત્કાલીન જ્ઞાનચર્ચાનું નિદર્શક જણાય છે. પોતાના બાગમાં વાવડીમાં આ રીતે વસ્ત્ર ધોતા સાધુને પડકારતો શકાર ત્યાં હાજર થાય છે. શકાર બૌદ્ધ ભિક્ષુને જુદી જુદી રીતે ગાળો ભાંડતો પરેશાન કરે છે. બૌદ્ધ ભિક્ષુને પરેશાન કરવાનાં કારણોમાં એની નાલાયકી અને છિદ્રાન્વેષી દૃષ્ટિનાં દર્શન થાય છે. "તેં નહિ તો તારા બાપે ગાળ દીધી હશે" એમ કહેનાર પેલા લોકવાર્તાના વરુની યાદ આપતો શકાર આ અંકના આરંભમાં જ પોતાની વક્ર વર્તણૂક દ્વારા સૌનાં ચિત્ત વિક્ષિપ્ત કરે છે અને વસન્તસેનાના આગમને એની આ દુષ્ટ લીલા મન મૂકીને વિસ્તરે છે. મોડા આવેલા સ્થાવરક ચેટને ગાળો ભાંડતો શકાર બાંત્રેવી દીવાલથી જ ગાડીને લઈ આવવા આદેશ આપે છે. ગાડી તૂટી જાય, બળદ મરી જાય કે ચેટ નાશ પામે એનો એની પોતાની હઠ આગળ કોઈ હિસાબ નથી. એના આ અધમ સ્વાર્થ નિરૂપણ દ્વારા કવિએ એના આગામી પાશવી કૃત્ય માટે પ્રેક્ષકોમાં ઠીક ઠીક માનસિક ભૂમિકા ઉત્પન્ન કરી છે.

રથમાં રાક્ષસી બેઠી છે એવા ચિંતના વિધાનથી ભયભીત થયેલો શકાર જ્યારે વસન્તસેનાના આગમનને જાણે છે ત્યારે સર્વ પ્રથમ તો એની પિશુનતા અને ચાટુકરિતા (ખુશામત કરવાની વૃત્તિ)થી વસન્તસેનાને રીઝવવા પ્રયત્ન કરે છે. કામાન્ધ બનેલો તે એના પગે પડવા સુધીની તૈયારી બતાવે છે. ચારુદત્તના પ્રણયનું ભાજન બનેલી અને એના અંતઃપુરની અધિકારિણી થયેલી વસન્તસેના હવે પહેલાંની જેમ

ભયભીત કે સાવ મુગ્ધા રહી નથી. તે શકાર આગળ જરા પણ પ્રણિપાત કરતી નથી. ચારુદત્તના પ્રેમથી એના હૃદયમાં આત્મગૌરવ, નિષ્ઠા અને નિર્ભીકતાનો પ્રવેશ થયો છે. પોતાની પાસે વિહ્વળ થઈને આવેલા શકારને તે એક લાત મારે છે અને એના દુઃસહ સ્વભાવનો ભોગ થઈ પડે છે. શકાર વિટ અને ચેટ દ્વારા વાસવદત્તાનું ખૂન કરવા ઇચ્છે છે પણ બન્ને પાત્રો પોતાની સમજદારી અને પાપથી દૂર રહેવાની વૃત્તિ પ્રગટ કરી આ કાર્યમાં શકારને સાથ આપતાં નથી. શકાર તે બન્નેને ચાલાકીથી દૂર કરે છે. "આંબાનું વૃક્ષ સેવીને હું પલાશ-વૃક્ષ નહિ સ્વીકારું" એમ હિમ્મતપૂર્વક કહેતી વસન્તસેનાનું ગળું શકાર દબાવી દે છે. વિટ અને ચેટ આવે છે ત્યારે એ નિર્લજ્જતાપૂર્વક પોતાના પાશવી કૃત્યની બડાઈ હાંકતો ઊભો રહે છે. વિટ શકારને એના નિર્દયી કૃત્ય માટે ધૂત્કારી, ક્રાન્તિકારીઓની ટોળીમાં ભળી જવાનો નિર્ધાર કરે છે. ગરીબ ચેટ શકારની દુષ્ટતાના ભયથી એના હુકમનું પાલન કરતો ઘેર જાય છે. શકાર ફરી એક વાર વસન્તસેના ખરેખર મૃત્યુ પામી છે કે નહિ તેની ખાત્રી કરી, વસન્તસેનાના ખૂનનો આરોપ ચારુદત્ત ઉપર નાખી પોતાના વેરનો બદલો લેવાનો દૃઢ નિશ્ચય કરી સહૃદયોને અકળાવતો ઘેર જાય છે.

આ અંકમાં વસન્તસેના અને (શકારના) વિટના માનસિક વ્યાપાર અને એમણે લીધેલા વલણની બાબતમા વિદ્વાનોએ પ્રશ્ન ઊભો કર્યો છે. ડૉ. જી. કે ભટ માને છે કે[15] આઠમા અંકમાં વસન્તસેનાએ શકાર તરફ જે વલણ બતાવ્યું છે તે ડહાપણ ભરેલું નથી. એણે થોડી ચાલાકી અને યુક્તિપૂર્વકની સમજદારી બતાવવાની જરૂર હતી. જો આમ કર્યું હોત તો તે શકારને મૂર્ખ બનાવી શકી હોત. આ આપત્તિ વહોરી લેવામાં વસન્તસેના પણ કંઈક અંશે જવાબદાર છે તેમ તેઓ માને છે.

આ પ્રશ્નનો જવાબ કવિએ પોતે જ વસન્તસેનાના શબ્દો, વાણી તથા વલણથી સ્પષ્ટ કરી આપ્યો છે. વસન્તસેનાના સવારના ચેટી સાથેના સંવાદમાંથી આપણે જોઈ શક્યા હતા કે અંતઃપુરપ્રવેશના પ્રાપ્ત થયેલા અધિકારે વસન્ત-

15. But Vasantasena too can not escape a little blame in inviting the ghastly death on herself. In her encounter with Sakar in act I, she uses a little tact though she does not conceal her distaste for Sakar. Here in the old park when she was completely helpless, there was greater reason for using tact.—Preface to Mricchakatika P. 62

એનાને નવજીવન બક્ષ્યું છે. ચારુદત્તના પ્રેમ માટે તે પહેલેથી જ ભારે ગૌરવાન્વિત છે. ચારુદત્ત માટેની એની પ્રેમનિષ્ઠા ઘનિષ્ટ અને અત્યંત પ્રબળ છે. શકાર માટેનો એનો ઊંડો ધિક્કાર આપણે પ્રથમ અંક તથા ચોથા અંકના આરંભમાં જોયો છે. એના આ નવ વ્યક્તિત્વના સંદર્ભમાં એના આ વર્તનનો વિચાર કરીએ તો એનું આશ્ચર્ય આપણને સ્વાભાવિક લાગે છે વસન્તસેના શકારને ખૂબ જ ધિક્કારે છે ચારુદત્તને મળવાનો અને પ્રેમ કરવાનો મનોરથ લઈને આવેલી વસન્તસેના એને બદલે દુષ્ટ શકારને જ સામે જુએ ત્યારે પોતાના મનોરથની નિષ્ફળતાને કારણે એનામાં આવેલી નાસીપાસી (frustration) એને આટલી બધી ઉગ્ર બનાવી દે તે સ્વાભાવિક લાગે છે. વળી વસન્તસેના ચારુદત્ત તરફ એટલી બધી પ્રેમાળ છે કે તે કૃત્રિમતા માટે કે ચાલાકી માટે પણ કોઈની સાથે પ્રેમ કરવાનું વિચારી શકે તેમ નથી. એણે પોતે જ કહ્યું છે તેમ એક વાર "આંબાને પ્રેમ કરીને તે પલાશને નહિ સ્વીકારે". ચારુદત્તના અનન્ય પ્રેમે એનામાં આ ખુમારી આણી છે એટલે એનું વર્તન સાવ સ્વાભાવિક લાગે છે.

આ જ રીતે આઠમા અંકમા શકારના વિટનું વર્તન પણ આ વિદ્વાનોને ન સમજી શકાય તેવું લાગ્યું છે. વસન્તસેનાને શકારના હાથમાં સોંપીને એણે પોતાની મુર્ખાઈ બતાવી છે અથવા શકારની નીચતાને તે પૂરેપૂરો ઓળખી કર્યો નથી.[16]

આ મુદ્દાનો જવાબ પણ વિટના વર્તનમાંથી જ મળી રહે છે વિટને મતે વસન્તસેના ગુણયુક્ત હોવા છતાં એણે એનો હંમેશા વેશ્યાના સંદર્ભમાં જ વિચાર કર્યો છે. પ્રથમ અંકમાં વિટ વસન્તસેના તરફ સદ્ભાવી છે છતાં એણે વસન્તસેના ગણિકા હોવાને નાતે એને "सममुपचर भद्रे सुप्रिय चाप्रियं वा" એવી સલાહ આપી છે. વસન્તસેનાએ અનિચ્છાએ પણ શકારને પોતાની જાતનું સમર્પણ કરવું જોઈએ તેમ તે માને છે. વસન્તસેનાના ચારિત્ર્યની ચિંતા તો એને છે જ નહિ. વસન્તસેનાના ઉદાત્ત પ્રણયને પણ તે સમજી શક્યો નથી. એને તો માત્ર એટલું જ લાગે છે કે સ્વમાનને કારણે વસન્તસેના પોતાની હાજરીમાં શકારને વશ વર્તશે નહિ એકાંત વસન્તસેનામાં કામ જાગૃત કરશે એવી ગણત્રીથી તે બન્ને વ્યક્તિઓને એકાંત આપવા દૂર ચાલ્યો જાય છે. શકારની નીચતાથી તે અજ્ઞાત છે એમ પણ નથી. પોતે વૃક્ષની ઓથે રહી શકારનું વર્તન નિહાળે છે પણ

16. What is difficult to explain in this episode is the part of the Vita. He is either a fool, or probably he did not imagine the depth of Sakar's wickedness. —Dr. O. K. Bhat

શકારની ફૂલની માળા પહેરી વસન્તસેનાને પ્રેમ કરવાની ચાલાકીથી વિટ સાચેજ શકાર હવે પ્રેમી બની ગયો છે એમ માની ભ્રમમાં પડે છે, તથા ચેટને સમજાવવા ચાલ્યો જાય છે. આમ વિટ પણ શકારની ધૂર્ત ચાલાકીનો ભોગ બન્યો છે. શકારના સંસર્ગમાં પણ વિટ અને ચેટ પોતાના સ્વભાવની નિર્મળતા જાળવી શક્યા છે તે ખરેખર એનું વ્યક્તિત્વ બતાવે છે.

આઠમા અંકમાં પણ કવિએ કથાવસ્તુના ગ્રથનની સૂક્ષ્મ ચોકસાઈ રાખી છે. ચેટને મનાવીને પાછો આવતો વિટ રસ્તામાં વૃક્ષના પડવાથી દબાઈને મરી ગયેલી સ્ત્રીનો ઉલ્લેખ કરે છે અને સ્ત્રીને મારી નાખનાર વૃક્ષ ઉપર પોતાનો આક્રોશ વ્યક્ત કરે છે. મૃત સ્ત્રીના દર્શનથી એના મનમાં પણ વસન્તસેનાના જીવન અંગે શંકા ઉદ્ભવે છે અને એનું શંકાશીલ મન ભય અનુભવે છે. આ મૃત સ્ત્રીનો ઉલ્લેખ તત્ક્ષણે તો બહુ મહત્ત્વનો લાગતો નથી પણ ચારુદત્ત ઉપર જ્યારે કેસ ચાલે છે ત્યારે વીરક આ મૃત સ્ત્રીનો અહેવાલ ન્યાયાલયમાં લઈ આવે છે. આ મૃત સ્ત્રીનો ઉલ્લેખ જો અહીં વિટ દ્વારા ન કરાવ્યો હોત તો નવમા અંકમાં વીરક દ્વારા "હિંસક પ્રાણીઓથી ખવાઈ ગયેલા સ્ત્રીના શબ"નો અહેવાલ કાંતો પ્રેક્ષકોને અદ્ભુત લાગત અથવા એ હકીકત અપ્રતીતિકર કે ખોટી છે એમ માનવા પ્રેક્ષકો પ્રેરાત. જો કે આધુનિક રહસ્યમય ચિત્રો અથવા નાટકો જાણી બૂઝીને આવી ગેરસમજ પ્રેરતાં હોય છે અને પાછળથી રહસ્યસ્ફોટ કરી પ્રેક્ષકોને આશ્ચર્યમાં મૂકે છે પણ શૂદ્રકની કથા કૃત્રિમ નથી. વસ્તુગ્રથનમાં સૂક્ષ્મ ચોકસાઈ રાખનારો તે કલાકાર છે. એટલે એણે બધું સ્વાભાવિક રીતે જ નિરૂપવાનો પ્રયત્ન કર્યો છે.

વસન્તસેનાને મારીને જતો રહેલો શકાર ફરી એકવાર બૌદ્ધ ભિક્ષુને જુએ છે અને એનું દર્શન પરિહરતો તે દીવાલ કૂદીને ચાલ્યો જાય છે. બૌદ્ધ ભિક્ષુ સંવાહક ભાનમાં આવેલી વસન્તસેનાને પાણી આપી સ્વસ્થ કરે છે. બીજા અંકમાં ઉપકૃત થયેલો સંવાહક વસન્તસેનાને બચાવવામાં પોતાની ધન્યતા અનુભવે છે. આમ આઠમા અંકમાં વસન્તસેનામોટન તથા વસન્તસેનાપ્રત્યુજ્જીવન-બ.ને બતાવી બનાવોની ત્વરિતતા અને સંવેગોનો આરોહઅવરોહ કુશળતાથી બતાવ્યાં છે. ●

## નવમો અંક

### વ્યવહાર અંક

આઠમા અંકમાં વસન્તસેનાને મારી પલાયન થઈ જતા શકારે જે દુષ્ટ વિચાર અભિવ્યક્ત કર્યો હતો કે પોતે આ કાર્ય ચારુદત્ત ઉપર ઓઢાડશે એ

દુષ્ટ વિચાર અહીં વ્યવહારમાં ઊતરતો આ અંકમાં જોઈએ છીએ. "વ્યવહાર-દુષ્ટતા" બતાવવાનો કવિનો વિચાર પણ અહીં સાંગોપાંગ પૂર્ણ થયો છે. શકારની નીચતા અને વ્યવહારદુષ્ટતા અહીં એના અસલી સ્વરૂપમાં ફરી એકવાર પ્રગટ થવા પામી છે.

અંકના પ્રારંભમાં જ ન્યાયાલયનો નોકર ન્યાયાસનને સાફસૂફ કરી ન્યાયાધીશના આગમનનું સૂચન કરે છે. શ્રેષ્ઠી કાયસ્થ સાથે ન્યાયાધીશ પ્રવેશે છે અને ન્યાયની વિષમતાઓ જણાવી ન્યાયાધીશની મહાન જવાબદારીનો ઉલ્લેખ કરે છે. અહીં કવિએ ન્યાયાધીશના કઠિન કાર્યના ઉલ્લેખ દ્વારા આવનારી વિષમ પરિસ્થિતિનો સૂચક ઇશારો કર્યો છે. ન્યાયાલયમાં શકારનું આગમન અને શોધનકે વ્યક્ત કરેલા ભયના પ્રતિભાવ પણ સૂચક છે. શકારનું આગમન ન્યાયાધીશને પણ રુચ્યું નથી. ન્યાયાધીશ તેની ફરિયાદ સાંભળવાની ના પાડે છે પણ પાછળથી શકારની ધમકીને વશ વર્તી તેઓ તેનો કેસ હાથ પર લે છે. ન્યાયાધીશ શકારની દુષ્ટતાથી પરિચિત છે. તે તાવીતાવીને શકારની ઉલટ તપાસ કરે છે પણ દૈવયોગે શકારની વાત પ્રતીતિકર બનતી જાય છે. વસન્તસેનાની માતા વૃદ્ધાનું નિવેદન વસન્તસેના ચારુદત્તને ત્યાં યૌવનસુખ માણવા ગઈ હતી એમ સ્થાપિત કરે છે. વીરકનું ચંદનક સામે ફરિયાદ કરવા માટેનું આગમન વસન્તસેના પુષ્પકરંડક બાગમાં ચારુદત્તને મળવા જતી હતી એમ પ્રતિપાદિત કરે છે ન્યાયાધીશના કહેવાથી વીરકે બાગમાં જઈને કરેલી તપાસમાં મૃત સ્ત્રીની વાતને સમર્થન મળે છે અને અંતે ગુસ્સે થયેલા મૈત્રેયના આગમન અને શકાર સાથેની ઝપાઝપીમાં એના હાથમાંથી પડી ગયેલી ઘરેણાંની પોટલી "ચારુદત્તે ધન માટે વસન્તસેનાને મારી નાખી" એ સમગ્ર અપવાદને સાચો ઠેરવે છે. ન્યાયાધીશનો ચારુદત્ત માટેનો સંપૂર્ણ સદ્‌ભાવ બધા જ સાંયોગિક પુરાવા આગળ લાચાર બની જાય છે. આમ ભવિતવ્યતા એની બલવત્તા અહીં બરાબર બતાવે છે અને ચારુદત્તની આફત અનિવાર્ય બની જાય છે. એમાં પણ પાલક રાજાની કઠોર શિક્ષા ચારુદત્તને વધસ્તંભનો ભોગ બનાવે છે. વિધિની વક્રતાની વ્યવહાર-દુષ્ટતા પણ ઘણીવાર કેટલી કરુણતાથી સત્‌ ઉપર વિજય મેળવે છે તે અહીં કવિએ કુશળતાથી આલેખ્યું છે.

આ અંકમાં જુદાં જુદાં પાત્રોના માનસિક વ્યાપારોએ કેટલાક પ્રશ્નો ઊભા કર્યા છે. એમાં ખાસ કરીને નીચેની બાબતમાં પ્રશ્નો ઉદ્‌ભવ્યા છે :

(૧) ન્યાયાલયમાં ચારુદત્તનું સત્ય હકીકતને છુપાવતું ગંભીર મૌન.

(૨) ન્યાયાધીશનો ચારુદત્ત અને શકાર તરફનો અનુક્રમે રાગદ્વેષયુક્ત વ્યવહાર,

(૩) ચારુદત્તનો પાલક રાજા માટેનો આક્રોશ.

પ્રથમ પ્રશ્નનું નિરાકરણ ચારુદત્તની સ્થિતિ અને એના વ્યક્તિત્વમાં શોધી શકાય છે. ચારુદત્તે આર્યકને પોતાના રથમાં ભગાડી મૂકીને એક ભારે રાજ-અપરાધ કર્યો હતો. ચારુદત્તને શરૂઆતમાં તો ન્યાયાલયનું આવેલું તેડું પણ આ રાજદ્રોહને કારણે જ લાગે છે. વસન્તસેનાને બદલે ત્યાં આવી ચડેલા આર્યકને ચારુદત્તે આપેલી સુવિધા રાજદ્રોહ હતો. આ રાજદ્રોહનો બદલો પણ વધસ્તંભ જ હતો. એટલે સત્ય હકીકતને કહેવાનો કંઈ અર્થ નહોતો. સાથે સાથે આર્યકને એણે આપેલું અભયવચન એને મૌન રાખવા બાધ્ય કરે છે. વસન્તસેનાના ખૂનનો એના ઉપર કરવામાં આવેલો આરોપ તદ્દન નિરાધાર હતો અને એમાંથી ક્યાંક પણ છૂટવાની બારી મળશે એમ ચારુદત્તે માન્યું હશે. આ સંજોગોમાં સ્વાર્થ અને પરમાર્થ દૃષ્ટિએ એણે ગંભીર મૌન ધારણ કર્યું હતું. વિદૂષક જાણે ભાવકોના મનનો જ પડઘો પાડતો હોય તેમ એને મૌન રાખવાનું કારણ પૂછે છે. ચારુદત્ત સાચી હકીકત કેમ કહેતો નથી એ પ્રશ્ન મૈત્રેયને પણ અકળાવે છે પણ ચારુદત્ત દારિદ્ર્યની વિષમતાથી સભાન છે. દાગીના કયા સંજોગોમાં એને પ્રાપ્ત થયા એ તે જણાવે તો કોઈ એનો વિશ્વાસ કરે નહિ. વસન્તસેના ચારુદત્તના બાળકને સોનાની ગાડી કરાવવા ઘરેણાં આપે એ વાત વસન્તસેના અને ચારુદત્તના પ્રેમને ન જાણનારા કોઈ પણ ન સમજે અને ચારુદત્તની દરિદ્રતાને કારણે એને એક ઉપજાવી કાઢેલું સફિયાણું બહાનું જ સમજે. આ સંજોગોમાં ચારુદત્તની દીનતા એને વધુ લાચાર બનાવી એના મરણને પણ બગાડે. ચારુદત્તની આ વિષમ અસહાયતા એણે પોતે આ શ્લોકમાં મર્મસ્પર્શી શબ્દોમાં વ્યક્ત કરી છે.

दुर्बलं नृपतेश्चक्षुर्नैतत् तत्त्व निरीक्षते ।
केवल वहतो दैन्यमश्लाघ्य मरणं भवेत् ॥ (૯:૩૨)

આમ ચારુદત્તનું મૌન એના સ્વમાની અને સમજદારીભર્યા વ્યક્તિત્વને આભારી છે.

બીજો પ્રશ્ન ન્યાયાધીશના વર્તનને લગતો છે. ડૉ. ભટ ટીકા કરતાં કહે છે કે "ન્યાયાધીશની વર્તણૂંકનું અનુમોદન કોઈ પણ પ્રકારે કરવું સંભવિત નથી. એ સ્પષ્ટ છે કે કવિ ચારુદત્ત તરફ પ્રેક્ષકોની સહાનુભૂતિ પ્રગટ કરવા ચાહે પણ શકારની ફરિયાદ સાંભળ્યા પહેલાં જ તેનો ઈન્કાર કરવો, શકારની ધમકીથી ડરી જવું, ચારુદત્ત માટેનો એનો પક્ષપાત તથા ગુણગાન અને સાંયોગિક પ્રમાણોની ચર્ચામાં એનો પોતાનો (પક્ષપાત હોય તે રીતે) હસ્તક્ષેપ–આ બધી બાબતો

વિચિત્ર લાગે છે. ખાસ કરીને જ્યારે ન્યાયાધીશે વર્ણવેલા, ન્યાયાધીશમાં જરૂરી ગુણો વિશે વિચાર કરીએ છીએ ત્યારે કહેણી અને કરણીમાં પ્રાપ્ત થતા અંતરનું ઉદાહરણ પ્રગટ થયું છે".

ડૉ. ભટની ઉપરની ટીકામાં તથ્ય જરૂર છે. ભાવકોના શકાર માટેનો ધિક્કાર અને ચારુદત્ત તરફની એમની સહાનુભૂતિ કદાચ ન્યાયાધીશના આ વર્તનને સમભાવી દૃષ્ટિથી જુએ તે સમજી શકાય પણ ન્યાયાધીશના કાર્યની પવિત્રતાના સંદર્ભમાં ન્યાયાધીશનું વર્તન સ્વાભાવિક કે ઉચિત લાગતું નથી. ચારુદત્ત તરફ ન્યાયાધીશનો અનુરાગ અને શકાર તરફનો એનો દ્વેષ ચકડની આ બન્ને પાત્રો તરફના નિરૂપણની મમતાનો જ આવિર્ભાવ છે અને એમાં એણે આ એક દોષ વહોરી લીધો છે. જો કે ન્યાયાધીશની સમજદારી, કુશાગ્ર તર્કબુદ્ધિ અને સાક્ષીઓને આઘાત ન લાગે તે રીતે ન્યાયાલયમાં એમને બોલાવવાની એની રીત તથા સહાનુભૂતિ જરૂર એક આદર્શ ન્યાયાધીશને છાજે તેવી છે. વળી ચારુદત્ત જ્યારે દોષિત સાબિત થાય છે ત્યારે ન્યાયાધીશે એના તરફ અપરાધી તરીકેનું સમુચિત વલણ બતાવી પોતાની ન્યાયશીલતાને પ્રગટ કરી છે. જો કે ન્યાયધીશે સ્થૂળ સાંયોગિક પુરાવાથી વસંતસેનાના ખૂનનો કરેલો નિર્ણય ન્યાયની આધુનિક આંટીઘૂંટીને જાણનારા આપણને સાચે જ અવાસ્તવિક અને શોચનીય લાગે પણ ગુન્હાશોધનની બારિક પદ્ધતિઓ તત્કાલીન સમાજમાં અસ્તિત્વમાં નહિ આવી હોવાથી તે ક્ષમ્ય ઠરે છે.

વધસ્થંભની શિક્ષા સાંભળીને ચારુદત્તે રાજા પાલક માટે કરેલો આક્રોશ પણ ડૉ. કરમાકર, પ્રો. કાળે, પ્રો. પરાંજપે તથા ડૉ. ભટને ટીકાપાત્ર લાગ્યો છે. એમનું કહેવું એમ છે કે અહીં ચારુદત્તના ગૌરવનો અપકર્ષ થયો છે. પોતાને શિક્ષા થઈ તેથી પાલકને તેણે આક્રોશ કે શાપ દેવો જોઈએ નહિ કારણ કે પાલકે રાજધર્મનું પાલન કર્યું છે. પણ ચારુદત્તની માનસિક વ્યથાના સંદર્ભમાં જોઈએ તો આમાં ચારુદત્તનો ગૌરવભંગ થાય તેવું કશું જ નથી. આપણે જાણીએ છીએ કે ચારુદત્ત નિર્દોષ છે નિર્દોષ ચારુદત્તને એક માત્ર વિષમ પરિસ્થિતિમાં આકસ્મિક સાંયોગિક પુરાવાને કારણે જ કોઈના વેરના ભોગ બનવું પડ્યું છે. આ સંજોગોમાં નાસીપાસ થયેલા ચારુદત્તના હૃદયની ભારે વ્યથા એને મુખે [illegible] આક્રોશ કરાવે તે સ્વાભાવિક છે. [illegible] અને [illegible] સજ્જન [illegible] સિવાય બીજું શું આપી શકે ! ચારુદત્તને સર્વત્ર સાત્વિકતાનું પૂતળું બનાવે તો તે પણ સ્વાભાવિક લાગત !

અપશુકનનો ચારુદત્તે કરેલો વારંવારનો ઉલ્લેખ પણ ડૉ. ભટને વાસનવિકતાને હણનારો લાગ્યો છે, ખાસ કરીને કાગડાનો કર્કશ અવાજ અને સર્પનો ઉલ્લેખ. કવિ આગામી વિપત્તિનું આ દ્વારા સૂચન કરવા માગે છે અને એક સાશંક, સભય વાતાવરણનું સર્જન કરવા માગે છે. એટલે આગામી બનાવોના ઓળા અહીં પડતા બનાવી વાતાવરણના સર્જનમાં આ પ્રતીકોનો ઉપયોગ કર્યો છે. વળી તત્કાલીન સમાજમાં શુકન, અપશુકનની માન્યતા પ્રબળ હશે અને તેથી આ પ્રતીકો અવાસ્તવિક લાગ્યાં નહિ હોય.

આ અંકના ન્યાયાલયનું દૃશ્ય તત્કાલીન સામાજિક સ્થિતિ અને ન્યાયના ઐતિહાસિક ક્રમ ઉપર ઠીક ઠીક પ્રકાશ ફેંકે છે અને તત્કાલીન સામાજિક સંદર્ભને જાણવા માટે આ અંકનું અત્યધિક મહત્વ છે.

## દશમો અંક

### સંહાર

કરુણ રસના કારમા પડઘા પાડતો અને અંતે શાંત રસમાં સમાપ્ત થતો દશમો અંક શૂદ્રકની રસનિપુણતાનો કલાત્મક નમૂનો છે. વધસ્થંભની શિક્ષા પામેલ ચારુદત્તને "વધ્ય"ની વેષભૂષામાં નગરમાં દાંડી પીટતાં પીટતાં દક્ષિણ સ્મશાનમાં લઈ જવામાં આવે છે અને નગરના દરેક ચોકમાં અને ચૌટામાં દાંડી પીટાવી ચારુદત્તની અપકીર્તિ કહી સંભળાવવામાં આવે છે. ચારુદત્તને નિહાળવા આખું ઉજ્જયિની નગર એકઠું થયું છે. અને આ મહાન પુરુષની કરુણતા નિહાળી આંસુ સારે છે. વિદૂષક અને રોહસેનનો પ્રવેશ, ચારુદત્તે પુત્ર જોઈ કરેલ વિલાપ, મૈત્રેય અને રોહસેનનો કરુણાર્દ્ર વિલાપ આ કરુણતાને અતિઘેરી બનાવે છે. ચાંડાલો ચારુદત્ત તરફ સહાનુભૂતિવાળા છે પરંતુ પોતાનું કાર્ય નિરૂપાયે, અસહાય બની કરતાં પ્રેક્ષકોના ભાવોનો આરોહ-અવરોહ કુશળતાથી નિરૂપાયો છે. વિધિની વક્રતા પણ માઝા મૂકતી જણાય છે. શકારના ચેટના ચારુદત્તને છોડાવવા માટેના અથાગ પ્રયત્નો પણ નિષ્ફળ જાય છે. શકારની પાશવી સત્તા ચેટને હરી જાય છે અને ચેટ ઉપર ચોરીનો આરોપ લગાવે છે. ચારુદત્તને ન કરેલ કાર્યનો દોષ કરવો પડે છે તે સમયની લાચારી સહૃદયી પ્રેક્ષકોનાં નયનને સજળ બનાવે છે. વસંતના સમયે કુસુમકલિકાનું ખરવું, સજ્જનોનું અપ્રશિત મૃત્યુ કયા સહૃદયીને કરુણરસના કારાગારમાં કેદ નથી કરતું ? આ જ વ્યથા ચારુદત્તના હૃદયને પણ વ્યથિત કરે છે—"एषा च व्यथयति घोषणा मनो मे श्रोतव्यं यदिदमहो

मया हतेति'. અંતે દક્ષિણ સ્મશાનમાં વધની સર્વ તૈયારીઓ થતાં ચાંડાળ ચારુદત્તને મારવા તત્પર બને છે, પણ હાથમાંથી ખડ્ગ પડી જાય છે આતુરતાને વધુ સંગાવતો બૌદ્ધ ભિક્ષુ અને વસંતસેના ચારુદત્તને જીવતદાન અર્પવા આવે છે, ચાંડાળો રાજાના હુકમ પ્રમાણે 'જેણે વસંતસેના મારી હોય તેનો વધ કરવો" તે મુજબ શકારની શોધ કરે છે તે જ સમયે રાજ્યક્રાંતિ સફળ થાય છે અને શર્વિલક, આર્યક રાજા થયો અને ચારુદત્તને કુશાવતીનું રાજ્ય મળ્યું છે તેવા શુભ સમાચાર જણાવે છે. આનંદના પડઘા ચોમેર છે ત્યાં તો શકારને બંદીવાન બનાવી ચારુદત્ત પાસે લાવવામાં આવે છે પણ ચારુદત્તની ઉદારતા તેને મુક્ત કરે છે.

આ આનંદમય વાતાવરણમાં ધૂતા અગ્નિમાં પ્રવેશી રહી છે એવા સમાચાર શાંતિ પ્રસરાવે છે પરંતુ ચારુદત્ત દોડતો જઈને ધૂતાને અગ્નિમાં પ્રવેશ કરતી અટકાવે છે અને ધૂતાને વસન્તસેના બહેનભાવે આલિંગે છે. શર્વિલક રાજા આર્યકના પ્રતિનિધિ તરીકે વસન્તસેનાને કુલવધૂનું ગૌરવ અર્પે છે ચારુદત્તની ઇચ્છા પ્રમાણે ચાંડાળો, સંવાહક, ચંદનક વગેરે યોગ્ય પારિતોષિકો-સ્થાન પ્રાપ્ત કરે છે શોક, વ્યથા, કરુણા, ચિંતા અને ગભરાટ કવિ શૂદ્રકની કુશળતાથી આનંદ, સંતોષ, શાંત અને માધ્યમાં પરિણમે છે.

ડૉ. જી. કે. ભટના કથન મુજબ દશમા અંકની અસરકારકતા નીચેની બાબતો ઓછી કરે છે.[17]

(૧) કરુણતાના અંશનું અત્યધિક ચિત્રણ

(૨) કંટાળાજનક પુનરુક્તિઓ

(૩) ચાંડાળના હાથમાંથી તલવાર પડી જવા જેવો ભાવોદ્રેક ધ્વનિ.

(૪) બધા સૂત્રોને એકઠા કરી નાટકને શીઘ્ર પૂર્ણ કરી દેવાની ઉતાવળની અભિલાષા.

દશમા અંકમાં કરુણ રસને કવિએ પૂર બહારમાં રેલાવ્યો છે જે ઘણો અવાસ્તવિક પણ બન્યો છે. દાંત ઝરખામાં ભિખેવ સ્ત્રીઓના આંસુને વૃષ્ટિ સાથે સરખાવવા, કરુણ રસને ઇરાદાપૂર્વક ઘેરો બનાવવા કરેલ કવિના પ્રયત્નો, તંગ થતી લાગણીઓના આરોહ—અવરોહ કુશળતાપૂર્વક નિરૂપે છે.

ધૂતાને અગ્નિપ્રવેશ ચારુદત્તની મુક્તિ અને રાજ્યક્રાંતિ પછી ફરી એકવાર કરુણરસને આંદોલિત કરે છે જે રુચિકર નથી ધૂતા પતિવ્રતા અને આદર્શ આર્ય સન્નારી હતી તેનો પરિચય તો બહુ પૂર્વાના રત્નાવલી આપતાં જ થયો

17 But the total effect of the act. ..Preface to मृच्छकटिक P. 65

નથી શું ? આથી જ ધૂતાના અગ્નિપ્રવેશનું દશ્ય પાછળથી ઉમેરવામાં આવ્યું હશે તેમ જણાય છે. ડૉ. દેવસ્થલીએ નોંધ્યું છે કે નીલકંઠ નામના વિદ્વાને આ દશ્યને 'ઉચિત પાત્રમેલન'નો અભાવ દૂર કરવા, પાછળથી જોડી દીધું છે.[૧૮]

પણ આ ઉચિત પાત્રમેલનની ઉક્તિ બહુ પ્રતીતિકર નથી જણાતી. સમગ્ર નાટકમાં ધૂતાનું પાત્ર બહુ ઓછું અંકિત થયું છે તેથી પણ કહી શકાય કે આ દશ્ય પાછળથી ઉમેરાયું હશે.

(૨) પુનઃ ઉક્તિઓનો દોષ પણ આ નાટકની એક મોટી નબળાઈ છે. વિચાર, સંવાદ અને પરિસ્થિતિનું પુનરાવર્તન દશમા અંકની કરુણતાને ઘેરી બનાવે છે છતાં કવિકૌશલમાં ઉણપનો અણસાર થયા વગર રહેતો નથી.

(૩) ભાવોદ્રેક ધ્વનિ (melodramatic tone)નો અપવાદ પણ કેટલેક અંશે સત્ય જણાય છે. સન્નાટો ફેલાવવા માટે આનો ઉપયોગ જણાય છે. ૧૦મા અંકમા ચારુદત્તને મારવા માટે ઉગામવામાં આવેલ તલવાર એકદમ ચાંડાળના હાથમાંથી સરી પડે છે, જેનું કોઈ પ્રતીતિકર કારણ નથી માત્ર પ્રેક્ષકહૃદયને હચમચાવી મુકવા જ આ તત્ત્વ ચિત્રિત થયું હશે ! (Sensational element with violent appeals of emotion) આ તત્ત્વ વાસ્તવિકતા સાથે સુમેળ ધરાવતું નથી. ચારુદત્તના વધ સુધીની ઘટના કરુણરસે આલેખી કવિ આ તત્ત્વ દ્વારા કથાનકને અણધાર્યો વળાંક આપે છે જે પ્રેક્ષકોના માનસિક આવેગોને મુક્તિ આપી ચારુદત્તના પાત્રની ઉદાત્તતાને પ્રગટ કરે છે.

(૪) નાટ્યનો અણધાર્યો અંત આણવાનો અપવાદ મહદ્ અંશે સાચો નથી. નાટકને સુખાંત કરવા માટે ટેવાયેલ સર્વ સંસ્કૃત નાટ્યકારોનું સ્વાભાવિક લક્ષણ છે કે નાટકનો અંત મંગલકારી-આનંદમય પ્રયોજવો. તે પ્રકારે જ કવિ શૂદ્રકે પણ પ્રેક્ષકોને કરુણરસના સાટકા મારી, આરોહ અવરોહોની જાળો રચી, માનસિક આવેગોને ઊંચે લઈ જઈ, પછાડ ખવડાવી અંતે સંતોષ, આનંદ અને સુખના શમણામા રાચતા કર્યા છે. દશમા અંકનો કરુણરસ અત્યધિક છે તે સિવાય આ અંકનું કથાનક કવિ શૂદ્રકને કુશળ નાટ્યકાર બતાવ્યા વગર નહિ રહે.

૧૮. "यत्सूर्योदय मयतः कविनोचितपात्रमेलनं न कृतम् । सुन्दरमुक्तिभिरचयदानन्दनकोक्ति नीलकण्ठस्तत् ॥"

૧. દેવસ્થલી. "Introduction to मृच्छकटिकम् P. 159.

## ૬. મુખ્ય અને ગૌણ કથાનકના સંકલનનો પ્રશ્ન

મૃચ્છકટિક દ્વિવિધ કથાવસ્તુ ધરાવતું રૂપક છે તે આપણે જોયું. ચારુદત્ત અને વસન્તસેનાના પ્રણયને લગતા મુખ્ય કથાનકને સમાંતરે ઉજ્જયિનીની રાજ્યક્રાંતિનું ગૌણ કથાનક પણ વિકસ્યું [redacted] અને શૂદ્રકની નાટ્યપ્રતિભાએ બન્ને કથાનકોનુ કુશળતાપૂર્વક નિર્વહણ કર્યું છે. બન્ને કથાનકો એકબીજામા ઓતપ્રોત કરી શૂદ્રકે વસ્તુગ્રથનને સ્વાભાવિક બનાવવા પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. પણ કેટલાક વિવેચકોએ આ બન્ને કથાનકના સંકલન અંગે કેટલાક પ્રશ્નો ઊભા કર્યા છે.

જે વિદ્વાનો ચારુદત્તને મૃચ્છકટિકનું સંક્ષિપ્ત રૂપાંતર માને [redacted] તેઓને મતે આ નાટકમાં નિરૂપાયેલ રાજ્યક્રાન્તિનું ગૌણ કથાનક બીનજરૂરી છે. ગૌણ કથાનક મુખ્ય કથાને કોઈ રીતે ઉપકારક થતુ નથી અને તે બીનજરૂરી વિસ્તાર છે એમ માનતાં તેઓએ એવો મત પ્રદર્શિત કર્યો છે કે મૃચ્છકટિકનું સંક્ષિપ્ત રૂપાંતર કરનારે ચારુદત્તમા તે ગૌણ કથાનકને સદંતર ઉડાવી દીધું છે, અને છતાં કથાને કોઈ હાનિ પહોંચી નથી, જે સ્પષ્ટ કરે છે કે ગૌણ કથાનક આ નાટકમા મહત્વનું નથી.[1] આ ઉપરાંત કેટલાક વિવેચકો એમ પણ માને છે કે આ બન્ને કથાનકોનું સંકલન સ્વાભાવિક રીતે થયું નથી. બન્ને જાણે જૂદાં જ કથાવસ્તુ હોય તેમ ભાસે છે. ડૉ. રાઇડરને મતે આ નાટકમા બે નાટકોનું કથાવસ્તુ છે. એટલે કે આ નાટકમાંથી બે નાટકો થઈ શકે તેમ તેમને લાગ્યું છે.[2]

શ્રી જાગીરદાર વગેરેનો મત બહુ સ્વીકાર્ય બની શકે તેમ નથી. ગૌણ કથાનક તદ્દન બીનજરૂરી છે એમ કહી શકાય નહિ. જોકે એ વાત સાચી છે કે ગૌણ કથાનક સીધી રીતે મુખ્ય કથાનકને ઉપકૃત કરતું નથી. વસન્તસેના કે ચારુદત્તને બચાવવામાં પણ મહાકવિ શૂદ્રકે બન્ને કથાનકોમાંના કેટલાંક સમાન પાત્રો અને પ્રસંગોથી આ કથાનકને સ્વાભાવિક રીતે સાંકળી લેવાનો પ્રયત્ન કર્યો છે. ગૌણ કથાનકમાં આર્યક, શર્વિલક, ચંદનક, દર્દુરક, પાલક અને વિટ વગેરે પાત્રો છે. આમાં વિટ ચંદનક પહેલા તો મુખ્ય કથાનક સાથે સંબંધિત છે. વિટ શકારનો સાથી હતો અને ચંદનક રાજસિપાહી હતો. આ બન્ને રાજાના માણસો દુભાવાથી ક્રાંતિકારી બનવા પામ્યા છે ચન્દનક શર્વિલકનો પણ મિત્ર છે. દર્દુરક પણ

1. Jagirdar—Drama in the Sanskrit literature, "Charudatt and Mricchakatika" Appendix
2. "Indeed, we have in the "Little clay cart" the material for two plays"-Dr. Ryder

સંવાહકને મદદ કરવા રાજ્યના મુખ્ય સરદાર માથુર સાથે ઝઘડો કરી રાજ્યક્રાંતિમાં ભળી ગયો છે. શર્વિલક સાચું પૂછીએ તો ગૌણ કથાનકનો નાયક છે. જો કે નાટ્યપરંપરા આર્યકને નાયક ગણે. ગોપાલપુત્ર આર્યક ઘણા વખત સુધી પડદા પાછળ રહે છે પણ પ્રવહણવિપર્યય પ્રસંગથી તે સ્ટેજ ઉપર આવે છે અને કથાવેગમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

બન્ને કથાનકોના ગ્રથનમાં મહાકવિ શૂદ્રકે બને તેટલી સ્વાભાવિકતા લાવવાનો પ્રયત્ન કર્યો છે. મહાકવિ શૂદ્રકને અભિમત કથાવસ્તુ તો ચારુદત્ત અને વસન્તસેનાના પ્રણયનિરૂપણનું જ હતું. એ તો સ્વાભાવિક છે કે તેણે ગૌણ કથાનકને બહુ મહત્ત્વ આપ્યું નથી, વચ્ચે વચ્ચે ગૌણ કથાનકનાં સૂત્રોનો ઉપક્ષેપ કર્યો છે અને તે દ્વારા એને ગતિશીલ રાખવાનો પ્રયત્ન કર્યો છે. પણ આ કથાવસ્તુ બીનજરૂરી છે એમ પણ લાગતું નથી. નાટકમાં રસનિષ્પત્તિ માટે સંઘર્ષ હોવો જરૂરી છે. અહીં શકારમાં સંઘર્ષની શક્યતાઓ છે પણ આ સંઘર્ષને પરાકાષ્ઠાએ પહોંચાડવામાં ગૌણ કથાનક ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. આપણે જાણીએ છીએ કે પ્રવહણવિપર્યયનો પ્રસંગ નાટકમાં સર્વનું પ્રસ્થાન છે. પણ માત્ર પ્રવહણવિપર્યય જ સમગ્ર કરુણતામાં કારણભૂત નથી. આર્યક–અપહરણ પ્રસંગ પણ સંઘર્ષને ઉત્પન્ન કરવામાં એટલો જ મહત્ત્વનો છે. ચારુદત્તે આર્યકને અભયદાન આપી નાસી છૂટવાની તક ના આપી હોત તો કોર્ટમાં પોતાનો બચાવ કરવાની પૂરી તક મળી હોત. ન્યાયાલયમાં એને જે ગંભીર મૌન ધારણ કરવાની ફરજ પડી તે એણે આર્યકને આપેલું અભયવચન છે. આર્યકની વાત એણે કરી હોત તો રાજદ્રોહના ગુન્હાથી પણ એનું મૃત્યુ નિશ્ચિત હતું. ત્યારે આ આખી ઘટના ઉપર ઘેરું મૌન રાખી ચારુદત્તે આર્યકના પ્રાણ બચાવ્યા તે એની મહત્તા છે.

નાટકના અંતે કવિએ કરેલું કવિન્યાયનું વિતરણ (Poetic Justice) પણ ગૌણ કથાનકને આભારી છે. ચારુદત્તને બચાવવામાં જો કે સંવાહક અને વસન્તસેનાનું સદ્ય આગમન જ કારણભૂત છે. આમ છતાં નાટકના મૂળમાં પડેલી બે વિષમતાઓને આર્યકનું રાજ્યારોહણ જ શક્ય બનાવે છે. ચારુદત્તની દરિદ્રતા કુશાવતીનું રાજ્ય પ્રાપ્ત થતાં દૂર થાય છે અને રાજા આર્યક વસન્તસેનાને ચારુદત્તનું કુલવધૂપદ આપી વેશ્યાના વ્યવસાયમાંથી મુક્ત કરે છે. ઉપરાંત શર્વિલક, સંવાહક, ચન્દનક વગેરે સહુ સાચા મિત્રોને જે જુદાં જુદાં પદોની પ્રાપ્તિ થાય છે તે ગૌણ કથાનકને કારણે જ. એટલે ગૌણ કથાનક બીનજરૂરી નથી.

ડૉ. રાઇડરની બીજી ટીકા કથાવસ્તુના પ્રવાહવેગને લગની છે. એમનું કહેવું એમ છે કે મૃચ્છકટિકનું વસ્તુગ્રથન શિથિલ છે ગૌણકથાનક બિનજરૂરી ન હોય તો પણ બીજાથી ત્રીજા અંક સુધી નાટકનો મુખ્ય કાર્યવેગ અટકી જાય છે અને આપણે લગભગ ભૂલી જઈએ છીએ કે ચારુદત્ત અને વસંતસેનાનો પ્રણય એ મુખ્ય કથાવસ્તુ [3]

નાટકના સ્થૂળ વ્યાપારની દૃષ્ટિએ જોઈએ તો રાઈડરની ઉપરોક્ત ટીકા સાચી લાગે છે

સૂક્ષ્મ વિચારથી જોતા બીજો ત્રીજો અને ચોથો અંક પણ મહત્ત્વના અને પોતપોતાની રીતે અગત્યના છે. આ ત્રણે અંકોમા નાયક-નાયિકાનું મિલન, પ્રેમસંદેશ કે પ્રણયના પ્રસંગોની વાત ન નિરૂપાઈ હોવા છતા બન્ને પ્રેમીઓના પ્રેમના વિકાસ માટે આ અંક અગત્યના છે નાયકનાયિકાના માનસિક વ્યાપાર અને એ દ્વારા દૃઢમૂલ થતા એમના પ્રેમને માટે આ અંક ઘણા જ મહત્ત્વના છે. બીજા અંકમા જુગારીનો પ્રસંગ આડવાત લાગે પણ એ દ્વારા વસંતસેનાની ચારુદત્ત માટેની પ્રીતિ પ્રગટ કરી છે સંવાહક ભૂતકાળમા પણ ચારુદત્તનો માણસ હતો એ હકીકત વસન્તસેનામા હર્ષની હેલી ચઢાવે છે આ કારણસર જ તે સંવાહકને મદદ કરે છે. કર્ણપૂરકનો પ્રસંગ ચારુદત્તના પાત્રને ગૌરવાન્વિત બનાવે છે અને વસન્તસેનાની ચારુદત્ત માટેની પ્રીતિને દૃઢ બનાવે છે. કર્ણપૂરકને ચારુદત્ત તરફથી મળેલો જાતિકુસુમથી સુવાસિત ઉપરણો વસન્તસેના પ્રેમના પ્રતીક તરીકે પાસે રાખી લે છે. આ બન્ને પ્રસંગો આ રીતે પ્રણયના વિકાસમા ઉપકારક બન્યા શર્વિલકનો સધિચ્છેદનો પ્રસંગ મુખ્ય કથાનક સાથે સીધી રીતે સંકળાયેલો લાગતો નથી પણ ચોરીથી મેળવેલ ઘરેણાનો દાબડો કથાવસ્તુને ઉપસાવવામા કેટલો બધો મહત્ત્વનો ભાગ ભજવે છે તે આપણે જાણીએ છીએ. ઘરેણાની ચોરીને કારણે ચારુદત્તે પાઠવેલી રત્નાવલી, રત્નાવલી પાછી વાળવાને બહાને વસન્તસેનાનું અભિસરણ, માટીની ગાડીનો પ્રસંગ અને એ ઘરેણાં પછા વાળવા વિદૂષકનું ગમન. કોર્ટમા તેનું પડી જવું અને એક મોટા પુરાવા તરીકે સાબિત થવું—આ બધા ફરેગામી પ્રસંગોમા સંધિચ્છેદનો પ્રસંગ મહત્ત્વનો છે. આ ઉપરાંત ચારુદત્ત અને વસન્તસેનાના આંતરિક વ્યક્તિત્વને સમજવા માટે

3 The main action halts through acts II to IV and we almost forget that the plot concerns the love of Vasantsena and Carudatta.—Ryder

પણ ત્રીજો–ચોથો અંક મહત્ત્વના છે. કથાવસ્તુના કાર્યનો વેગ માત્ર ઘટનાશ્રિત જ હોતો નથી. પાત્રાલેખન અને પાત્રોના માનસિક વ્યાપાર ઉપર નાટકની ગતિનો ઘણો આધાર હોય છે. અને તેથી આ બધા અંકોનું મહત્ત્વ છે.

રસવૈવિધ્ય અને તાજગીભર્યાં દશ્ય રજૂ કરવા માટે પણ આ બધા પ્રસંગો મહત્ત્વના છે જુગારીનો પ્રસંગ એક તાજગીભર્યું હાસ્ય નિષ્પન્ન કરે છે. શર્વિલકનો સંધિચ્છેદનો પ્રસંગ પણ એકનવી જ રમૂજ અને તાજગી લાવે છે. મુખ્ય રસ શૃંગારની સાથે હાસ્ય વગેરે રસની જમાવટ પણ આવશ્યક છે. અને તે રીતે જોઈએ તો આ અંકોમા નિરૂપાયેલ પ્રસંગો મહત્ત્વના છે. પરિણામે મુખ્ય કથાવસ્તુની ગતિ અવરુદ્ધ થઈ હોવા છતા રસક્ષતિ થઈ નથી. ડૉ રાઈડરે પોતે પણ કબૂલ કર્યું છે કે આ નાટકમાના કોઈપણ પ્રસગને દૂર કરી શકાય તેમ નથી. "In the little clay cart, at any rate we could ill—afford to spare a single scene" અને ડૉ. રાઈડરનુ આ વિધાન જ એમના વિધાનોના પ્રત્યુત્તર સમુ છે.

## ૭. મૃચ્છકટિકનો સાહિત્ય પ્રકાર

સંસ્કૃત નાટ્યવિવેચકોએ વસ્તુ, નેતા અને રસને આધારે રૂપકના દસ પ્રકાર પાડયા છે.[1] આ દસ પ્રકારોમાં નાટક અને પ્રકરણ મુખ્ય છે. નાટયશાસ્ત્રીઓએ આ દસે પ્રકારની આવશ્યક વિગતોનો સવિસ્તર વિચાર કર્યો છે. મોટા ભાગના સંસ્કૃત નાટકકારોએ નાટક પ્રકારના રૂપકને પસંદ કર્યું છે. પ્રકરણ રૂપકના જે લક્ષણો નાટયશાસ્ત્રીઓએ બતાવ્યા છે, તે જોતા પ્રકરણરૂપકનું સર્જન મોટી કલાસિદ્ધિની અપેક્ષા રાખે છે અને એમા અનેક નવી શકયતાઓને અવકાશ છે. અતઃ સામાન્યતઃ સંસ્કૃત નાટકકારોએ પ્રકરણરૂપકને પસંદ કર્યું નથી.

સંસ્કૃત સાહિત્યમાં પ્રકરણ પ્રકારના રૂપકો અત્યંત જૂજ સંખ્યામા છે. 'મૃચ્છકટિક' પ્રકરણ પ્રકારનું રૂપક છે. પ્રકરણ રૂપકના લક્ષણો અનુસાર 'મૃચ્છકટિક' રચાયું છે, એમ કહેવા કરતાં 'મૃચ્છકટિક' પ્રકરણ રૂપકનાં લક્ષણોના નિરૂપણમાં સીમાસ્થંભરૂપ બન્યુ છે તેમ કહેવું વધારે ન્યાયી છે.

આચાર્ય વિશ્વનાથે પ્રકરણના લક્ષણો નીચે પ્રમાણે ગણાવ્યા છે.[2]

(૧) કથાવસ્તુ લૌકિક અને કવિકલ્પિત હોય.

(૨) મુખ્ય રસ શૃંગાર હોય.

(૩) નાયક બ્રાહ્મણ, અમાત્ય અથવા વણિક હોય. અને વિઘ્નો આવે છતાં ધર્મ, કામ અને અર્થની પ્રાપ્તિ માટે તત્પર તથા ધીર અને શાન્ત હોય.

(૪) નાયિકા કુલજા, વેશ્યા કે કયાક તે બન્ને હોય.

ઉપરોક્ત લક્ષણો જોતાં સ્પષ્ટ થાય છે કે વિશ્વનાથે મૃચ્છકટિકને ધ્યાનમાં રાખ્યું છે. 'મૃચ્છકટિક'ની કથા લૌકિક અને કવિકલ્પનાનું સર્જન છે. એનો મુખ્ય રસ શૃંગાર છે. નાયક જન્મે બ્રાહ્મણ અને કર્મે વણિક છે તે ધીર અને પ્રશાંત છે. નાયિકા વેશ્યા છે.

આચાર્ય ભરતે પણ પ્રકરણના લક્ષણ દર્શાવતાં કથાવસ્તુની મૌલિકતા અર્થાત્ કલ્પિત વૃત્તાંતની આવશ્યકતાને પ્રકરણનું વ્યાવર્તક લક્ષણ માન્યું છે. આ ઉપ-

---

૧. वस्तु नेता रसस्तेषां भेदकः ।—दशरूपकम्

૨. भवेत् प्रकरणे वृत्तं लौकिकं कविकल्पितम् । शृङ्गारोऽङ्गी नायकस्तु विप्रोऽमात्यो ऽथवा वणिक् ॥ सापायधर्मकामार्थपरो धीरप्रशान्तकः । नायिका कुलजा क्वापि वेश्या क्वापि द्वयं क्वचित् । —साहित्यदर्पण ।

રાંત એને નાયિકાને આધારે પ્રકરણના શુદ્ધ અને સંકીર્ણ એવા બે પ્રકારો પડયા છે. જો નાયિકા કુલજા હોય તો શુદ્ધ અને વેશ્યા હોય તો સંકીર્ણ.[૩]

આચાર્ય ભરતના નાટયશાસ્ત્ર ઉપરથી પ્રેરણા પામી 'દશરૂપક' નામનો ગ્રંથ રચનાર આચાર્ય ધનંજય ભરતે આપેલાં પ્રકરણનાં લક્ષણોનો વિસ્તાર કરે છે. અને ધૂર્ત જુગારી વગેરે પાત્રોથી યુક્ત પ્રકરણને સંકીર્ણ પ્રકારનું પ્રકરણ કહે છે. દશરૂપકમાં ત્રણ પ્રકારની નાયિકાઓનાં ઉદાહરણો આપતાં જુદાં જુદા પ્રકરણોનો ઉલ્લેખ છે.[૪] આમ 'મૃચ્છકટિક' પ્રકરણ રૂપક છે એ સ્પષ્ટ છે. સાહિત્ય વિવેચકોએ 'મૃચ્છકટિક'ને પ્રકરણ માન્યું છે

સંસ્કૃત સાહિત્યમાં જૂજ સંખ્યાઓમા મળતાં પ્રકરણમાં 'મૃચ્છકટિક' એક છે. પણ એની મહત્તા એની અનન્યતામાં રહેલી છે. મૃચ્છકટિક'ને જે ગૌરવ પ્રાપ્ત થયું છે તે એ પ્રકરણ છે માટે નહિ, પણ ઘણી બાબતોમા તે અન્ય સંસ્કૃત રૂપકો કરતાં વિશિષ્ટ છે. નાટયસાહિત્યનું એ એક ચક્રવર્તી રૂપક છે. એની અનેક અદ્વિતીય વિલક્ષણતાઓને કારણે એ ભાવકોમાં પ્રીતિપાત્ર બન્યું છે. નાટયરચનાની પરંપરાગત અને ચીલાચાલુ શૈલીથી અનોખું નાટયસર્જન કરીને શૂદ્રકે પોતાની બહુમુખી પ્રતિભા અને ક્રાન્ત દર્શનનો પરિચય કરાવ્યો છે. શૂદ્રકનું દર્શન વિશાળ છે. નાટય—રચનાના એના ખ્યાલો ક્રાંતિકારક અને ઉદાત્ત છે અને તેથી પરંપરાઓ અને નાટયશાસ્ત્રના સ્થાપિત નિયમોનો એણે હિમ્મતથી ત્યાગ કર્યો છે.

---

૩. आरमशक्त्या कविर्यत्र कथां नायकमेव च । औत्पत्तिकं प्रकुरुते तद्धि प्रकरणं विदुः ॥
द्विधा प्रकरणं तत्तु शुद्धं सङ्कीर्णमेव च कुलस्त्रीरचितं शुद्धं संकीर्णं वेश्यया कृतम् ॥

૪. क्वचिदेकैव कुलजा वेश्या क्वापि द्वयं क्वचित् । ४१
कुलजाभ्यन्तरा बाह्या वेश्या नातिक्रमोऽनयोः ।
आभिः प्रकारण त्रेधा सङ्कीर्णं धूर्तसङ्कुलम् ॥ ४२ ॥
यथा वेश्यैव तरङ्गदत्ते, कुलजैव पुष्पदूषितके, ते द्वेऽपि मृच्छकटिकायामिति ।
कितवधूर्तकादिधूर्तसंकुलं तु मृच्छकटिकादिवत्सङ्कीर्णप्रकरणमिति ।

નિરૂપણમાં પણ કવિએ પોતાની અપ્રતિમ કલાસિદ્ધિનાં દર્શન કરાવ્યાં છે. પ્રણયના મુખ્ય કથાવસ્તુ સાથે રાજકીય ખટપટ અને લોકક્રાન્તિનું ગૌણ કથાનક જોડી કવિએ એને ઉત્તેજનાપૂર્ણ તથા કુતૂહલયુક્ત બનાવવા પ્રયત્ન કર્યો છે. આ ઉપરાંત જુદા જુદા રસિક અને રોમાંચક પ્રસંગોના નિરૂપણ દ્વારા કવિએ કથાવસ્તુનો અત્યંત વાસ્તવિક અને સ્વાભાવિક ક્રમમાં નિર્વાહ કર્યો છે. રૂપકના એક એક પ્રસંગો કથાવસ્તુને ગતિશીલ અને રસપ્રદ બનાવે છે. નાટકમાં સંઘર્ષનું તત્ત્વ અનિવાર્ય છે. પણ મોટા ભાગના સંસ્કૃત નાટકકારોએ શાપ, ક્રોધ કે દેવ જેવાં અલૌકિક તત્ત્વો દ્વારા સંઘર્ષ ઊભો કર્યો છે. જ્યારે શૂદ્રકે નિરૂપેલો સંઘર્ષ છે. ખૂબ જ સ્વાભાવિક શકાર જેવો ખલનાયક સંસ્કૃત સાહિત્યમાં મળવો દુર્લભ છે. જીવનસુંદરી પ્રાપ્ત કરવા માટેનો સંઘર્ષ અત્યંત સ્વાભાવિક અને રોચક બનવા પામ્યો છે. આમ કથાવસ્તુની પસંદગી અને કલાત્મક ગ્રથનને કારણે મૃચ્છકટિક સંસ્કૃત રૂપક સાહિત્યમાં વિશિષ્ટ ભાત પાડે છે.'' ।

વસ્તુગ્રથનને આ પ્રમાણે મૌલિક અને રોચક બનાવવા માટે શૂદ્રકે ભરતના નાટ્યશાસ્ત્રના નિયમોનો હિંમતપૂર્વક ત્યાગ કર્યો છે. આ માટે એને મહાકવિ ભાસમાંથી પ્રેરણા મળી જણાય છે. મૃચ્છકટિકમાં નાયક ચારુદત્ત દરેક અંકમાં આવતો નથી.

નાટ્યશાસ્ત્રના નિયમોમાં નિષિદ્ધ કરેલાં દશ્યો ઊંઘ, મારામારી, અગ્નિ, ખૂન, ચોરી વિગેરે એણે રંગમંચ ઉપર પ્રદર્શિત કર્યાં છે. નાયક-નાયિકાને રંગમંચ ઉપર આલિંગન કરતાં દર્શાવી એણે ભારે હિમ્મત બતાવી છે. એનો સૂત્રધાર સંસ્કૃતમાં બોલવાનો આરંભ કરે છે. પણ પછી પ્રાકૃતમાં બોલે છે, જે નાટ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે નિષિદ્ધ છે. રૂપકના શીર્ષકની પસંદગીમાં પણ એણે પરંપરાગત નિયમને તોડ્યો છે. સંસ્કૃત રૂપકોનું નામકરણ મોટે ભાગે નાયક-નાયિકાના નામ ઉપરથી થતું, એને બદલે એણે રૂપકના એક અત્યંત નાના છતાં મહત્ત્વના 'માટીની ગાલ્લીના પ્રસંગ' ઉપરથી 'મૃચ્છકટિક' રાખ્યું છે. માટીની ગાલ્લી પ્રતીકાત્મક છે. દારિદ્ર્યની વિષમતા અને દૈવનું પ્રાબલ્ય એ બન્ને બાબતોનું કવિએ માટીની ગાડી દ્વારા સૂચન કર્યું છે. માટીની ગાડી ગરીબાઈનું પ્રતીક છે અને એનાં ચક્રો સુખદુઃખના ચાકની યાદ આપે છે. કવિના જીવનદર્શન અને નાટકનું હાર્દ સમજાવવામાં આ શીર્ષક ચાવીની ગરજ સારે છે. આમ પરંપરાગત નિયમોનો ત્યાગ કરી શૂદ્રકે પોતાના આગવી એકવિધતાનો દોષ ટાળી નવપ્રસ્થાન કર્યું છે. સત્યપ્રેમ, નયપ્રચાર, અનડદ દુષ્ટતા, ખલસ્વભાવ અને ભવિતવ્યતા જેવી અનેકવિધ બાબતોનું એકપદે નિરૂપણ કરી શૂદ્રકે મૃચ્છકટિક ને કથાવસ્તુની દૃષ્ટિએ અનન્ય બનાવ્યું છે.

## ૨. મૃચ્છકટિકનો ઉત્ફુલ્લ યથાર્થવાદ

'મૃચ્છકટિક'ને અજોડ પ્રકરણ બનાવવાનું શ્રેય એમાં નિરૂપાયેલ વાસ્તવિક જનજીવન અને વાતાવરણને જાય છે. શૂદ્રકે સંસ્કૃત નાટકને રાજકીય પરિવેશમાંથી મુક્ત કરી આમ જનતા વચ્ચે લાવવાનું ભગીરથ કાર્ય કર્યું છે નાટકના કથાવસ્તુ માટે અછૂત કે તિરસ્કૃત થયેલા નિમ્નકક્ષાનાં પાત્રોને શૂદ્રકે મૃચ્છકટિકમા ગૌરવભર્યું સ્થાન આપ્યું છે. સંસ્કૃત નાટકમાં જવલ્લે જ દેખાતા વાસ્તવિક પ્રસંગો અને પરિસ્થિતિઓને એણે રંગમંચ ઉપર રજૂ કરી. ખૂબસૂરત યુવતીનો પીછો પકડતા લંપટજનો, જુગારીઓની દુનિયા, એમના ગમા—અણગમા, જુગારના વ્યવસાયની વિષમતા, અવશતા અને બેફિકરાઈ, જુગારીઓની મારામારી, ગાળાગાળી અને કપટવૃત્તિ, શર્વિલક જેવા પ્રૌઢ અને અભ્યાસી ચોર દ્વારા ચોરોના જીવનમાં ડોકિયું, વીરક અને ચંદનકનો કલહ, વિટ અને ચેટની નીતિપરાયણતા, ન્યાયાલય અને ન્યાયકર્મની વિષમતા, વધસ્થંભે લઈ જવાતા કેદીની સ્થિતિ અને ચાંડાળોની દુનિયા—આ બધા પ્રસંગો તદ્દન વાસ્તવિક સ્થિતિમાં કવિએ રજૂ કર્યાં છે. આ બધા પ્રસંગોના નિરૂપણ દ્વારા કવિએ કથાવસ્તુનો એટલો તો સ્વાભાવિક વિકાસ કર્યો છે કે એમા બનતી ઘટનાઓ જાણે કોઈ પણ નગરજીવનની દૈનિક ઘટમાળ હોય તેમ ભાસે છે. આ એક નગરીનું ધબકતું જીવન વ્યક્ત કરતા વાસ્તવિક પ્રસંગો છે. કથાવસ્તુમા ગુંચ ઊભી કરવા કે એને સુલઝાવવામાં કવિએ જે યુક્તિપ્રયુક્તિઓ પ્રયોજી છે તે પણ તદ્દન સ્વાભાવિક છે. ઘરેણાંના ન્યાસનો પ્રસંગ નાટકમાં દૂરોગામી પરિણામો સર્જે છે. પ્રથમ અંકમાં નિરૂપાયેલ આ પ્રસંગ અને એને કારણે ઉત્પન્ન થતી પ્રક્રિયાઓ ખૂબ જ સ્વાભાવિક અને વાસ્તવિક ક્રમમાં નિરૂપાઈ છે. ચોરીનો પ્રસંગ, રત્નાવલીપ્રદાન અને ન્યાયાલયમા ઘરેણાનું પડી જવું—આ બધા પ્રસંગો કે જે નાટકમા ગતિ લાવે છે તે મૂળ પ્રસંગને અત્યંત સુસંગત અને સ્વાભાવિક લાગે છે. "પ્રવહણવિપર્યય"નો પ્રસંગ તો કવિની વાસ્તવિક દૃષ્ટિનો ખૂબ જ સુંદર પરિચય કરાવે છે. નાટકમાં સંઘર્ષ ઉત્પન્ન કરવા માટે મોટા ભાગના કવિઓએ અલૌકિક તત્ત્વોનો આશ્રય લીધો છે. એ જમાનામાં સંઘર્ષના નિરૂપણ માટે શકાર જેવું ખલપાત્ર અને પ્રવહણવિપર્યય જેવા વાસ્તવિક પ્રસંગનું નિરૂપણ કવિના વ્યાપક અવલોકન અને કલ્પનાને આભારી છે. મૃચ્છકટિકને ધીંગી ધરતીનું રૂપક બનાવી કવિએ એની યથાર્થ જીવનદૃષ્ટિ અને સાહિત્યમાં વાસ્તવિકતાના ખ્યાલને મૂર્તિમંત કર્યો છે. 'મૃચ્છકટિક'ની આ વિશેષતાને અનેક વિવેચકોએ મન મૂકીને વખાણી છે. શ્રી. સુંદરમ્ કહે છે, "મૃચ્છકટિકનું વસ્તુ લોકસંશ્રયવાળું છે. આજના ભાષામાં

કહીએ તો તે મધ્યમ વર્ગ અને આમ જનતાનું અને ક્રાંતિનું નાટક છે. આની વિશેષતા તેમાં મૂર્ત થતા જનજીવનમાં છે."

નિમ્નકક્ષાનાં પાત્રોના નિરૂપણ કે વાસ્તવિક પ્રસંગોના ધ્યાનમાં જ કવિ પોતાના કવિકર્મની પ્રતિ માનતો નથી. માનવભૂમિનો કોઈપણ ખૂણો માનવતાથી વંચિત નથી એવી એક જીવનશ્રદ્ધા શૂદ્રકે પોતાના પાત્રના આચરણ દ્વારા વ્યક્ત કરી છે. શૂદ્રક તો માનવતાવાદી કવિ છે. એનાં નિમ્નકક્ષાનાં પાત્રો પણ અસાધારણ માનવતા અને સૌજન્યનાં પ્રતીકો છે. કેટલીક વખત આ આદર્શવાદનો અતિરેક પણ થયો છે. ચારુદત્ત સૌજન્યની મૂર્તિ છે. વસન્તસેના વેશ્યા હોવા છતાં એક કુલજનને છાજે તેવી મહાનુભાવતા અને હૃદયની વિશાળતા ધરાવે છે. પણ શૂદ્રકનો માનવતાવાદ તો એનાં નિમ્નકક્ષાનાં પાત્રોમાં ખીલ્યો છે. સંવાહક જેવા જુગારી વસન્તસેનાથી ઉપકૃત થતાં પ્રત્યુપકાર કરવાની ચિંતામાં નિમગ્ન રહે છે. શર્વિલક ચોરની આચારસંહિતા એના પાત્રનું ગૌરવ પ્રગટ કરે છે. એનો મિત્રપ્રેમ અને સાહસ એના તેજસ્વી આંતરિક વ્યક્તિત્વને પ્રગટ કરે છે. ખલનાયક શકારના સાથી ચેટ અને વિટ આણીને સમયે પોતાના હૃદયની નિર્મળતા અને નીતિપરાયણતા પ્રગટ કરે છે. ચંદનક અને ચાંડાળો પણ સજ્જન પર આવેલી આપત્તિથી વ્યથિત બને છે. આમ શૂદ્રકે એનાં પાત્રો દ્વારા માનવતાવાદ અને આદર્શવાદને ઠાંસી ઠાંસીને ભર્યો છે. આદર્શવાદના આ પ્રચુર પ્રમાણના ઉપયોગને કારણે ડૉ. કીથે એવી નોંધ કરી છે કે 'મૃચ્છકટિક' કોઈપણ અર્થમાં "જીવનની નકલ" નથી.[૫] નાયક નાયિકાના નિરૂપણમાં નિષ્ઠા, ઔદાર્ય અને સાહસનું જે આદર્શ સ્વરૂપ ઊતરી આવ્યું છે તેને જ જો મુખ્ય રીતે ધ્યાનમાં લેવામાં આવે તો મૃચ્છકટિકને સાચે જ જીવનની નકલ ન માની શકાય જ્યારે આ આદર્શવાદને બાદ કરીએ તો જે કંઈ રહે છે તે નિશ્ચિતરૂપે વાસ્તવિક જીવનનો ટુકડો માની શકાય. એટલે તો ડૉ. ભટે નોંધ્યું તેમ મૃચ્છકટિક "વાસ્તવિક જીવનમાંથી કાપેલો એક નાનો ટુકડો" છે.[૬] આદર્શવાદના પાયા ઉપર ઊભેલું આ વાસ્તવિક જનજીવનનું ચિત્રણ મૃચ્છકટિકની અનન્ય વિશેષતા છે.

૫. "In no sense a transcript from life". Dr. A. B. Keith : Sanskrit Drama p. 136

૬. "A slice cut from real life." Dr. G. K. Bhat Preface to Mricchakatik 13, 14

### (૩) પ્રતિભાશાળી પાત્રનિરૂપણ

કોઈ પણ નાટકની સફળતામાં એમાં નિરૂપિત થયેલા પાત્રોનું નિરૂપણ ઘણો આધાર રાખે છે. સંસ્કૃત નાટક રસલક્ષી હોવાથી પાત્રાલેખનની કલા સ્થગિત થઈ છે અને રાજા રાણી, વિદૂષક, કંચુકી વગેરે પાત્રોની એકવિધતા જોવા મળે છે. જો કે ઉત્તમ કવિઓને હાથે કેટલાક ઉત્તમ વ્યક્તિચિત્રોનું સર્જન થયું છે પણ મોટા ભાગના પાત્રો વ્યક્તિચિત્રોને બદલે જાતિચિત્રો જ બની રહ્યા છે. આ સ્થિતિમાં પણ શૂદ્રકે પોતાની પ્રતિભાથી પલટો આણ્યો. જગતના વ્યાપક જ્ઞાનવાળા અને માનવ-સ્વભાવના સૂક્ષ્મ નિરીક્ષક શૂદ્રક પાસે તેજસ્વી પાત્રોનું સર્જન કરાવ્યું છે. શૂદ્રકે 'મૃચ્છકટિક'માં એક વિશાળ સૃષ્ટિનું સર્જન કર્યું છે. એની બહુવિધ પાત્રસૃષ્ટિ, જુગારીઓ, ચોરો, ચોકીદારો, વિટો, ચેટ, ન્યાયાધીશો નોકરો અને દાસીઓ એક વિશાળ જનજીવનમાં આપણને લઈ જાય છે. એણે સર્જેલા સત્તાવીસ પાત્રો જનસમાજના વિવિધ સ્તરોનું પ્રતિનિધિત્વ કરે છે. અંગ્રેજી સાહિત્યના કવિ ચોસરે "પ્રોલોગ ટુ ધી કેન્ટરબરી ટેઈલ્સ"માં પોતાના સમાજનું જેવું પ્રાતિનિધિક ખંડચિત્ર ખડું કર્યું છે તેવું જ શૂદ્રકે પણ નાટ્યકલાની મર્યાદામાં રહીને અહીં અંકિત કર્યું છે. મૃચ્છકટિકના બધા જ પાત્રો પોતાની વર્ગગત વિશિષ્ટતા ધરાવતા હોવા છતાં પોતાનું નિરાળું વ્યક્તિત્વ ધરાવતાં પાત્રો છે. આ ઉપરાંત શૂદ્રકે મુખ્ય અને ગૌણ સર્વ જ પાત્રોને ગૌરવાન્વિત બનાવવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. અન્ય નાટયકારોની જેમ ગૌણ પાત્રોની એણે અવહેલના કરી નથી એના પાત્રો વિશ્વના નાગરિક છે. માનવસ્વભાવની વિવિધ ખૂબીઓને કવિએ એટલી બધી કલાત્મક રીતે નિરૂપી છે કે એના પાત્રો સનાતન અને વ્યાપક સમાજના પ્રતિનિધિ બનવા પામ્યા છે શૂદ્રકની આ અનન્ય પાત્રનિરૂપણકલાને પ્રશંસતા ડૉ. ગાઇડરે સાચું જ કહ્યું છે કે—

"Sudraka alone in the long line of Indian dramatists has a cosmopolitan character. Sakuntala [redacted] a Hindu maid, Madhav [redacted] a Hindu hero, but Samsthanca and Maitreya and Madanika are citizens of the world"

મૃચ્છકટિકનાં પાત્રો ભારતીય ભૂમિના સંતાનો હોવા છતા એમાં એવી વિશિષ્ટતાઓ [redacted] કે જે સાર્વભૌમ છે. શૂદ્રકની કલા નવનવોન્મેષશાલિની છે. એના હાથે નિરૂપાયેલા આ પાત્રોનું ચરિત્ર અંગ્રેજી સાહિત્યના સમર્થ લેખકોના પાત્રો સાથે મળતું આવે છે. પ્રો. હેન્રી વેલ્સે મૃચ્છકટિકના પાત્રોની અંગ્રેજી

સાહિત્યની પ્રસિદ્ધ કૃતિઓના વિવિધ પાત્રો સાથે કરેલી તુલના આ હકીકતનો પુરાવો છે.૭

(૪) અનોખી પ્રણયવિભાવના

પ્રેમ સાહિત્યનો સનાતન વિષય છે સસ્કૃત નાટકકારોએ મોટેભાગે પ્રણય અને તદનુરૂપ શૃગારરસને પ્રાધાન્ય આપી પોતાના નાટકોની રચના કરી છે પણ પ્રણયની અભિવ્યક્તિમા પણ એકવિધતા જોવા મળે છે મોટ ભાગે રાજાને કોઈ અજ્ઞાત રાજસુદરી માટેનો પ્રેમ અથવા મુગ્ધ યૌવના તરફનો પ્રથમ નજરે ઉત્પન્ન થતો અને મુખ્ય રાણીથી અવરુદ્ધ થતો પ્રેમ સસ્કૃત નાટકમા બહુધા જોવા મળે છે નાયકની ચચળ વૃત્તિઓ, પ્રેમિકાની મુગ્ધ યૌવનાવસ્થા અને રાણીની અસૂયા મોટે ભાગે બધા જ નાટકોમા દૃષ્ટિગોચર થાય છે પ્રણયવિકાસની આ પદ્ધતિમા પણ શૂદ્રકે નવી જ રેખા આકી છે. એનુ પ્રેમી યુગલ પ્રથમ નજરે જ કામદેવના મદિરના ઉદ્યાનમા પ્રેમમા પડે છે. પણ એ પ્રણયાનુભૂતિનો પ્રથમ આવિષ્કાર નાયિકા પાસે કરાવીને શૂદ્રકે નાવિન્ય લાવવાનો પ્રયત્ન કર્યો છે. નાયક યૌવન તરફ અનુદાસીન હોવા છતા એ ધીર અને પ્રશાત છે. સ્નેહની સાકળ તો વસન્તસેના જ દઢ કરે છે. પોતાના પ્રિયતમને ફરીફરીને મળવાની તર્કબદ્ધ યોજના કરવી. કાજળઘેરી વર્ષાની રાત્રે અભિસરણ કરવુ અને પ્રિયતમના ગૃહજીવનમા ઓતપ્રોત બની જવુ એ બધી ચેષ્ટાઓ વસતસેનાને એક પ્રગલ્ભ નાયિકા તરીકે પ્રગટ કરે છે બન્ને પ્રેમીઓ એકબીજાને પ્રાણાધિક ચાહે છે અને છતા એને સયમિત રીતે પ્રગટ કરીને એમણે ઇન્દ્રિયાકર્ષણથી પર એવી પ્રણય–ભાવનાને પ્રગટ કરી છે પ્રેમીઓનો પ્રેમ અવરુદ્ધ કરવામા પણ કવિએ ખલનાયક અને સામાજિક વિષમતાઓની યોજના કરી છે ચારુદત્તનુ દારિદ્ર્ય અને વેશ્યાનો વ્યવસાય એમના માર્ગમા અત્યવાય બનીને ઊભા છે. શકારની શઠતા આ બન્ને વિષમતાઓને જોરે જ ફૂલેફાલે છે પણ અતે સાચા પ્રણયની જીત થાય છે પ્રણયીઓને રગમચ ઉપર આલિંગન કરતા બતાવીને શૂદ્રકે પોતાની ઉદ્દાત્તદર્શિતા અને હિમ્મત દર્શાવી છે આમ પ્રણયના પ્રગટીકરણ અને અભિવ્યક્તિમા કવિએ પોતાની અનન્ય નાટ્યકલાનો પરિચય કરાવ્યો છે

(૫) વિલક્ષણ વિનોદનિરૂપણ

સસ્કૃતના અન્ય નાટકોની જેમ મૃચ્છકટિકમા પણ શૃગાર, વીર, કરુણ, બીભત્સ, ભયાનક, હાસ્ય વગેરે રસોનુ નિરૂપણ થયેલુ છે. પણ એ

૭ Henery wells "The classical Drama of India"

બધા રસોમાં હાસ્ય રસ 'નિષ્પન્ન કરવાની" શૂદ્રકની વિચક્ષણતા આ પ્રકરણ રૂપકને અજોડ બનાવે છે સામાન્યતયા સંસ્કૃત નાટકકારોએ વિદૂષક દ્વારા હાસ્ય નિપજાવવાના પ્રયત્નો કરેલા છે એમાં પણ વિદૂષકની મૂર્ખતા, એનો ખાઉધરો સ્વભાવ એના વિચિત્ર છબરડાઓ અને એનો કદરૂપો દેખાવ હાસ્ય ઉત્પન્ન કરવામાં નિમિત્ત બને છે પણ મૃચ્છકટિકમાં હાસ્યની યોજના વિદૂષકમાં જ સીમિત થતી નથી શૂદ્રક વિદૂષક ઉપરાંત અન્ય પાત્રો અને ભાવ પરિસ્થિતિઓમાંથી હાસ્ય ઉત્પન્ન કરે છે વળી એનું આ હાસ્ય સ્થૂળ કે સસ્તી લોકપ્રિયતા લાવે તેવું નથી. એના હાસ્યમાં બુદ્ધિ અને માર્મિકતાનો પુટ રહેલો છે 'મૃચ્છકટિક'માં ત્રણ પ્રકારનો વિનોદ પ્રાપ્ત થાય છે પ્રથમ શબ્દગત, બીજો પાત્રગત અથવા ચરિત્રગત અને ત્રીજો, પરિસ્થિતિગત શબ્દગત હાસ્ય શ્લેષ તથા શબ્દોના કુશળ પ્રયોગથી ઉત્પન્ન થાય છે દા. ત કુમ્ભીલક વસન્તસેનાના આગમનના સમાચાર લઈને આવે છે ત્યારે વિદૂષક પાસે 'વસન્તસેના' શબ્દ કઢાવવા માટે ઉખાણા પૂછતો હોય તે રીતે પ્રશ્નો પૂછે છે મૂર્ખ વિદૂષક સાદા પ્રશ્નોના ઉત્તર માટે પણ મિત્રનો આશ્રય લે છે, જે હાસ્ય ઉત્પન્ન કરે છે પણ સાથે સાથે સેના અને વસન્ત પદને ઉલટાવવાનું કહેતા તે પોતાના પગ ઉલટાવે [illegible] પછી ચેટ એને 'ननु परिवर्त्य' ભણ એમ કહીને શબ્દો પરિવર્તિત કરવાનું કહે છે ત્યારે તે પોતાનું આખું શરીર ફેરવીને સેનાવસન્ત' શબ્દો બોલ્યે રાખે છે ચેટ ફરી 'पदे परिवर्त्य' એમ કહે છે ત્યારે જ તે પોતાના પગ ફેરવી લે છે આમ પદ શબ્દ ઉપર શ્લેષની યોજના કરીને અહીં હાસ્ય ઉત્પન્ન કરવામાં આવ્યું છે આઠમા અંકમાં બૌદ્ધ શ્રમણ સંવાહક શકારને उपासक (બુદ્ધનો ઉપાસક) એમ કહી પ્રશંસે છે ત્યારે તે उपासकनो અર્થ 'હજામ' (પાસે બેસનારો) લઈ એના ઉપર ગુસ્સે થાય છે એ જ રીતે धन्य स्व पुण्य વગેરે શબ્દોનો અર્થ 'ચારણ', 'જુગારી', 'કુંભાર એ પ્રમાણે લઈ ગુસ્સે થાય છે અને પ્રેક્ષકોમાં હાસ્ય નિપજાવે છે છઠ્ઠા અંકમાં વીરક અને ચન્દનક નામના બે નગરરક્ષકો કે જે હજામ તથા મોચી છે તે એકબીજાની જાતિની માર્મિક વિશિષ્ટતા પ્રગટ કરતા હાસ્ય ઉત્પન્ન કરે [illegible] શકાર વાણીમાં જે વિચિત્ર છબરડાઓ વાળે છે તે પણ શબ્દગત વિનોદના ઉદાહરણો છે પૌરાણિક પાત્રોના વિકૃત ઉલ્લેખો પણ હાસ્ય ઉત્પન્ન કરે છે. મૈત્રેય પણ શબ્દગત હાસ્ય ઉત્પન્ન કરવામાં કુશળ છે સંસ્કૃત બોલતી સ્ત્રીને તે નવી નાથેલી "સસ" અવાજ કરતી ગાય સાથે સરખાવે છે. વેશ્યાને પગરખામાં પડેલી કાંકરી સાથે સરખાવે છે કે જે બહાર પણ ન જાય

કે અંદર પણ ન આવી શકે. વસન્તસેનાની માતાને જોઈને તે ઠંડે કલેજે મજાક ઉડાવતાં કહે છે—"અરે ! આ અપવિત્ર પિશાચિનીનું પેટ કેવડું મોટું છે ! શું એને પ્રથમ પ્રવેશ કરાવીને દેવાલયની જેમ પછી આ ઘરનાં બારણાં જડાવ્યાં છે ?" વસન્તસેનાની માતા ચોથિયાના રોગથી પીડાય છે એમ જાણીને તે કાતિલ વ્યંગમાં કહે છે, "હે ભગવાન ચાતુર્થિક ! આ કૃપાથી મારી તરફ પણ દષ્ટિપાત કરો !" આમ અહીં વિદૂષકની વાણી નિર્મળ વ્યંગ્ય અને કટાક્ષ હાસ્ય નિષ્પન્ન કરે છે.

ચારિત્રગત હાસ્ય ઉત્પન્ન કરવામાં પણ મૈત્રેય અને શકાર નિમિત્ત બને છે. વિદૂષકનાં પરંપરાગત લક્ષણો, કદરૂપતા, ખાઉધરાપણું અને મૂર્ખતા મૈત્રેયમાં પણ છે. પરિણામે એના આ ચારિત્રિક ગુણ હાસ્યોત્પાદક થાય છે. એનું મસ્તક કદરૂપ છે શકાર એને "काकपदशीर्षमस्तक" કહે છે. એનો ડરપોક સ્વભાવ પણ હાસ્યનો વિષય બને છે. સાયંકાળે બહાર જતાં તે ડરે છે. સુસ્વાદુ ભોજનની લોલુપતા વિદૂષકમાં પણ છે અને તે હાસ્ય નિપજાવે છે. વસન્તસેનાએ પોતાને ખાવાપીવાનું ન કહ્યું તે બદલ તે જ્યારે ફરિયાદ કરે છે ત્યારે પ્રેક્ષકોને હસવું આવે છે. એની આ હતાશાને કારણે જ જ્યારે વસન્તસેના ઘેર આવે છે ત્યારે શુષ્ક વૃક્ષવાટિકાનો પરિચય આપતાં તે કટાક્ષપૂર્ણ શબ્દોમાં કહે છે, "શ્રીમતીજી ! જ્યાં ન ખાવાનું મળે કે ન પીવાનું". વસન્તસેના એનો વ્યંગ્ય સમજે છે અને હસી કાઢે છે. વિદૂષક બધેય માર્મિક હાસ્ય ઉત્પન્ન કરે છે.

શકારના વ્યક્તિત્વમાં પણ એવી વિશેષતાઓ છે જે હાસ્ય ઉત્પન્ન કરે છે. તે પણ ડરપોક અને કાયર છે. પોતાને માટે તે હીનોપમાનો આશ્રય લઈ હાસ્ય નિપજાવે છે. દા. ત. પોતાની જાતને કૂતરાથી ડરેલા શિયાળ સાથે ઉપમિત કરે છે. શકારનો દંભ પણ એની કાયરતાની જેમ એને હાસ્યાસ્પદ બનાવે છે. એની નિષ્ઠુર ચેષ્ટાઓ પણ હાસ્યમાં નિમિત્ત બને છે.

જુગારી દર્દુરક અને અનન્ય જુગારીઓ પણ પોતાની ચરિત્રગત વિશેષતાઓથી હાસ્ય નિપજાવે છે. દર્દુરક નાફિકરો, મોજીલો યુવાન છે. દ્યૂતને તે સિંહાસન વિનાના રાજ્ય સાથે સરખાવે છે, द्यूतं हि नाम पुरुषस्यासिंहासनं राज्यम् !" જુગારે તેને રાજા અને રંક બનાવ્યો છે. આવી પડેલી ગરીબાઈને પણ તે ભારે ક્રીડાદીલીથી નવાજે છે. નર્મવૃત્તિ એના ચરિત્રની વિશેષતા છે. પોતાના ફાટેલા ઉપરણા માટે તે કહે છે,

अयं पटः सूत्रदरिद्रतां गतो ह्ययं पटश्छिद्रशतैरलंकृत: ।
अयं पटः प्रावरितुं न शक्यते ह्ययं पटः संवृत एव शोभते ॥

આ ઉપરાંત દર્દુરકનો ટીખળી સ્વભાવ, સંવાહકનું ભોળપણું, દેવામાંથી છટકવાની એની વૃત્તિ અને ચાલાકી, જુગારની ટેવમાં એની અવશતા, જુગારીઓની મારામારી, દોડાદોડ તથા સંવાદો તાજગીભર્યું અને નિરાળું હાસ્ય નિષ્પન્ન કરે છે.

પરિસ્થિતિઓ અને પ્રસંગોમાંથી હાસ્ય-નિષ્પન્ન કરવાની કલા શૂદ્રકની અનન્ય વિશિષ્ટતા છે. શર્વિલકનો ચોરીનો પ્રસંગ, એની સ્વસ્થતા, નિર્ભિકતા અને ચોરી કરતાં એણે કહેલાં બધાં જ વચનો એક વિલક્ષણ હાસ્યનું સર્જન કરે છે. આ ઉપરાંત મદનિકા–શર્વિલક પ્રસંગ, કર્ણાટક કલહનો પ્રસંગ વગેરે ઘણા પ્રસંગો નાટકમાં હાસ્ય નિષ્પન્ન કરવામાં નિમિત્ત બન્યા છે. ડૉ. રાઇડરે શૂદ્રકની વિલક્ષણ વિનોદ યોજનાને ખૂબ જ પ્રશંસી છે. શૂદ્રકના વિનોદને તેમણે અમેરિકન હાસ્ય જેવો બતાવ્યો છે. તેઓ કહે છે.

"(It) runs the whole gamut from grim to farcical from satirical to quaint, its variety and keenness are such that king Sudraka need not fear a comparision with the greatest of occidental writers of comedies"

આમ શૂદ્રકનું હાસ્ય ભયાનકથી માંડીને ફારસ સુધી, વ્યંગ્યથી માંડીને વિચિત્રતા સુધી સંપૂર્ણ ક્ષેત્રમાં વ્યાપ્ત છે. એની તીવ્રતા તથા વૈવિધ્ય એવું છે કે મોટા મોટા પાશ્ચાત્ય પ્રહસન નાટકોના કર્તા સાથે શૂદ્રકની તુલના સહેલાઈથી કરી શકાય. શૂદ્રકના આ વિલક્ષણ હાસ્યે મૃચ્છકટિકને અજોડ અને તાજગીપૂર્ણ બનાવવામાં મોટો હિસ્સો આપ્યો છે.

### (૬) રસ, ભાવ અને પ્રસંગોનું વૈવિધ્ય

વસ્તુગ્રથનની વિશેષતા અને જુદા જુદા રસો તથા ભાવોને પ્રગટ કરે તેવા પ્રસંગોનું નિરૂપણ પણ મૃચ્છકટિકની એક પ્રશંસનીય વિશિષ્ટતા છે. નાટકમાં ઘણી જુદી જુદી ઘટનાઓ ઉત્સુકતા અને વિસ્મય ઉત્પન્ન કરે છે અને હર્ષ, આશ્ચર્ય, કરુણા, ભય, હાસ્ય વગેરે અનેક રસો એક પછી એક ઉદ્ભૂત થઈ અને વિલીન થાય છે. રાત્રે રસ્તા ઉપર અંધકાર કરવાની ભાવનાથી પીછો કરાતી નાયિકા અને ભવનાયકનાં સંઘર્ષમાંથી જટિલ પરિણામો ઉત્પન્ન થાય છે. આડરાતે ઊતરનાં પ્રયોજેલા જુગારીઓના પ્રસંગો નાટકમાં હળવું વાતાવરણ ફેલાવે છે. ખાતરનો પ્રસંગ નાટકના વૈવિધ્યની સાથે કથાવસ્તુમાં ગતિ લાવે છે.

નાયિકાનું ઘોર રાત્રે નાયકના ગૃહ તરફ અભિસરણ, પ્રવહણવિપર્યય, વસન્તસેનામોટન, કોર્ટનો પ્રસંગ તથા ચારુદત્તનું વધસ્થળે નયન વગેરે મુખ્ય પ્રસંગોની વચ્ચે વચ્ચે આવતા માટીની ગાલ્લીનો પ્રસંગ, આર્યકાપહરણ, કર્ણાટકલહ વગેરે પ્રસંગો નાટકને અનેરી રંગત અર્પે છે. ઘટનાઓના સંકુલ વૈવિધ્યને અનુરૂપ ભાવોની બદલાતી અનુભૂતિ અને ઉદ્વેજનાની સંકરતા પ્રેક્ષકોને ઉત્સુકતાની પકડમાં બાંધી રાખે છે. મૃત્યુનો દારુણ શોક, તથા પ્રેમના સફળ મિલનનો આકસ્મિક આનંદ, એક લંપટ આવારા યુવકની કામુકતા, અનુભવી વ્યક્તિનું ગંભીર ચિંતન, વિનોદ, વ્યંગ્ય તથા વાગ્વૈવિધ્ય, પ્રહસન, નિર્દોષ તથા યથાવદ કારુણિકતા અને મૈત્રી—આ બધા ભાવો ભારે કુશળતાથી કવિએ નિરૂપ્યા છે. જુદા જુદા રસ અને ભાવના તાણાવાણામાં ગુંથાયેલા આ કથાવસ્તુના ગ્રથનને બિરદાવતાં શ્રી રાઈડર કહે છે,

"From farce to tragedy, from satire to pathos, runs the Play, with a breadth truly Shakespearean."

(૭) આમ જનતા માટેનું પીંગી ધરતીનું નાટક

આપણે આગળ જોયું તેમ સંસ્કૃત નાટકને રાજકીય દમદમાઓ અને દરબારી વાતાવરણના દુર્ગમાંથી બહાર લાવવાનું ક્રાંતિકારક કામ શૂદ્રકે કર્યું છે. દરબારી વાતાવરણમાં વિકાસ પામેલ નાટક રાજાઓ અને એના માણસો માટે જ હતું. આમ જનતા માટે કે પ્રજાના સામાન્ય વર્ગને એ નાટકોમાં ઝાઝો રસ પડે તેવું કંઈ રહે નહિ. કાલિદાસ જેવા પ્રતિભાસંપન્ન નાટકકારે પણ પોતાના કવિકર્મની ઈતિ આપરિતોષાદ્વિદુષા માની છે. આમ મોટે ભાગે મહાજનો અને વિદ્વાનો માટે જ રચાતું નાટક પ્રજાના આમવર્ગ સુધી પહોંચી શક્યું નહોતું. નાટકની ભારેખમ ભાષાઓ સન્નિવેશ અને ઉચ્ચ કથાવસ્તુ સામાન્ય પ્રજાને રીઝવી શકવા અસમર્થ હતું. તે સમયે શૂદ્રકે પ્રજાજીવનનો ધબકાર ઝીલતું આ નાટક રચીને સંસ્કૃત સાહિત્યમાં અનન્ય કૃતિનું પ્રદાન કર્યું છે. નાટકની સૃષ્ટિમાં મારામારી, મુક્કામુક્કી, છેતરપિંડી તથા કૂડકપટના પ્રસંગો નિરૂપી સમાજના યથાતથ પ્રજાજીવનનું નિરૂપણ કર્યું. આ ઉપરાંત સામાન્ય પ્રજાજનોને રસ પડે તે માટે એણે નાટકમાં પ્રાકૃત ભાષાનો પ્રચુર પ્રમાણમાં ઉપયોગ કર્યો છે. સંસ્કૃત નાટકની અનપવાદ પરંપરાને તોડીને પણ એણે પોતાના સૂત્રધારને પ્રાકૃતમાં બોલતો દર્શાવ્યો છે. ટીકાકારના મત મુજબ મૃચ્છકટિકમાં શૌરસેની, અવંતી અને માગધી નામની ત્રણ પ્રાકૃત અને શકારી, ચાંડાલી તથા ઢક્કા નામના ત્રણ અપભ્રંશો પ્રયોજાયા

છે. પ્રાકૃત અને અપભ્રંશના આ પ્રચુર પ્રમાણને કારણે અને એમાંની વાસ્તવિક ઘટનાઓના નિરૂપણને લીધે મૃચ્છકટિક પ્રજાના સર્વ વર્ગમાં રોચક અને પ્રિય નીવડ્યું છે. મૃચ્છકટિકની સર્વવ્યાપકતા માટે આ એક ઘણું મહત્ત્વનું કારણ છે.

### (૮) શૂદ્રકની પ્રાસાદિક શૈલીનો સંયોગ

શૂદ્રકની અપ્રતિમ નાટ્યકલા, વાસ્તવિક જીવનદર્શન અને ક્રાંતિકારી સાહિત્યિક દૃષ્ટિને એની પ્રાસાદિક કાવ્યશૈલીનો સુભગ સંયોગ સાંપડ્યો છે. શૂદ્રકનું કાવ્યતત્ત્વ કાલિદાસ કે ભવભૂતિ જેવું ઊંચી કક્ષાનું ન હોવા છતાં નાટકને અનુરૂપ ભાવો અને ચિત્રો તે કુશળતાથી નિરૂપે છે. એની શૈલી નિર્વ્યાજ અને નિરાડંબરી છે. લાંબા લાંબા સમાસો અને અપ્રચલિત શબ્દોનો એ ક્યાંય પણ ઉપયોગ કરતો નથી. એને જે કહેવું હોય છે તે પોતાનાં પાત્રો દ્વારા તે અત્યંત ઋજુ અને મૃદુ ભાષામાં પ્રગટ કરે છે. વિદ્વત્તા કે શ્રમસાધ્ય શબ્દચમત્કૃતિઓ કે કઠિન પહેલીઓ નિરૂપવાનો એણે ક્યાંય પણ પ્રયત્ન કર્યો નથી. એની ભાષા બને તેટલી સ્વાભાવિક અને રોજબરોજના જીવનમાં વપરાતી છે. આ માટે તે કેટલાક દેશી શબ્દો અને ધાતુઓનો પ્રયોગ પણ સંસ્કૃતમાં કરતાં અચકાતો નથી. કાવ્ય એ તો સંસ્કૃત નાટકનું અનિવાર્ય અંગ છે પણ એ કાવ્યનો સમુચિત ઉપયોગ એની કલાદૃષ્ટિનો પરિચય કરાવે છે. જો કે પાંચમા અંકમાં નિરૂપાયેલ દુર્દિનની વૃષ્ટિનું વર્ણન નાટકની ગતિને અવરુદ્ધ કરે છે. પણ એમાં મળતું કલ્પનાનું તત્ત્વ તથા અભિસારિકાના મનોભાવો સાથે મળતું એનું તાદાત્મ્ય એને રોચક બનાવે છે. વસન્તસેનાના આગારોનું વર્ણન પણ અનાટકીય હોવા છતાં તત્કાલીન સ્થિતિ ઉપર સાચો પ્રકાશ ફેંકે છે. એકંદરે શૂદ્રક કાવ્યનો સંતુલિત ઉપયોગ કરે છે અને નાટકમાં અત્યંત જરૂરી એવા ચટકીલા સંવાદો અને રસિક વાર્તાલાપો યોજી પ્રેક્ષકોનું મનોરંજન કરે છે. શૂદ્રકની આ પ્રાસાદિક શૈલી એના નાટકને સાચે જ રસપ્રદ બનાવવામાં ખૂબ ઉપકારક નિવડી છે.

આ રીતે મૃચ્છકટિકમમાં પ્રાપ્ત થતી અનેક વિશિષ્ટતાઓ એની અજોડતા સિદ્ધ કરે છે.

## ૯ શૂદ્રકની નાટ્યકલા અને શૈલી

'મૃચ્છકટિક'ને એક અજોડ પ્રકરણ તરીકે મૂલવવામાં આપણે શૂદ્રકની પ્રતિભાસંપન્ન નાટ્યકલાનો કંઈક વિગતે પરિચય પ્રાપ્ત કર્યો છે. રાજા હોવા છતાં જે અનન્ય પ્રકારનું સામાજિક પ્રકરણ તે રચી શકયો તે જ એની કાન્ત પ્રતિભાનું દ્યોતક છે. 'મૃચ્છકટિક'મા પ્રણય અને રાજકીય ખટપટના વિવિધ કથાનકો કલાત્મક રીતે ગૂંથી લેવામાં શૂદ્રકની નાટ્યકલા દષ્ટિગોચર થાય છે. રાજપરિવર્તકાર શર્વિલક જે રાજકીય ખટપટના કથાવસ્તુમા મહત્ત્વનો ભાગ ભજવે છે તે, પરોક્ષ રીતે મુખ્ય કથાનક સાથે સંકળાયેલો છે જ. 'મૃચ્છકટિક'નો સુખાન્ત ગૌણ કથાનકને આભારી છે એમ કહીએ તો પણ તેમાં કંઈ અતિશયોક્તિ નથી. 'મૃચ્છકટિક'મા નિરૂપાયેલો એક કે બીજો પ્રસંગ સુસકલિત અને નિશ્ચિત ધ્યેય તરફ ગતિ કરતો છે. આના અનુસંધાનમા અલંકારન્યાસ પ્રસંગ, પ્રવહણવિપર્યય, માટીની ગાલ્લીનો પ્રસંગ વગેરે નોંધપાત્ર છે. વસન્તસેનાએ ચારુદત્તને ત્યાં થાપણ મૂકેલા અલકારો દૂરોગામી અસરો ઉત્પન્ન કરે છે. પ્રવહણવિપર્યય પ્રસંગ દ્વારા શૂદ્રકે વાસ્તવિક સઘર્ષનું બીજારોપણ કર્યું છે. માટીની ગાલ્લીમા મૂકાયેલ દાગીના અકલ્પ્ય અકસ્માત સર્જે છે. ચારુદત્તનો એક વખતનો પગચંપી કરનારો સંવાહક વસન્તસેનાથી ઉપકૃત થતાં ફરી એકવાર એની પ્રવજ્યાવસ્થામા વસન્તસેનાને ભાનમાં લાવી ઉપકારનો ભાવ હળવો કરે છે. એક એક પ્રસંગમા શૂદ્રકની ચોકસાઈ અને પ્રતીતિકર વસ્તુસંકલના દેખાય છે. પ્રવહણવિપર્યયને પ્રતીતિજનક બનાવવા એણે સૂક્ષ્મ કાળજી લીધી છે. આમ 'મૃચ્છકટિક'ની વસ્તુસંકલનામાં શૂદ્રકની નાટ્યકલા દષ્ટિગોચર થાય છે.

પાત્રાલેખનની કળામા શૂદ્રકના ચાતુર્ય અને ભાવવૈવિધ્યના આલેખનનો પરિચય આપણે પ્રાપ્ત કર્યો છે. શૂદ્રકના સંવાદો તેની લાઘવ કળાના દ્યોતક છે. "पुरुषेषु न्यासा निक्षिप्यन्ते", "अत एव ता मधुकर्यः उद्यन्ते" "रन्तुमिच्छामि न पुन. सेवितुम्", "अपेयेषु तडागेषु बहुतरमुदकं भवति" "साहसे श्रीः प्रतिवसति" જેવાં ચટકીલા અને માર્મિક વિધાનો શૂદ્રકની લાઘવ કળાનો નિર્દેશ કરે છે. માર્મિક હાસ્ય નિષ્પન્ન કરતા તો કવાંક પાત્રોના આતરિક વ્યક્તિત્વને પ્રગટ કરતા સંવાદો પ્રસન્નકર છે. ડૉ રાઈડર શૂદ્રકની નાટ્યકલાને અજલિ આપતાં લખે છે કે

"શૂદ્રક એકલામાં જ વિશ્વવ્યાપક તત્ત્વ છે. શકુન્તલા હિન્દુ સ્ત્રી છે. માધવ હિન્દુ નાયક છે. પણ સંસ્થાનક, મૈત્રેય અને મદનિકા તો વિશ્વનાં નાગરિક અને સફરી છે. શૂદ્રકમા ઊર્મિ કરતાં કાર્યનો વેગ વધારે લાગે છે. તેમાં પણ મૃચ્છકટિક

અને ઉત્તરરામચરિતનો સંબંધ મેકબેથ અને હેમ્લેટ જેવો છે. શૂદ્રકની શૈલી પણ સીધી અને સાદી હિંદુમાં ન હોય તેવી છે. જ્યાં બીજા કવિઓ કાચા છે, ત્યાં શૂદ્રક સફળ નીવડ્યો છે. તેના જેવું પ્રસંગવૈવિધ્ય તથા તેના જેવો વિનોદ કશે જડતો નથી. હળવાથી છેક કડવું કટાક્ષથી માંડીને દુઃખદર્દ સુધી શેક્સપીઅરની રાહે આખી વાત ચાલે છે. અહીં ફિલસૂફી છે, દુઃખ છે, પ્રકૃતિવર્ણન અને વેરભાવ છે. શૂદ્રકનો વિનોદ અમેરિકાની શૈલીનો ખ્યાલ આપે છે." -

શૂદ્રકની શૈલી પ્રાસાદિક અને રોચક છે. એની ભાષામાં લાંબાલાંબા સમાસો અપ્રચલિત શબ્દરચનાઓ કે કૃત્રિમતા નથી. એની ભાષા અને શૈલી નાટ્યતત્વને અનુકૂળ છે. તેણે વારંવાર તળપદી લોકબોલીઓનો પણ એના સંવાદોમાં આશ્રય લીધો છે. 'મૃચ્છકટિક'માં આવતું પ્રાકૃત ભાષાનું વૈવિધ્ય એ રીતે નોંધપાત્ર છે. આમ સમાજમાં પ્રચલિત શબ્દપ્રયોગો અને શબ્દસમૂહોને એણે કોઈ પણ પ્રકારના સંકોચ વિના નાટકમાં સ્થાન આપ્યું છે.

શૂદ્રકમાં કાવ્યતત્ત્વની પણ ઉણપ નથી. એના કાવ્યમાં કલ્પનાવૈવિધ્ય અને કાવ્યસૌંદર્યની તાજગી છે. એકંદરે રૂપકમાં એણે કાવ્યતત્ત્વનો સંતુલિત અને નાટ્યતત્ત્વને ઉપકારક થાય તે પ્રકારનો ઉપયોગ કર્યો છે. કાલિદાસની જેમ જ શૂદ્રક પણ ગહન માનવભાવો અને લાગણીઓને વાચા અર્પતા કાવ્યનો આશ્રય લે છે. ગરીબાઈનાં અનિષ્ટો અને જગતની સ્વાર્થી મનોવૃત્તિથી ખિન્ન થયેલા ચારુદત્તનો મનોભાવ પ્રથમ અંકના सत्यं न मे विभवनाश......(૧.૨૩) दारिद्र्यात्पुरुषस्य...(૧.૩૬) વગેરે શ્લોકોમાં અત્યંત ઋજુતાપૂર્વક આલેખાયો છે. પ્રથમ અંકમાં આવ્યાં स्नाति विचक्षणा श्लोकमां વેશ્યાના વ્યવસાયની વિવશતા અત્યંત મર્મસ્પર્શી શબ્દોમાં આલેખાઈ છે.

શૂદ્રકમાં કલ્પનાવૈવિધ્ય છે. પાંચમા અંકમાં આવતું દુર્દિનનું વર્ણન લાંબું અને નાટકના કાર્યવેગને અવરોધતું હોવા છતાં અત્યંત આહ્‌લાદક છે. પ્રબળ વૃષ્ટિ સમયે જગતની સ્થિતિનું આલેખન અને તાદૃશ વર્ણન કરતા એના શ્લોકો निष्पन्दी-कृत :...(૫.૨૪) ખૂબ જ રોચક છે. વાદળોથી અંધકારમય બનેલા આકાશને આપવામાં આવેલી ધૃતરાષ્ટ્રના મુખની ઉપમા, ગહેકાર કરતા મોરને આપવામાં આવેલું દુર્યોધનનું રૂપક, શાન્ત થઈ ગયેલ ચરોતરખને માટે દ્યૂતમાં હારી ગયેલા યુધિષ્ઠિરનું સામ્ય અને હંસોને માટે આપવામાં આવેલી પાંડવોની ઉપમા અત્યંત હૃદ્ય છે. આકાશમાંથી મૂશળધાર વરસતા વરસાદને અને ચોમાસામાં ફરી નીકળતાં દેડકાં વગેરેનાં પ્રતીકો દ્વારા કવિએ સમગ્ર વર્ણનને ખૂબજ રોચક અને હૃદ્ય બનાવ્યું

છે. નવમા અંકમાં ન્યાયવિધિને આપવામાં આવેલું 'સમુદ્રનું' રૂપક આકર્ષક હોવાની સાથેસાથે ભયનું પણ સર્જન કરે છે.

'મૃચ્છકટિક'માં આવતું અલંકારવૈવિધ્ય અને છંદોવૈવિધ્ય પણ મહાકવિ શૂદ્રકની કાવ્યપ્રતિભા, ભાષાપ્રભુત્વ અને વિદ્વત્તાને વ્યક્ત કરે છે. કાજળયોગ અંધકારને માટે શૂદ્રકે પ્રયોજેલી ઉત્પ્રેક્ષા "लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभः" સંસ્કૃત સાહિત્યમાં ખૂબ જ પ્રચલિત બની છે. આ ઉપરાંત એણે આપેલી વિવિધ ઉપમાઓમાં એની વ્યાપક અવલોકન અને નિરીક્ષણ શક્તિનો નિર્દેશ કરવાની સાથે જુદા જુદા શાસ્ત્રો અને પુરાણોના એ જ્ઞાનનું પણ પ્રગટ થાય છે. ભાવાનુસારી શબ્દોની પસંદગીમાં એની ઔચિત્યદૃષ્ટિ દેખાય છે.

શૂદ્રકની સિદ્ધિઓના અનુસંધાનમાં એની કેટલીક મર્યાદાઓની નોંધ પણ લેવી ઘટે. શૂદ્રકે સામાન્યતયા નાટકના કાર્યવેગને સાચવ્યો હોવા છતાં તે પણ અન્ય કવિઓની જેમ પોતાનું જ્ઞાન દર્શાવવા ચૂકાઈ જાય છે. ચોથા અંકમાં આવતું વસન્તસેનાના આગારોનું લાંબુ લચક વર્ણન નાટકને કોઈ રીતે ઉપકારક નથી. અલબત્ત તત્કાલીન સમાજનો ખ્યાલ મેળવવામાં તે ઉપયોગી થાય છે. પાંચમા અંકમાં આવતું દુર્દિનનું વર્ણન પણ કાર્યવેગને અવરોધે છે. એના વર્ણનોમાં ઘણા વિચારો વારંવાર પુનરુક્ત થાય છે. પાત્રાલેખનમાં પણ એની કેટલાક મર્યાદાઓ આપણે જોઈ છે. ચારુદત્તને સર્વાંગસંપૂર્ણ અને મહાન દર્શાવવામાં એણે કેટલુંક અતિશયોક્તિપૂર્ણ આલેખન કર્યું છે, આમ છતાં તે ક્ષમ્ય કરતાં પ્રશંસનીય વધારે છે.

# ૧૦ મૃચ્છકટિકની પાત્રસૃષ્ટિ

## (૧) ચારુદત્ત : જીવનસંગ્રામનો જિંદાદીલ યોદ્ધો

दीनानां कल्पवृक्षः स्वगुणफलनतः सज्जनानां कुटुम्बी
आदर्शः शिक्षितानां सुचरितनिकषः शीलवेलासमुद्रः ।
सत्कर्ता नावमन्ता पुरुषगुणनिधिर्दक्षिणोदारसत्त्वो,
ह्येकः श्लाघ्यः स जीवत्यधिकगुणतया सोच्छ्वसन्तीव चान्ये ॥–૧.૪૮

સંસ્કૃત નાટ્યશાસ્ત્રે નાટકમાં નાયકને ઘણું જ મહત્ત્વ આપ્યું છે. નાટ્યશાસ્ત્રીઓએ નાટકમાં નાયકને સર્વગુણસંપન્ન બનાવવાનો આગ્રહ રાખ્યો છે. પરિણામે નાટકકારનું બધું ધ્યાન નાટકમાં નાયક ઉપર જ કેન્દ્રિત થતું રહ્યું છે. નાટકમાં નાયકનો વિશિષ્ટ સ્થાનને કારણે નાટ્યશાસ્ત્રીઓએ નાયકના વ્યક્તિગત અને એના પ્રકારો વિશે ઠીક ઠીક પ્રમાણમાં ચર્ચા કરી છે અને નાટકના જુદા જુદા પ્રકારો દર્શાવ્યા છે. સંસ્કૃત નાટ્યશાસ્ત્ર ગુણો પ્રમાણે ચાર પ્રકારના નાયકો આપે છે. ધીરોદાત્ત, ધીરલલિત, ધીરપ્રશાન્ત અને ધીરવીર. 'મૃચ્છકટિક'નો પ્રધાન નાયક ચારુદત્ત ધીરપ્રશાન્ત પ્રકારનો નેતા છે. મહાકવિ શૂદ્રકે ચારુદત્તને એક મહાન સાત્ત્વિક વીરપુરુષ તરીકે ઉપસાવવાનો સભાન પ્રયત્ન કર્યો છે.

પ્રકરણનાં લક્ષણોની અપેક્ષા પ્રમાણે ચારુદત્ત જન્મે બ્રાહ્મણ અને કર્મે વેપારી છે. એક સમયનો આ અત્યંત સમૃદ્ધ સજ્જન પોતાની અપ્રતીમ દાનવીરતાથી ક્ષીણવૈભવ થતાં દારિદ્ર્યની અત્યંત દારુણ અવસ્થામાં આવી ગયો છે. સમૃદ્ધિની છોળોમાં પોતાનું જીવન વ્યતીત કરનાર આ નાયકનો જીવનસંઘર્ષ એની ઉદાત્ત જિંદાદિલીનો પરિચય કરાવે છે. જુદાં જુદાં પાત્રો સાથેના પ્રસંગ અને વ્યવહાર દ્વારા મહાકવિ શૂદ્રકે ચારુદત્તના વ્યક્તિત્વનાં વિવિધ અંગોને પ્રગટ કર્યાં છે.

ચારુદત્તના આંતરિક વ્યક્તિત્વ અને એની સાત્ત્વિકતાને પ્રગટ કરવાનો શૂદ્રકે જેટલો પ્રયત્ન કર્યો છે એટલો એના શારીરિક સૌંદર્યને પ્રગટ કરવાનો પ્રયત્ન કર્યો નથી. આમ છતાં કેટલાક ઉલ્લેખો દ્વારા એ સ્પષ્ટ થાય છે કે સર્વવ્યાપકતા માટે આ એક ઘણું મહત્ત્વનું કારણ છે. ચારુદત્ત મોહક વ્યક્તિત્વ ધરાવનાર એક સુંદર સદ્‌ગૃહસ્થ છે. નવમા અંકમાં ન્યાયધીશ ચારુદત્તનું વર્ણન કરતાં કહે છે.
घोणोन्नतं मुखमपाङ्गविशालनेत्रं नैतद्धि भाजनमकारणदूषणानाम् ।

ચારુદત્તના શારીરિક વ્યક્તિત્વ અંગેનો આ નાનકડો ઉલ્લેખ પણ એટલું તો સ્પષ્ટ કરે જ છે કે ચારુદત્ત એક સુંદર યુવક છે. "आकृतिः गुणान् कथयति" એ

ત્યારે એના ગુણ ઉપર સાત્ત્વિકતાની એક આહ્લાદમયી આભા વિલસે છે. ચારુદત્તના મોહક અને સાત્ત્વિક વ્યક્તિત્વ ઉપર વારી જતા આર્યક પણ બોલી ઊઠે છે, 'न केवल श्रुतिरमणीयो दृष्टिरमणीयोऽपि' ,ઉપરોક્ત બન્ને ઉલ્લેખો ચારુદત્તના શારીરિક સૌંદર્ય અને સાત્ત્વિક વ્યક્તિત્વને કલાત્મક રીતે સ્પષ્ટ કરે છે. ચારુદત્ત ધીરગંભીર અને વિચારપ્રૌઢ હોવા છતાં એનો યૌવનરસ ક્ષીણ થયો નથી સંગીત જેવી લલિત કલાઓમાં એનો ઊંડો રસ એની ઉત્કટ રસપ્રીતિ પ્રગટ કરે છે. ચારુદત્તનો મિત્ર જૂર્ણવૃદ્ધ એને માટે જાતિકુસુમથી સુવાસિત ઉપરણો ભેટ તરીકે મોકલે છે તે ચારુદત્તનો સુગંધિત દ્રવ્યોનો શોખ વ્યક્ત કરે છે આ ઉપરણાને લઈ વસન્તસેના આથી જ બોલી ઊઠે છે "अनुदासीनमस्य यौवनं प्रति भासते". ક્ષીણ વૈભવે પણ ચારુદત્તનો યૌવનરસ ઊણો થયો નથી

આમ ચારુદત્ત એક સુંદર યુવાન છે પણ મહાકવિ શૂદ્રકે તો ચારુદત્તનું એક મહામના પુરુષ તરીકે આલેખન કરવામાં જ પોતાનું સમગ્ર ધ્યાન કેન્દ્રિત કર્યું છે. ચારુદત્તનો મહાન ગુણ જે પ્રથમ પદે જ આપણને દૃષ્ટિગોચર થાય છે તે એનું અપ્રતીમ ઔદાર્ય એની આ ભવ્ય ઉદારતાને કારણે જ, એ પોતાની સર્વ સમૃદ્ધિ ગુમાવી બેઠો છે યાચકોની યાચના પૂર્ણ કરતા નષ્ટ થયેલો એનો આ વૈભવ પણ પ્રશંસનીય બન્યો છે પ્રથમ અંકમાં એના આ પરમૌદાર્યને પ્રગટ કરતા વિટ કહે છે'

सोऽस्मद्विधानां प्रणयैः कृशीकृतो न तेन कश्चिद्विभवैर्विमानितः ।
निदाघकालेष्विव सोदको ह्रदो नृणां स तृष्णामपनीय शुष्कवान् ॥—१ ४६

જગતના કલ્યાણ માટે ક્ષીણતેજ થયેલ ચંદ્રમાની જેમ એની આ દીનતા પણ ગૌરવાન્વિત બની છે પણ ચારુદત્ત એનાથી સુખી નથી દારિદ્ર્યના અનેક દોષોથી પીડાતો ચારુદત્ત જગતની ક્ષુદ્રતા અને સ્વાર્થપરાયણતાથી ચમકી ગયો છે નિર્ધન અવસ્થામાં આવી પડેલો ચારુદત્ત હવે કોઈને ઉપકૃત કરી શકતો નથી એને ઘેર પુણ્ય કાર્યોની ખોટ પડી છે, ચારુદત્તનો સર્વપ્રથમ પરિચય આપણને દારિદ્ર્યના દોષમાં સપડાયેલા આ સજ્જન તરીકેનો થાય છે હવે પોતે બલિ આપવાને પણ અશક્ત બન્યો છે અને અતિથિઓ પણ પોતાના ઘરનો નિરાશ વદને ત્યાગ કરે છે તે ઉપરાન્ત આ ઉદારચિત્ત સજ્જનના હૃદયને અકળાવી મૂકે છે. વૈભવ નાશ પામ્યો છે એનું એને કોઈ અંગત દુઃખ નથી. સુખદુઃખના આરાવાળા ભાગ્યચક્રમાં એને અંતરની શ્રદ્ધા છે પણ એ દુઃખ તથા દારિદ્ર્યના માઠા પરિણામો તેમજ જગતની સ્વાર્થપરાયણતાથી તે ભારે વ્યથિત બન્યો છે ચારુદત્તની આ મહાનુભાવતા આ શ્લોકમાં કવિએ અત્યંત ઋજુતાથી પ્રગટ કરી છે

सत्यं न मे विभवनाशकृतास्ति चिन्ता भाग्यक्रमेण हि धनानि भवन्ति यान्ति ।
एतत्तु मां दहति नष्टधनाश्रयस्य यत्सौहृदादपि जनाः शिथिलीभवन्ति ॥

ગરીબાઈના કારણે એના કેટકેટલા મહાન ગુણો ઉપર અંકુશ આવ્યો છે. એનું મનસ્વી અને ઉદાત્ત વ્યક્તિત્વ ભૂલાયું છે, પરોપકાર કરવાની અભિલાષાઓ નષ્ટ થઈ છે. ધર્મકાર્ય સ્ખલિત થયું છે, કૃતજ્ઞતા અને કદરદાની બતાવવાના પ્રસંગોએ તેને લાચાર બનવું પડયું છે અને સૌથી વિશેષ તો જીવનમાં પ્રાપ્ત થયેલ નિઃસ્વાર્થ પ્રેમની ધન્ય પળે પણ પોતાની નિર્ધનાવસ્થાને કારણે હતોત્સાહ બનવું પડયું છે. વસન્તસેના પોતાને ચાહે છે એ જાણવા છતાં તે અતિ આનંદ અનુભવી શકતો નથી;

यया मे जनितः कामः क्षीणे विभवविस्तरे ।
क्रोधः कुपुरुषस्येव स्वगात्रेष्विव सीदति ॥

આમ અકિંચનાવસ્થાએ ચારુદત્તના જીવનરસને ઠીક ઠીક હણી નાખ્યો છે. મૃચ્છકટિકમાં સામાજિક પ્રશ્નની એક મહાન વિષમતા ગરીબાઈને પ્રગટ કરવા માટે કવિએ ચારુદત્તને પસંદ કર્યો છે. ચારુદત્ત દારિદ્રય અવસ્થાની કારુણ્યમૂર્તિ છે. મૃચ્છકટિકમાં જુદે જુદે સ્થળે ચારુદત્તને નિર્ધનાવસ્થાની વિષમતા નિરૂપતો કવિએ નિરૂપ્યો છે. જીવનમા એને માથે આવેલા મહાન અપવાદના મૂળમાં પણ આ ગરીબાઈ જ છે. ચારુદત્ત ધીર અને પ્રશાંત છે. ગરીબાઈના દોષોથી તે સજ્ઞાન છે અને આથી જ વારેવારે તે એના વિચારે હતોત્સાહ બને છે. शंकनीया हि लोकेऽस्मिन्निष्प्रतापा दरिद्रता એ વિચારસરણી એને પ્રત્યેક પ્રસંગે લાચાર અને અસહાય બનાવે છે. દરિદ્રતાએ ચારુદત્તને તત્ત્વજ્ઞાની બનાવ્યો છે

એના વ્યક્તિત્વનું પૃથક્કરણ કરતા એના વ્યક્તિત્વનો પિંડ બે ચારિત્ર્યગત વિશેષતાઓથી બંધાયો લાગે છે. એક એના સ્વભાવની સુકુમારતા અને સાત્ત્વિકતા અને બીજી દૃઢ સંકલ્પનો અભાવ. સમષ્ટિના એકેએક વ્યક્તિ તરફ તે સમભાવ અને સહૃદયતા અનુભવે છે. એનું ઔદાર્ય એટલું તો ઉત્કૃષ્ટ છે કે પોતાના ઘેરથી ચોર પણ નિરાશ પાછો જાય તો એ એને ગમતું નથી. ખાતર પાડીને ચોર કંઈ લીધા વિના ગયો છે એમ માનતો ચારુદત્ત એની દયા ખાય છે અને મોટા વેપારીના છોકરાને ઘેર પ્રવેશીને પણ મેં કંઈ મેળવ્યું નહિ એવા વિચારે વ્યગ્ર બનતા ચોર તરફ તે સહાનુભૂતિ વ્યક્ત કરે છે. ચોરને પોતાને ઘેરથી ખરેખર દાબડો મળ્યો છે તે જાણી તે પોતે તો આનંદ અનુભવે છે. પણ સાથે સાથે ન્યાસનું પોતે રક્ષણ ન કરી શકયો તે વિચારે ભારે વ્યથા અનુભવે છે. ધૂતાએ

આપેલી બહુમૂલ્યા રત્નાવલી તે વિના સંકોચે વસન્તસેનાને મોકલે છે. વસન્તસેનાના ખુંટમોડક હાથીને મારી જોઈ સાધુને બચાવનાર કર્ણપૂરકને કદરદાની રૂપે મિત્ર પાસેથી ભેટ રૂપે પ્રાપ્ત થયેલો જાતિકુસમથી સુવાસિત, ઉપરણો ભેટ આપી દે છે. બાગમાં આકસ્મિક રીતે આવી ચઢેલા આર્યકને તે વિના સંકોચે અભયદાન આપે છે અને એને બચાવવા માટે જ ન્યાયાલયમાં પણ બેચેનીભરી ચૂપકીદી સેવે છે. પોતાનું ભારે અહિત કરનાર શકારને પણ અંતે ક્ષમા આપી તે પોતાના સ્વભાવનું પરમૌદાર્ય પ્રગટ કરે છે. એના સ્વભાવની આ સૌરભ સમગ્ર ઉજ્જયિની નગરીના ખૂણે ખૂણે પ્રસરી છે. ચારુદત્તના નગરમાંના નૈતિક પ્રભાવને પ્રગટ કરતા બે ત્રણ પ્રસંગો ચતુરાઈથી ભારે કલાત્મકરૂપે નિરૂપ્યા છે. રદનિકાના અપમાનથી ગુસ્સે થયેલા મૈત્રેય પાસેથી વિટ જ્યારે જાણે છે કે તે ચારુદત્તની દાસી છે ત્યારે તે ભારે હીણપત અનુભવે છે અને ચારુદત્તને એ વાત ન કહેવા વિનવે છે. ચારુદત્તને પ્રશંસતી એણે જે ઉક્તિઓ કહી છે, "દીનાનાં કલ્પવૃક્ષઃ.... વગેરે ચારુદત્તનો નૈતિક પ્રભાવ નગરમાં કેટલો વ્યાપક હતો તે સિદ્ધ કરે છે. ચારુદત્તને ત્યાંથી છૂટા થયેલો સંવાહક પોતાના સ્વામીના ગુણોને હજુ ભૂલ્યો નથી અને પોતાની સ્વામીને નામે વસન્તસેના તરફથી રક્ષણ મળ્યું છે તે જાણી ભારે કૃતકૃત્યતા અનુભવે છે. ચારુદત્તની સજ્જનતા વિશે આર્યક સાંભળ્યું છે અને તેથી જ તે શ્રદ્ધાપૂર્વક એની સમક્ષ જઈ પડોંચે છે. રસ્તામાં ચારુદત્તની ગાડીને રોકતી વખતે બનેલા કર્પૂટ કલહ પ્રસંગ પહેલાં સિપાઈઓના સંવાદમાં ચારુદત્તની નૈતિક અસર દેખાય છે. જ્યારે વીરક ચંદનકને પૂછે છે કે 'કોણ આર્ય ચારુદત્ત ?, ત્યારે ચન્દનક આપેલો જવાબ ચારુદત્તની અપ્રતીમ લોકપ્રિયતાનો નિર્દેશ કરે છે. ચન્દનક કહે છે-

"कस्तं गुणारविन्दं शीलमृगाङ्कं जनो न जानाति ।
आपन्नदुःखमोक्षं चतुःसागरसारं रत्नम् ॥"

ચારુદત્તનાં શીલ અને ચારિત્ર્યનો પ્રભાવ ન્યાયાધીશ જેવા તટસ્થ અને ગંભીર વ્યક્તિના માનસ ઉપર પણ અંકિત છે. ન્યાયાધીશ ચારુદત્ત પ્રત્યે વિશિષ્ટ પ્રકારનો આદર અને માન રાખે છે. એને બેસવા ઊંચું આસન આપે છે. એની તરફ અપાર સહાનુભૂતિ પ્રગટ કરે છે અને જ્યારે પોતે બધાં પ્રમાણો આગળ લાચાર બને છે ત્યારે પણ એ ચારુદત્તને શિક્ષા ફરમાવતાં ભારે વ્યથા અનુભવે છે. ચારુદત્તની અહિંસક વૃત્તિ પણ અત્યંત પ્રશંસનીય છે. ચારુદત્તનું અંતઃકરણ એટલું કોમળ અને સુકુમાર છે કે તે ખીલેલી લતાને પુષ્પને માટે ખેંચતો નથી.

'योऽहं लतां कुसुमितामपि पुष्पहेतो-
राकृष्य नैव कुसुमावचयं करोमि ।'

આવા અણુએ અણુ અહિંસક સજ્જનને માથે આવલો પ્રિયતમાના ખૂનનો આરોપ એને જીવનની વિડંબનાનો ભોગ બનાવે છે, પણ અપાર સહિષ્ણુતાથી એ એનો સામનો કરે છે. વધસ્થંભની શિક્ષા સમયે પણ એનું ચિત્ત અપકીર્તિના વિચારે વ્યાકુળ બને છે. રંજ એને મૃત્યુનો નથી, અપકીર્તિનો છે. તે કહે છે—

'न भीतो मरणादस्मि केवलं दूषितं यशः ।
विशुद्धस्य हि मे मृत्यु पुत्रजन्मसमो भवेत् ॥"

ચારુદત્તના સમગ્ર વર્તનમાં એની આ યશોપ્રિયતા સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે દરિદ્રાવસ્થાને કારણે એની સામાજિક પ્રતિષ્ઠાને જે ધક્કો પહોંચ્યો છે તેનાથી પણ તે ભારે વ્યથિત થયો એનું કારણ તેની યશોપ્રિયતામાં રહેલું છે.

ચારુદત્ત ગણિકા સાથે પ્રેમમા પડયો છે પણ એનો પ્રેમ વાસનામૂલક કે ઇન્દ્રિયાકર્ષણજન્ય નથી. ગુણાનુરક્તા વસન્તસેનાને તે એના પ્રેમના પ્રતિભાવ રૂપે જ ચાહે છે. ન્યાયાલયમા ગણિકા સાથેના પ્રેમનો એકરાર કરતા તે ભારે લજ્જા અનુભવે છે. પ્રથમ અંકમા વસન્તસેનાને સર્વપ્રથમ જ્યારે તે જુએ છે ત્યારે તેને તે "વાદળાંઆથી ચંદ્રરેખા સમી" લાગે છે પણ થોડી વારમા જ તે અથવા न युक्तं परकलत्रदर्शनम्" કહી પોતાની સદાચારશીલતાનો પરિચય કરાવે છે. આમ ચારુદત્ત એક અત્યંત શીલવાન્ પુરુષ છે. તે પ્રેમાળ પતિ છે, વત્સલ પિતા છે અને અહોભાવભર્યો મિત્ર છે. મૈત્રેય તરફનો એનો મિત્રભાવ અને રદનિકા તથા પોતાના ચેટ તરફનો એનો સુકોમળ ભાવ એને એક ઉમદા સ્વામી તરીકે નિરૂપે છે. સંગીત સાંભળીને મોડો આવેલો ચારુદત્ત પગ ધોવા રદનિકાને ઉઠાડવાની ચોખ્ખી ના પાડે છે જે ચાકરો તરફની એની મમતાને પ્રગટ કરે છે. એની આ સ્વામીનિષ્ઠાથી એના નોકરો પણ એના તરફ ભારે વફાદારી અનુભવે છે. ચારુદત્તની સત્યપ્રિયતા પણ આપણને એના વર્તનમાં દૃષ્ટિગોચર થાય છે. ન્યાયાલયમા વસન્તસેનાની માતાનો એને બચાવવાનો પ્રયત્ન હોવા છતા એ સ્પષ્ટપણે સત્ય કહે છે કે એ ઘરેણાં વસન્તસેનાનાં જ છે. માત્ર આર્યકના પકડાણનો વૃત્તાંત તે ન્યાયાધીશોથી છુપાવે છે. એનું કારણ માત્ર આર્યકને અભયદાન આપેલું છે તે છે. એને માટે તે પોતાના જીવનું જોખમ વહોરે છે એટલે એની આ મહાનુભાવતા અનેકગણી વધી જાય છે.

એક ધર્મપરાયણ વ્યક્તિ તરીકે પણ ચારુદત્તનું વ્યક્તિત્વ પ્રશંસનીય છે ઈશ્વર અને દેવતાઓમા એને અતૂટ શ્રદ્ધા છે. દરિદ્ર અવસ્થામા પણ તેના દૈનિક ધાર્મિક કાર્યોમા ઓટ આવી નથી ધર્મની શ્રદ્ધામા તે કદી પણ શિથિલતા દર્શાવતો નથી. ઈશ્વરની કરુણા અને દયામા એને અપાર શ્રદ્ધા છે ધાર્મિક પુરુષ તરીકે એનુ ચિત્ત પણ અત્યત સવેદનશીલ અને ઊર્મિશીલ બન્યું છે. ન્યાયાલયમા જતા જતા તે દુર્નિમિત્તોથી વ્યથિત થઈ જાય છે. પણ સાથે સાથે ઈશ્વર ઉપરની એની શ્રદ્ધા એને હિમ્મત અને આત્મબળ આપે છે. દૈવ કે નિયતિમા એને અપાર શ્રદ્ધા છે. નિયતિના બળાને તે કોઈ પણ જાતના પ્રશ્ન વિના સ્વીકારે છે. આમ ચારુદત્ત એક ઉદાર અને આધ્યાત્મિક સાધુ પુરુષ છે. એના ગુણોને કારણે જ વસન્તસેના એના ઉપર અનુરક્ત છે પોતાના ગુણોને કારણે ઉજ્જયિનીમા એકએક નરનારીના હૃદયમા તેણે અનન્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે. ચારુદત્તને જ્યારે વધસ્થળ ઉપર લઈ જવામા આવે છે ત્યારે નાગરિક સ્ત્રીઓની આંખોના આંસુ ઊડતી રેતીને પણ શમાવી દે છે. કડવા કાળજાના ચાડાળો પણ ચારુદત્ત તરફ ભારે સહાનુભૂતિ પ્રગટ કરે છે, જે એની સત્યનિષ્ઠાનુ નિદર્શન કરાવે છે.

આગળ નોધ્યું છે તેમ કવિએ ચારુદત્તના આતરિક વ્યક્તિત્વ અને એની સાત્વિકતાનાં વિવિધ અશોને પ્રગટ કરવાનો ભારે પ્રયત્ન કર્યો છે. પણ આમ કરતા કેટલીકવાર તેમા અતિશયતા આવી ગઈ છે. ચોરને માટે પણ દયા ખાતા ચારુદત્તની સાત્વિકતા આપણને સ્વાભાવિક લાગતી નથી. એ જ રીતે ચારુદત્તનો નૈતિક પ્રભાવ પ્રગટ કરાવવા માટે ન્યાયાધીશ પાસે કરાવેલુ પક્ષપાતભર્યું વતણ પણ ઔચિત્યનો ભંગ કરાવનારું બન્યુ છે. આ ઉપરાત ચારુદત્તને દારિદ્ર્યના દોષોથી એટલો બધો અભિભૂત થઈ ગયેલો બતાવ્યો છે કે ઘણીવાર આપણને ચારુદત્ત સાત્વિકતાનુ પૂતળુ લાગે છે. ધ્યેયસિદ્ધિ માટે એક મહાન નાયકને છાજે તે રીતે એ ઝઝૂમ્યો નથી કે તેણે કોઈ પરાક્રમ બતાવ્યુ નથી. પરિણામે કેટલાક વિદ્વાનોએ એવી ટીકા કરી છે કે નાટકકારે ચારુદત્તના રૂપમા એક સત્વહીન નાયકનું સર્જન કર્યું છે જે પ્રતિકૂળ પરિસ્થિતિઓને પોતાને અનુકૂળ બનાવવા પ્રકૃતિથી અસમર્થ છે. તે વારેવારે ગરીબાઈના દોષથી આક્રાન્ત બને છે અને પોતાની વ્યથા પ્રગટ કરવા લાગી જાય છે, કેવળ લાગણીઓમા સરી પડે છે આને કારણે જ એને દરિદ્રતાનો દાર્શનિક (philosopher of poverty) એવુ બિરુદ પ્રાપ્ત થયુ છે. નાટ્યશાસ્ત્રીઓએ ધીર પ્રશાન્ત નાયક માટે જે લક્ષણો આપ્યા છે તે દષ્ટિએ જોઈએ તો ચારુદત્તના આ પુરુષાર્થની પરાઙ્મુખતા

આપણને ખટકતી નથી. પણ ચારુદત્તનો કેવળ દૈવવાદ આપણને જરૂર થોડો ખટકે છે ઉપરોક્ત માનસિક દુર્બળતાને બાદ કરીએ તો ચારુદત્તનું ચરિત્ર અત્યંત મોહક, આકર્ષક અને સર્વહૃદય–આહ્‌લાદકારી બન્યું છે. 'મૃચ્છકટિક'માં આદ્યન્ત વિલસતું એનું સાત્વિક વ્યક્તિત્વ એને જીવનસંગ્રામમાં સાત્વિક બળે ઝઝુમતા ધીરોદાત્ત તરીકે પ્રસ્થાપિત કરે છે.

(૨) વસન્તસેના : કુલવધૂપદની મૂર્તિમંત જિગીષા

"अथवा श्रीरेषा प्रवहणमनङ्गस्य ललितं ।
कुलस्त्रीणां शोको मदनवरवृक्षस्य कुसुमम् ॥"

'મૃચ્છકટિક'ની મુખ્ય નાયિકા વસન્તસેના જન્મે વેશ્યા છે. પણ એનું વ્યક્તિત્વ કોઈપણ કુલવધૂ જેવું છે. એના શારીરિક સૌન્દર્યનો સર્વપ્રથમ પરિચય પ્રસ્તાવનામાં અત્યંત લાઘવથી કરાવવામાં આવ્યો છે. गुणानुरक्ता गणिका च यस्य वसन्तशोभेव वसन्तसेना પંક્તિ વસન્તસેનાના આંતરિક અને બહિરંગ વ્યક્તિત્વનો સુચ્છુ પરિચય કરાવે છે. વસન્તસેનાનું સૌન્દર્ય વસન્તની આહ્‌લાદક શોભા-સમું છે અને એની ગુણાનુરક્તિ તથા ગુણગ્રાહિતા એના નિર્મળ હૃદયનો પરિચય કરાવે છે. એનું સૌન્દર્ય અપ્રતીમ છે. ઉપર નોંધ્યું છે તેમ એ કમળ વિનાની લક્ષ્મી છે, કામદેવનું સુકુમાર પ્રહરણ છે, કામતરુનું મોહક પ્રસૂન છે. ચારુદત્તના ઘરમા વસ્ત્રમાં અવગુંઠિત તેને ચારુદત્ત 'छादिता शारदभ्रेण चन्द्रलेखेव दृश्यते' કહે છે. આમ વસન્તસેના ચંદ્રકલા જેવી મોહક અને આકર્ષક છે. પ્રથમ અંકમા વસંતસેનાની પાછળ પડેલા શકાર, વિટ અને ચેટની ઉક્તિઓમાં વ્યક્ત થતા પ્રતિભાવોમાંથી પણ જણાય છે કે વસન્તસેના એક અત્યંત સુંદર અને લાવણ્યમયી યુવતી છે. એના અંગો કદલીદળ જેવા સુંદર છે. વસન્તસેનાનું આ મોહક વ્યક્તિત્વ જ શકારને એને માટે લંપટ અને લાલાયિત બનાવે છે.

વસન્તસેનાના આંતરિક વ્યક્તિત્વનો પરિચય કરવા પ્રયત્ન કરીએ તો એની સર્વપ્રથમ વિશેષતા- જે નજરે પડે છે તે એની વેશ્યાવાસની ઉપરતિ અને કુલવધૂપદની પ્રાપ્તિની મહેચ્છા. કામદેવાયતનના ઉદ્યાનમાં પ્રથમ નજરે જ ચારુદત્ત ઉપર વારી ગયેલી વસન્તસેના એની કુલવધૂ બનવા માગે છે. કુલવધૂપદ માટે એનું અંતઃકરણ અહોભાવથી ભરેલું છે. 'એ માટે સર્વપ્રથમ તો એ પોતાના વ્યવસાયમાંથી કોઈપણ રીતે મુક્ત થવા માગે છે. એનું એકેએક આચરણ વેશ્યાવાસનું વિરોધી છે. ગરીબાઈ જેવી જ સમાજની એક બીજી વિષમતા વેશ્યાવ્યવસાયની ભયંકરતા દર્શાવવા કવિએ વસન્તસેનાની પસંદગી કરી છે. વસન્તસેના

વેશ્યાવાસની વિષમતાનું મૂર્તિમંત પ્રતીક છે: મૃચ્છકટિકના પ્રથમ અંકમા જ કવિએ વેશ્યાવાસની લાચારી અને મર્યાદાને વિટના શબ્દોમાં બહુ સુંદર રીતે વ્યક્ત કરી આપી છે. વેશ્યાને પોતાની પસંદગી જેવું કંઈ હોઈ શકે જ નહિ, એ તો માત્ર પૈસાની દાસ છે. વેશ્યાના વ્યવસાયની આ મહાન મર્યાદા વિટની આ પંક્તિમાં કરુણતાથી રજૂ થઈ છે—

"वहसि हि धनहार्यं पण्यभूतं शरीरं
समसुपचर भद्रे सुप्रियं चाप्रियं वा"

વેશ્યા તો જાહેર જીવનના આશ્રયસ્થાન સમું પાત્ર છે અને તેથી એણે કોઈ વ્યક્તિ તરફ આદર કે ધિક્કાર રાખવો ન ઘટે. વિટ કહે છે,

'त्वं वापीव लतेव नौरिव जनः वेश्याऽसि सर्वं भज'।

આ પંક્તિનો વેશ્યા શબ્દ અત્યંત સાર્થક છે અને વસન્તસેનાના જીવનની એક ઘેરી વિષમતાને ભારે અસરકારક રીતે રજૂ કરે છે. વેશ્યાવાસની આ અકળાવનારી સ્થિતિથી વસન્તસેના મુક્ત થવા ઇચ્છે છે. આ વ્યવસાય તરફનો એનો અણગમો સ્થળે સ્થળે વ્યક્ત થયો છે એમાં પણ ચારુદત્ત તરફ એના નિર્વ્યાજ પ્રેમે એને બળ આપ્યું છે વસન્તસેના ચારુદત્તને માત્ર એના ગુણોને કારણે જ ચાહે છે. ગુણ જ પ્રેમનું કારણ હોઈ શકે, બળાત્કાર નહિ એમ એ અંતરથી માને છે. પ્રથમ અંકમા જ તે વિટ અને શકારને સ્પષ્ટ શબ્દોમા કહે છે કે,

'गुणः खल्वनुरागस्य कारणं न पुनर्बलात्कारः।'

વસન્તસેનાના આ શબ્દો એની ઉદાર પ્રણયભાવનાના દ્યોતક છે. શ્રી અને સત્તાને બળે પોતાને આત્મસાત્ કરવા મથતા શકાર તરફ એને ઊંડો ધિક્કાર છે. પ્રથમ અંકમા શકાર જ્યારે એના પ્રેમની માગણી કરે છે ત્યારે તે તુર્ત જ જવાબ વાળે છે, "शान्तं शान्तम्। अपेहि। अनार्यं मन्त्रयसि। બીજા અંકના પ્રારંભમા મદનિકા સાથેના સંવાદમા પણ તે જણાય છે કે કોઈ રાજા કે રાજવલ્લભ પોતાના પ્રેમનું પાત્ર નથી પણ અકિંચન ચારુદત્તને જ તે હૃદયથી ચાહીને પોતાના વ્યવસાયનો અપવાદ દૂર કરવા ઇચ્છે છે. 'अत एव काम्यते। दरिद्रपुरुषसङ्क्रान्तमना खलु गणिका लोकेऽवचनीया भवन्ति પોતે મધ ચૂસનારી મધુકરી નથી. પોતે તો એક આદર્શ પ્રેયસી બનવા માગે છે. વેશ્યાવ્યવસાયની જેમ હવે તે કોઈને સેવવા ઇચ્છતી નથી કે કોઈના ઉપભોગનું સાધન બનવા પણ ઇચ્છતી નથી. એ તો માત્ર કોઈની સાચી પત્ની બની જીવનનો આનંદ લેવા ઇચ્છે છે. તે મદનિકાને સ્પષ્ટ કહે છે, "चेटि! रन्तुमिच्छामि न पुनः सेवितुम्।"

આમ આ શબ્દોમાં વસન્તસેનાનું મુગ્ધ પ્રણયી હૃદય પ્રગટ થાય છે. ચોથા અંકના પ્રારંભમાં મૂકવામાં આવેલ વાર્તાલાપમાંથી પણ વસન્તસેનાનો વેશ્યાના વ્યવસાય તરફનો ઊંડો ધિક્કાર સ્પષ્ટ થાય છે. વેશ્યાવાસની કૃત્રિમતા અને સ્વાર્થપરાયણતાથી તે ત્રાસી ગઈ છે. દસ હજાર સોનામહોરોથી એને આત્મસાત્ કરવા ઇચ્છતા શકારને તાબે થવાના માતાના આદેશને તે દૃઢતાપૂર્વક ધૂત્કારી કાઢે છે અને પોતાને જીવવા દેવા ઇચ્છતી હોય તો માતા ફરી આમ ન કરે તેમ સંભળાવી દે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે વસન્તસેના આત્યંતિક રીતે આ વ્યવસાયથી હમેશને માટે મુક્ત થવા ઇચ્છે છે. પુષ્પકરંડક બાગમાં જીવને જોખમે પણ શકારને તાબે ન થવાની એની દૃઢતાના મૂળ એની આ વેશ્યાવાસની ઉપરતિમાં રહેલાં છે. આમ દૈવાયત્ત જન્મજાત વિષમતામાંથી મુક્ત થવાનો વસન્તસેનાનો સ્વાયત્ત પુરુષાર્થ સહુ સહૃદય વાચકોના પ્રેમનો અધિકારી બને છે.

વેશ્યાવાસની મુક્તિની સાથે સાથે જ કુલવધૂપદની પ્રાપ્તિ માટેની એની તીવ્ર ઝંખના એને એક આદર્શ યોજવાનું ગૌરવ સર્જે છે. તે ચારુદત્તની માત્ર પ્રેયસી બનવા માગતી નથી, એ તો એના અંતઃપુરની અધિકારિણી બનવા માગે છે. ગૃહિણીપદનો એનો અભિલાષ અને એ પદ તરફનું એનું માનભર્યું ગૌરવ એને એ પદની પ્રાપ્તિ માટે સતત જાગૃત રાખે છે. મદનિકા જ્યારે શર્વિલકને પરણી પોતાને ઘેર જાય છે, ત્યારે એને રજા આપતાં તે કહે છે—

'साम्प्रतं त्वमेव वन्दनीया संवृत्ता । तद्गच्छ आरोह प्रवहणम् स्मरसि माम्'। કુલવધૂપદની પ્રાપ્તિ વનિતાને વંદનીય બનાવે છે. આથી જ મદનિકાને મુક્ત કરવા પાછળ પોતે પણ વહેલા મોડા આ પદ પ્રાપ્ત કરવા ઇચ્છે છે એ અભિલાષ કામ કરી રહ્યો છે. દુર્દિને અભિસારિકા બનીને આવેલી વસંતસેના જ્યારે જાણે છે કે હવે તો ચારુદત્તના અંતઃપુરની અધિકારિણી પણ બની છે, ત્યારે તેનું મુગ્ધ હૃદય પોતાના જીવનના નારીત્વની ધન્યતા અનુભવે છે. વેશ્યાનો વ્યવસાય વધૂપદની પ્રાપ્તિમાં મોટા અંતરાયરૂપ હતો એટલે જ્યારે એ જાણે છે કે તે ચારુદત્તનાં સ્વજનોના હૃદયમાં પણ સ્થાન પામી છે ત્યારે તે બારે હાથના અનુભવે છે. વધૂપદને તે જેટલી ઉત્કટતાથી ચાહે છે એટલી એ પદ માટેની યોગ્યતા એણે પોતાના મનના પરમૌદાર્યથી પ્રાપ્ત કરી છે. ચારુદત્ત તરફનો નિર્વ્યાજ અને નિરવધિ પ્રેમ જ એને આ પદપ્રાપ્તિમાં એક મોટા બળ સમાન હતો. આ

ઉપરાંત ચારુદત્ત તરફનો એનો પ્રેમ એનાં સ્વજનો સુધી પણ વિસ્તર્યો છે. ચારુદત્તના ચાકરો તરફ પણ તે એક પ્રકારની અદમ્ય મમતા અનુભવે છે. ચારુદત્તના ચાકર સંવાહકને ઉપકૃત કરી તે પોતે આનંદ અનુભવે છે. મૈત્રેયના આગમને એનો દિવસ ધન્ય બને છે. ચારુદત્તની પત્ની ધૂતા તરફ સહોદર ભગિની સમો પ્રેમ વ્યક્ત કરે છે અને એના પુત્ર રોહસેનની ગાડી પોતાનાં આભૂષણોથી ભરી દઈ તે એક વત્સલ માતા તરીકે પોતાની યોગ્યતા પણ સિદ્ધ કરી આપે છે. આમ કુલવધૂપદનું ગૌરવ એણે પોતાના હૃદયની વિશાળ મહાન ભાવનાથી પ્રાપ્ત કર્યું છે.

વસન્તસેના વેશ્યા હોવા છતાં નગરમાં એનાં સૌજન્ય અને શીલતાની સુવાસ પ્રસરેલી છે. શકારનો સહાયક વિટ એને નગરદેવતા સમી કહે છે. વિટ એને શકારને તાબે થવા કહે છે પણ જ્યાં તે જાણે છે કે એણે પોતાનું હૃદય ચારુદત્તને આપ્યું છે ત્યારે તે એને રત્નનો, રત્નથી સમાગમ થયો માને છે. શકાર બગીચામાં જ્યારે વસન્તસેનાનું ખૂન કરે છે ત્યારે વિટ વસન્તસેનાને અંજલિ આપતાં જે શોક વ્યક્ત કરે છે તે વસન્તસેનાની સુવાસ નગરમાં કેટલી વ્યાપક હતી તે પ્રગટ કરે છે. તે કહે છે—

> दाक्षिण्योदकवाहिनी विगलिता याता स्वदेशं रतिः
> हा हालङ्कृतभूषणे ! सुवदने ! क्रीडारसोद्भासिनि
> हा सौजन्यनदि ! प्रहासपुलिने ! मादृशामाश्रये
> हा हा नश्यति मन्मथस्य विपणि सौभाग्यपण्याकरः ॥

વસન્તસેનાના શારીરિક અને સાત્ત્વિક વ્યક્તિત્વને આનાથી વધારે સારી શું અંજલિ હોઈ શકે!

એક આદર્શ પ્રણયિની તરીકે વસન્તસેનાનું વ્યક્તિત્વ સરાહનીય છે. એનો પ્રેમ જગતના મહાન પ્રણયીઓની જેમ પ્રથમ નજરે થયેલો પ્રેમ છે. વળી, એના પ્રેમનું કારણ ચારુદત્તના ગુણ છે, સૌંદર્ય નહિ. ચારુદત્ત અકિંચન હોવા છતાં એ એને હૃદયના ઊંડાણથી ચાહે છે. પોતે સમૃદ્ધ હોવા છતાં એણે ચારુદત્ત સાથેના સંબંધોમાં અપાર નમ્રતા અને વિનય દાખવ્યાં છે. ચારુદત્ત માટેનો એનો પ્રેમ એટલો બધો તો નિઃસીમ છે કે ચારુદત્ત સાથે સંકળાયેલ એક એક વ્યક્તિ અને વસ્તુઓ તરફ પણ એને અવર્ણનીય મમતા બંધાય છે. ચારુદત્તના એક વખતના નોકર સંવાહકને તે ખુશીથી ઉપકૃત કરે છે. ચારુદત્તના અતિકુસુમવાસિત

ઉપરણાને ભારે મમતાથી પોતાની પાસે પ્રેમની નિશાની તરીકે તે સાચવી રાખે છે. ચારુદત્તના પ્રેમે એનામાં કોઈક અવર્ણનીય પ્રકારની હિંમત અને સાહસ આપ્યાં છે. અનરાધાર વૃષ્ટિ વરસાવતી કાજળઘેરી અંધારી રાતે તે પ્રિયતમના ઘેર જતાં જરાપણ ડર અનુભવતી નથી.

> उदयन्तु नाम मेघा भवतु निशा वर्षमविरत पततु ।
> गणयामि नैव सर्वे दयिताभिमुखेन हृदयेन ।।

ચારુદત્તના પ્રેમે વસન્તસેનાને સ્વમાની, નીડર અને સત્વશીલ બનાવી છે. પ્રથમ અંકમાં શકારથી ત્રાસી ડરી ગયેલી વસંતસેના પુષ્પકરંડક બાગમાં શકારને જોરથી લાત મારી એને ધૂત્કારી કાઢે છે અને ભારે હિંમતથી એનો સામનો કરે છે. ચારુદત્તના પ્રેમે એનામાં એવો તો સંતોષ જન્માવ્યો છે કે તે મરી જવાનું પસંદ કરે છે પણ ચારુદત્તને બેવફા નિવડવાનો વિચાર સુદ્ધાં કરતી નથી. આ વર્તન વસન્તસેનાની ઉદાત્ત પ્રણયભાવનાનું દ્યોતક છે અને એ એના વ્યક્તિત્વનું મહાન અંગ છે.

આ ઉપરાત એના હૃદયની સુકુમારતા, નમ્રતા અને નર્મશક્તિ પણ નોંધવા-પાત્ર છે એના હૃદયના નાજુક ભાવો સ્થળે સ્થળે વ્યક્ત થયા છે. એની નિરભિ-માનતા તથા નમ્રતા પણ એના આચરણમાં વારેવારે પ્રગટ થઈ છે. મૈત્રેય સોનાનો દાબડો જૂગારમાં હારી જવાની વાત લઈને આવે છે ત્યારે તે બે હાથ જોડીને ચારુદત્તના સંદેશને આજ્ઞા માની માથે ચડાવે છે. આ ઉપરાંત ધૂતા તરફ પણ એ આદર અને સન્માનનો ભાવ દાખવે છે. મદનિકા સાથેના સંવાદમાં એણે પોતાની નર્મશક્તિનો પરિચય કરાવ્યો છે. વસન્તસેના શાણી અને સમજૂ અને સમયસૂચક છે. શકારના ચારુદત્તના ઘરમાં ઉહલેખથી તે ચારુદત્તના ઘરમાં પ્રવેશી જવાની યુક્તિ શોધી લે છે ઘરમા પ્રવેશતાં તે પોતાના પાલવની ઝપટથી વિદૂ-ષકના હાથનો દીવો ઓલવી નાખી નિર્ભય બને છે.

આમ વસન્તસેના એક આદર્શ પ્રેમિકા અને સત્વબળે કુલવધૂપદને પ્રાપ્ત કરનારી ઉદાત્ત પીવના છે. એનું વ્યક્તિત્વ સોના જેવું તેજસ્વી અને મણિ જેવું પારદર્શક છે. કવિએ એના પાત્રને અત્યંત તેજસ્વી બતાવ્યું છે.

**(૩) શકાર : કામુક વૃત્તિની મૂર્તિમંત વિકૃતિ—**

મૃચ્છકટિકને અનન્ય રૂપક બનાવવામાં એના ખલપાત્ર શકારનો મોટો હિસ્સો છે. સંસ્કૃત સાહિત્યમાં સર્જનના નિરૂપણને માટે મોટે ભાગે શાપ, દવી અપરાધ

જેવાં અલૌકિક તત્ત્વોને જ લાવવામાં આવ્યાં છે. પરિણામે એક પૂર્ણ કહી શકાય તેવું ખલપાત્ર સંસ્કૃત નાટકમાં મોટે ભાગે જોવા મળતું નથી. શકાર આમાં અપવાદ છે. સંસ્કૃત સાહિત્યમાં જ નહિ પણ જગતના સાહિત્યમાં પણ શકાર જેવું ખલપાત્ર પ્રાપ્ત થવું મુશ્કેલ છે. શકાર ઉજ્જયિનીના રાજા પાલકનો સાળો છે. કાણેલી નામની કોઈ હલકી સ્ત્રીનો પુત્ર હોવાથી એના સંસ્કારો પણ અત્યંત હલકા છે. તેનું નામ સંસ્થાનક છે પણ દંત્ય 'સ'નો ઉચ્ચાર હંમેશાં તાલવ્ય 'શ' તરીકે કરતો હોવાથી એને શકારનું ઉપનામ પ્રાપ્ત થયું છે. 'સ' નો 'શ' તરીકે ઉચ્ચાર તેની વૈયક્તિક વિશિષ્ટતા છે, અને સાથે સાથે નાટકમાં હાસ્ય નિષ્પન્ન કરવાનું એ સાધન પણ છે. રાજાનો સાળો હોવાને નાતે પ્રાપ્ત થયેલાં શ્રી અને સત્તા, જન્મજાત હલકટ સંસ્કારો અને કામુક લંપટતાને ત્રિભેટે રહેલો આ દુષ્ટ વ્યક્તિ નાટકમાં ભારે ઉથલપાથલ અને સંઘર્ષ જન્માવે છે. ખલ સ્વભાવ અને વ્યવહારે દુષ્ટતાની પરાકાષ્ઠા બતાવવા માટે કવિએ આ પાત્રનો ખૂબ જ ઉપયોગ કર્યો છે. શકાર દુષ્ટતાનું મૂર્તિમંત સ્વરૂપ છે.

શકારમાં નીચતા અને મૂર્ખતાના અનેક દુર્ગુણો સમ્મિલિત છે. પ્રથમ અંકમાં વસન્તસેનાની પાછળ પડેલા શકારની ઉક્તિઓમાં એની લંપટતા હલકટ મનોવૃત્તિ તથા સ્થૂળ બુદ્ધિ અને કપટભરી મૂર્ખતાનો પરિચય થાય છે. વસન્તસેના માટે પોતે કામુક બન્યો છે તેમ નફટાઈપૂર્વક કહેતાં એને જરા પણ સંકોચ થતો નથી. તે કહે છે:

कामेन दह्यते खलु मे हृदयं तपस्वि अङ्गारराशिपतितमिव मांसखण्डम् ।

શકારની વાણીમાં એના હલકટ સંસ્કારો અને તુચ્છ જાતિનો પરિચય પ્રાપ્ત થાય છે. यदा यदा मुञ्चति वाक्यबाणं तदा तदा जातिकुलप्रमाणं—એ ન્યાયે એનો એક એક શબ્દ એની હલકટ મનોવૃત્તિઓને પ્રગટ કરે છે. તે જેમ શબ્દોના અશુદ્ધ ઉચ્ચારો કરે છે તેમ અસંબદ્ધ પ્રલાપો અને નિરર્થક વચનોનો વિસ્તાર પણ કરે છે. વસન્તસેના માટે એણે વાપરેલાં જુદાં જુદાં વિશેષણો, एषा नाणकमोषिका मकशिका....એની શઠતા અને પ્રગલ્ભતા પ્રગટ કરે છે. વસન્તસેનાને અને પોતાને તે પોતાના નિમ્ન વિચારજગતમાંથી હીન ઉપમાનો શોધી સરખાવે છે. તે પોતાને કૂતરા સાથે અને વસન્તસેનાને શિયાળ સાથે સરખાવે છે, 'अस्माभिश्चण्ड-ममिसारमाणा वने शृगालीव कुक्कुरैः'. કેટલીક વખત આ પ્રમાણે મૂર્ખાઈભર્યાં વચનો એ બોલતો હોવા છતાં એ મૂર્ખ નથી. તે શઠ છે. એનાં એક એક વર્તન અને વાણીમાં નરી શઠતા વર્તાય છે. પરભૃતિકા કે પલ્લવિકા નામની પોતાની દાસીઓને

બોલાવની વસન્તસેનાને તે આખાય વસંતમાસને બોલાવવા પડકાર ફેંકે છે. પરભૃત અને પલ્લવ પરથી વસન્તની વાત કરવી તે મૂર્ખ હોય તો બને નહિ, શઠ હોય તો જ બને.

શકારના વ્યક્તિત્વનો પિંડ ઘમંડ, સત્તાનો મદ અને મિથ્યાભિમાનથી બંધાયો છે. રાજાનો સાળો હોવાને નાતે એ આખા જગતને પોતાનું દાસ માને છે. સત્તા અને લક્ષ્મીના જોરે તે કોઈપણ વસ્તુને અશક્ય માનતો નથી. વસંતસેનાને તે પૈસા અને સત્તાને જોરે પોતાની કરવા ચાહે છે. તે દસ હજાર સોનામહોરો આપીને વસન્તસેનાને ખરીદી લેવા માગે છે પણ જ્યારે એ એમાં નિરાશ થાય છે ત્યારે એનું ઘમંડ એને ચારુદત્તનો આજન્મ વેરી બનાવે છે. પોતાના મલિન આશયો સફળ ન થતાં તે નાસીપાસ બને છે અને પરિણામે તે ઘાતકી બની જાય છે. એનો મદ અને મિથ્યાભિમાન એને પોતાની જાતનું મિથ્યા ગૌરવ ઉત્પન્ન કરવામાં કારણભૂત બન્યા છે. વસન્તસેનાને તદ્દન ગ્રામીણ રીતભાતમાં પ્રેમનું ઇજન આપતાં તે પોતાની જાત માટે કહે છે. 'अहं वरपुरुषमनुष्य. वासुदेवः कामयितव्यः'' એ જ રીતે જ્યાં જ્યાં પ્રસંગ પડે છે ત્યાં ત્યાં તે બળાત્કારે પોતાની જાતની મહત્તા સિદ્ધ કરતા અચકાતો નથી. પોતે રાજાનો સાળો છે એનું એને ભારે ગૌરવ છે. નિમ્નકુળમાં જન્મ્યો હોવા છતા એ પોતાના કુળને મોટા કુળ તરીકે ઓળખાવે છે. ન્યાયાધીશો સમક્ષ પોતાની જાતનું પરાણે મહત્ત્વ સ્વીકારાવે છે. આમ શકારનું સમગ્ર વર્તન પોતાની જાતના મિથ્યા ગૌરવનું કેન્દ્રવર્તી છે.

શકારનું આ મિથ્યાભિમાન અને બેહૂદું આત્મગૌરવ પોતાને વિદ્વાન હોવાનો ઢોંગ-પણ એની પાસે કરાવે છે. તે વારે વારે કોઈ હકીકત કે વૃત્તાંતનું નિરૂપણ કરતાં ખોટા પૌરાણિક ઉલ્લેખો કરે છે. પૌરાણિક ઘટનાઓ અથવા વ્યક્તિઓના વિકૃત ઉલ્લેખો તે જાણીબૂઝીને કરે છે તેમ નથી પણ એની એ વિષયની અર્ધદગ્ધ જાણકારી અને પોતાનું પૌરાણિક જ્ઞાન પ્રગટ કરવાનો એનો મોહ એને આવું બોલવા ઉદ્યત કરે છે. પોતાના વશમાં આવેલી વસન્તસેનાને તે રાવણના વશમાં આવેલી કુન્તી કહે છે. શકારથી ઉદ્વેજિત વસન્તસેનાને તે રામથી ડરેલી દ્રૌપદી સાથે સરખાવે છે. આ જ રીતે રદનિકાના કેશ પકડી એને વસન્તસેનાના કેશ માનતો તે કહે છે "જેમ ચાણક્યે દ્રૌપદીના કેશ પકડ્યા હતા તેમ મેં તારા કેશ પકડ્યા છે." ચારુદત્તની અવજ્ઞાપૂર્વક અવગણના કરતો તે કહે છે કે તે અધમપુત્ર કોણ છે? શું શૂરવીર પાંડવ છે? રાધાનો પુત્ર શ્વેતકેતુ છે? ઇન્દ્રપુત્ર રાવણ છે? કુન્તી તથા રામના સંયોગથી ઉત્પન્ન અશ્વત્થામા છે? અથવા જટાયુ છે?

આમ પૌરાણિક અને ઐતિહાસિક ઉલ્લેખોની અસંગતતા હાસ્ય ઉત્પન્ન કરવા સાથે એના પ્રત્યે ભાવકોનો તિરસ્કાર વધારવામાં સહાયભૂત થાય છે. આ વિકૃત ઉલ્લેખો શકારની દુષ્ટતા અને પ્રમાદના સૂચક છે.

મૃચ્છકટિકમાં શકારની જે ચરિત્રગત બાજુ મહત્ત્વનો ભાગ ભજવે છે તે છે એની વ્યવહારદુષ્ટતા અને ખલસ્વભાવ. પુષ્પકરંડક બાગ અને ન્યાયાલયમાં શકારની દુષ્ટતા અધમ કક્ષાએ પહોંચે છે. પોતાના બગીચામાં વાવડીમાં લાલ વસ્ત્ર ધોતા શ્રમણને તે અનેક રીતે ત્રાસ આપે છે. શ્રમણ એની પ્રશંસા કરતાં જે માનાર્હ શબ્દો પ્રયોજે છે એનો પણ તે અનર્થ કરી એને પરેશાન કરે છે. પોતે હમણાં જ સાધુ થયો હોવાથી પોતાની ભૂલ થઈ ગઈ એમ ક્ષમા માગતા શ્રમણને તે 'જન્મથી જ તું સાધુ શા માટે ન થયો ?' એવો પ્રશ્ન પૂછી હંસપની વાર્તાઓના પેલા દુષ્ટ વરની યાદ આપે છે. મોડા આવેલા સ્થાવરક ચેટ માટે તે અપશબ્દોનો પ્રયોગ કરે છે. તે પોતાના ગાડાને ભાંગેલી દીવાલને રસ્તે જ લાવવાનો હઠાગ્રહ રાખે છે અને તે વખતે ચેટની દહેશતના જવાબમાં નફટાઈપૂર્વક કહે છે કે "બળદ મરી જશે તો બીજા ખરીદીશ, ગાડી ભાંગી જશે તો બીજી કરાવીશ, તું મરી જઈશ તો કોઈ બીજો ગાડીવાન થશે. શકારનાં આ વાક્યો એની અધમ સ્વાર્થ-પરાયણતા અને દુષ્ટ બુદ્ધિનાં દ્યોતક છે અને આથી જ સ્થાવરક ચેટના "विभज्यस्व रे प्रवहण समं स्वामिना विभस्यस्व" એવા આક્રોશનો ભોગ થઈ પડે છે. વસન્ત-સેનાનો ખૂનનો પ્રસંગ તો શકારની અધમવૃત્તિઓનો સરવાળો છે. પણ વસન્તસેનાના ખૂનથી જ એની દુષ્ટતા અટકતી નથી. નિર્લજ્જતાની અવધિથી એ આ કૂડું કામ ચારુદત્તને માથે ઓઢાડવાનો નિર્ણય કરે છે. કમનસીબે બધી જ બાબતો એને અનુકૂળ નિવડે છે અને વેરની આગમાં સળગતો તે ચારુદત્તને વધસ્થંભની શિક્ષા ફરમાવડાવે છે. ચારુદત્તને બચાવવા અગાસીમાંથી પડતું મૂકેલ કેદી ચેટને પણ તે પોતાનું કડું હાથમાં પકડાવી એને એનો ચોર ઠરાવે છે. આમ શકારની વ્યવ-હારદુષ્ટતા સ્થળે સ્થળે પ્રગટ થવા પામી છે. અને તે પ્રગટ કરવામાં શૂદ્રક ઘણો જ સફળ થયો છે. વ્યવહારદુષ્ટતાની આ વિચિત્રતાઓને કારણે જ શકાર એક ઉત્તમ ખલનાયક તરીકે પ્રસિદ્ધ થયો છે.

ચારુદત્ત અને વસન્તસેનાના સૌજન્યની સુવાસ જેમ નગરમાં પ્રસરી છે તેમ શકારની દુષ્ટતા અને નીચતાનો ભય પણ નગરમાં વ્યાપક છે. પુષ્પકરંડક બાગમાં શકારને જોઈને શ્રમણ અત્યંત ગભરાઈ જાય છે. ભિક્ષુઓને નિરર્થક પીડા આપવાનો એનો શોખ એની દુષ્ટતાનો દ્યોતક છે. ન્યાયાલયનો ચાકર સવારમાં જ

સર્વપ્રથમ શકારને જોઈ આખો દિવસ નિષ્ફળ જવાની આશંકા સેવે છે. ન્યાયાધીશો પણ સર્વપ્રથમ શકારની ફરિયાદ આવી છે તે સાંભળી ઉદ્વિગ્ન થાય છે. નગરના કોઈપણ વ્યક્તિને એને માટે આદર કે માન નથી. નિમ્ન જાતિના ચાંડાળો પણ એને આદરની દૃષ્ટિથી જોતા નથી અને એની અવજ્ઞા કરે છે. આમ શકારની નીચતા ઉજ્જયિનીના ખૂણે ખૂણે પ્રસરી છે.

શકારની દુષ્ટતાને એની લુચ્ચાઈ, શઠતા તથા પિશુન બુદ્ધિએ બળ આપ્યું છે. તે મૂર્ખ નથી પણ પૂરો ગણત્રીબાજ છે. કાર્યસિદ્ધિના બધા જ ઉપાયો અપનાવવામાં તે કુશળ છે. વસન્તસેનાનું ખૂન કરવા માટે તે વિટ અને ચેટને બોલાવવા સામ, દામ, દંડ વગેરેનો આશ્રય લે છે પણ એમાં જ્યારે એ નાકામિયાબ નીવડે છે ત્યારે તે વિટને સફળતાપૂર્વક દૂર કરે છે. પોતે પ્રેમી થઈ ગયો હોવાનો ઢોંગ કરી તે વિટમાં વિશ્વાસ ઉત્પન્ન કરે છે અને તે દૂર થતાં એનું ગળું દબાવી દે છે. મરી ગયેલી વસન્તસેના ઉપર પોતાના નામવાળો ઉપરણો ઢાંકવો તે યોગ્ય માનતો નથી કારણ કે એ કદાચ એને ખૂની તરીકે સાબિત કરી દઈ શકે. આથી તે એના ઉપર સૂકાં પાંદડાં ઢાંકી દે છે. જતા જતાં ફરી એકવાર વસન્તસેના મરી ગઈ છે કે નહીં એનો ખાત્રી કરી લે છે. વસન્તસેનાના ખૂનનો આરોપ ચારુદત્ત ઉપર ઢોળવાનું વ્યવસ્થિત વિચાર કાવત્રું યોજે છે અને આખી હકીકત એવી સીફતથી રજૂ કરે છે જે પ્રતીતિકર બનવા પામે. ગુનાહિત માનસને કારણે એ જ્યાં જ્યાં પકડાઈ જાય છે ત્યાં પોતાની પાશવી સત્તા અને દોરદમામનો આશ્રય લે છે. પોતાનો કેસ સાંભળવાની ના પાડનાર ન્યાયાધીશોને દમદાટી આપી પોતાની ફરિયાદની અગ્રતા પ્રાપ્ત કરે છે. વળી બીજાનું માનસ સમજવામાં તે કુશળ છે. પોતાની ધમકીથી ડરી ગયેલા ન્યાયાધીશ પાસે હવે પોતે ધાર્યું કરાવી શકશે તેમ માની લે છે. એ જ રીતે ન્યાયાધીશના પ્રશ્નના જવાબમાં જુબાની રૂપે તે વસંતસેનાનું ખૂન "મેં કર્યું નથી" (न मया।) એમ સહસા કહી ઊઠે છે ત્યારે ન્યાયાધીશો આ મુદ્દાને મહત્વ આપે છે. પોતાની આ આ નિર્બળતા છુપાવવા તે પોતાની જુબાની ભારે નફ્ટાઈથી ભૂંસી નાખી "ननु मया दृष्टः" સુધારવાની ફરજ પાડે છે. રાજા પોતાનો બનેવી છે તે સંબંધની યાદ આપી ન્યાયાધીશોની નૈતિક હિંમત તોડી નાખવાનો પ્રયાસ કરે છે. ચારુદત્તને બચાવવા આવેલ ચેટની વાણીને ભારે કપટથી લૂલી બનાવી દઈ શકે છે. ચારુદત્તને ચાંડાળો જલ્દી કેમ મારી નાખતા નથી તે વિચાર એને અકળાવે છે એટલું જ નહિ તે ચાંડાળોને નિર્દોષ રોહસેનની સાથે જ ચારુદત્તને મારી નાખવા હુકમ કરે છે. આમ શકાર એક ખંધો અને લુચ્ચો મત્સરી દુષ્ટાત્મા છે.

જગતની સર્વ પાશવી અને દુરિત વૃત્તિઓના પિંડ સમો શકાર અંતે વધનો ભોગી બનવાની સ્થિતિ પ્રાપ્ત કરે છે પણ 'ન શમે વેર વેરથી' એ મહાન આદર્શને ચરિતાર્થ કરવા ઇચ્છતો હોય તેમ ચારુદત્ત એને ક્ષમા આપી માણસ બનવાની તક આપે છે

(૪) શર્વિલક : મૃચ્છકટિકનો રાજ્યપરિવર્તનકાર

"ઘણીવાર એવું નથી બનતું કે કવિએ જેમને નાયક કે નાયિકા ન બનાવ્યા હોય એવા એના પાત્રોનું ચિત્તને અનોખું આકર્ષણ થઈ જાય ? મૃચ્છકટિક વાંચતા શર્વિલક સાથે આપણી મૈત્રી બંધાઈ જાય છે."—શ્રી ર. છો. પરીખ

શર્વિલક 'મૃચ્છકટિક'નું એક અત્યંત તેજસ્વી પાત્ર છે શૂદ્રકની પાત્રનિરૂપણ કલાનું તે એક આદર્શ ઉદાહરણ છે. નાટકમાં થોડા સમય માટે જ તે આવતો હોવા છતાં વાચકો અને ભાવકોના ચિત્ત ઉપર એની દૃઢ છાપ અંકિત થાય છે શર્વિલકના પ્રગલ્ભ વ્યક્તિત્વના વિભિન્ન પાસા કવિએ ખૂબ જ કલાત્મકરૂપે પ્રગટાવ્યા છે.

શર્વિલક જન્મે બ્રાહ્મણ છે. ચારે વેદના જ્ઞાતા અને અયાચક વ્રત ધારણ કરનાર મહાન જ્ઞાની પિતાનો તે પુત્ર છે. પણ પિતાના જ્ઞાનનો વારસો એને પ્રાપ્ત થઈ શક્યો નથી શર્વિલક બુદ્ધિશાળી અને પ્રતિભાવંત છે. પણ એની શક્તિઓનો ઉપયોગ એણે જ્ઞાનપ્રાપ્તિમાં કર્યો નથી. એનું પ્રેમી હૃદય કોઈ ધન્ય પળે નગરની પ્રસિદ્ધ ગણિકા વસન્તસેનાની ચેટી મદનિકા ઉપર તે ન્યોછાવર કરી બેઠો છે. એ મદનિકાને અંતસ્તલના ઊંડાણથી ચાહે છે પણ મદનિકાનું દાસત્વ પ્રેમના માર્ગમાં અંતરાય બનીને ઊભું છે. મદનિકાને મુક્ત કરવા માટેની મોટી રકમ એની પાસે નથી કારણકે શર્વિલક કમનસીબે દરિદ્ર છે. પણ શર્વિલક દારિદ્ર્યના હોબો આગળ પ્રણિપાત કરતો નથી. જીવનમાં આવી પડેલી આ ભોગ વિટંબણાના પડકારને એ સાહસ અને શૌર્યથી ઉપાડી લે છે. સમાજે એને જે નથી આપ્યું એ તો સમાજ પાસેથી છીનવી લેવામાં માને છે ગરીબાઈએ એને નિર્બળ કે નિસ્તેજ બનાવ્યો નથી અને એ માટે જ તેણે પોતાની ભુજાઓને બળે ખાતર પાડીને પોતાની પ્રિયતમાને મુક્ત કરવા ધન ચોરવાનો નિર્ણય કર્યો છે ચોરીના ગર્હિત વ્યવસાયનું પ્રેરકબળ એનો પ્રિયતમા તરફનો ઊંડો પ્રેમ છે. એને માટે ચોરીનો ધંધો લોકોને મન ભલે નીચ કહેવાતો હોય, એને મન તો ...ના પુરુષાર્થનું પ્રતીક છે ગુલામી કે દીનતા કરતા એને ચોરીનો વ્યવસાય

અનેકગણો મહાને લાગે છે. તેથીજ તે કહે છે स्वाधीना वचनीयतापि हि वरं बद्धो न सेवाञ्जलिः । ચોરીના વ્યવસાયમાં એનો ઊંડો કે નિરંતર પ્રેમ નથી પણ સાથે સાથે એ તરફ એને તિરસ્કાર પણ નથી. સારા સાધ્યને માટે સાધનશુદ્ધિનો આગ્રહ ન રાખનાર તે વ્યાવહારિક પુરુષ છે, જક્કી સંત નથી. ચોરીના વ્યવસાયને જ્યારે સ્વીકાર્યો જ છે ત્યારે ચૌર્ય કલામાં નિપુણ બનવાનો એણે ગંભીર પ્રયત્ન કર્યો છે. પૌરાણિક દેવતાઓ અને અશ્વત્થામા જેવા પૌરાણિક પાત્રોને આ વ્યવસાયના પ્રવર્તક માનીને એણે આ ધંધાનું ગૌરવ કર્યું છે. ચોરી માટેની સર્વ સાધનસામગ્રીથી સજ્જ થઈને તે ચોરી કરે છે.

શર્વિલકનું શારીરિક વ્યક્તિત્વ પણ પ્રતિભાવંત છે. તે શરીરે હૃષ્ટપુષ્ટ અને બળવાન છે. નગર કોટમા બાકું પાડીને તે કહે છે" .

कृत्वा शरीरपरिणाहसुखप्रवेशं शिक्षाबलेन च बलेन च कर्ममार्गम् ।

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે એનું શરીર ઠીક ઠીક પુષ્ટ છે, બળવાન છે અને ખાતર પાડવાનો તેને અભ્યાસ છે. રાજપુરુષોથી નજર ચુકાવીને રાત્રિના અંધકારમાં તે સાપની જેમ સરકી જાય છે. તે ખૂબ જ સ્વસ્થ ચિત્તે ચોરી કરી શકે છે. ચોરી કઈ રીતે કરવી, ભીંતનો કયો ભાગ ખાતર પાડવા માટે સરળ પડે તે બધી બાબતોનું એને ઠીક ઠીક જ્ઞાન પ્રાપ્ત થયું છે અને આથી જ રોજેરોજની અંજલિઓના ખારથી ખવાઈ ગયેલ ઈંટોવાળા ભાગને તે ખાતર પાડવાને માટે યોગ્ય જગ્યા માને છે વળી ચોરીનું કાર્ય વિઘ્નોથી પર હોતું નથી તેથી એક ચતુર માણસને છાજે તે રીતની દૂરંદેશિતાથી તે કેટલીક સાવચેતીઓ અજમાવે છે. ભીંતમાં ખાતર પાડી તે એકદમ અંદર પ્રવેશ કરતો નથી પણ બનાવટી માણસનું પૂતળું મોકલે છે. સૂતા માણસો ઊંઘ્યા છે કે જાગે છે તે જાણવાની કળા એને હસ્તગત છે. ચોરી કરતા પહેલાં દીવો બુઝાવવા માટે પતંગિયા જેવું સાધન પણ તે અજમાવે છે. આમ શર્વિલક ચોરવિદ્યાનો એક કુશળ નિષ્ણાત છે.

શર્વિલકની સાહસિકતા અને શૌર્ય નોંધપાત્ર છે. એની નીડરતાની સાથે સાથે એનો ટીખળી અને વિનોદી સ્વભાવ એના ચારિત્ર્યને અનેરી રંજન અર્પે છે. ખાતર પાડતાં એ જરાપણ અસ્વસ્થ થતો નથી. પ્રભાતે પુરજનોમાં કુતૂહલ ઉત્પન્ન કરે તેવી ખાતરની આકૃતિઓ એ સ્વસ્થ ચિત્તે કોતરી શકે છે. પુરજનોમાં વિસ્મય કરાવવું એનું આ ટીખળ એના સાહસિક સ્વભાવમાંથી ઉત્પન્ન થયેલું છે અને એની સ્વસ્થતાનું દ્યોતક છે. ખાતર પાડતી વખતે તે માપ

લેવાની દોરી ભૂલી ગયો છે તો તે જરા પણ સંકોચ વિના જનોઈના દોરાનો માપદોરી માટે ઉપયોગ કરે છે. ભીંતનો સાપ એને ડંશ દે તેવી કટોકટીની પળે પણ જનોઈના દોરાથી આંગળી બાંધી તે જાણે કંઈ જ બન્યું નથી તેવી અપૂર્વ ધીરજ ધારણ કરી શકે છે. આમ શર્વિલક ચોર વિદ્યાનો અઠંગ અભ્યાસી અને સાહસિક યુવક છે.

શર્વિલકના પાત્રની મહત્તા એનાં સૌજન્ય અને ઉદાત્ત વૃત્તિઓમાં રહેલી છે. ચોરીનો વ્યવસાય એણે સ્વીકાર્યો હોવા છતાં એણે પોતે જ પોતાના માટે ઘડેલી આચાર સંહિતા જુઓ—

> नो मुष्णाम्यबलां विभूषणवतीं फुल्लामिवाहं लतां
> विप्रस्वं न हरामि काञ्चनमयो यज्ञार्थमभ्युद्धृतम् ।
> धात्र्युत्सङ्गगतं हरामि न तथा बालं धनार्थी क्वचित्
> कार्याकार्यविचारिणी मम मतिश्चौर्येऽपि नित्यं स्थिता ॥

આ ઉપરાંત અબળા કે બ્રાહ્મણ ઉપર તે પ્રહાર કરતો નથી. ચારુદત્તના ઘરને પોતાના જેવું જ દીન સ્થિતિનું જાણી તે ચોરી કરવાનો વિચાર માંડી વાળે છે. પણ વિદૂષકના ઊંઘના બબડાટમાં આપેલા સોગંદ એને ચોરી કરવા માટે પ્રેરણારૂપ બને છે.

શર્વિલકનું ચિત્ત વારેવારે આદર્શ અને વ્યવહારની વાસ્તવિકતામાં ઝોલે ચડે છે. પણ શર્વિલક વ્યવહારપુરુષ હોઈ તે શ્રેય કરતાં પ્રેયને પસંદ કરે છે. ચોરીનો વ્યવસાય તે નિંદે છે છતાં કરે છે કારણ કે એ વિના બીજો કોઈ ઉપાય નથી.

ચોરી કર્યા બાદ એ તીવ્ર પશ્ચાત્તાપ અનુભવતાં પોતાની જાતનો વિનિપાત કર્યો છે તેમ માને છે.

શર્વિલક એક મુગ્ધ પ્રેમી છે. મદનિકા તરફનો એનો ઊંડો પ્રેમ એને ઉત્સાહ અને પ્રેરણા આપે છે. પ્રિયતમાને પ્રાપ્ત કરવા માટે તે જાનની બાજી લગાવી રાતે ખાતર પાડે છે. કોઈપણ ભોગે તે મદનિકાને મુક્ત કરાવી પોતાની પત્ની બનાવવા આતુર છે. એનો પ્રેમ અત્યંત ગાઢ અને નિર્વ્યાજ છે અને તથી જ મદનિકા પાસે પણ તેવા જ ગાઢ પ્રેમની તે અપેક્ષા રાખે છે. મદનિકા જ્યારે ચારુદત્તના ઘરમાં ચોરીની વાત જાણી ડઘાઈ જાય છે ત્યારે શર્વિલકને ભારે હતાશા થાય છે.

प्रकृष्टस्य प्रेम्णः स्खलितमविषह्यं हि भवति । એ ન્યાયે પ્રકૃષ્ટ પ્રેમમાં આવેલ આ સ્ખલન એને માટે અસહ્ય બને છે અને તેથી જ સ્ત્રીઓની દગાખોરી અને બેવફાઈ ઉપર તે મોટું ભાષણ આપી બેસે છે અને સ્ત્રી ઉપર વિશ્વાસ રાખનાર પુરુષો એને મૂર્ખ લાગે છે. શર્વિલકે આપેલા આ લાંબા સંભાષણમાં એનું વ્યવહારજ્ઞાન અને જગતનો વિશાળ અનુભવ પ્રગટ થાય છે. પણ શર્વિલક જ્યારે સાચી હકીકત જાણે છે કે પોતે વસન્તસેનાનાં ઘરેણાં જ ચોરી લાવ્યો છે ત્યારે સ્વસ્થ થાય છે અને પોતાના કાર્ય બદલ ભારે ભોંઠપ અનુભવે છે. આમ એક સજ્જન પુરુષને છાજે તેવી ભાવના શર્વિલકમાં છે.

શર્વિલકના ચરિત્રની આભા એના મિત્રપ્રેમમાં પ્રગટ થાય છે. साहसे श्रीः प्रतिवसति એ શર્વિલકનો જીવનમંત્ર છે, મદનિકાને લઈ પાછા ફરતાં તે જાણે છે કે પોતાના મિત્ર ગોપાલપુત્ર આર્યકને રાજાએ વિના વાંકે કારાગૃહમાં કેદ પકડ્યો છે. સિદ્ધોના આદેશથી ડરી ગયેલા રાજાનો સ્વાર્થ અને મિત્ર ઉપર આવી પડેલી આપત્તિ શર્વિલકને ક્રાંતિવીર બનાવે છે. ઘડીભર પહેલાં જ પરણેલ નવોઢા પત્નીનો એને વિચાર આવે છે પણ એ પોતાના મિત્રકાર્યને અગ્રતાક્રમ આપે છે. સો સુંદરીઓ કરતાં પણ મિત્ર એને મન અત્યારે ઘણો જ પ્રિય છે. અને તેથી આર્યકને છોડાવવા માટે તે રાજ્યક્રાંતિનાં મંડાણ કરે છે. નગરમાં રાજાના વિરોધીઓ અને અસંતુષ્ટોને તે એકઠાં કરી રાજ્યક્રાન્તિ બળવો જગાવવાની યોજના ઘડે છે. આ માટે ઉદયનને કારાવાસમાંથી મુક્ત કરનાર યૌગન્ધરાયણ પણ એનો આદર્શ છે. શર્વિલકની પ્રતિજ્ઞા પણ વ્યર્થ કે બડાઈપૂર્ણ નથી. એની પ્રતિજ્ઞા પ્રમાણે તે આર્યકને કારાવાસમાંથી મુક્ત કરે છે. આર્યકને સહાય કરી તે પાલક રાજાનો વધ કરવામાં પણ સફળ થાય છે. અંતે ચારુદત્તને પરેશાન કરનાર શકારને તે કૂતરાને મોંએ મારવા ઇચ્છે છે. ચારુદત્તની જેમ ક્ષમા આપવા ઇચ્છતો નથી.

શર્વિલકના પાત્રમાં નાટકના મુખ્ય નાયકની શક્યતાઓ છે અને તેથી જ શ્રી રસિકભાઈ પરીખે "શર્વિલક" નામનું સ્વતંત્ર નાટક રચીને આ પાત્રનું ગૌરવ વધાર્યું છે. શર્વિલક સાહસિક, નીડર, પ્રેમી અને ભાવના વાદી વ્યવહારુ યુવક છે. સામાજિક અન્યાય સામેનું એનું ક્રાન્તિકારી માનસ એના તેજસ્વી અને સ્વમાની વ્યક્તિત્વનું દ્યોતક છે. એના સ્વભાવની રંગીનતા તથા વિવિધ ભાવોનો ઉન્મેષ એને એક આગવું વ્યક્તિત્વ બક્ષે છે. શર્વિલક શૂદ્રકનું એક અત્યંત મહત્ત્વનું પાત્ર છે. શ્રી રસિકભાઈએ સાચે જ કહ્યું છે કે "આ શર્વિલક ખરો રેવોલ્યુશનરી ક્રાંતિવાદી નથી, ક્રાંતિકારી છે."

આરૂપ થતો નથી. પોતાનું ભોજન ગરીબ કબૂતરની જેમ ચારે તરફ ઘૂમીને એ ત્યાંથી મેળવી લે છે પણ ચારુદત્તની પાસે જ આવી પહોંચે છે. સંસ્કૃત નાટ્કોમાં સામાન્યતયા વિદૂષક નાયકનો મિત્ર કે રહસ્ય મંત્રી હોય છે. પણ ઘણે ભાગે તે નાયકની વૃત્તિઓને પંપાળનાર વ્યક્તિત્વ વિહીન ચાકર સમો નિરૂપ્યો છે. પણ અહીં મૈત્રેય ચારુદત્તનો નામનો મિત્ર નથી. મિત્ર તરીકેની એના હૃદયની ઊંડી લાગણીઓ અને તદનુસારી એનાં આચરણો નિરૂપવામાં શૂદ્રક સફળ થયો છે. દારિદ્ર્યદુઃખથી પીડાતા પોતાના મિત્ર ચારુદત્ત તરફ તે ભારે સહાનુભૂતિ ધરાવે છે. ચારુદત્ત નિરાશાવાદી થઈ ગયો છે. એનો જીવનરસ સુકાઈ ન જાય તે માટે એને સાંત્વન આપતાં તે કહે છે. "मो वयस्य अलं संतापेन। प्रणयिजनसंक्रामितविभवस्य सुरजनपीतशेषस्य प्रतिपच्चन्द्रस्येव परिक्षयोऽपि तेऽधिकतरं रमणीयः।" આ પછી પૈસાની તુચ્છતા અને ચંચળતા બતાવી ચારુદત્તને સાંત્વન આપવાનો તે પ્રયત્ન કરે છે. એમાં એની મિત્ર તરીકેની ઊંડી મમતા પ્રગટ થાય છે. ચારુદત્ત ફરીથી પોતાની સમૃદ્ધિ પ્રાપ્ત કરે તે માટે તે ભારે આશાવાદી છે, પુનરપિ ऋद्धया आर्यचारुदत्तस्य' ચારુદત્તની લાગણીઓને કોઈપણ પ્રકારની ઠેસ કે આઘાત ન પહોંચે તે માટે તે હમેશાં જાગ્રત રહે છે. શકાર દ્વારા અપમાનિત થયેલ રદનિકાને તે એ વાત ચારુદત્તને ન કહેવા વિનંતી કરે [redacted] કારણ કે વિદૂષક લાગણીશીલ ચારુદત્તનો સ્વભાવ જાણે છે કે તે આ હકીકત સાંભળી અવશ્ય દુઃખી થશે. ઘરમાં દીવો પ્રગટાવવાના પ્રત્યુત્તરમાં તે કહે છે, "ચારુદત્ત જ આપણા દીપક છે જે અત્યારે કામુક ગણિકાની જેમ સ્નેહહીન થઈ ગયા છે." આમ વિદૂષકનો ચારુદત્ત તરફનો અહોભાવભર્યો મિત્રપ્રેમ સાચે જ એના સાત્વિક વ્યક્તિત્વનો દ્યોતક છે.

મૈત્રેય સાચો મિત્ર હોવાને કારણેજ ચારુદત્ત જે રીતે ખુશ રહે તે બધું કરી છૂટવા તે તૈયાર છે. ચોતરે બલિ મૂકવા જવું, પૂજન કરવું કે સંગીતના જલસાઓમાં હાજરી આપવી એને ગમતી નથી, પણ માત્ર ચારુદત્તને પ્રસન્ન રાખવા તે આ બધાં કાર્યો કરે છે. વેશ્યાઓ તરફ એને જરા પણ આદર નથી. વેશ્યાઓ અર્થલોલુપ અને સ્વાર્થપરાયણ સ્વભાવની છે એ વિશે તે સભાન હોઈને પોતાનો મિત્ર ચારુદત્ત વેશ્યા સાથે પ્રેમ ન કરે એમ તે અંતરથી ઇચ્છે છે. એના આ પૂર્વગ્રહને કારણે જ તે વસન્તસેનાના ઉદાત્ત અને નિર્મળ તથા નિઃસ્વાર્થ પ્રેમને ઓળખી શકયો નથી. ચારુદત્તને મળાશે તે હેતુસર વસન્તસેનાએ વિદૂષક પાસેથી રત્નાવલી લઈ લીધી પણ વિદૂષકને તો એમાં વેશ્યાનો સ્વાર્થપરાયણ સ્વભાવ જ દેખાય છે. અને આથી જ તે મનોમન નક્કી કરે છે કે अकन्दसमुत्थिता पद्मिनी अवञ्चकः वणिक् अचौरः सुवर्णकारः अकलहो ग्रामसमागमः अलुब्धा

गणिकेति दुष्करमेते संभाव्यन्ते । तत्प्रियवयस्यं गत्वास्माद्‌गणिकाप्रसङ्गान्निवर्तयामि ।" વિદૂષકની આ વિચારસરણિ એના ઊંડા વ્યવહારજ્ઞાનનો પરિચય કરાવે છે. રત્નાવલી જેવો બહુ મૂલ્ય દાગીનો એને મન તો ગુમાવવાનો જ લાગે કારણ કે વ્યવહારજ્ઞાન સ્પષ્ટ છે. "भो कथं न विनष्टम् यदमुक्तपीतस्य चौरैरपहृतस्याल्पमूल्यस्य सुवर्णभाण्डस्य कारणाच्चतुःसमुद्रसारभूता रत्नमाला हारिता । અને વેશ્યાપ્રસંગની આ બધી વિષમતાઓથી તે સભાન હોવા છતાં મિત્રની લાગણીઓને ન સમજી શકે તેવો તે નિષ્ઠુર નથી. ચારુદત્તને સારા માર્ગે લાવવા એનો નિષ્ઠાવાન પ્રયત્ન છે પણ જ્યારે તેને સમજાય છે કે વસન્તસેનાના સાન્નિધ્યથી એને આનંદ થાય છે ત્યારે તે એના આગમનના સુખદ સમાચાર આપે છે. આમ મિત્રના હિત માટે તે સતત ચિંતિત હોવા છતાં એને શું પ્રિય કે અપ્રિય તે પણ તે બરાબર જાણે છે.

વિદૂષકની ઉદાત્ત મિત્રતાનો પરિચય તો આપણને પાછલા અંકોમાં મળે છે. વિદૂષક વસન્તસેનાનાં ઘરેણાં પાછાં વાળવા જઈ રહ્યો હોય છે. રેભિલ પાસેથી જાણવા મળે છે કે ચારુદત્તને ન્યાયાલયમાં બોલાવવામાં આવ્યો છે ત્યારે તે તુર્ત જ ત્યાં જઈ પહોંચે છે. શકારની નીચતાભરી ફરિયાદ સાંભળી એ પોતાનો ક્રોધ કાબૂમાં રાખી શકતો નથી. પોતાના મિત્ર ઉપર આવેલ અકારણ અપવાદ એને અસ્વસ્થ અને આવેશયુક્ત બનાવે છે. પોતાના મિત્રના ઉદાત્ત વ્યક્તિત્વની પ્રતીતિ કરાવતાં ન્યાયાધીશ અને સજ્જનોને તે ભારે ઋજુતાપૂર્ણ વાણીમાં વિનવે છે કે ધર્મ કાર્યો કરનાર ચારુદત્ત આવું કૂડું કામ કેમ કરે ? ફૂલીફાલી માધવી લતાને પણ ન ખેંચનારો પોતાનો મિત્ર આવું ઉભયલોક વિરુદ્ધનું, કાર્ય કેવી રીતે કરે ? અંતે નાસીપાસ બનેલો વિદૂષક પોતાના મિત્ર ઉપર આળ ઓઢાડનાર શકાર ઉપર ગુસ્સે થઈ તૂટી પડે છે. એનું આ કાર્ય આવેશપૂર્ણ હોવા છતાં એનું પ્રેરક બળ તો અનન્ય મિત્રપ્રેમ જ છે. ચારુદત્તને થયેલી વધસ્તંભની શિક્ષા સાંભળી મૈત્રેય પોતાનું જીવન હારી બેસે છે. તે પણ પોતાના મિત્ર પાછળ મરવા ઉદ્યત થાય છે. ચારુદત્ત એને રોહસેન ખાતર જીવતો રહેવા વિનવે છે પણ એને પોતાનું જીવન ચારુદત્ત વિના જીવવું અશક્ય લાગે છે. રોહસેનને પોતાની પત્નીને હવાલે કરી તે આત્મત્યાગનો નિર્ણય કરે છે, જે એની મિત્રભાવનાનો ચરમોત્કર્ષ પ્રગટ કરે છે.

આમ 'મૃચ્છકટિક'નો વિદૂષક મૈત્રેય એક આદર્શ મિત્ર છે, વિનોદ સાથીદાર છે અને ભાવનાશીલ વ્યવહારુ સજ્જન છે. એનું પાત્ર નાટકમાં સાત્વિક હાસ્ય અને નર્મ ફેલાવે છે તથા મિત્રપ્રેમનું બળ નાટકની ગતિમાં મહત્ત્વના

ફેરફારો લાવે છે નાટકના કાર્યવેગમાં આ પાત્રનો ઘણો જ મહત્ત્વનો ભાગ છે. શૂદ્રકનો વિદૂષક સાચેજ એક આગવું વ્યક્તિત્વ ધરાવતું પાત્ર છે.

**ગૌણ પાત્રો : ધીંગી ધરતીનાં ઉદારદલ માનવી**

ધુતા :– મૃચ્છકટિક'ના ગૌણ પાત્રોમા પણ અનોખુ વ્યક્તિત્વ ધરાવે છે શૂદ્રકનો અપ્રતીમ માનવતાવાદ એનાં એકે એક ગૌણ પાત્રોમા પ્રગટ થયો છે. રંગમચ ઉપર અત્યત અલ્પ પ્રમાણમા આવતું ચારુદત્તની પત્ની ધૂતાનું પાત્ર એના ઉદાર-ન્લિ વર્તનથી ભાવકોનુ પ્રીતિપાત્ર બન્યુ છે. ધૂતામા આર્ય સન્નારીનો આદર્શ મૂર્તિમત થયો છે. ચારુદત્ત પરિણીત હોવા છતા નગરીની પ્રસિદ્ધ વેશ્યાના પ્રેમમા પડયો છે એ સમાચાર ધૂતાને અકળાવતા કે વ્યથિત કરતા નથી. વસન્ત-સેના સપત્ની બનવાની હોવા છતા એના તરફ એને અસૂયા કે દ્વેષ નથી. ચારુદત્તના સુખે સુખી અને દુઃખે દુઃખી થનારી તે આર્ય, સહધર્મચારિણી છે. ચારુદત્તના આદર્શો અને આચારોને તે અત કરણથી અનુમોદે છે. ચારુદત્તની કીર્તિ અક્ષુણ્ણ રાખવા માટે તે પોતાની બહુમૂલ્યા રત્નાવલી જરા પણ સકોચ વિના ભેટ ધરે છે અને એમા પણ એની કુલીનતા તો જુઓ ! તે પોતાના પતિને અનુગ્રહિત ન થવું પડે તે માટે વિદૂષકને દક્ષિણારૂપે આપી પતિ પાસે પહોચતી છે પોતાની રત્નાવલી સપત્નીને માટે આપવાની હોવાથી એનો આ ત્યાગ વિરલ અને અત્યંત ભવ્ય છે. ચારુદત્તને એ પ્રાણાધિક ભાવથી ચાહે છે વસંતસેના જ્યારે રત્નાવલી પાછી મોકલે છે, ત્યારે ધૂતાનો જવાબ જુઓ आर्यपुत्र एव ममाभरण-विशेष इति जानातु भवति” આર્ય ચારુદત્ત તરફ ધૂતાનું ચિત્ત કેવુ બધુ અહોભાવભર્યું છે તે અહી અત્યત ઋજુતાથી પ્રગટ થયું છે ચારુદત્તને જ્યારે વધસ્થાને લઈ જવામા આવે છે ત્યારે ધૂતાનો જીવનરસ ઉડી જાય છે. એને જીવન નિસ્સાર અને અકારુ લાગે છે અને પતિ પાછળ ચિતા ખડકી મરી જવાનો દઢ નિર્ધાર કરી ભારતીય આદર્શોમા તેની સ્વાભાવિક શ્રદ્ધાને પ્રગટ કરે છે. આમ ધૂતા એક આદર્શ સન્નારી રૂપે રજૂ થઈ છે. એનો પ્રેમ અને ત્યાગ મહાન છે.

આર્યક—નાટકના ગૌણ કથાનકનો નાયક આર્યક રગમંચ ઉપર થોડી વાર માટે જ આવતો હોવા છતા એ એના આતરિક વ્યક્તિત્વની ઠીકઠીક મધુર છાપ પ્રેક્ષકો ઉપર પાડી જાય છે. ગોપાલપુત્ર આર્યક નિષ્પ્રપંચી અને મુગ્ધ યુવક છે. કારાવાસમાંથી મુક્ત થયેલો તે ઓઝલવાળા રથમા બેસી જવાની સમય સૂચકતા વાપરે છે ને એની તુર્ત નિર્ણય લેવાની શક્તિ બતાવે છે ચારુદત્ત માટે

એના ચિત્તમાં વિશ્વાસ જન્મે છે કારણ કે એનું પોતાનું અંતઃકરણ નિર્મળ છે. પોતાને જીવતદાન અને અભયદાન આપનાર ચારુદત્ત તરફ એના હૃદયમાં અપાર મમતા છે. પોતાનો બચાવ ઈશ્વરકૃપાએ થયો હોવા છતાં એમાં નિમિત્ત રૂપ બનેલ ચારુદત્ત તરફ એનું ચિત્ત આભાર અને કૃતજ્ઞતાની લાગણીથી દ્રવી જાય છે. પોતાના વિજય બાદ પોતાના કાર્યમાં મદદ કરનાર સહુ સ્નેહી મિત્રોને તે કાર્યને અનુરૂપ સ્થાનોની ભેટ નવાજેશ કરે છે એ એની કૃતજ્ઞતા પ્રગટ કરે છે.

**સંવાહક શ્રમણ:**—મૃચ્છકટિકના કથાનકમા શ્રમણ અગત્યનો ભાગ ભજવે છે. न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति"એ ગીતાકારની જીવન-શ્રદ્ધા વસન્તસેનાના જીવનમાં સંવાહક રૂપે મૂર્તિમંત થાય છે. સંવાહક ઉપર કરેલો ઉપકાર વસન્તસેનાને પોતાના જીવનદાન રૂપે પાછો મળે છે. બીજા અંકના વિનોદી દ્યૂતપ્રસંગમાં જુગારના માઠાં પરિણામ ભોગવતા એક મુગ્ધ યુવકના રૂપમાં સંવાહકનો આપણને પરિચય થાય છે. જુગારનાં માઠાં પરિણામને કારણે એ તરફ ઉત્પન્ન થયેલી ઉપરતિ અને જુગારના પાસાઓનું આકર્ષણ જુગારીની માનસિક સ્થિતિનું આબેહૂબ દર્શન કરાવે છે. સંવાહક પાટલિપુત્રના ગૃહસ્થનો પુત્ર છે અને પગચંપી કરવાની કળા શીખ્યો હોવાથી સંવાહક નામે ઓળખાયો છે. ચારુદત્ત નિર્ધન બન્યો હોવાથી એની નોકરી છૂટી જતાં તે બેકારીના અનેક દોષોમા જુગારના દોષમા ફસાયો છે. દસ સોના મહોરના દેવા માટે તેને માથુર અને દ્યૂતકરના ગુસ્સાનો ભોગ થવું પડયું છે. વસન્તસેનાના શરણે જતાં તે પોતાના દેવામાંથી મુક્ત થઈ જગતની અસારતા અને દ્યૂત પ્રસંગના વૈરાગ્યથી બૌદ્ધ ભિક્ષુ બની ગયો છે પણ વસન્તસેનાના ઉપકારનો બદલો વાળવા એનું દિલ તડપે છે અને પુષ્પકરંડક બાગમાં એને એ તક પ્રાપ્ત થાય છે. શકારે ગળું દબાવવાથી મૂર્છિત થયેલી વસન્તસેનાને તે પાણી છાંટી પુનર્જીવિત કરે છે અને કટોકટીની પળોમાં ચારુદત્ત પાસે વસન્તસેનાને લઈને પહોંચી જઈ તેને વધની શિક્ષામાથી મુક્ત કરે છે. આર્યક દ્વારા તે બૌદ્ધ મઠના અધિપતિનું સ્થાન પ્રાપ્ત કરે છે અને વસન્તસેનાને જીવાડવા બદલ જીવનની સાર્થકતા અને ધન્યતા અનુભવે છે.

**શકારના વિટ અને ચેટ:**—શકારના બે સાથીઓ વિટ અને ચેટ પોતાની મહાનુભાવતાથી ભાવકોના ચિત્તને સ્પર્શે છે. શકારના નોકર હોવાને નાતે વસન્તસેનાના અપહરણ જેવા પ્રસંગે તેમને શકારની સહાય કરવી પડે છે પણ એવાં કાર્યો તરફ તેમને સ્વાભાવિક પ્રીતિ નથી. વિટ બુદ્ધિશાળી અને સંસ્કારી માણસ છે જ્યારે ચેટ એની નિમ્ન જાતિને કારણે તળપદી વાણી અને વિચારો

ધરાવતો ભોળા ચાકર [redacted] વિટ અને ચેટ શકાર જેવા દુષ્ટ વ્યક્તિની સોબતમાં પણ પોતાનું સૌજન્ય જાળવી શકયા છે. આઠમા અંકમાં આપણે જોઈએ છીએ કે શકારના પૈસાના પ્રલોભનમાં કે ધમકીને તાબે થયા વિના તેઓ પોતાનું સૌજન્ય બતાવે છે અને વસન્તસેનાનું ખૂન કરવાની એની વિનંતીનો સ્વીકાર કરતા નથી. વસન્તસેનાના ખૂન બાદ વિટ શકારને મારી ક્રાંતિકારી ટોળકીમાં ભળી જાય છે. કેદ બનાવાયેલો ચેટ અગાસી ઉપરથી પડતું મૂકી જાનને જોખમે પણ ચારુદત્તને બચાવવા મરણિયો પ્રયાસ કરે છે. વિટ અને ચેટ ગુણજ્ઞ અને મહાનુભાવ છે. સત્ માટેનો એમનો આગ્રહ અભિનંદનીય છે.

ચારુદત્તનો વિટ પણ એક વફાદાર ચાકર છે. પોતાના સ્વામીને વસન્તસેના તરફ પ્રેમ છે તે જાણે છે અને તેથી તે સ્થાને ઝડપથી બાગમાં લઈ જાય છે. એની વફાદારી પ્રશંસનીય છે.

**વીરક અને ચંદનક** :– ઉજ્જયિની નગરીના બે સિપાઈઓ વીરક અને ચંદનક પોતાના પરસ્પર વિરોધી સ્વભાવને કારણે નોંધપાત્ર બનવા પામ્યા છે. જન્મે એક મોચી અને બીજો હજામ છે. એ બન્ને વચ્ચેનો કલહ આનંદપ્રદ બન્યો છે. વીરક રાજ્યનો અત્યંત વફાદાર રક્ષક છે. રાજ્યની ફરજ આગળ એ સગા બાપની પણ શરમ રાખે તેવો નથી જ્યારે ચંદનક એક ભલો સજ્જન છે. ગાડીમાં બેઠેલા આર્યકને અભયદાન આપી બેઠેલો ચંદનક પોતાની જાતને જોખમે એને બચાવે [redacted] અને રાજ્યનો વિરોધી બને છે. પરહિત કરવામાં ઉદ્યત થયેલો તે પોતાની આજીવિકારૂપ નોકરીને પણ તિલાંજલિ આપે છે. આ બન્ને રક્ષકોનો આનંદી અને સ્વમાનપ્રિય સ્વભાવ એમનાં વ્યક્તિત્વને અનેરો ઓપ આપે છે.

**ન્યાયાધીશઃ**–મૃચ્છકટિકના વ્યવહાર–અંકમાં નિરૂપાયેલ ન્યાયાધીશનું પાત્ર એની ન્યાયપ્રિયતા તથા સજ્જનતાને કારણે નોંધપાત્ર છે. ન્યાયકાર્યની મહાન જવાબદારીને તે બરાબર સમજે છે. ન્યાયની સૂક્ષ્મ બાબતોમાં એની બુદ્ધિ લીલાપૂર્વક વિહરે છે. તથ્યો કઢાવવાની એની શક્તિ તથા એનું સૌજન્ય સ્પષ્ટ થાય છે. જો કે ચારુદત્ત તરફનો એનો પક્ષપાત અને શકાર તરફનો ખુલ્લો દ્વેષ એક ન્યાયાધીશ તરીકે એના પાત્રને યોગ્ય નથી પણ માણસ તરીકેની એની મહાનુભાવતાનો દ્યોતક છે.

ઉપરાંત કર્ણપૂરક, મદનિકા, રદનિકા, રોહસેન, ચાંડાલો વ. અત્યંત ગૌણ પાત્રો પણ પોતાના નિજી વ્યક્તિત્વથી યુક્ત છે અને પ્રેક્ષકો ઉપર ચિરંજીવ અસર ઊભી કરે છે

નહિ હોય એમ જણાય છે. કારણ કે કેટલાક કુવાઓ એવા પણ હતા કે જ્યાથી નિકૃષ્ટ જાતિના માણસો પણ શ્રેષ્ઠ બ્રાહ્મણોની સાથે પાણી ખેંચતા હતા.[1]

વણિકો અથવા વૈશ્યો વિદેશો સાથે વેપાર કરતા હતા. માલ લઈ જવા લાવવા માટે વહાણોનો ઉપયોગ થતો. જો કે સનાતન નિયમની જેમ વણિકો ઉપર સામાન્ય માણસોનો અવિશ્વાસ અહીં પણ પ્રગટ થયો છે. સોનીઓ તે સમયમાં પણ સોનાની ચોરી કરવાનું છોડતા નહિ હોય [2]

અસ્પૃશ્યતાનો ભાવ ચુસ્ત ન હોવા છતા સામાજિક ભેદભાવ દષ્ટિગોચર થાય છે. ચારુદત્ત ચાંડાળો પાસેથી કોઈ પણ વસ્તુ દાનરૂપે ગ્રહણ કરી શકતો નથી. શકારનો ચેટ દાસ હોવાથી તેને કોઈ સ્વાતંત્ર્ય નથી, પોતાના સ્વામીની હીન-વૃત્તિઓ માટે એને સહન કરવુ પડે છે. ગુલામ હોવાને કારણે એનાં વચનો પણ શ્રદ્ધેય બનતાં નથી, વસન્તસેના પવિત્ર તથા પ્રેમનિષ્ઠ હોવા છતાં સમાજમાં એ વેશ્યાપુત્રી હોવાને કારણે જ સન્માનને પાત્ર થઈ શકી નથી.

વસન્તસેનાના પાત્ર દ્વારા વેશ્યાવાસની ભયંકર સામાજિક વિષમતાને કવિએ ભારે કલાપૂર્વક વ્યક્ત કરી છે. જો કે વેશ્યાઓ ભારે સમૃદ્ધ અને વૈભવશાળી હતી પણ સમાજમાં એમનું સ્થાન અત્યંત હલકું અને નિમ્ન કક્ષાનું હતું. ધન દ્વારા કોઈ વ્યક્તિ એને પોતાના ઉપભોગનું સાધન બનાવી શકતી. વેશ્યાઓમાં પોતાના વ્યવસાય તરફની ઉપરતિ અને એમાંથી મુક્ત થવાની તમન્ના પ્રવર્તમાન હતી એમ વસન્તસેનાના વ્યક્તિત્વને જોતાં લાગે છે. 'કુલવધૂ' પદનું સમાજમાં ભારે ગૌરવ હતું. કુલવધૂઓને અંતઃપુરમાં ઘુંઘટમાં રહેવાનો રીવાજ હતો. તેઓ બહાર નીકળતી ત્યારે સર્વબાજુથી બંધ ગાડીમાં પ્રયાણ કરતી. પિતૃ-પ્રધાન કુટુંબવ્યવસ્થા અસ્તિત્વમાં હતી. પતિના મૃત્યુ બાદ સતી થવાનો રિવાજ પ્રચલિત હશે એમ ધૂતાના અગ્નિપ્રવેશની તૈયારીઓ જોતાં લાગે છે. સમાજમાં નારીનું સ્થાન પૂજનીય હતું.

સ્ત્રીઓમાં "ભુજિષ્યા" એટલે કે દાસ પ્રકારની સ્ત્રીઓની એક ત્રીજી શ્રેણી હતી જે કોઈ પુરુષ કે સ્ત્રીની ગુલામ જેવી હતી, જો કે સ્વામી કે સ્વામિનીનો એની સાથે સદ્વ્યવહાર રહેતો પણ એમને એ દાસત્વમાંથી મુક્ત થવા મોટી રકમ

૧. ૧-૪૨ શ્લોક
૨. अवञ्चको वणिक् अचौरः सुवर्णकारः अकलहो ग्रामसमागमः अलुब्धा गणिकेति दुष्करमेते संभाव्यन्ते ।

વેશ્યાવાસ તત્કાલીન સમાજમા મહત્ત્વનું સ્થાન ધરાવતી સસ્થા પ્રતીત થાય છે સમાજના પ્રત્યેક વર્ગના માણસો વેશ્યાલયમા જતા પૈસાવાળા માણસોને માટે તો એ મોટાઈનુ સાધન હતુ વેશ્યાઓ અત્યત સમૃદ્ધ જીવન ગાળતી. વસન્તસેનાને ત્યા આવેલા મૈત્રેયે એના આગારોનુ ભવ્ય વર્ણન ઉપસ્થિત કર્યું છે. વસન્તસેનાનો મહેલ એને કુબેરજીવન જેવો પ્રતીત થાય છે તત્કાલીન સમાજમા ઉદ્યાનો રાખવાનો ગોખ હતો કયારેક સમૃદ્ધ પરિવાર પોતાના નિવાસ ભવનોમા સુદર બગીચાઓ પણ રાખતો ઉદ્યાનમા સ્નાન માટેના કુડ તથા સરોવર બનાવવામાં આવતા સુદરીઓ બગીચામા હીચકા પણ ખાતી

સમાજ વેપારપ્રધાન હોવ તેમ જણાય છે અનેક યુવકો અર્જનની શોધમા દેશપરદેશ ઘૂમતા પરદેશો સાથે વેપારના સબધો ગાઢ હતા માનની આયાત-નિકાસ પુષ્કળ પ્રમાણમા થતી એશિયાના જુદા જુદા ભાગોમાથી અનેક જાતિઓ ઉજ્જયિનીમા આવીને ઉપાર્જન કરતી હતી ચદનક દક્ષિણી હોવા છતા 'खस' 'खत्ती' 'कर्णाट' 'बर्बर' વગેરે અનેક જાતિઓની ભાષાઓ બોલી શકતો હતો

નગરજીવન અત્યત વ્યસ્ત તથા પ્રવૃત્તિમય રહેતુ ઉજ્જયિનીમા મોટી મોટી દુકાનો બગીચા તથા હરવાફરવાના સાર્વજનિક સ્થાનો હતા સડકો લાબી પહોળી હતી બળદગાડીઓનુ આવાગમન સતત ચાલ રહેતુ ગામડેથી આવેલા ગાડાથી પણ રસ્તો રોકાઈ જતો એવો ઉલ્લેખ મળે છે. તેથી સ્પષ્ટ થાય છે કે વાહનવ્યવહાર માટે બળદગાડીની પ્રથા પ્રચલિત હતી નગરમા જાહેર રસ્તાઓ પર રાત્રે દીવા કે પ્રકાશની વ્યવસ્થા નહોતી શાસ્ત્રીય સગીત તથા મનોરજન માટેના અન્ય ઉપાયો પ્રચલિત હતા રેભિલને ત્યા શાસ્ત્રીય સગીતમા મોડી રાત સુધી જલસો ચાલ્યાનો ઉલ્લેખ છે શાસ્ત્રીય સગીતનો ઠીક ઠીક વિકાસ માલુમ પડે છે આ ઉપરાત ધનિક લોકોને પોપટ મેના, કબૂતર કોયલ વગેરે પક્ષીઓ પાળવાનો પણ શોખ હતો

(૨) રાજકીય સ્થિતિ –

'મૃચ્છકટિક'માથી તત્કાલીન રાજકીય સ્થિતિ વિશે ઠીક ઠીક પ્રકાશ પડે છે આખો દેશ નાના નાના રાજ્યમા વિભક્ત હશે એમ જણાય છે ઉજ્જયિની પણ આવુ જ એક સ્વતત્ર રાજ્ય હતુ કે જેની અતર્ગત કુશાવતીનુ નાનુ રાજ્ય સમાવિષ્ટ હતુ જેને આર્યકે ચારુદત્તને ભેટ આપ્યુ હતુ આ નાના રાજ્યોમા પરસ્પર અને રાજ્યની અદર પણ અદરોઅદર નાના મોટા સઘર્ષો ચાલુ

તત્કાલીન સમાજ ખેતીની સાથે સાથે જ વેપાર પ્રધાન હોય તેવાં સ્પષ્ટ સૂચનો 'મૃચ્છકટિક'માંથી પ્રાપ્ત થાય છે. વસન્તસેનાનું ઘર જોઈને મૈત્રેય 'દરિયામાં તરતા વહાણ'નો ઉલ્લેખ કરે છે તે બતાવે છે કે દરિયાઈ માર્ગે વેપાર ચાલતો હતો. વેપારીઓ વેપાર માટે દેશવિદેશ પ્રવાસ ખેડતા. વસન્તસેના આવા દેશવિદેશ જતા અને પરિણામે પત્નીને વિરહ આપતા વેપારીઓનો ઉલ્લેખ કરે છે. ચારુદત્ત જીર્ણોદ્યાનમાં વૃક્ષોને વેપારીઓ સાથે અને પુષ્પોને વેપારના માલ સાથે સરખાવે છે. વેપારીને માલ વેચ્યા બાદ થતા સંતોષનો ઉલ્લેખ મૈત્રેય કરે છે. યુવાન વેપારીઓ દેશાવર જતા. યુવાનોને પરદેશ ખેડી કમાવાની ધગશ હતી. ધનવાનો એટલા સમૃદ્ધ હતા કે એમનાં બાળકો સોનાનાં રમકડાંથી રમતાં.

ખેતરના ઊભા પાકનો પણ ઉલ્લેખ 'મૃચ્છકટિક'માં મળે છે. ચોખા અને જવ ધાન્ય મુખ્ય હતું. ખારાશવાળી, પાકને માટે નિરુપયોગી જમીનનો ઉલ્લેખ પણ તત્કાલીન સમાજમાં ખેતીના વ્યવસાયનો નિર્દેશક છે

વેપાર અને ખેતીના વ્યવસાય ઉપરાંત સમાજમાં અનેક પ્રકારની નોકરીઓ તથા અંગત વ્યવસાયના પણ ઉલ્લેખ છે. કેટલાક મોટા વેપારીઓ, વેશ્યાઓ તથા શ્રેષ્ઠીઓ પોતાને ઘેર ગુલામ રાખતા અને એમને મુક્ત કરવા માટે ભારે ધનની જરૂર પડતી. આ ઉપરાંત રાજકીય નોકરીઓનો ઉલ્લેખ છે. સંવાહકના જેવો પગચંપીનો ધંધો પણ વિકાસ પામ્યો હતો. ચાડાળો પણ પગારદાર માણસો હતા. સોનામોતીના દાગીના બનાવનાર સોનીઓ, હીરામાણેક જડનાર ઝવેરીઓ તથા વાસણો બનાવનાર કંસારાઓનો પણ ઉલ્લેખ છે. વેપારીઓ અને સોનીઓની સનાતન ધૂર્તતાની વાત પણ અહીં નોંધાઈ છે.

### (૫) ધાર્મિક સ્થિતિ :

'મૃચ્છકટિક'માંથી તત્કાલીન ધાર્મિક સ્થિતિ અંગે કેટલાક સંકેતો પ્રાપ્ત થાય છે. તે વખતે બૌદ્ધ ધર્મ ઉદય પામતો હતો પણ બ્રાહ્મણ ધર્મનું વર્ચસ્વ ઘટયું નહોતું. ચારુદત્ત યજ્ઞ, યજ્ઞમંડપ, વેદમંત્રો વગેરેનો ઉલ્લેખ કરે છે. યજ્ઞમાં બલિ આપવાની પ્રથા પ્રચલિત હોય તેમ જણાય છે. કારણ કે વધસ્થંભે લઈ જવાતો ચારુદત્ત પોતાની જાતને બલિ માટે બાંધેલા બકરા સાથે સરખાવે છે. રાજા પાલકને પણ એની યજ્ઞશાળામાં જ મારી નાખવામાં આવ્યો તેવો ઉલ્લેખ છે. રુદ્ર, ઇન્દ્ર વગેરે વૈદિક દેવતાઓનો ઉલ્લેખ છે. ઇન્દ્ર અને શિવને અભિન્ન માનવામા આવ્યા છે. અનેક દેવોની પૂજા પ્રચલિત હતી. ચોર તો કાર્તિકેય કે કનકશક્તિ જેવા દેવતાઓને પોતાના અધિષ્ઠાતા માનતા. બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય, ચંદ્ર, હર તથા દેવી વગેરે

દેવો આર્યકને રક્ષો એમ ચંદનક, સ્તુતિ કરે છે સમાજમા વાસુદેવ નામની પ્રતિષ્ઠા હતી કારણ કે મિથ્યાભિમાની શકાર પોતાની જાતને વરપુરુષમનુષ્યો વાસુદેવ કહે છે, ચાડાલો સહ્યવાસિની દેવીની પ્રાર્થના કરે છે

મૂર્તિપૂજા પ્રચલિત હતી મોટા મોટા દેવસ્થાનો અને દેવાલયો અસ્તિત્વમા આવ્યા હતા કામદેવના મંદિર આગળ બગીચામા ચારુદત્ત અને વસન્તસેનાને પ્રેમ થયો હતો તેવો ઉલ્લેખ છે સંવાહક પણ કોઈ મંદિરમા દેવમૂર્તિ થઈને ઊભો રહે છે ચારુદત્તે અનેક દેવમંદિરો બંધાવ્યાનો ઉલ્લેખ છે

હિન્દુઓ અને તેમા પણ બ્રાહ્મણો પોતાને ઘેર હંમેશા અગ્નિકર્મ વગેરે આસ્તિક કાર્યો કરતા વસન્તસેના જેવી વ્યક્તિઓ ઘેર પૂજાનો શોખ રાખતી અને બ્રાહ્મણ પાસે પૂજા કરાવતી

તત્કાલીન સમાજ પરલોકમા માનતો અને ઇહલોકની ચિંતા સહુ કોઈ નીતિવાન માણસને પાપ કરવામાથી બચાવતી ચેટ પરલોકની ચિંતામા જ વસન્તસેનાનુ ખૂન કરવાની સાફ ના પાડે છે પરલોકમા વસતા પિતૃઓને નિવાપાજલિ આપવામા આવતી પરલોકના શ્રેય માટે પુત્રૈષણા પ્રબળ હતી ચારુદત્ત કહે છે चिर खलु भविष्यामि परलोके पिपासित अल्पतोयमिदमस्माक निवापोदकभोजनम् । આ ઉપરાંત तत्परलोकार्थपुनसुत इत्युमभ्यर्थये । વગેરે ઉલ્લેખો હિંદુધર્મની પરલોક અંગેની માન્યતાનુ સમર્થન કરે છે

બૌદ્ધ ધર્મના વિકાસ અને વ્યાપકતાના સૂચનો પણ મૃચ્છકટિકમાથી પ્રાપ્ત થાય છે. સામાજિક વિષમતાઓ, જવાબદારીઓ અને જવાબદારીઓથી ત્રાસેલ વ્યક્તિઓ સામાન્યતયા બૌદ્ધ ધર્મ તરફ અભિમુખ થતા જગતની વિષમ જવાબદારીઓથી કંટાળેલો સંવાહક બૌદ્ધ શ્રમણ થઈ જાય છે માનાર્હ સંબોધન માટે બુદ્ધ ઉપાસક કે બૌદ્ધ ઉપાસિકા કહેવાનો રિવાજ હતો

કેટલાક માણસો ઉપર ચાર્વાકનો પ્રભાવ હતો ધર્મના બંધનોમા કેટલીકવાર શિથિલતાનો પ્રભાવ દષ્ટિગોચર થાય છે દા ત શર્વિલક ધર્મનુ તથા સાપ કરડે ત્યારે ઝેર પ્રસરતુ રોકવામા જનોઈનો ઉપયોગ કરે છે શકાર જેવા ખલ સ્વભાવના માણસો રામાયણ મહાભારત, પુરાણ વગેરેની મશ્કરી ઉડાવતા શકાર બૌદ્ધ શ્રમણની પણ ખુલ્લે ખુલ્લી મજાક તથા પરેશાની આચરે છે

બૌદ્ધધર્મ તરફ આમ જનતામા નફરત કે અરુચિ હોય તેમ જણાય છે તે સમાજમા લોકોને શ્રમણો તરફ આદરભાવ નહિ હોય બુદ્ધ ધર્મ પ્રબળ હતો તેમ જણાય છે

સમાજ એકંદરે જોતાં નીતિપરાયણ હતો. સમાજિક નીતિનાં બંધનો સામાન્યતયા માણસો પાળતા હશે એમ જણાય છે. સાત્વિક અને પવિત્રાચરણ માટે માણસો પ્રયત્નશીલ રહેતા. ચારુદત્ત જેવા સજ્જન માણસો પણ ગણિકા સાથેનો સબંધ જાહેરમાં પ્રગટ કરતાં સંકોચ અનુભવતા જે બતાવે છે કે સામાજિક પ્રતિષ્ઠા માટે માણસો સજાગ હતા. એક સાધારણ અને નિમ્ન કક્ષાનો નોકર પણ કોઈનો જીવ લેતાં, ખૂન કરતાં કે માણસનો વધ થતો જોઈને અકળાઈ ઊઠતો તે નીતિની વ્યાપકતા દર્શાવે છે. ચોર અને જુગારીઓ પણ અમુક પ્રકારની આચાર સંહિતાનું પાલન કરતા. શરણાગતને કોઈપણ ભોગે રક્ષણ આપવાની મહાનુભાવતા ચંદનક જેવા નિમ્ન વર્ગના માણસમાં પણ હતી. પરલોકને સારાં નરસાં કર્મોનું ફળ માનવાની વ્યાપક ભાવનાને કારણે અનીતિનું પ્રમાણ સંયમિત રહેતું. જોકે શકાર જેવા પાશવી માણસોનું ચિત્રણ સામાજિક વિષમતાનો નિર્દેશ પણ કરે છે. આમ છતાં શૂદ્રકે સામાન્ય માણસોમાં પ્રગટતી માનવતાને સ્થળે સ્થળે પ્રગટ કરી છે તે કદાચ તત્કાલીન યુગની માનવતાવાદ ભરેલી દૃષ્ટિને આભારી હોઈ શકે.

સમાજમાં ધર્મનો આદર હોવાથી વ્યક્તિઓ પ્રારબ્ધવાદી હતો. ચારુદત્ત અને આર્યક બન્ને નાયકો વિધિના પ્રાબલ્યનો સ્વીકાર કરે છે. ચાંડાલો ફાંસીને કાલપરશુ કહે છે. શકાર જેવા નીચ બચી જાય છે અને ચેટ જેવો ભલોભોળો માણસ પણ ત્રીજે માળેથી પડતું મૂકવા છતાં બચે છે. તે ભાગ્યને કારણે એમ વિટ કહે છે. નાટકને અંતે ચારુદત્તને મુખે તારવવામાં આવેલું સત્ય "एष क्रीडति कूपयन्त्रघटिकान्यायप्रसक्तो विधिः" પણ તત્કાલીન સમાજની દેવશ્રદ્ધાનું જ દ્યોતક છે.

ધાર્મિક શ્રદ્ધાની સાથે સાથે સમાજમાં કેટલીક અંધશ્રદ્ધાઓ તથા માન્યતાઓ પણ પ્રવર્તમાન હતી. લોકોને જ્યોતિષ અને ભવિષ્યવાણીમાં પ્રબળ શ્રદ્ધા હતી. રાજા પાલકે સિદ્ધોના આદેશને આધારે જ ગોપાલપુત્ર આર્યકને કેદ પકડ્યો હતો. આ ઉપરાંત શુકન–અપશુકનની માન્યતા પ્રબળ હતી પુરુષોને માટે ડાબી આંખ ફરકવી એ અશુભ ગણાતું. અંક સાતમાને અંતે પણ ચારુદત્તની ડાબી આંખ ફરકે છે. સ્ત્રીઓને માટે જમણી આંખનું ફરકવું અશુભ ગણાતું. વસન્તસેના રથમાં બેસે છે ત્યારે પણ તેની જમણી આંખ ફરકે છે. સૂર્યોદયે મડદુ પણ અશુભ ગણાતું અને એને ઉત્પાત ગણવામાં આવતો. આ અનિષ્ટ દર્શન કોઈ સારા માણસના મૃત્યુનું સૂચન કરે છે એમ મનાતું. આ ઉપરાંત

કાગડા કે સર્પનું દર્શન, રડતા પંખીઓનો અવાજ, માથાનું અફળાવું તથા પગનું લપસી પડવું અશુભનું સૂચક મનાતું. ચાંડાલો જેવા નિમ્નકક્ષાના માણસો પણ લઈ જવાતો ઇન્દ્રનો ધ્વજ, વિયાતી ગાય, ખરતો તારો વગેરે જોવામાં અનિષ્ટનું સૂચન માને છે. તારો ખરે તો પણ મહાપુરુષનું મૃત્યુ થાય. શકાર કહે છે કે સગી આંખે પોતાના દુશ્મનનું મૃત્યુ જુએ તે આંખનો રંગ થાય. આ ઉપરાંત પ્રતિકૂળ ગ્રહો અને તારાઓની વિગતે વાત ચંદનકે પણ છઠ્ઠા અંકમાં નોંધી છે.

આ રીતે મૃચ્છકટિકમાં તત્કાલીન સમાજની અનેક હકીકતો અને સ્થિતિનો વ્યાપક ખ્યાલ આવે છે.



# मृच्छकटिकम्

प्रथमोऽङ्कः ।

पर्यङ्कग्रन्थिबन्धद्विगुणितभुजगाश्लेषसंवीतजानो-
रन्तः प्राणावरोधव्युपरतसकलज्ञानरुद्धेन्द्रियस्य ।
आत्मन्यात्मानमेव व्यपगतकरणं पश्यतस्तत्त्वदृष्ट्या
शंभोर्वः पातु शून्येक्षणघटितलयब्रह्मलग्नः समाधिः ॥१॥

अपि च

पातु वो नीलकण्ठस्य कण्ठः श्यामाम्बुदोपमः ।
गौरीभुजलता यत्र विद्युल्लेखेव राजते ॥२॥

( नान्द्यन्ते ).

सूत्रधारः—अलमनेन परिषत्कुतूहलविमर्दकारिणा परिश्रमेण एवमहमार्यमिश्रान्प्रणिपत्य विज्ञापयामि—यदिदं वयं मृच्छकटिकं नाम प्रकरणं प्रयोक्तुं व्यवसिताः । एतत्कविः किल —

द्विरदेन्द्रगतिश्चकोरनेत्रः परिपूर्णेन्दुमुखः सुविग्रहश्च ।
द्विजमुख्यतमः कविर्बभूव प्रथितः शूद्रक इत्यगाधसत्त्वः ॥३॥

अपि च

ऋग्वेदं सामवेदं गणितमथ कलां वैशिकीं हस्तिशिक्षां
ज्ञात्वा शर्वप्रसादाद्व्यपगततिमिरे चक्षुषी चोपलभ्य ।
राजानं वीक्ष्य पुत्रं परमसमुदयेनाश्वमेधेन चेष्ट्वा
लब्ध्वा चायुः शताब्दं दशदिनसहितं शूद्रकोऽग्निं प्रविष्टः ॥४॥

अपि च

समरव्यसनी प्रमादशून्यः ककुदं वेदविदां तपोधनश्च ।
परवारणबाहुयुद्धलुब्धः क्षितिपालः किल शूद्रको बभूव ॥५॥

अस्यां च तत्कृतौ

# મૃચ્છકટિક

## પ્રથમ અંક

વીરાસનમાં (લગાવેલી) પગની આંટીને લીધે બેવડાયેલા સાપના આશ્લેષથી ઢંકાયેલા ઘૂંટણવાળા, અંતઃકરણમાં પ્રાણને અટકાવવાથી જેમનું સકળ ઇન્દ્રિયજન્ય જ્ઞાન અટકી ગયું છે તેવા, ઇન્દ્રિયોના જ્ઞાન વિના, જ્ઞાન દૃષ્ટિથી આત્મામાં 'આત્માનો સાક્ષાત્કાર કરતા શિવની, શૂન્ય દૃષ્ટિને કારણે (અન્ય જ્ઞાન) લુપ્ત થતાં બ્રહ્મમાં લાગેલી સમાધિ તમારું રક્ષણ કરો. ૧.

અને વળી,

જ્યાં પાર્વતીની ભૂજાઓરૂપી લતા વિદ્યુતલેખાની જેમ શોભે છે તેવો, શ્યામ વાદળની ઉપમા આપી શકાય તેવો નીલકંઠનો કંઠ તમારું રક્ષણ કરો ૨.

(નાન્દી પછી)

સૂત્રધાર : પરિષદના કુતૂહલને કચડી નાખતો આ પરિશ્રમ રહેવા દો. સજ્જનોને પ્રણામ કરતાં હું વિનંતી કરું કે અમે આ મૃચ્છકટિક નામનું પ્રકરણ ભજવવા તૈયાર થયા છીએ. એનો લેખક,

શ્રેષ્ઠ હાથી જેવી ગતિવાળો, ચકોર જેવાં નેત્રોવાળો, પરિપૂર્ણ ચન્દ્ર જેવા મુખવાળો, અને સુંદર શરીરવાળો, બ્રાહ્મણોમાં મુખ્ય, અમાપ શક્તિવાળો, પ્રખ્યાત (કીર્તિ)વંત શૂદ્રક નામનો કવિ હતો. ૩.

અને વળી,

ઋગ્વેદ, સામવેદ, ગણિત, લલિતકળા તથા હાથીની વિદ્યા જાણીને, અને શંકરની કૃપાથી જેનું અજ્ઞાન નષ્ટ થયું છે તેવી દૃષ્ટિ પ્રાપ્ત કરીને, પુત્રને રાજારૂપે જોઈ ને, શ્રેષ્ઠ ઉત્કર્ષવાળા અશ્વમેધયજ્ઞની યોજના કરીને અને સો વર્ષ અને દસ દિવસનું આયુષ્ય ભોગવીને શૂદ્રકે અગ્નિમાં પ્રવેશ કર્યો. ૪.

અને વળી (કહે કે)

શૂદ્રક યુદ્ધનો શોખીન, પ્રમાદ વિનાનો, વેદવેત્તાઓમાં અગ્રેસર અને તપોધન, (તથા) દુશ્મનોના હાથી સાથે હાથથી લડવામાં શોખીન રાજા હતો. ૫.

અને તેની આ કૃતિમાં

अवन्तिपुर्यां द्विजसार्थवाहो युवा दरिद्रः किल चारुदत्तः ।
गुणानुरक्ता गणिका च यस्य वसन्तशोभेव वसन्तसेना ॥६॥
तयोरिदं सत्सुरतोत्सवाश्रयं नयप्रचारं व्यवहारदुष्टताम् ।
खलस्वभावं भवितव्यतां तथा चकार सर्वं किल शूद्रको नृपः ॥७॥

(परिक्रम्यावलोक्य च) अयं शून्येयमस्मत्संगीतशाला । क्व नु गताः कुशीलवा भविष्यन्ति । (विचिन्त्य) आँ ज्ञातम् ।

शून्यमपुत्रस्य गृहं चिरशून्यं नास्ति यस्य सन्मित्रम् ।
मूर्खस्य दिशः शून्याः सर्वं शून्यं दरिद्रस्य ॥८॥

कृतं च संगीतकं मया । अनेन चिरसंगीतोपासनेन ग्रीष्मसमये प्रचण्डदिनकरकिरणोच्छुष्कपुष्करबीजमिव प्रचलिततारके क्षुधा ममाक्षिणी खटखटायेते । तद्यावद्गृहिणीमाहूय पृच्छामि अस्ति किंचित्प्रातराशो न वेति । एषोऽस्मि भोः कार्यवशात्प्रयोगवशाच्च प्राकृतभाषी संवृत्तः ।

अविद अविद भो चिरसंगीदोवासणेण सुक्खपोक्खरणालाइं विअ मे बुभुक्खाए मिलाणाइं अङ्गाइं । ता जाव गेहं गदुअ जाणामि अत्थि किंपि कुडुम्बिणीए उववादिदं ण वेत्ति । (परिक्रम्यावलोक्य च) एदत अम्हाणं गेहम् ता पविसामि । (परिक्रम्यावलोक्य च) हीमाणहे । किं णु क्खु अम्हाणं गेहे अण्ण विअ संविहाणअं वट्टदि । आआमितण्डुलोदअप्पवाहा रच्छा लोहकडाहपरिवत्तणकसणसारा किदविसेसआ विअ जुअदी अहिअदरं सोहदि भूमी । सिणिद्धगन्धेण उद्दीविअन्ती विअ अहिअ बाधेदि मं बुभुक्खा । किं पुव्वज्जिदं णिहाणं उप्पण्णं भवे । आदु अहं ज्जेव बुभुक्खादो अण्णमअं जीअलोअं पेक्खामि । णत्थि किल पादरासो अम्हाणं गेहे । पाणाधिअं बाधेदि मं बुभुक्खा । इध सव्वं णवं संविहाणअं वट्टदि । एक्का वण्णअं पीसेदि अवरा सुमणाओ गुम्फेदि । (विचिन्त्य) किं ण्णेदम् । भोदु । कुडु । कुडुम्बिणिं सद्दाविअ परमत्थं जाणिस्सम् ।

(नेपथ्याभिमुखमवलोक्य) अज्जे इदो दाव । [ अयिदा अविदा भोः चिरसंगीतोपासनेन शुष्कपुष्करनालानीव मे बुभुक्षया म्लानान्यङ्गानि । तद्यावद्गृहं गत्वा जानामि अस्ति किमपि कुटुम्बिन्योपपादितं न वेति ।....इदं तदस्माकं गृहम् । तत्प्रविशामि ।....... आश्चर्यम् । किं नु खल्वस्माकं गृहेऽन्यदिव संविधानकं वर्तते । आयामितण्डुलोदकप्रवाहा रथ्या लोहकटाहपरिवर्तनकृष्णसारा कृतविशेषकेव युवतिरधिकतरं शोभते भूमिः । स्निग्धगन्धेनोद्दीप्यमानेवाधिकं बाधते मां बुभुक्षा । तत्किं पूर्वार्जितं निधानमुत्पन्नं भवेत् । बुभुक्षितोऽन्नमयं जीवलोकं पश्यामि । नास्ति किल प्रातराशोऽस्माकं गृहे ।

અવન્તિનગરીમાં ચારુદત્ત નામે યુવાન તથા દરિદ્ર બ્રાહ્મણ વેપારી હતો, કે જેને વસન્ત જેવી શોભાવાળી વસન્તસેના નામની ગણિકા, ગુણને કારણે ચાહતી હતી. ૬.

તેમના સત્પ્રેમરૂપી ઉત્સવ ઉપર આધારિત, રાજનીતિનો પ્રચાર, વ્યવહારની દુષ્ટતા, ખલનો સ્વભાવ તથા ભવિતવ્યતા—આ બધું, કહે છે કે, શૂદ્રક રાજાએ (આ નાટકમાં રજૂ) કર્યું. ૭.

(ફરીને અને જોઈને) અરે ! આ અમારી સંગીતશાળા ખાલી છે. નટો ક્યાં ગયા હશે ? (વિચારીને) હં સમજાયું.

પુત્ર વિનાનાનું ઘર ખાલી હોય છે. જેને સારો મિત્ર નથી તેને માટે (ઘર) લાંબો વખત શૂન્ય હોય છે મૂર્ખને દિશાઓ શૂન્ય હોય છે જ્યારે દરિદ્રનું તો સઘળું શૂન્ય હોય છે. ૮.

વળી મારું સંગીત પૂરું થયું. લાંબા વખત સુધીની આ સંગીતની ઉપાસનાથી, ગ્રીષ્મ સમયમાં પ્રચંડ સૂર્યના કિરણોથી સુકાયેલી કમળકાકડીની માફક મારી ચકળવકળ થતી કીકીઓવાળી આંખો ભૂખથી ફાટુંફાટું થાય છે તો લાવ શ્રીમતીને બોલાવીને પૂછું કે કંઈ સવારનો નાસ્તો છે કે નહિ ? અરે ! કામને લીધે અને (નાટકના) પ્રયોગને કારણે આ હું પ્રાકૃત બોલનારો થઈ ગયો છું

અરેરે ! અરેરે ! અરે ! લાંબા વખતની સંગીત ઉપાસનાથી સુકાયેલી કમળની દાંડીની સમાન મારા અંગ ભૂખથી કરમાઈ ગયા છે. તો જરા ઘેર જઈને જોઉં કે શ્રીમતીજીએ કંઈ પણ તૈયાર કરેલું છે કે નહિ (ફરીને અને જોઈને) તો આ આ (રહ્યું) મારું ઘર. ત્યારે પ્રવેશ કરું. (પ્રવેશ કરીને અને જોઈને) વાહ રે ! મારે ઘેર ખરેખર જુદું જ વાતાવરણ કેમ છે ? ચોખાના ઓસામણના લાંબા પ્રવાહથી રસ્તાઓ ભરપૂર છે. લોખંડની કઢાઈઓ ઘસાવાથી ચિત્રવિચિત્ર થયેલી ભૂમિ તિલક (આકૃતિ) વાળી યુવતીની માફક અધિક શોભે છે સરસ સુગંધથી જાણે કે ઉદ્દીપ્ત થઈ હોય તેમ ભૂખ મને વધારે પીડે છે ! તે શું પૂર્વજોએ એકઠો કરેલો ખજાનો જડ્યો હશે ? અથવા ભૂખને લીધે મને જ (શું) મૃત્યુલોક અન્નમય લાગે છે ? મારે ઘેર ખરેખર સવારનો નાસ્તો નથી ! ભૂખ મને

प्राणाधिकं बाधते मां बुभुक्षा । इह-सर्वं नवं संविधानकं वर्तते । एका वर्णकं पिनष्टि अपरा सुमनसो गुम्फति । ...किं न्विदम् । भवतु । कुटुम्बिनीं शब्दाय्य परमार्थं शास्यामि. आर्ये इतस्तावत् ।]

(प्रविश्य)

नटीः—अज्ज इअम्हि [ आर्ये इयमस्मि । ]

सूत्रधारः—अज्जे साअदं दे । [ आर्ये स्वागतं ते । ]

नटीः—आणवेदु अज्जो को णिओओ अणुचिट्ठीअदु त्ति । [ आज्ञापयत्वार्यः को नियोगोऽनुष्ठीयतामिति । ]

सूत्रधारः—अज्जे ( 'चिरसंगीदोवासणेण' १-८-५ इत्यादि पठित्वा ) अत्थि किं पि अम्हाणं गेहे असिदव्वं ण वेत्ति । [ आर्ये...अस्ति किमप्यस्माकं गेहेऽशितव्यं न वेति । ]

नटीः—अज्ज सव्वं अत्थि । [ आर्य सर्वमस्ति । ]

सूत्रधारः— किं किं अत्थि । [ किं किमस्ति । ]

नटीः—तं जधा—गुडोदणं-घिअं दही तण्डुलाई अज्जेण अत्तव्वं रसाअणं सव्वं अत्थि त्ति । एव्वं दे देवा आसासेन्तु । [ तद्यथा गुडौदनं घृतं दधि तण्डुला आर्येणात्तव्यं रसायनं सर्वमस्तीति । एवं तव देवा आशासन्ताम् । ]

सूत्रधारः—किं अम्हाणं गेहे सव्वं अत्थि । आदु परिहससि । [किमस्माकं गेहे सर्वमस्ति अथवा परिहससि । ]

नटीः—( स्वगतम् ) परिहसिस्सं दाव । ( प्रकाशम् ) अज्ज अत्थि आवणे। [ परिहसिष्यामि तावत् ।...आर्य अस्त्यापणे । ]

सूत्रधारः—( सक्रोधम् ) आः अणज्जे एवं दे आसा छिज्जिस्सदि । अभावं अ गमिस्ससि । जं दाणिं अहं वरण्डलम्बुओ विअ दूरं उक्खिविअ पाडिदो । [ आः अनार्ये एवं तवाशा छेत्स्यति । अभावं च गमिष्यसि । यदिदानीमहं वरण्डलम्बुक इव दूरमुत्क्षिप्य पातितः । ]

नटीः—मरिसेदु मरिसेदु अज्जो । परिहासो क्खु एस [ मर्षतु मर्षत्वार्यः । परिहासः खल्वेषः । ]

सूत्रधारः—ता किं उण इदं णवं विअ संविहाणअं वट्टदि । एक्का वण्णअं पीसेदि अवरा सुमणाओ गुम्फेदि इअं अ पञ्चवण्णकुसुमोवहारसोहिदा भूमी । [ तत्किं पुनरिदं नवमिव संविधानकं वर्तते । एका वर्णकं पिनष्टि, अपरा सुमनसो गुम्फति, इयं च पञ्चवर्णकुसुमोपहारशोभिता भूमिः । ]

नटीः—अज्ज उववासो गहिदो । [ अद्योपवासो गृहीतः । ]

सूत्रधारः—किंणामधेओ अअं उववासो । [ किं नामधेयोऽयमुपवासः । ]

પ્રાણથી પણ અધિક પીડે છે. અહીં બધું નવીન સંવિધાન છે. એક (સુગંધી) દ્રવ્યો વાટે છે. બીજી માળાઓ ગૂંથે છે. (વિચારીને) આ શું હશે વારુ? ઠીક, શ્રીમતીજીને બોલાવીને સાચી વાત જાણું. (પડદા તરફ જોઈને) હે આર્યા! જરા આ બાજુ (આવો).

(પ્રવેશ કરીને)

નટી : આર્ય, આ રહી હું.

સૂત્રધાર : આર્યે, હું તમારું સ્વાગત કરું છું.

નટી : આર્ય, આજ્ઞા કરો, શું કામ કરવાનું છે?

સૂત્રધાર : આર્યે ('લાંબા વખતની સંગીતની ઉપાસનાથી' વગેરે બોલીને) આપણે ઘેર કંઈ ખાવાનું પણ છે કે નહિ?

નટી : આર્ય, બધું જ છે.

સૂત્રધાર : શું શું છે?

નટી : તે જેમકે—ગોળચોખા, ઘી, દહીં ચોખા. આર્યને ખાવા યોગ્ય સઘળી સામગ્રી છે. તમને દેવો આમ આશીર્વાદ આપો.

સૂત્રધાર : શું? આપણે ઘેર બધું જ છે? કે પછી તું મશ્કરી કરે છે?

નટી : (સ્વગત) જરાક મજાક કરું. (મોટેથી) આર્ય, (બધું) છે તો ખરું (પણ) બજારમાં.

સૂત્રધાર : (ગુસ્સામાં) અરે અનાર્યે! તારી આશા આમ જ છેદાશે અને વધ પામીશ. કારણ હમણાં હું ઘાસના પૂળાની જેમ ઊંચે ઊંચકાઈને (નીચે) ફેંકાયો છું.

નટી : ક્ષમા કરો, આર્ય, ક્ષમા કરો. આ તો મજાક છે.

સૂત્રધાર : ત્યારે આ વળી નવી નવી વ્યવસ્થા કેમ છે? એક સુગંધી વાટે છે, બીજી માળા ગૂંથે છે. અને આ જમીન પચરંગી ફૂલના ઉપચારોથી સોહાય છે.

નટી : આજે ઉપવાસ રાખ્યો છે.

સૂત્રધાર : એ ઉપવાસનું શું નામ છે?

नटीः—अहिरूअवदी णाम । [ अभिरूपपतिर्नाम । ]

सूत्रधारः—अज्जे इहलोइओ आदु पारलोइओ । [ आर्ये इहलौकिकोऽथवा पारलौकिकः । ]

नटीः—अज्ज पारलोइओ । [ आर्य पारलौकिकः । ]

सूत्रधारः—(सरोषम्) पेक्खन्तु पेक्खन्तु अज्जमिस्सा । ममकेरकेण भत्तपरिव्वएण पारलोइओ भत्ता अण्णेसीअदि । [ प्रेक्षन्तां प्रेक्षन्तामार्यमिश्राः । मदीयकेन भक्तपरिव्ययेन पारलौकिको भर्तान्विष्यते । ]

नटी—अज पसीद पसीद । तुम ज्जेव जम्मन्तरे भविस्ससि त्ति । [ आर्य प्रसीद प्रसीद । त्वमेव जन्मान्तरे भविष्यसीति । ]

सूत्रधारः—अअं उववासो केण दे उवदिट्ठो । [ अयमुपवासः केन तवोपदिष्टः । ]

नटी—अज्जस्स ज्जेव पिअवअस्सेण जुण्णवुड्ढेण । [ आर्यस्यैव प्रियवयस्येन जूर्णवृद्धेन । ]

सूत्रधारः—(सक्रोधम्) आः दासीए पुत्ता जुण्णवुड्ढा कदा णु क्खु तुमं कुविदेण रण्णा पालएण णववहूकेस हत्थं विअ सुअन्धं कप्पिज्जन्तं पेक्खिस्सम् । [ आः दास्याःपुत्र जूर्णवृद्ध कदा नु खलु त्वां कुपितेन राज्ञा पालकेन नववधूकेशहस्तमिव सुगन्धं छेद्यमानं प्रेक्षिष्ये । ]

नटी—पसीददु अज्जो । अज्जस्स ज्जेव पारलोइओ अअं उववासो । [ प्रसीदत्वार्यः । आर्यस्यैव पारलौकिकोऽयमुपवासः ॥ ] ( इति पादयोः पतति )

सूत्रधारः—अज्जे उट्ठेहि । कधेहि एत्थ उववासे केण कज्जम् । [ आर्ये उत्तिष्ठ । कथयात्रोपवासे केन कार्यम् । ]

नटी—अम्हारिसजणजोग्गेन बम्हणेण उवणिमन्तिदेण । [ अस्मादृशजनयोग्येन ब्राह्मणेनोपनिमन्त्रितेन । ]

सूत्रधारः—अदो गच्छदु अज्जा । अहंपि अम्हारिसजणजोग्गं बम्हणं उवणिमन्तेमि । [ अतो गच्छत्वार्या । अहमप्यस्मादृशजनयोग्यं ब्राह्मणमुपनिमन्त्रयामि । ]

नटीः—जं अज्जो आणवेदि । [ यदार्य आज्ञापयति । ] ( इति निष्क्रान्ता )

सूत्रधारः—( परिक्रम्य ) हीमाणहे । ता कघ मए एव्व सुसमिद्धाए उज्जइणीए अम्हारिसजणजोग्गो बम्हणो अण्णेसिदव्वो । ( विलोक्य ) एसो चारुदत्तस्स मित्तं मित्तेओ इदो जेव्व आअच्छदि । भोदु । पुच्छिस्सं दाव । अज्ज मित्तेअ अम्हाणं गेहे अग्गिदुं अग्गणी भोदु अज्जो । [ आश्चर्यम् ] तस्मात्कथं मयैवं सुसमृद्धायामुज्जयिन्यामस्मादृशजनयोग्यो ब्राह्मणोऽन्वेष्टव्यः । .. एष चारुदत्तस्य मित्रं मैत्रेय इत एवागच्छति । भवतु प्रक्ष्यामि तावत् । अस्माकं गृहेऽशितुमग्रणीर्भवत्वार्यः । ]

**નટી** : 'અભિરૂપપતિ' નામનો.

**સૂત્રધાર** : આર્યે, આ લોકનો કે પરલોકનો ?

**નટી** : આર્યે, પરલોકનો.

**સૂત્રધાર** : (ગુસ્સા સાથે) જુઓ, સજ્જનો જુઓ; મારા (મારી માલિકીના) ભાત વાપરીને પરલોકનો સ્વામી શોધાય છે !

**નટી** : આર્ય, પ્રસન્ન થાઓ. પ્રસન્ન થાઓ. બીજા જન્મમાં પણ તમે જ સ્વામી થશો એમ.

**સૂત્રધાર** : આ ઉપવાસ તને કોણે બતાવ્યો ?

**નટી** : આર્યના જ પ્રિય મિત્ર જૂર્ણવૃદ્ધે

**સૂત્રધાર** : (ક્રોધથી) ઓહો ! ઓ દાસીપુત્ર જૂર્ણવૃદ્ધ ! નવોઢાના સુગંધી ચોટલાની જેમ તને ગુસ્સે થયેલ રાજા પાલકથી રહેંસાતો ક્યારે જોઉં !

**નટી** : આર્ય, પ્રસન્ન થાઓ. પરલોકને લગતો આ ઉપવાસ આપ આર્ય માટે જ છે. (એમ કહી પગમાં પડે છે).

**સૂત્રધાર** : આર્યે, ઊભી થા. કહે, આ ઉપવાસમાં કોનું કામ છે ?

**નટી** : આપણા જેવા લોકને યોગ્ય બ્રાહ્મણને આમંત્રણ આપવું જોઈએ.

**સૂત્રધાર** : ત્યારે આર્યા ભલે જાય. હું પણ આપણા જેવા માણસોને છાજે તેવા બ્રાહ્મણને આમંત્રણ આપીશ.

**નટી** : જેવી આર્યની આજ્ઞા. (જાય છે.)

**સૂત્રધાર** : (ફરીને) આશ્ચર્ય ! તો મારે આમ સુસમૃદ્ધ ઉજ્જયિનીમાં અમારા જેવા માણસને યોગ્ય બ્રાહ્મણ કેવી રીતે શોધવો ? (જોઈને) આ ચારુદત્તનો મિત્ર મૈત્રેય અહીં જ આવે છે.

( नेपथ्ये ) भो अण्णं बम्हणं उवणिमन्तेदु भवम् । वावुडो दाणिं अहम् । [ भोः अन्यं ब्राह्मणमुपनिमन्त्रयतु भवान् । व्यापृत इदानीमहम् । ]

सूत्रधारः—अज्ज संपण्णं भोअणं णीसवत्तं अ । अवि अ दक्खिणा वि दे भविस्सदि । [ आर्य संपन्नं भोजनं, निःसपत्नं च । अपि च दक्षिणापि ते भविष्यति । ]

( पुनर्नेपथ्ये ) भो दाणिं पढमं ज्जेव पच्चादिट्ठोसि ता को दाणिं दे णिब्बन्धो पदे पदे मं अनुबन्धेदुम् । [ भोः इदानीं प्रथममेव प्रत्यादिष्टोऽसि, तत्कः इदानीं ते निर्बन्धः पदे पदे मामनुरोद्धुम् । ]

सूत्रधार.—पच्चादट्ठोम्हि एदिणा । भोदु । अण्णं बम्हणं उवणिमन्तेमि । [ प्रत्यादिष्टोऽस्म्येतेन । भवतु । अन्य ब्राह्मणमुपनिमन्त्रयामि । ]

( इति निष्क्रान्तः )

इत्यामुखम् ।

( प्रविश्य प्रावारहस्तः )

मैत्रेयः—( 'अण्णं बम्हणं १–८–८७ इति पूर्वोक्तं पठित्वा ) अथवा मए वि मित्तेएण परस्स आमन्तणआइं पडिच्छदव्वाइं । [illegible] अवत्थे तुलीअसि । जो णाम अहं तत्तभवदो चारुदत्तस्स रिद्धीए अहोरत्तं पअत्तणसिद्धेहिं उग्गारसुरहिगन्धेहिं मोदएहिं ज्जेव असिदो अब्भन्तरचदुस्सालअदुआए उव विट्ठो मल्लकसदपरिवुदो चित्तअरो विअ अङ्गु-लीहिं छिविअ छिविअ अवणेमि । णअरचत्तरवुसहो विअ रोमन्थाअमाणो चिट्ठामि । सो दाणिं अहं तस्स दलिद्ददाए जहिं तहिं चरिअ गेहपारावदो विअ आवासणिमित्तं इध आअच्छामि । एसो अ अज्जचारुदत्तस्स पिअवअस्सेण जुण्णवुड्ढेण जादीकुसुम-वासिदो पावारओ अणुप्पेसिदो सिद्धिकिददेवकज्जस्स अज्जचारुदत्तस्स उवणेदव्वो त्ति । ता जाव अज्जचारुदत्तं पेक्खामि । ( परिक्रम्यावलोक्य च ) एसो चारुदत्तो सिद्धि-किददेवकज्जो गिहदेवदाणं बलिं हरेन्तो इदो ज्जेव आअच्छदि । [ अथवा मयापि मैत्रेयेण परस्यामन्त्रणकानि समीहितव्यानि । हा अवस्थे तुलयसि । यो नामाहं तत्र-भवतश्चारुदत्तस्य ऋद्ध्याहोरात्रं प्रयत्नसिद्धैरुद्गारसुरभिगन्धिभिर्मोदकैरेवाशितोऽभ्यन्तरचतुः शालकद्वार उपविष्टो मल्लकशतपरिवृतश्चित्रकार इवाङ्गुलीभिः स्पृष्ट्वा स्पृष्ट्वापनयामि । नगरचत्वरवृषभ इव रोमन्थायमानस्तिष्ठामि । स इदानीमहं तस्य दरिद्रतया यत्र तत्र चरित्वा गृहपारावत इवावासनिमित्तमत्रागच्छामि । एष आर्यचारुदत्तस्य प्रियवयस्येन जूर्णवृद्धेन जातीकुसुमवासितः प्रावारकोऽनुप्रेषितः सिद्धिकृतदेवकार्यस्यार्यचारुदत्तस्योपनेतव्य इति । तद्यावदार्यचारुदत्तं पश्यामि । ....एष चारुदत्तः सिद्धिकृतदेवकार्यो गृहदेवताना बलिं हरन्नित एवागच्छति । ]

ઠીક ત્યારે (એને જ) પૂછીશ. આજે આર્ય મૈત્રેય અમારે ઘેર જમનારાઓમાં અગ્રણી ભલે થાય. (પડદા પાછળ) અરે! આપ બીજા બ્રાહ્મણને નોતરો. અત્યારે હું (બીજા કામમાં) રોકાયેલો છું.

**સૂત્રધાર** : શ્રીમાન! ભોજન સારું અને વળી બિનહરીફ છે. અને વળી તમને દક્ષિણા પણ મળશે

(ફરીથી પડદા પાછળ) અરે! હમણા થોડીવાર પહેલાં જ (તને) ના પાડી છે. તો મને વારંવાર (ડગલે ને પગલે) રોકવાનો હવે તારો આગ્રહ કેવો?

**સૂત્રધાર** : આણે મને ના કહી. વારુ, બીજા બ્રાહ્મણને નોતરું.

(બહાર જાય છે.)

**પ્રસ્તાવના સમાપ્ત**

[હાથમાં ઉપરણા સાથે પ્રવેશ કરીને]

**મૈત્રેય** : (બીજા બ્રાહ્મણને... એમ પહેલાં બોલેલું બોલીને) અથવા મારે મૈત્રેયને પણ બીજાનાં આમંત્રણ શોધવાનાં? [હિ દશા તું જ (માણસને) ઉપરતળે કરે છે. હું કે જે ખરેખર આર્ય ચારુદત્તની સમૃદ્ધિથી, રાતદિન, પ્રયત્નપૂર્વક બનાવેલા સુગંધિત ઓડકાર આવે તેવા લાડુ જ ખાતો (અને) સો સો પ્યાલાથી વીંટળાયેલો (હું) અંતઃપુરના ચોકઠાના દ્વાર આગળ બેસીને (સો સો રંગના પ્યાલાથી વીંટળાયેલા) ચિત્રકારની માફક આંગળાથી અડકી અડકીને બાજુએ મૂકતો; (અને) જે નગરના ચોતરે બેઠેલ બળદની માફક વાગોળતો ઊભો રહેતો. તે હું હવે તે (ચારુદત્ત)ની દરિદ્રતાથી આમ તેમ ભટકીને ઘરના કબૂતરની માફક રહેવા માટે અહીં આવું છું. દેવકાર્ય પૂરું થાય ત્યારે આર્ય ચારુદત્તને આપવું એમ કહી આર્ય ચારુદત્તના પ્રિય મિત્ર જૂર્ણવૃદ્ધે જાતીકુસુમથી સુવાસિત થયેલો આ ઉપરણો મોકલ્યો છે. તો જરા આર્ય ચારુદત્તને મળું. (ફરીને અને જોઈને) દેવપૂજાથી પરવારીને ગૃહદેવતાને બલિ આપવા ચારુદત્ત અહીં જ આવે છે.

( ततः प्रविशति यथानिर्दिष्टश्चारुदत्तो रदनिका च )

चारुदत्तः—(ऊर्ध्वमवलोक्य सनिर्वेदं निःश्वस्य)

यासां बलिः सपदि मद्गृहदेहलीनां
हंसैश्च सारसगणैश्च विलुप्तपूर्वः
तास्वेव संप्रति विरूढतृणाङ्कुरासु
बीजाञ्जलिः पतति कीटमुखावलीढः ॥९॥

( इति मन्द मन्दं परिक्रम्योपविशति )

विदूषकः—एसो अज्जचारुदत्तो । ता जाव संवदं उवसप्पामि । (उपसृत्य) सोत्थि भवदे । वड्ढदु भवम् । [ एष आर्यचारुदत्तः । तद्यावत्सांप्रतमुपसर्पामि ।... स्वस्ति भवते । वर्धतां भवान् । ]

चारुदत्तः—अये सर्वकालमित्र मैत्रेयः प्राप्तः । सखे स्वागतम् । आस्यताम् ।

विदूषकः—जं भवं आणवेदि । (उपविश्य) भो वअस्स एसो दे पिअवअस्सेण जुण्णवुड्ढेण जादीकुसुमवासिदो पावारओ अणुप्पेसिदो सिद्धीकिददेवकज्जस्स अज्ज चारुदत्तस्स तुए उवणेदव्वो त्ति । [यद्भवानाज्ञापयति ।...भो वयस्य एष ते प्रियवयस्येन जूर्णवृद्धेन जातीकुसुमवासितः प्रावारकोऽनुप्रेषितः, सिद्धीकृतदेवकार्यस्यार्यचारुदत्तस्य त्वयोपनेतव्य इति । ]

( समर्पयति )

( चारुदत्तो गृहीत्वा सचिन्तः स्थितः )

विदूषकः—भो किं इदं चिन्तीअदि । [ भो किमिदं चिन्त्यते । ]

चारुदत्तः—वयस्य

सुखं हि दुःखान्यनुभूय शोभते घनान्धकारेष्विव दीपदर्शनम्
सुखात्तु यो याति नरो दरिद्रतां धृतः शरीरेण मृतः स जीवति ।१०।

विदूषकः—भो वअस्स मरणादो दालिद्दादो वा कदरं दे रोअदि । [ भो वयस्य मरणाद्दारिद्र्याद्वा कतरत्ते रोचते । ]

चारुदत्तः—वयस्य

दारिद्र्यान्मरणाद्वा मरणं मम रोचते न दारिद्र्यम् ।
अल्पक्लेशं मरणं दारिद्र्यमनन्तकं दुःखम् ॥११॥

विदूषकः—भो वअस्स अलं संतप्पिदेण । पणइजणसंकामिदविहवस्स सुरजणपीदसेसस्स पडिवच्चन्दस्स विअ परिक्खओ वि दे अहिअदरं रमणीओ । [ भो वयस्य

[પછી કહ્યા પ્રમાણે ચારુદત્ત અને રદનિકા પ્રવેશ કરે છે.]

**ચારુદત્ત** :(ઊંચે જોઈને) દુઃખ સાથે નિઃશ્વાસ મૂકીને —

મારા ઘરના જે ઊંબરા ઉપરથી પહેલાં નાખેલો બલિ, હંસો અને સારસનાં ટોળાં દ્વારા એકદમ લુપ્ત થતો, (અને) જ્યાં ઘાસના અંકુર ફૂટી નીકળ્યા છે તેવી ઘાસની જગાએ કીડાના મુખે ખાવા માટે બીજની અંજલિ પડે છે. ૯.

(આમ ધીમે ધીમે ફરીને બેસે છે.)

**વિદૂષક** : આ (રહ્યા) આર્ય ચારુદત્ત, તો જરા હમણાં પાસે જાઉં, (જઈને) તમારું કલ્યાણ થાવ. તમારી અભિવૃદ્ધિ થાઓ.

**ચારુદત્ત** : અરે ! હંમેશાંનો મિત્ર મૈત્રેય આવ્યો છે. મિત્ર ! સ્વાગત. બેસ.

**વિદૂષક** : જેવી આપની આજ્ઞા. (બેસીને) અરે મિત્ર ! "દેવકાર્યથી નિવૃત્ત થયેલા આર્ય ચારુદત્તને તારે આપવો" એમ કહી તમારા પ્રિય મિત્ર જૂર્ણવૃદ્ધે જાતીકુસુમથી સુવાસિત આ ઉપરણો મોકલ્યો છે.]

[આપે છે]

[ચારુદત્ત (તે) લઈને વિચાર કરતો ઊભો રહે છે.]

**વિદૂષક** : અરે ! આ શું વિચારાય છે ?

**ચારુદત્ત** : મિત્ર !

ગાઢ અંધકારમાં થતા દીવાનાં દર્શનની માફક ખરેખર દુઃખોને અનુભવ્યા (બાદ આવતું) સુખ શોભે છે; પરંતુ જે મનુષ્ય સુખમાંથી દરિદ્રતામાં આવે છે તે શરીર ધારણ કરવા છતાં મરેલો હોય તેમ જીવે છે. ૧૦.

**વિદૂષક** : રે મિત્ર ! મરણ કે દારિદ્ર્યમાંથી તમને શું ગમે ?

**ચારુદત્ત** : ભાઈ !

દારિદ્ર્ય કે મરણમાંથી મને મરણ પસંદ પડે છે, દારિદ્ર્ય નહિ. મરણ થોડી પીડા કરનારું છે; (જ્યારે) દારિદ્ર્ય અનંતકાળ દુઃખ આપનારું છે. ૧૧.

**વિદૂષક** : રે મિત્ર ! સંતાપ રહેવા દો. દેવોએ પીતાં બાકી રાખેલા પડવાના ચન્દ્રની માફક યાચકોને જેણે સમૃદ્ધિ આપી છે તેવા તમારો ક્ષય પણ વધારે રમણીય લાગે છે.

अलं संतप्तेन । प्रणयिजनसंक्रामितविभवस्य सुरजनपीतशेषस्य प्रतिपच्चन्द्रस्येव परिक्षयोऽपि तेऽधिकतर रमणीयः ।]

चारुदत्तः—वयस्य न ममार्थान्प्रति दैन्यम् । पश्य

एतत्तु मां दहति यद्गृहमस्मदीयं
क्षीणार्थमित्यतिथयः परिवर्जयन्ति ।
संशुष्कसान्द्रमदलेखमिव भ्रमन्तः
कालात्यये मधुकराः करिणः कपोलम् ॥१२॥

विदूषकः—भो वअस्स एदे क्खु दासीए पुत्ता अत्थकल्लवत्ता वरडाभीदा विअ गोवालदारआ अरण्णे जहिं जहिं ण खज्जन्ति तहिं तहिं गच्छन्ति । [भो वयस्य एते खलु दास्या पुत्रा अर्थकल्यवर्ता वरटाभीता इव गोपालदारका अरण्ये यत्र यत्र न खाद्यन्ते तत्र तत्र गच्छन्ति । ]

चारुदत्तः—वयस्य

सत्यं न मे विभवनाशकृतास्ति चिन्ता
भाग्यक्रमेण हि धनानि भवन्ति यान्ति ।
एतत्तु मां दहति नष्टधनाश्रयस्य
यत्सौहृदादपि जनाः शिथिलीभवन्ति ॥१३॥

अपि च

दारिद्र्याद्ध्रियमेति ह्रीपरिगतः प्रभ्रश्यते तेजसो
निस्तेजाः परिभूयते परिभवान्निर्वेदमापद्यते ।
निर्विण्णः शुचमेति शोकपिहितो बुद्ध्या परित्यज्यते
निर्बुद्धिः क्षयमेत्यहो निधनता सर्वापदामास्पदम् ॥१४॥

विदूषकः—भो वअस्स तं ज्जेव अत्थकल्लवत्तअ सुमरिअ अलं संतप्पिदेण । [भो वयस्य तमेवार्थकल्यवर्तं स्मृत्वाऽलं संतप्तेन । ]

चारुदत्तः—वयस्य दारिद्र्यं हि पुरुषस्य

निवासश्चिन्तायाः परपरिभवो वैरमपरं
जुगुप्सा मित्राणां स्वजनजनविद्वेषकरणम् ।
वनं गन्तुं बुद्धिर्भवति च कलत्रात्परिभवो
हृदिस्थः शोकाग्निर्न च दहति संतापयति च ॥१५॥

ચારુદત્ત : ભાઈ ! મને ધનની બાબતમાં કૃપણતા નથી. જો;

જેવી રીતે સમય વ્યતીત થતાં ભમતા ભમરાઓ જેનો પુષ્કળ મદનો પ્રવાહ સૂકાઈ ગયો છે તેવા હાથીઓનાં ગંડસ્થળ છોડી દે છે તેવી રીતે આપણું ઘર ધન વગરનું છે એમ કહીને અતિથિઓ ત્યજે છે, એ મને વધુ બાળે છે. ૧૨.

વિદૂષક : અરે મિત્ર ! ખરે ! સવારના નાસ્તા જેવા, તુચ્છ દાસીપુત્ર પૈસા, ભમરાથી ડરેલા, જંગલમાંના ગોવાળપુત્રોની માફક જ્યાં જ્યા ન ભોગવાય (અથવા 'કરડાય') ત્યાં જાય છે.

ચારુદત્ત : મિત્ર !

સાચે જ વૈભવ નાશ થવાની મને ચિંતા નથી. ખરેખર, ધન ભાગ્યના ક્રમાનુસાર આવે છે (અને) જાય છે, પણ મને આ (વસ્તુ) બાળે છે કે નષ્ટ થયેલ ધનરૂપી આશ્રયવાળી (મારી) મૈત્રીમાંથી પણ મનુષ્યો ઠગી જાય છે. ૧૩

અને વળી,

(માણસ) દારિદ્ર્યથી શરમ અનુભવે છે, શરમાઈ ગયેલો (મનુષ્ય) તેજમાંથી ભ્રષ્ટ થાય છે, નિસ્તેજ મનુષ્યો અપમાન પામે છે, અપમાનથી નિરુત્સાહી થાય છે, નિરુત્સાહી શોક પામે છે, શોકસંતપ્ત બુદ્ધિ દ્વારા ત્યજાય છે, બુદ્ધિ વગરનો વિનાશ પામે છે. અહો ! નિર્ધનતા બધી આપત્તિઓનું મૂળ છે. ૧૪.

વિદૂષક : અરે મિત્ર ! તે જ તુચ્છ પૈસાને સંભારીને સંતાપ કરશો રહેવા દો.

ચારુદત્ત : મિત્ર, ખરેખર

દારિદ્ર્ય મનુષ્ય માટે ચિંતાનું સ્થાન છે, અત્યંત અપમાન રૂપ છે, (સાક્ષાત્) બીજું વૈર છે, મિત્રોનો ધિક્કાર છે, પોતાના માણસોમાં અને પારકા લોકોમાં દ્વેષ કરાવનાર છે, વનમાં જવાનો વિચાર થાય છે અને સ્ત્રીથી અપમાન થાય છે. હૃદયમાં રહેલો શોકાગ્નિ બાળતો નથી, પણ સંતાપ આપે છે. ૧૫.

तद्वयस्य कृतो मया गृहदेवताभ्यो बलिः । गच्छ । त्वमपि चतुष्पथे मातृभ्यो बलिमुपहर ।

विदूषकः—ण गमिस्सम् । [ न गमिष्यामि । ]

चारुदत्तः—किमर्थम् ।

विदूषकः—जदो एव्वं पुइज्जन्त वि देवदा ण दे पसीदन्ति ता को गुणो देवेसु अच्चिदेसु । ( यत एवं पूज्यमाना अपि देवता न ते प्रसीदन्ति तत्को गुणो देवेष्वर्चितेषु । )

चारुदत्तः—वयस्य मा मैवम् । गृहस्थस्य नित्योऽयं विधिः ।

**तपसा मनसा वाग्भिः पूजिता बलिकर्मभिः ।**
**तुष्यन्ति शमीनां नित्यं देवताः किं विचारितैः ॥१६॥**

तद्गच्छ । मातृभ्यो बलिमुपहर ।

विदूषकः—भो ण गमिस्सम् । अण्णो को वि पउञ्जीअदु । मम उण बम्हणस्स सव्वं ज्जेव विपरीदं परिणमदि । आदंसगदा विअ छाआ वामादो दक्खिणा दक्खिणादो वामा । अण्णं अ एदाए पदोसवेलाए इध राअमग्गे गणिआ विडा चेडा राअवल्लहा अ पुरिसा संचरन्ति । ता मण्डूअलुद्धस्स कालसप्पस्स मूसिओ विअ अहिमुहावदिदो वज्झो दाणिं भविस्सम् । तुमं इध उवविट्ठो किं करिस्ससि । ( भोः न गमिष्यामि । अन्यः कोऽपि प्रयुज्यताम् । मम पुनर्ब्राह्मणस्य सर्वमेव विपरीतं परिणमति । आदर्शगतेव छाया वामतो दक्षिणा दक्षिणतो वामा । अन्यच्चैतस्यां प्रदोषवेलायामिह राजमार्गे गणिका विटाश्चेटा राजवल्लभाश्च पुरुषाः संचरन्ति । तस्मान्मण्डूकलुब्धस्य कालसर्पस्य मूषिक इवाभिमुखापतितो वध्य इदानीं भविष्यामि । त्वमिहोपविष्टः किं करिष्यसि । )

चारुदत्तः—भवतु । तिष्ठ तावत् । अहं समाधिं निर्वर्तयामि । ( नेपथ्ये ) तिष्ठ वसन्तसेने, तिष्ठ ।

( ततः प्रविशति विटशकारचेटैरनुगम्यमाना वसन्तसेना )

विटः—वसन्तसेने, तिष्ठ ।

**किं त्वं भयेन परिवर्तितसौकुमार्या**
**नृत्यप्रयोगविशदौ चरणौ क्षिपन्ती ।**
**उद्विग्नचञ्चलकटाक्षविसृष्टदृष्टि-**
**र्व्याधानुसारचकिता हरिणीव यासि ॥१७॥**

તો મિત્ર ! મેં ગૃહદેવતાને બલિ આપ્યો. જા તું પણ ચકલામાં માતાઓને બલિ અર્પણ કર.

વિદૂષક—નહિ જાઉં.

ચારુદત્ત—શા માટે ?

વિદૂષક—કારણ, આમ પૂજાતા હોવા છતાં દેવતા તમારી ઉપર પ્રસન્ન થતા નથી. તેથી દેવની પૂજા કરવાથી શો ફાયદો ?

ચારુદત્ત—ભાઈ ! નહિ, એમ નહિ, ગૃહસ્થનો આ નિત્યધર્મ છે.

તપથી, મનથી, વાણીથી (તથા) બલિકર્મથી હંમેશ પૂજાયેલ દેવતા સંયમી ઉપર સંતુષ્ટ થાય છે. વિચાર કરવાથી શું ? ૧૬.

માટે જા. માતાઓને બલિ આપ.

વિદૂષક—અરે ! નહિ જાઉં. બીજા કોઈને મોકલો, કારણ મારે બ્રાહ્મણને બધે જ અવળું પડે છે. અરીસામાં પડેલી છાયા માફક, ડાબી બાજુ જમણી (અને) જમણી બાજુ ડાબી. અને વળી પાછું આ સધ્યા સમયે અહીં રાજમાર્ગે ગણિકા, વિટ ચેટ અને રાજાના માનીતા માણસો ફરે છે. તેથી દેડકાના લોભી કાળા સાપની સામે આવી પડેલા ઉંદરની માફક હું હમણા વધ્ય બની જઈશ. અહીં બેઠેલા તમે શું કરશો ?

ચારુદત્ત : ઠીક, જરા ઊભો રહે, હું સમાધિ પતાવી લઉં. (પડદા પાછળ) ઊભી રહે, વસન્તસેના ઊભી રહે.

(પછી વિટ, શકાર અને ચેટ જેની પાછળ પડયા છે તેવી વસન્તસેના પ્રવેશ કરે છે.)

વિટ : ઓ વસન્તસેના ! ઊભી રહે, ઊભી રહે.

ભયથી સુકુમારતાને પલટી નાખતી, નૃત્યપ્રયોગમાં નિષ્ણાત ચરણોને (આમતેમ) ફેંકતી, ઉદ્વેગ પામેલ ચંચળ કટાક્ષવાળી દૃષ્ટિ નાખતી, શિકારીના પાછળ પડવાથી ડરેલી હરિણી માફક તું શા માટે જાય છે ? ૧૭.

शकारः—चिष्ठ, वशन्तशेणिए चिष्ठ ।

किं याशि धावशि पलाअशि पक्खलन्ती
वाशू पशीद ण मलिश्शशि चिष्ठ दाव ।
कामेण दज्झदि हु मे हडक्के तवश्शी
अङ्गाललाशिपडिदे विअ मंशखण्डे ॥१८॥

[ तिष्ठ वसन्तसेनिके, तिष्ठ ।
किं यासि धावसि पलायसे प्रस्खलन्ती वासु प्रसीद न मरिष्यसि तिष्ठ तावत् ।
कामेन दह्यते खलु मे हृदयं तपस्वि अङ्गारराशिपतितमिव मांसखण्डम् ॥ ]

चेटः—अज्जुके, चिष्ठ ।

उत्ताशिता गच्छशि अन्तिका मे शंपुण्णपच्छा विअ गिम्हमोरी ।
ओवग्गदी शामिअभट्टके मे वणे गदे कुक्कुडशावके व्व ॥१९॥

[ आर्ये, तिष्ठ तिष्ठ ।
उत्त्रासिता गच्छस्यन्तिकान्मम संपूर्णपक्षेव ग्रीष्ममयूरी ।
अववल्गति स्वामिभट्टारको मम वने गतः कुक्कुटशावक इव ॥ ]

विटः—वसन्तसेने, तिष्ठ तिष्ठ ।

किं यासि बालकदलीव विकम्पमाना
रक्तांशुकं पवनलोलदशं वहन्ती ।
रक्तोत्पलप्रकरकुड्मलमुत्सृजन्ती
टङ्कैर्मनःशिलगुहेव विदार्यमाणा ॥२०॥

शकारः—चिष्ठ वशन्तशेणिए, चिष्ठ ।

मम मअणमणंगं मम्मथं वड्ढअन्ती
णिशि अ शअणके मे णिद्दअं आक्खिवन्ती ।
पशलशि भअभीदा पक्खलन्ती खलन्ती
मम वशमणुजादा लावणश्शेव कुन्ती ॥२१॥

[ तिष्ठ वसन्तसेनिके, तिष्ठ ।
मम मदनमनङ्गं मन्मथं वर्धयन्ती निशि च शयनके मम निद्रामाक्षिपन्ती ।
प्रसरसि भयभीता प्रस्खलन्ती स्खलन्ती मम वशमनुयाता रावणस्येव कुन्ती ॥ ]

શકાર : ઊભી રહે, ઓ વસન્તસેનિકા ! ઊભી રહે.

તું શા માટે પડતી આખડતી જાય છે ? દોડે છે ? નાસે છે ? ઓ સુવતી ! પ્રસન્ન થા. મરીશ નહિ. જરા ઊભી રહે. ખરે અંગારાના ઢગ ઉપર પડેલા માંસના ટુકડાની માફક મારું હૃદય બિચારું કામથી બળી રહ્યું છે. ૧૮.

ચેટ : આર્યા ! ઊભો રહે, ઊભો રહે.

ઉનાળામાં સંપૂર્ણ કળાવાળી મયૂરીની માફક ત્રાસેલી (તું) મારી પાસેથી જાય છે. વનમાં રહેલા કૂકડાના બચ્ચાની માફક મારા સ્વામી અને શેઠ (તારી) પાછળ દોડે છે. ૧૯.

વિટ : ઓ વસન્તસેના ! ઊભો રહે, ઊભો રહે.

ફરસીથી ચિરાતી મનઃશિલની ગુફાની માફક લાલ કમળની માળાની કળીઓ ફેંકતી, પવનથી ફરકતા છેડાવાળું લાલ રેશમી વસ્ત્ર ધારણ કરતી (તું) કુમળી કેળની માફક ધ્રુજતી ધ્રુજતી શા માટે જાય છે ? ૨૦

શકાર : ઊભી રહે, વસન્તસેનિકા, ઊભી રહે

મારા મદનને, અનંગને, મન્મથને (કામને) વધારતી, અને રાતે પથારીમાં મારી નિદ્રા હરી લેતી, બયભીત લથડતી પડતી (અને) રાવણના હાથમાં (પડેલી) કુંતીની માફક મારા વશમાં આવેલી (ચાલી) જાય છે. ૨૧.

विटः—वसन्तसेने,

किं त्वं पदैर्मम पदानि विशेषयन्ती
व्यालीव यासि पतगेन्द्रभयाभिभूता ।
वेगादहं प्रविसृतः पवनं न रुन्ध्यां
त्वन्निग्रहे तु वरगात्रि न मे प्रयत्नः ॥२२॥

शकारः—भावे भावे,

एशा णाणकमोशिकामकशिका मच्छाशिका लाशिका
णिण्णाशा कुलणाशिका अवशिका कामस्स मञ्जूशिका ।
एशा वेशवहू शुवेशणिलआ वेशङ्गणा वेशिआ
एशे शे दश णामके मइ कले अज्जावि मं णेच्छदि ॥२३॥

[ भाव भाव,
एषा नाणकमोषिकामकशिका मत्स्याशिका लासिका
निर्नासा कुलनाशिका अवशिका कामस्य मञ्जूषिका ।
एषा वेशवधूः सुवेशनिलया वेशाङ्गना वेशिका
एतान्यस्या दश नामकानि मया कृतान्यद्यापि मा नेच्छति ॥ ]

विटः—

प्रसरसि भयविक्लवा किमर्थं प्रचलितकुण्डलघृष्टगण्डपार्श्वा ।
विटजननखघट्टितेव वीणा जलधरगर्जितभीतसारसीव ॥२४॥

शकारः—

झाणज्झणन्तबहुभूशणशद्दमिश्शं
किं दोवदी विअ पलाअशि लामभीदा ।
एशे हलामि शहशत्ति जधा हणूमे
विश्शावशुश्श बहिणिं विय तं शुभद्दम् ॥२५॥

[ झणज्झणमितिबहुभूषणशब्दमिश्रं किं द्रौपदीव पलायसे रामभीता ।
एष हरामि सहसेति यथा हनूमान्विश्वावसोर्भगिनीमिव तां सुभद्राम् ॥]

વિટ : ઓ વસન્તસેના !

ગરુડના ભયથી વ્યાપ્ત થયેલી સાપણની માફક (તારાં) પગલાંથી મારાં પગલાં વટાવી જતી તું શા માટે ચાલી જાય છે ? વેગથી જતો હું (શું) પવનને ના પકડું ? પણ હે ઉત્તમ ગાત્રોવાળી ! તને પકડવાનો મારો કોઈ પ્રયત્ન નથી. ૨૨.

શકાર : ભાવજી ! ભાવજી !

પૈસા પડાવી લેનારી, કામદેવના ગાળિયા જેવી, માછલાં ખાનારી, નાચનારી, નાક વિનાની, કુળનો નાશ કરનારી, બેકાબૂ, કામની (કામદેવની) પેટી, આ વેશ્યા, સુંદર વેશની ભૂમિ, નર્તકી, ગણિકા–આ દશ નામ મેં તેનાં કર્યાં, છતાં હજી પણ મને ઇચ્છતી નથી. ૨૩.

વિટ :

વિટજનોના નખથી ઘસાયેલી વીણાની માફક અથવા વાદળના ગર્જનથી ગભરાયેલી સારસીની માફક હાલતાં કુંડળ સાથે ઘસાતા ગાલવાળી, ભયથી વિહ્વળ બનેલી (તું) શા માટે દોડે છે ? ૨૪.

શકાર :

ઝણુણુ, ઝણુણુ એમ બહુ અલંકારના અવાજ (સાથે) મળે તેવી રીતે શા માટે રામથી બીનેલી દ્રૌપદીની માફક પલાયન કરે છે ? જેમ હનુમાને વિશ્વાવસુની બહેન, પેલી સુભદ્રાને (હરી હતી) તેમ, આ (હું) એકદમ તારું હરણ કરું છું. ૨૫.

માથુર : અરે નહિ, ખરેખર નહિ; પથ્થરની મૂર્તિ છે. (એમ બહુ રીતે હલાવે છે, અને નિશાની કરીને) ભલે એમ ત્યારે ચાલ દ્યૂત રમીએ (આમ અનેકરીતે જુગાર રમે છે.)

સંવાહક : (બહુ રીતે દ્યૂતની ઇચ્છાનો વિકાર રોકીને સ્વગત) અરે,

જેમ દુંદુભિનો અવાજ જેનું રાજ્ય ગયું છે તેવા રાજાનું તેમ કત્તાનો અવાજ પૈસા વગરના માણસનું મન હરી લે છે. (૫)

જાણું છું. રમીશ નહિ. દ્યૂત સુમેરુના શિખર ઉપરથી પડવા જેવું છે. છતાં ખરેખર કોયલ જેવો મીઠો કત્તાનો અવાજ મનનું હરણ કરે છે. (૬)

દ્યૂતકર : મારો દાવ, મારો દાવ.

માથુર : નહિ, ખરેખર મારો દાવ, મારો દાવ છે.

સંવાહક : (બીજી બાજુથી એકદમ આવીને) કહું છું, મારો દાવ છે.

દ્યૂતકર : આપણો માણસ પકડાયો.

માથુર : (પકડીને) એઈ દેવાળિયા ! પકડાયો છે. પેલી દસ સોનામહોર આપી દે.

સંવાહક : આજે આપીશ.

માથુર : અત્યારે આપ.

સંવાહક : આપીશ. મહેરબાની રાખો.

માથુર : અરે ! કહું છું હમણાં જ આપ.

સંવાહક : માથું નનાવે છે. (જમીન ઉપર પડે છે. બન્ને અનેક રીતે મારે છે.)

માથુર : ખરેખર, આ તને જુગારીની મંડળીએ બાંધી દીધો.

સંવાહક : (ઊઠીને ખેદથી) શું જુગારીઓની મંડળી વડે હું બંધાયો છું ? અરેરે આ આપણા જુગારીઓનો ન ઉલ્લંઘાય તેવો કાયદો છે. પણ આપું ક્યાંથી ?

बद्धोऽस्मि । कष्टम् । एषोऽस्माकं द्यूतकराणामलङ्घनीयः समयः । तस्मात्कुतो दास्यामि । ]

माथुरः—भले, गण्डे कुलु कुलु । [ अरे, गण्डं क्रियतां क्रियताम् । ]

संवाहकः—एव्वं कलेमि । ( द्यूतकरमुपसृत्य ) अद्धं ते देमि, अद्धं मे मुञ्चदु । [ एवं करोमि....अर्धं तुभ्यं ददामि, अर्धं मे मुञ्चतु । ]

द्यूतकरः—एव्वं भोदु । [ एवं भवतु । ]

संवाहकः—( सभिकमुपगम्य ) अद्धस्स गण्डं कलेमि । अद्धं पि मे अज्जो मुञ्चदु । [ अर्धस्य गण्डं करोमि । अर्धमपि म आर्यो मुञ्चतु । ]

माथुरः—को दोसु । एव्वं भोदु । [ को दोषः । एवं भवतु । ]

संवाहकः—( प्रकाशम् ) अज्ज, अद्धं तुए मुक्के । [ आर्य, अर्धं त्वया मुक्तम् । ]

माथुरः—मुक्के । [ मुक्तम् । ]

संवाहकः—( द्यूतकरं प्रति ) अद्धं तुए मुक्के । [ अर्धं त्वयापि मुक्तम् । ]

द्यूतकरः—मुक्के । [ मुक्तम् । ]

संवाहकः—संपदं गमिस्सम् । [ साम्प्रतं गमिष्यामि । ]

माथुरः—पअच्छ त दशसुवण्णम् । कहिं गच्छसि । [ प्रयच्छ तत् दशसुवर्णम् । कुत्र गच्छसि । ]

संवाहकः—पेक्खध पेक्खध भट्टालक्का । हा संपदं ज्जेव एक्कस्स अद्ध गण्डे कडे अवलस्स अद्धे मुक्के । तहवि म अबलं संपदं ज्जेव मग्गादि । [ प्रेक्षध्वं प्रेक्षध्वं भट्टारकाः । हा साम्प्रतमेव एकस्यार्धो गण्डः कृतः, अपरस्यार्धं मुक्तम् । तथापि मामबलं साम्प्रतमेव याचते । ]

माथुरः—( गृहीत्वा ) धुत्तु माथुरु अहं णिउणु । एत्थ ण अहं धुत्तिज्जामि । ता पअच्छ तं पेदण्डआ सव्वं सुवण्णं संपदम् । [ धूर्त माथुरोऽहं निपुणः । अत्र नाहं धूर्त्ये । तत्प्रयच्छ तत् लुप्तदण्डक सर्वं सुवर्णं साम्प्रतम् । ]

संवाहकः—कुदो दइस्सम् । [ कुतो दास्यामि । ]

माथुरः—पिदरू विक्किणिअ पअच्छ । [ पितरं विक्रीय प्रयच्छ । ]

संवाहकः—कुदो मे पिदा । [ कुतो मे पिता । ]

माथुरः—मादरु विक्किणिअ पअच्छ । [ मातरं विक्रीय प्रयच्छ । ]

संवाहकः—कुदो मे मादा । [ कुतो मे माता । ]

माथुरः—अप्पाण विक्किणिअ पअच्छ । [ आत्मानं विक्रीय प्रयच्छ । ]

संवाहकः—कलेध पसादम् । णेध मे लाअमग्गम् । [ कुरुत प्रसादम् । नयत मां राजमार्गम् । ]

માથુર : એ ખાતરી આપ, આપ.

સંવાહક : એમ કરું. (દ્યૂતકર પાસે જઈને) અર્ધું તમને આપું છું. અર્ધું જતું કરો.

દ્યૂતકર : ભલે એમ થાઓ.

સંવાહક : (સભિક પાસે જઈને) અર્ધાની હું ખાતરી આપું છું. આપશ્રી મને અર્ધું જતું કરો.

માથુર : શી હરકત છે ? ભલે એમ થાઓ.

સંવાહક : (મોટેથી) સાહેબ ! અર્ધું તમે માફ કર્યું.

માથુર : માફ કર્યું.

સંવાહક : (દ્યૂતકર તરફ) અર્ધું તમે પણ છોડયું.

દ્યૂતકર : છોડયું.

સંવાહક : હવે જઈશ.

માથુર : પેલી દશ સોનામહોર આપી દે. કયાં જાય છે ?

સંવાહક : જુઓ ભાઈઓ ! જુઓ. અરે રે હમણાં જ એકને અર્ધની ખાતરી આપી. બીજાએ અર્ધું માફ કર્યું. તોયે મારી નિરાધારની પાસેથી હમણાં જ માગે છે.

માથુર : (પકડી) લુચ્ચા ! હું ચતુર માથુર છું. અહીં હું નહિ છેતરાઉં. તેથી ઓ દેવાળિયા ! પેલી બધી સોનામહોર હમણાં આપી દે.

સંવાહક : કયાથી આપું ?

માથુર : બાપાને વેચીને આપી દે.

સંવાહક : મારે બાપા કયાં છે ?

માથુર : માને વેચીને આપ.

સંવાહક : મારે મા કયાં છે ?

માથુર : (તારી) પોતાની જાતને વેચીને આપી દે.

સવાહક : મહેરબાની કરો. મને રાજમાર્ગે લઈ જાઓ.

માથુર : આગળ થા.

સંવાહક : એમ થાઓ. (ફરે છે) હે ભાઈઓ ! મને આ સભિકના હાથમાંથી દસ સોનામહોરમાં ખરીદી લો. (આકાશ તરફ જોઈને) શું કહો છો ! 'શું કરીશ' એમ ? તારા ઘરમાં નોકર રહીશ. કેવી રીતે ! ઉત્તર આપ્યા સિવાય જતો રહ્યો. ભલે, એમ ! આ બીજાને કહીશ. (ફરીથી તે જ બોલે છે) શું આ પણ મને તરછોડીને ગયો.

माथुरः—पशरू । [ प्रसर । ]

संवाहकः—एव्वं भोदु । ( परिक्रामति ) अज्जा विकणिध मं इमश्श शहिअश्श हत्थादो दशेहिं शुवण्णकेहिं । ( दृष्ट्वा आकाशे ) किं भणाध-किं कलइश्शशित्ति । गेहे दे कम्मकले हुविश्शम् । कधम् । अदइअ पडिवअणं गदे । भोदु एव्वम् । इमं अण्ण भणइश्शम् । ( पुनस्तदेव पठति । ) कधम् । एशे वि मं अवधीलिअ गदे । हा अज्जचालुदत्तस्स विहवे विहडिदे एशे वट्टामि मन्दभाए । [एवं भवतु ।...आर्याः क्रीणीध्व मामस्य सभिकस्य हस्ताद्दशभिः सुवर्णकैः । ...किं भणथ—किं करिष्यसि इति । गेहे ते कर्मकरो भविष्यामि । कथम् । अदत्त्वा प्रतिवचनं गतः । भवत्वेवम् । इममन्यं भणिष्यामि ।...कथम् । एषोऽपि मामवधीर्य गतः । हा आर्यचारुदत्तस्य विभवे विघटिते एव वर्ते मन्दभागः । ]

माथुरः—ण देहि । [ ननु देहि । ]

संवाहकः—कुदो दइश्शम् । [ कुतो दास्यामि । ] (इति पतति । माथुरः कर्षति । )

संवाहकः—अज्ज पलित्ताअध पलित्ताअध । [ आर्याः परित्रायध्वं परित्रायध्वम् । ]

( ततः प्रविशति दर्दुरकः । )

दर्दुरकः—भो द्यूत हि नाम पुरुषस्यासिंहासनं राज्यम् ।

न गणयति पराभवं कुतश्चिद्धरति ददाति च नित्यमर्थजातम् ।
नृपतिरिव निकाममायदर्शी विभववता समुपास्यते जनेन ॥७॥

अपि च,

द्रव्यं लब्धं द्यूतेनैव दारा मित्रं द्यूतेनैव ।
दत्तं भुक्तं द्यूतेनैव सर्वं नष्टं द्यूतेनैव ॥८॥

अपि च

त्रेताहृतसर्वस्वः पावरपतनाच्च शोषितशरीरः ।
नर्दितदर्शितमार्गः कटेन विनिपातितो यामि ॥९॥

( अग्रतोऽवलोक्य ) अयमस्माकं पूर्वसभिको माथुर इत एवाभिवर्तते । भवतु । अपक्रमितुं न शक्यते । तदवगुण्ठयाम्यात्मानम् । ( बहुविधं नाट्यं कृत्वा स्थितः । उत्तरीयं निरीक्ष्य )

अयं पटः सूत्रदरिद्रतां गतो ह्ययं पटश्छिद्रशतैरलंकृतः ।
अयं पटः प्रावरितुं न शक्यते ह्ययं पटः संवृत एव शोभते ॥१०॥

अथवा किमयं तपस्वी करिष्यति । यो हि,

રામ રામ ! આર્ય ચારુદત્તનો વૈભવ નાશ પામ્યો ત્યારે, કમનસીબ હું આવો બન્યો.

માથુર : કહું છું, આપ.

સંવાહક : કયાંથી આપું ? (પડે છે. માથુર ખેંચે છે.)

સંવાહક : ઓ ભાઈઓ ! બચાવો. (પછી દર્દુરક પ્રવેશ કરે છે.)

દર્દુરક : અરે ! જુગાર ખરેખર માણસનું સિંહાસન વગરનું જ રાજ્ય છે.

(દ્યુત) કોઈ પાસેથી અપમાન ગણતું નથી તથા હંમેશાં ખૂબ પૈસા મેળવે [redacted] અને આપે છે. રાજાની માફક ખૂબ ધન મેળવતું તે ધનવાન મનુષ્યો દ્વારા સેવાય છે. (૭)

અને વળી,

દ્રવ્ય પણ દ્યૂતથી મેળવ્યુ, દ્યૂતથી જ પત્ની પણ મેળવી અને વળી મિત્ર પણ મેળવ્યો. દ્યૂતથી જ દીધું અને ભોગવ્યું. બધું નષ્ટ પણ જુગારથી જ થયું.

અને વળી,

ત્રેતાથી બધું હરાવેલો અને (પાસો) પડવાથી સુકાઈ ગયેલા શરીરવાળો નહિંત (નામના પાસા)થી માર્ગવાળો દેખાય છે. હું કટથી સંપૂર્ણ નાશ પામીને જાઉં છું. (૯)

(આગળ જોઈને) આ અમારો પહેલાંનો સભિક માથુર આ બાજુ જ આવે છે. ઠીક, નાસી શકાય એમ નથી તો મારી જાતને ઓઢીને છુપાવી લઉં. (અનેક અભિનય કરીને ઊભો રહે છે. ઉત્તરીય જોઈને)

આ વસ્ત્ર તાંતરવાંતર થયેલું છે. આ વસ્ત્ર ખરેખર સો સો કાણાંથી શણગારાયેલું છે. આ વસ્ત્ર ઓઢી શકાય એમ નથી. અરે ! આ વસ્ત્ર વાળેલું જ શોભે છે. (૧૦)

અથવા આ બિચારો (મને) શું કરી શકશે ? (હું) કે જે

पादेनैकेन गगने द्वितीयेन च भूतले ।
तिष्ठाम्युल्लम्बितस्तावद्यावत्तिष्ठति भास्करः ॥११॥

माथुर —दापय दापय । [ दापय दापय । ]

संवाहक —कुदो दइश्शम् । [ कुतो दास्यामि । ] ( माथुर कर्षति । )

दर्दुरक —अये किमेतदग्रत । ( आकाशे ) किं भवानाह—अय द्यूतकर सभिकेन खलीक्रियते न कश्चिन्मोचयति इति । नन्वय दर्दुरो मोचयति । ( उपसृत्य ) अन्तरमन्तरम् । ( दृष्ट्वा ) अये कथ माथुरो धूर्त । अयमपि तपस्वी संवाहक

यः स्तब्ध दिवसान्तमानतशिरा नास्ते समुल्लम्बितो
यस्योद्धर्षणलोष्टकैरपि सदा पृष्ठे न जातः किण ।
यस्यैतच्च न कुक्कुरैरहरहर्जङ्घान्तरं चर्व्यते
तस्यात्यायतकोमलस्य सतत द्यूतप्रसङ्गेन किम् ॥१२॥

भवतु । माथुर तावत्सान्त्वयामि । ( उपगम्य ) माथुर अभिवादये ।

( माथुर प्रत्यभिवादयते । )

दर्दुरक —किमेतत् ।

माथुर —अअ दशसुवण्ण धालेदि । [ अयं दशसुवर्णं धारयति । ]

दर्दुरक —ननु कल्यवर्तमेतत् ।

माथुर — दर्दुरकस्य कक्षातलप्लुण्ठीकृत पटमाकृष्य ) भट्टा पश्यत पश्यत । जज्जरपडप्पावुदो अअ पुलिशो दशसुवण्ण कल्लवत्त भणादि । [ भर्तार , पश्यत, पश्यत, जर्जरपटप्रावृतोऽय पुरुषो दशसुवर्णं कल्यवर्तं भणति । ]

दर्दुरक —अरे, मूर्ख नन्वह दशसुवर्णान्कटकरणेन प्रयच्छामि । तत्किं यस्यास्ति धन स किं क्रोडे कृत्वा दर्शयति । अरे

दुर्वर्णोऽसि विनष्टोऽसि दशस्वर्णस्य कारणात् ।
पञ्चेन्द्रियसमायुक्तो नरो व्यापाद्यते त्वया ॥१३॥

माथुर —भट्टा तुए दशसुवण्णु कल्लवत्तु । मए एमु विहवु । [ भर्त तव दशसुवर्णं कल्यवर्तं । ममैष विभव । ]

दर्दुरक —यद्येवम् श्रूयता तर्हि । अन्यांस्तावदस्य सुवर्णानस्यैव प्रयच्छ । अयमपि द्यूत क्रीडतु ।

माथुर —तदो किं भोदु । [ ततः किं भवतु । ]

दर्दुरक —यदि जेष्यति तदा दास्यति ।

ખરેખર—

સૂર્ય જ્યાં સુધી રહે ત્યાં સુધી એક પગ આકાશમાં અને બીજો ધરતી ઉપર રાખીને લટકતો રહી શકું છું. (૧૧)

માથુર : (કોઈ પાસે) અપાવ અપાવ.

સંવાહક : ક્યાંથી આપું ? (માથુર ખેંચે છે.)

દર્દુરક : અરે આ આગળ શું છે ? (આકાશ તરફ) તમે શું કહો છો ? "આ જુગારીને સભિક હેરાન કરે છે. કોઈ છોડાવતું નથી," એમ ? કહું છું, આ દર્દુરક છોડાવશે. (પાસે જઈને) રસ્તો કરો, રસ્તો કરો. (જોઈને) આ શું ? દુષ્ટ માથુર, આ બિચારો સંવાહક

જે સાંજે પડે ત્યાં સુધી ઊંધે માથે સ્થિર લટકી શકે તેમ નથી, જેને સતત પથરાઓ ઘસાવાથી પીઠ ઉપર ચામેઠો પડી ગયો નથી, જેની જાંઘનો અંદરનો ભાગ હમેશાં કૂતરાઓથી કરડાતો નથી તેવા અત્યંત કોમળ માણસે સતત જૂગાર રમવાથી શું લાભ ? (૧૨)

ઠીક જરા માથુરને ઠંડો પાડું. (માથુર પાસે જઈને) માથુર, પ્રણામ કરું છું. (માથુર સામા પ્રણામ કરે છે.)

દર્દુરક : આ શું છે ?

માથુર : આને દસ સોના મહોરોનું દેવું છે.

દર્દુરક : કહું છું, આ તો ઘણી તુચ્છ બાબત છે.

માથુર : (દર્દુરકની બગલમાંથી ગડી વાળેલું કપડું ખેંચીને) ભાઈઓ ! જુઓ જુઓ, જૂના લૂગડાથી વીંટળાયેલો આ માણસ દસ સોનામહોરોને તુચ્છ બાબત કહે છે.

દર્દુરક : અરે મૂર્ખા, હું દસ સોનામહોરો કટ પાસો નાખીને આપું તો શું ? જેની પાસે ધન હોય તે શું ખોળામાં લઈને દેખાડતો હશે ? અરે !

તું નીચ મનનો છે. તું મરેલો (મરવા પડેલો) છે. દસ સોનામહોરોને માટે પાંચે ઇન્દ્રિયથી યુક્ત મનુષ્યને તું મારી નાંખે છે. (૧૩)

માથુર : સાહેબ ! દસ સોનામહોર તમને સહેજ વાત હશે, મારે તો એ વૈભવ છે.

દર્દુરક : જો એમ છે તો સાંભળ. જરા બીજી દશ સોનામહોર આને જ આપ. એ પણ દ્યૂત ભલે રમે.

માથુર : પછી શું થશે ?

દર્દુરક : જો જીતશે તો આપશે.

माथुरः—अह [illegible] जिणादि ।[ अ[illegible] न धयति । ]

दर्दुरकः—तदा न दास्यति ।

माथुरः—अह ण जुत्त जप्पिदुम् । एव्व अकलन्तो तुम पअच्छ धुत्तआ । अहं पि णाम माथुरु धुत्त जूद मित्था आदंसआमि । अण्णस्स वि अहं ण बिभेमि । धुत्ता खण्डिअवुत्ता सि तुमम् । [ अथ न युक्तं जल्पितुम् । एवमाचक्षाणः त्वं प्रयच्छ धूर्तक । अहमपि नाम माथुरो धूर्तो द्यूत मिथ्या दर्शयामि । अन्यस्मादप्यहं न बिभेमि । धूर्त खण्डितवृत्तोऽसि त्वम् । ]

दर्दुरकः—अरे कः खण्डितवृत्तः ।

माथुरः—तुमं क्खु खण्डिअवुत्तो । [ त्वं खलु खण्डितवृत्तः । ]

दर्दुरकः—पिता ते खण्डितवृत्तः । ( संवाहकस्यापक्रमितुं संज्ञां ददाति । )

माथुरः—गोसाविआपुत्ता एव्व ज्जेव जूद तुए सेविदम् । [ वेश्यापुत्र एवमेव द्यूत त्वया सेवितम् ।

दर्दुरकः—मयैव द्यूतमासेवितम् ।

माथुरः—अले संवाहा पअच्छ तं दशसुवण्णम् । [ अरे संवाहक प्रयच्छ तद्दश-सुवर्णम् । ]

संवाहकः—अज्ज दइस्सम् । दाव दइस्सम् । [ अद्य दास्यामि । ताव-द्दास्यामि । ] ( माथुरः कर्षति । )

दर्दुरकः—मूर्ख परोक्षे खलीकर्तुं शक्यते न ममाग्रतः खलीकर्तुम् । (माथुरः संवाहकमाकृष्य घोणाया मुष्टिप्रहारं ददाति । संवाहकः सशोणित मूर्च्छां नाटय भूमौ पतति । दर्दुरक उपसृत्यान्तरयति । माथुरो दर्दुरकं ताडयति दर्दुरको विप्रतीपं ताडयति ।)

माथुरः—अले अले दुट्ठ छिण्णालिआपुत्तअ फलपि पाविहसि । [अरे अरे दुष्ट पुंश्चलीपुत्रक फलमपि प्राप्स्यसि ।]

दर्दुरकः—अरे मूर्ख अहं त्वया मार्गगत एव ताडितः श्वो यदि राजकुले ताडयिष्यसि तदा द्रक्ष्यसि ।

माथुरः—एसु पेक्खिस्सम् । [एष प्रेक्षिष्ये ।]

दर्दुरकः—कथ द्रक्ष्यसि ।

माथुरः—(प्रसार्य चक्षुषी) एव्वं पेक्खिस्सम् । [एव प्रेक्षिष्ये ।] (दर्दुरको माथुरस्य पांसुना चक्षुषी पूरयित्वा संवाहकस्यापक्रमितुं संज्ञां ददाति । माथुरोऽक्षिणी निगृह्य भूमौ पतति संवाहकोऽपक्रामति ।)

दर्दुरकः—(स्वगतम्) प्रधानसभिको माथुरो मया विरोधितः । तन्नात्र युज्यते स्थातुम् । कथितं च मम प्रियवयस्येन शर्विलकेन यथा किल आर्यकनामा गोपालदारकः

માથુર : અને ન જીતે તો ?

દર્દુરક : તો નહિ આપે.

માથુર : હવે બકવું ઠીક નથી ! લુચ્ચા, આમ બોલતો તું જ કાઢ. ઠગારા, હું પણ નામે ધૂર્ત માથુર છું. ધૂતને ખોટું બતાવવું ? બીજાથી પણ હું બીતો નથી. હરામખોર ! તું ભ્રષ્ટચરિત્ર છે.

દર્દુરક : એઈ કોણ ભ્રષ્ટ ચરિત્રવાળો ?

માથુર : ખરેખર તું ભ્રષ્ટ ચરિત્રવાળો.

દર્દુરક : તારો બાપ ભ્રષ્ટ ચરિત્રવાળો. (સંવાહકને જવાની નિશાની કરે છે.)

માથુર : વેશ્યાપુત્ર ! આમ જ તું જુગટું રમ્યો.

દર્દુરક : મેં એમ જુગટું ખેલ્યું ?

માથુર : એ સંવાહક ! પેલી દશ મહોર આપી દે.

સંવાહક : આજે આપીશ, હમણાં આપીશ. (માથુર ખેંચે છે.)

દર્દુરક : મૂરખા ! પીઠ પાછળ ઉતરી શકાશે, મારી નજર સામે ઉતરી નહિ શકાય. (સંવાહકને ખેંચીને માથુર નાકની દાંડી ઉપર એક મુક્કી લગાવે છે. લોહીવાળો સંવાહક મૂર્છાનો અભિનય કરી જમીન ઉપર પડે છે. દર્દુરક પાસે જઈને બેની વચ્ચે જાય છે. માથુર દર્દુરકને મારે છે. દર્દુરક વળતું મારે છે.)

માથુર : અરે એઈ ! દુષ્ટ ! કુલટાના છોકરા ! પરિણામ પણ ભોગવીશ.

દર્દુરક : એ મૂર્ખા ! માર્ગમાં હતો ત્યાં જ તેં મને માર્યો. કાલે રાજદરબારમાં જો મને મારજે પછી જોઈ લેજે.

માથુર : આ જોઈ લઈશ.

દર્દુરક : કેવી રીતે જોઈશ ?

માથુર : (ડોળા ફાડીને) આમ જોઈશ.

(માથુરની આંખો રેતીથી ભરીને દર્દુરક સંવાહકને જવાની સંજ્ઞા કરે છે. માથુર આંખ મીંચી જમીન પર પડે છે. સંવાહક નાસી જાય છે.)

દર્દુરક : (સ્વગત) મુખ્ય સભિક માથુર સાથે મેં વિરોધ કર્યો છે તથા અહીં રોકાવું યોગ્ય નથી. વળી મારા પ્યારા દોસ્ત શર્વિલકે એમ કહ્યું છે કે સાંભળવા પ્રમાણે સિદ્ધની ભવિષ્યવાણી અનુસાર આર્યક નામનો ગોપાલનો પુત્ર

सिद्धादेशेन समादिष्टो राजा भविष्यति इति । सर्वश्चास्मद्विधो जनस्तमनुसरति । तदहमपि तत्समीपमेव गच्छामि । (इति निष्क्रान्तः ।)

संवाहकः—(सत्रासं परिक्रम्य दृष्ट्वा) एशे कश्शवि अणपावुदपक्खदुवालके गेहे । ता एत्थ पविशिश्शम् । (प्रवेशं रूपयित्वा वसन्तसेनामालोक्य) अज्जे शलणागदे म्हि । [एतत्कस्याप्यनपावृतपक्षद्वारकं गेहम् । तदत्र प्रविशामि ।...आर्ये शरणागतोऽस्मि ।

वसन्तसेना—अभअं सरणागदस्स । हञ्जे ढक्केहि पक्खदुआरअम् । [अभयं शरणागतस्य । चेटि पिधेहि पक्षद्वारकम् । ] (चेटी तथा करोति ।)

वसन्तसेना—कुदो दे भअम् । [कुतस्ते भयम् । ]

संवाहकः—अज्जे धणिकादो । [आर्ये धनिकात् । ]

वसन्तसेना—हञ्जे सपदं अवावुणु पक्खदुआरअम् । [चेटि साम्प्रतमपावृणु पक्षद्वारकम् । ]

संवाहकः—(आत्मगतम्) कधं धणिकादो तुलिदं शे भअकालणम् । शुट्ठु क्खु एवं वुच्चदि ।

जे अत्तवलं जाणिअ भालं तुलिदं वहेइ माणुश्शे ।
ताह खलणं ण जाअदि ण अ कन्तालगदो विवज्जदि ॥१४॥

एत्थ लक्खिदोम्हि । [कथं धनिकात्तुलितमस्या भयकारणम् । सुष्ठु खल्वेवमुच्यते ।

य आत्मबलं ज्ञात्वा भारं तुलितं वहति मनुष्यः ।
तस्य स्खलनं न जायते न च कान्तारगतो विपद्यते ।

अत्र लक्षितोऽस्मि । ]

माथुरः—(अक्षिणी प्रमृज्य द्यूतकरं प्रति) अले देहि देहि । (अरे देहि देहि । ]

द्यूतकरः—भट्टा जावदेव अम्हे दद्दुरेण कलहाविदा तावदेव सो गोहो अवक्कन्तो । [भर्तः यावदेव वयं दर्दुरेण कलहायितास्तावदेव स पुरुषोऽपक्रान्तः । ]

माथुरः—तस्स जूदकलस्स मुट्ठिप्पहालेण णासिका भग्गा आसि । ता एहि । रुहिपहं अणुसरेम्ह । [तस्य द्यूतकरस्य मुष्टिप्रहारेण नासिका भग्नासीत् । तदेहि । रुधिरपथमनुसरावः । ]

(अनुसृत्य) द्यूतकरः—भट्टा वसन्तसेणागेहं पविट्ठो सो । [भर्तः वसन्तसेनागृहं प्रविष्टः सः । ]

माथुरः—भूदाइं सुवण्णाइं । [भूतानि सुवर्णानि । ]

द्यूतकरः—लाअउलं गदुअ णिवेदेम्ह । [राजकुलं गत्वा निवेदयामः । ]

રાજા થશે અને અમારા જેવા બધા માણસો તેને અનુસરે છે તેથી હું પણ તેની પાસે જ જાઉં. (જાય છે.)

સંવાહક : (ગભરાયેલો ફરીને, જોઈને) બાજુના ઉઘાડા બારણાવાળું આ કોઈકનું ઘર છે. તેથી અહીં જતો રહું. (પ્રવેશ કરવાનો અભિનય કરીને, વસન્તસેનાને જોઈને) આર્યા ! શરણાગત છું.

વસન્તસેના : શરણાગતને અભય છે. ચેટી ! બાજુનું બારણું બંધ કરી દે. (ચેટી તેમ કરે છે.)

વસંતસેના : તમને કોના તરફથી ભય છે ?

સંવાહક : આર્યા ! ધનિક તરફથી.

વસંતસેના : ચેટી ! હવે આ બાજુનું બારણું ખોલી નાખ.

સંવાહક : (સ્વગત) કેવી રીતે ? લેણદાર તરફના ભયના કારણને આ તુચ્છ ગણે છે. ખરેખર એ ઠીક કહેવાય છે—

પોતાનું બળ જાણીને જે માણસ ગજા પ્રમાણે ભાર વહે છે તેને પડવું પડતું નથી. તે જંગલમાં ( ગયો હોય તોય ) નાશ પામતો નથી. ( ૧૪ ) અહીં હું ઉદાહરણ છું.

માથુર : (આંખો ખંખેરીને દ્યૂતકર તરફ) એ, આપ આપ.

દ્યૂતકર : મહેરબાન ! જ્યારે આપણે દર્દુરક સાથે ઝઘડતા હતા ત્યાં જ એ માણસ નાસી છૂટ્યો.

માથુર : એ જુગારીની નાકની દાંડી મુક્કીના પ્રહારથી ભાગી નાખી હતી. તેથી ચાલ. લોહીના ચીલે તેને અનુસરીએ. (પાછળ જઈને)

દ્યૂતકર : ભાઈ સાહેબ ! એ વસન્તસેનાના ઘરમાં પેઠો છે.

માથુર : મહોરો ગયો ચૂકી (જ સમજવી).

દ્યૂતકર : રાજદરબારમાં જઈને નિવેદન કરીએ.

माथुरः—एसो धुत्तो अदो णिक्कमिअ अण्णत्त गमिस्सदि । ता उअरोधेणेव्व गेण्हेम्ह । [ एष धूर्तोऽतो निष्क्रम्यान्यत्र गमिष्यति । तदुपरोधेनैव गृह्णीवः । ] ( वसन्तसेना मदनिकाया सज्ञां ददाति )

मदनिका—कुदो अज्जो । को वा अज्जो । कस्स वा अज्जो । किं वा वित्तिं अज्जो उवजीअदि । कुदो वा भअम् । [ कुत आर्यः । को वार्य. । कस्य वार्यः । का वा वृत्तिमार्य उपजीवति । कुतो वा भयम् । ]

संवाहकः—सुणादु अज्जआ । अज्जए पाडलिउत्ते मे जम्मभूमी । गहवइदालके हगे । सवाहअस्स वित्तिं उवजीआमि । [शृणोत्वार्या । आर्ये पाटलिपुत्र मे जन्मभूमिः । गृहपतिदारकोऽहम् । संवाहकस्य वृत्तिमुपजीवामि । ]

वसन्तसेना—सुउमारा क्खु कला सिक्खिदा अज्जेण । [ सुकुमारा खलु कला शिक्षितार्येण । ]

संवाहकः—अज्जए कलेत्ति सिक्खिदा । आजीविआ दाणिं संवुत्ता । [ आर्ये कलेति शिक्षिता । आजीविकेदानीं संवृत्ता । ]

चेटी—अदिणिव्विण्ण अज्जेण पडिवअण दिण्णम् । तदो तदो । [ अतिनिर्विण्णमार्येण प्रतिवचन दत्तम् । ततस्ततः । ]

संवाहकः—तदो अज्जए एशे णिअगेहे आहिण्डकाणं मुहादो शुणिअ अपुव्वदेशदंशणकुदूहलेण इह आगदे । इहवि मए पविशिअ उज्जइणिं एक्के अज्जे शुस्सूशिदे । जे तालिशे पिअदंशणे पिअवादी दइअ ण कित्तेदि अवकिदं विसुमलेदि । किं बहुणा पलन्वेण । दक्खिणदाए पलकेलअं विअ अत्ताणअं अवगच्छदि शलणागअवच्छले अ । [ तत आर्ये एष निजगृहआहिण्डकाना मुखाच्छ्रुत्वा पूर्वदेशदर्शनकुतूहलेनेहागतः । इहापि मया प्रविश्योज्जयिनीमेक आर्यः शुश्रूषितः । यस्तादृशः प्रियदर्शनः प्रियवादो दत्वा न कीर्तयति अपकृत विस्मरति । किं बहुना प्रलपितेन । दक्षिणतया परकीयमिवात्मानमवगच्छति शरणागतवत्सलश्च । ]

चेटी—का दाणिं अज्जआए मनोरहन्तरस्स गुणाइं चोरिअ उज्जइणिं अलंकरेदि । [ क इदानीमार्याया मनोरथान्तरस्य गुणांश्चोरयित्वोज्जयिनीमलंकरोति । ]

वसन्तसेना—साहु हञ्जे साहु । मए वि एव्व ज्जेव हिअएण मन्तिदम् । [ साधु चेटि साधु । मयाप्येवमेव हृदयेन मन्त्रितम् । ]

चेटी—अज्ज तदो तदो । [ आर्य ततस्ततः । ]

संवाहकः—अज्ज शे दाणिं अणुक्कोशकिदेहिं पदाणेहि—[ आर्ये स इदानीमनुक्रोशकृतैः प्रदानैः—]

वसन्तसेना—किं उवरदविहवो संवुत्तो । [किमुपरतविभवः संवृत्तः । ]

માથુર : એ હરામખોર અહીંથી નીકળી બીજે જશે. તેથી અહીં ઘેરીને જ પકડીએ.

(વસન્તસેના મદનિકાને નિશાની કરે છે.)

મદનિકા : ક્યાંથી આવો છો, ભાઈ ? આપશ્રી કોણ છો ? અથવા આપશ્રી કોના (સંબંધી) ? આપ શ્રીમાન શો ધંધો કરો છો ? અથવા આપને કોના તરફથી ભય છે ?

સંવાહક : સાંભળો આર્યા બહેન ! પાટલિપુત્ર મારું જન્મસ્થાન છે. હું ગૃહસ્થનો પુત્ર છું. સંવાહકનો ધંધો કરું છું.

વસંતસેના : આપશ્રી ખરેખર સુંદર કળા શીખ્યા છો.

સંવાહક : બહેન ! કળા તરીકે શીખ્યો હતો, હવે આજીવિકા થઈ ગઈ છે.
ચેટી : આપશ્રીએ તો બહુ ખેદ ઉપજાવે તેવો જવાબ આપ્યો. પછી ?

સંવાહક : બહેન ! પછી ઘેર રહ્યો રહ્યો મુસાફરોને મુખેથી (ઉજ્જયિનીની વાત) સાંભળીને પહેલાં ન જોયેલો દેશ જોવાના કુતૂહલથી અહીં આવી રહ્યો. અહીં ઉજ્જયિનીમાં આવીને મેં એક મહાનુભાવની સેવા કરી. એ એવા દેખાવડા ! મીઠા બોલા ! આપીને કોઈને કહે નહીં (અને) અપકાર ભૂલી જાય. વધારે કહેવાથી શું ? વિનયને લીધે પોતાની જાતને પારકી ગણે છે તથા શરણાગત તરફ વત્સલ છે.

ચેટી : બહેનબાના મનમાન્યાના ગુણ ચોરીને હવે કોણ ઉજ્જયિનીમાં વિરાજે છે ?

વસંતસેના : અલી, બરાબર (કહ્યું) બરાબર. મેં પણ મનમાં એવું જ ધાર્યું હતું.

ચેટી : ભાઈ ! પછી, પછી ?

સંવાહક : બહેન ! દયાથી દીધેલાં મોટાં દાનથી તે હવે....

વસન્તસેના : શું વૈભવહીન થઈ ગયા છે ?

સંવાહક : કહ્યા વગર જ આર્યાએ કેવી રીતે જાણ્યું ?

संवाहकः—अणाचक्खिदे ज्जेव कधं अज्जआए विण्णादम् । [अनाख्यातमेव कथमार्यया विज्ञातम् ।]

वसन्तसेना—किं एत्थ जाणीअदि । दुल्लहा गुणा विहवा अ । अपेएसु तडाएसु बहुदर उदअं भोदि । [किमत्र ज्ञायते । दुर्लभा गुणा विभवाश्च । अपेयेषु तडागेषु बहुतरमुदकं भवति ।]

चेटी—अज्ज किं णामधेओ क्खु सो । [आर्य किं नामधेयः खलु सः ।]

संवाहकः—अज्जे के दाणि तस्स भूदलमिअङ्कस्स णामं ण जाणादि । शो क्खु शेट्ठिचत्तले पडिवशादि । श्लाहणिज्जणामधेए अज्जचालुदत्ते णाम । [आर्ये क इदानीं तस्य भूतलमृगाङ्कस्य नाम न जानाति । स खलु श्रेष्ठिचत्वरे प्रतिवसति । श्लाघनीयनामधेय आर्यचारुदत्तो नाम ।]

वसन्तसेना—(सहर्षमासनादवतीर्य) अज्जस्स अत्तणकेरक एदं गेहम् । हञ्जे देहि से आसणम् । तालवेण्टअं गेण्ह । परिस्समो अज्जस्स बाधेदि । [आर्यस्यात्मीयमेतद्गेहम् । चेटि देह्यस्यासनम् । तालवृन्तकं गृहाण । परिश्रम आर्यस्य बाधते ।] (चेटी तथा करोति ।)

संवाहकः—(स्वगतम्) कध अज्जचालुदत्तस्स णामसंकीत्तणेण ईदिशे मे आदले । शाहु अज्जचालुदत्त शाहु । पुहवीए तुमं एक्के जीवशि । शेशे उण जणे शशदि । (इति पादयोर्निपत्य) भोदु अज्जए भोदु । आशणे णिशीददु अज्जआ । [कथमार्यचारुदत्तस्य नामसंकीर्तनेनेदृशो मे आदरः । साधु आर्यचारुदत्त साधु । पृथिव्यां त्वमेको जीवसि । शेषः पुनर्जनः श्वसिति ।....भवत्वार्ये भवतु । आसने निषीदत्वार्या ।]

वसन्तसेना—(आसने समुपविश्य) अज्ज कुदो सो धणिओ । [आर्य कुतः स धनिकः ।]

संवाहकः—

शक्कालधणे क्खु शज्जणे काह ण होइ चलाचले धणे ।
जे पूइदुं पि ण आणादि शे पूआविशेशं पि आणादि ॥१५॥

[सत्कारधनः खलु सज्जनः कस्य न भवति चलाचलं धनम् ।
यः पूजयितुमपि न जानाति स पूजाविशेषमपि जानाति ॥]

वसन्तसेना—तदो तदो । [ततस्ततः ।]

संवाहकः—तदो तेण अज्जेण शवित्ती पलिचालके किदो म्हि । चालित्तावशेशे अ तस्सिं जूदोवजीवि म्हि शंवुत्ते । तदो भाअधेअविशमदाए दशशुवण्णअं जूदे हालिदम् । [ततस्तेनार्येण सवृत्तिः परिचारकः कृतोऽस्मि । चारित्र्यावशेषे च तस्मिन्द्यूतोपजीव्यस्मि संवृत्तः । ततो भागधेयविषमतया दशसुवर्णं द्यूते हारितम् ।]

વસન્તસેના : એમાં શું જાણવું હતું ? ગુણ અને વૈભવ ( જોડે રહે એ ) દુર્લભ છે. ( ન પીવાય તેવા ) તળાવમાં પાણી ઘણુંયે હોય છે.

ચેટી : ભાઈ ! એમનું ખરેખર શું નામ છે ?

સંવાહક : બહેન ! હવે ભૂલોકના તે ચંદ્રનું નામ કોણ નથી જાણતું ? ખરે ! નાણાવટમાં રહે છે. આર્ય ચારુદત્ત એવા યશસ્વી નામવાળા છે.

વસન્તસેના : ( હર્ષથી આસન ઉપરથી ઊતરીને ) આ આપશ્રીનું પોતાનું ઘર છે. ચેટી ! આમને આસન આપ. પંખો નાખ. તેઓશ્રીને થાક લાગ્યો છે. ( ચેટી તેમ કરે છે. )

સંવાહક : ( સ્વગત ) શું આર્ય ચારુદત્તનું નામ લેતાં મારું આવું માન ! વાહ ! આર્ય ચારુદત્ત ! ધરતી ઉપર તમે એકલા જીવો છો, જ્યારે બાકીના શ્વાસ લે છે. ( પગે પડી ) બસ બહેન, બસ ! આપશ્રી આસન પર બેસો.

વસન્તસેના : ( આસન ઉપર બેસીને ) ભાઈ, એ પૈસાદાર ક્યાં છે ?

સંવાહક : ખરેખર.

સજ્જન, ખરેખર સત્કાર રૂપી ધનવાળો હોય છે. ધન તો કોને આવતું કે જતું નથી ? જે પૂજન કરવાનું પણ જાણે નહિ તે વિશિષ્ટ પૂજા તો કેવી રીતે જાણે ?

વસન્તસેના : પછી પછી ?

સંવાહક : પછી તે શ્રીમાને મને પગાર સાથેનો નોકર નીમ્યો તેમનું ચારિત્ર્ય બાકી રહ્યું ત્યારે હું જુગાર પર જીવનારો થયો. પછી નસીબ અવળું હોવાથી ( હું ) જુગટામાં દસ સોનામહોર હારી ગયો.

માથુર : હું નાશ પામ્યો. હું લૂટાયો.

माथुरः—उच्छादिदो म्हि मुसिदोम्हि । [ उत्सादितोऽस्मि । मुषितोऽस्मि । ]

संवाहकः—एदे दे सहिअजूदिअला म अणुसंधअन्ति । शपदं शुणिअ अज्जआ पमाणम् । [ एतौ तौ सभिकद्यूतकरौ मामनुसंधत्तः । साम्प्रत श्रुत्वार्या प्रमाणम् । ]

वसन्तसेना—मदणिए वासपादवविसंठुलदाए पक्खिणो इदो तदो वि आहिण्डन्ति । हञ्जे ता गच्छ । एदाण सहिअजूदिअराणम् अअ अज्जो ज्जेव पडिवादेदि त्ति इमं हत्थाभरणअं तुम देहि । [ मदनिके वासपादपविसण्ठुलतया पक्षिण इतस्ततोऽप्याहिण्डन्ते । चेटि तद्गच्छ । एतयोः सभिकद्यूतकरयोः अयमार्य एव प्रतिपादयतीति इदं हस्ताभरणकं त्व देहि । ] ( इति हस्तात्कटकमाकृष्य चेटयाः प्रयच्छति ।)

चेटी—( गृहीत्वा ) जं अज्जआ आणवेदि । [ यदार्याज्ञापयति । ] ( इति निष्क्रान्ता ।)

माथुरः—उच्छादिदो म्हि । मुसिदो म्हि । [ उत्सादितोऽस्मि । मुषितोऽस्मि । ]

चेटी—जदा एदे उद्ध पेक्खन्ति दीह णीससन्ति अहिलहन्ति अ दुआरणिहिद-लोअणा तधा तक्केमि एदे सहिअजूदिअरा हुविस्सन्ति । ( उपगम्य ) अज्ज वन्दामि । [ यथैतावूर्ध्वं प्रेक्षेते दीर्घं निश्वसतः अभिलपतश्च द्वारनिहितलोचनौ तथा तर्कयामि एतौ तौ सभिकद्यूतकरौ भविष्यतः ।...आर्य वन्दे । ]

माथुरः—सुह तुए होदु । [ सुखं तव भवतु । ]
चेटी—अज्ज कदमो तुम्हाणं सहिओ । [ आर्य कतरो युवयोः सभिकः ।]

माथुरः—

कस्स तुहं तणुमज्झे अहरेण रददट्ठदुव्विणीदेण ।
जम्पसि मणोहलवअण आलोअन्ती कडक्खेण ॥१६॥

णत्थि मम विहवो । अण्णत्त वअ ।

[ कस्य त्व तनुमध्ये अधरेण रतदष्टदुर्विनीतेन ।
जल्पसि मनोहरवचनमालोकयन्ती कटाक्षेण ॥
नास्ति मम विभवः । अन्यत्र व्रज । ]

चेटी—जइ ईदिसाइं ण मन्तेसि ता ण होसि जूदिअरो । अत्थि कोवि तुम्हाणं धारओ । [ यदीदृशानि ननु मन्त्रयसे तदा न भवसि द्यूतकरः । अस्ति कोऽपि युवयोः धारकः । ]

माथुरः—अत्थि । दसमुवण्णं धारेदि । किं तस्स । [ अस्ति । दशसुवर्णं धारयति । किं तस्य । ]

સંવાહક : આ તો સભિક અને દ્યુતકર મારી પૂંઠે પડ્યા છે હવે સાંભળીને આર્યા પ્રમાણ છે.

વસંતસેના : મદનિકા, રહેઠાણના વૃક્ષની અસ્થિરતાને લીધે પંખી પણ અહીં તહીં ભટકે છે ! તો જા, આ સભિક અને દ્યુતકરને 'આ ભાઈ જ આપે છે, એમ કહી, આ હાથનું આભૂષણ તું આપ. (હાથમાંથી કંકણ કાઢીને ચેટીને આપે છે.)

ચેટી : (લઈને) જેવી બહેનની આજ્ઞા. (બહાર જાય છે.)

માથુર : નાશ પામ્યો છું. ઠગાયો છું.

ચેટી : કેમકે આ બન્ને ઊંચે જુએ છે, લાંબા નિસાસા મૂકે છે, કળકળે છે અને બારણાં ઉપર મીટ માંડી રહ્યા છે. તેથી ધારું છું (કે) આ બંને સભિક અને દ્યુતકર હશે. (પાસે જઈને) ભાઈ જય જય.

માથુર : તારું કલ્યાણ થાઓ.

ચેટી : ભાઈ ! તમારા બેમાંથી સભિક કયો ?

માથુર :

ઓ પાતળી કેડવાળી ! કટાક્ષથી જોતી તું ખરાબ (અને) રતિ ક્રીડામાં કરડાયેલા અધરોષ્ઠથી મનહર વચન કોને કહે છે ? (૧૬)

મારી પાસે ધન નથી. બીજે જા. .

ચેટી : જો આવું બોલે છે તો ખરેખર તું જુગારી નથી. કોઈક તમારો કરજદાર છે ?

માથુર : છે. દશ સુવર્ણ ધારે છે. તેનું શું ?

चेटी—तस्स कारणादो अज्जअ इम हत्थाभरणं पडिवादेदि । णहि णहि । सो ज्जेव पडिवादेदि । [ तस्य कारणादार्येद हस्ताभरणं प्रतिपादयति । नहि नहि । स एव प्रतिपादयति । ]

माथुरः—( सहर्षं गृहीत्वा ) अले भणेशि तं कुलपुत्तम्—भूदं तुए गण्डे । आलच्छ । पुणा जूदं रमअ । [ अरे भणसि तं कुलपुत्रम् —भूतस्तव गण्डः । आगच्छ । पुनर्द्यूत रमस्व । ] ( इति निष्क्रान्तौ ।)

चेटी—( वसन्तसेनामुपसृत्य ) अज्जए परितुट्टा गदा सहिअजूदिअरा । [ आर्ये परितुष्टौ गतो सभिकद्युतकरो । ]

वसन्तसेना—ता गच्छदु । अज्ज बन्धुअणो समस्ससदु । [ तद्गच्छतु । अद्य बन्धुजनः समाश्वसितु । ]

संवाहकः—अज्जए जइ एव्वं ता इअं कला पलिअणहत्थगदा कलीअदु । [आर्ये यद्येव तदियं कला परिजनहस्तगता क्रियताम् । ]

वसन्तसेना—अज्ज जस्स कारणादो इयं कला सिक्खीअदि सो ज्जेव अज्जेण सुस्सिदपुरुवो सुस्सूसिदव्वो । [ आर्य यस्य कारणादियं कला शिक्ष्यते स एवार्येण शुश्रुतपूर्वः शुश्रु षयितव्यः । ]

संवाहकः—( स्वगतम् ) अज्जआए णिउअं पच्चादिट्ठो म्हि । कधं पच्चुवकलिश्शम् । ( प्रकाशम् ) अज्जए अहं एदिणा जूदिअलावमाणेण शक्कशमणके हुविश्शम् । ता शवाहके जूदिअले शक्कशमणके शवुत्तेत्ति शुमलिदव्वा अज्जआए एदे अक्खलु । [ आर्यया निपुणं प्रत्यादिष्टोऽस्मि । कथ प्रत्युपकरिष्ये ।....आर्ये अहमेतेन द्युतकरापमानेन शाक्यश्रमणको भविष्यामि । तत्संवाहको द्युतकरः शाक्यश्रमणकः संवृत इति स्मर्तव्यान्यार्यया एतदक्षराणि । ]

वसन्तसेना—अज्ज अलं साहसेण । [ आर्य अल साहसेन । ]

संवाहकः—अज्जए कले णिच्चए । ( इति परिक्रम्य )

जूदेण तं कदं मे जं वीहत्थं जणश्श शव्वश्श ।
एण्हिं पाअडशीशो णलिन्दमग्गेण विहलिश्शम् ॥१७॥

[ आर्ये कृतो निश्चयः ।...
द्यूतेन तत्कृतं मम यद्विहस्त जनस्य सर्वस्व ।
इदानीं प्रकटशीर्षो नरेन्द्रमार्गेण विहरिष्यामि ॥ ]

( नेपथ्ये कलकलः )

ચેટી : તેને માટે બહેન આ હાથનું ઘરેણું મોકલાવે છે ના, ના. એ જ મોકલાવે છે.

માથુર : (હર્ષથી લઈને) અરે ! આ ભલા મનુસને કહેજે "તારુ ચૂકતે થઈ ગયું, ચાલ ફરી જુગટું રમ" (બહાર જાય છે)

ચેટી : (વસન્તસેના પાસે જઈને) બહેન ! સભિક અને દ્યૂતકર સંતોષાઈ ગયા છે.

વસંતસેના : તો જાઓ, આજ સ્વજનોને આશ્વાસન આપો.

સંવાહક : બહેન ! જો એમ છે તો આ કળા (તમારા) પરિજનને હસ્તગત કરો.

વસતસેના : ભાઈ ! જેને માટે આ કળા શીખાઈ તે જ આપશ્રીએ પહેલા સેવેલાની સેવા કરો.

સંવાહક : (સ્વગત) આર્યાએ મને ચતુરાઈથી અવગણ્યો. વળતો ઉપકાર કેવી રીતે કરું ? (મોટેથી) બહેન ! આ જુગારીના અપમાનથી હું બુદ્ધ સાધુ થઈશ. તો સંવાહક જુગારી બૌદ્ધ સાધુ થઈ ગયો એમ આ અક્ષરો આર્યાએ યાદ રાખવા.

વસંતસેના : ભાઈ ! સાહસથી દૂર રહો.

સંવાહક : બહેન !નિશ્ચય કરી લીધો. (ફરીને)

જુગટાએ : મારું તે કર્યું કે જેણે મને સમસ્ત વિશ્વમાં (અથવા બધા લોકોમાં) નિરાધાર કર્યો હતો. હવે માથું ઊંચું રાખીને હું રાજમાર્ગે વિહરીશ. (૧૭)

(પડદા પાછળ અવાજ)

सवाहकः—( आकर्ण्य ) अले किं ण्णेदम् । ( आकाशे ) किं भणाध एशे क्खु वशन्तशेणआए खुण्टमोडके णाम दुट्टहत्थी विअलेदि त्ति । अहो अज्जआए गन्धगअ पेक्खिस्सं गदुअ । अह वा किं मम एदिणा । जधाववशिद अणुचिट्ठिश्शम् । [ अरे किं न्विदम् ।... किं भणत–एष खलु वसन्तसेनायाः खुण्टमोडको नाम दुष्टहस्ती विचरति इति । अहो आर्याया गन्धगजं प्रेक्षिष्ये गत्वा । अथवा किं ममैतेन । यथा व्यवसितमनुष्ठास्यामि । (इति निष्क्रान्तः ।)

( ततः प्रविशत्यपटीक्षेपेण प्रहृष्टो विकटोज्ज्वलवेशः कर्णपूरकः ।)

कर्णपूरकः—कहिं कहिं अज्जआ । [ कुत्र कुत्रार्या । ]

चेटी—दुम्मणुस्स किं ते उव्वेअकालण ज अग्गदो वट्टिदं अज्जअं ण पेक्खसि । [ दुर्मनुष्य किं त उद्वेगकारण यदग्रतोऽवस्थितामार्यां न प्रेक्षसे । ]

कर्णपूरक—( दृष्ट्वा ) अज्जए वन्दामि । [ आर्ये वन्दे । ]

वसन्तसेना—कण्णऊरअ परितुट्ठमुहो लक्खीअसि ता किं ण्णेदम् । [ कर्णपूरक परितुष्टमुखो लक्ष्यसे । तत्किं न्विदम् । ]

कर्णपूरक—( सविस्मयम् ) अज्जए वञ्चिदासि जाए अज्ज कण्णऊरअस्स परक्कमो ण दिट्ठो । [ आर्ये वञ्चितासि यया‍द्य कर्णपूरकस्य पराक्रमो न दृष्टः । ]

वसन्तसेना—कण्णऊरअ किं किम् । [ कर्णपूरक किं किम् । ]

कर्णपूरकः—सुणादु अज्जआ । जो सो अज्जआए खुण्टमोडओ णाम दुट्ठ-हत्थी सो आलाणत्थम्भं भञ्जिअ महमेत्थं वावादिअ महन्तं सक्खोहं करन्तो राअमग्गं ओदिण्णो । तदो एत्थन्तरे उग्घुट्ठं जणेण—

अवणेध बालअजणं तुरिदं आरुहध वुक्खपासादम् ।
किं ण हु पेक्खध पुरदो दुट्ठो हत्थी इदो एदि ॥ १८॥

अवि अ

विचलइ णेउरजुअलं छिज्जन्ति अ मेहला मणिक्खइआ ।
वलआ अ सुन्दरदरा रणअङ्कुरजालपडिवद्धा ॥१९॥

तदो तेण दुट्ठहत्थिणा कलचलणरदणेहिं फुल्लणलिणि विअ णअरिं उज्जइणि अव-गाहमाणेण समासादिदो परिव्वाजओ । तञ्च परिब्भट्ठदण्डकुण्डिआभाणं सीअरेहिं सिञ्चिअ दन्तन्तरे क्खिवन्त पेक्खिअ पुणोवि उग्घुट्ट जणेण-हा परिव्वाजओ वावादीअदि त्ति । [शृणोत्वार्या । य स आर्यायाः खुण्टमोडको नाम दुष्टहस्ती स आलानस्तम्भं भङ्क्त्वा महामात्रं व्यापाद्य महान्तं संक्षोभं कुर्वन्राजमार्गमवतीर्णः । ततोऽत्रान्तरे उद्घुष्टं जनेन—

સંવાહક : ( સાંભળીને )અરે ! શું હશે આ ? (અમારા તરફ) શું કહો છો ? આ ખરેખર વસંતસેનાનો ખુણ્ટમોડક નામનો દુષ્ટ હાથી ભાગે છે એમ ! ઓહો. આર્યાનો ગંધગજ જઈને જોઈશ. અથવા મારે એથી શું ? નિશ્ચય કર્યા પ્રમાણે કરીશ.

( બહાર જાય છે. )

(પછી પડદો ખસેડી એકદમ ઉજ્જ્વળ વેશવાળો હરખાતો કર્ણપૂરક પ્રવેશ કરે છે.)

કર્ણપૂરક : ક્યા ? આર્યા ક્યા છે ?

ચટી : બેવકૂફ ! તારા ઉદ્વેગનું શું કારણ છે કે આગળ ઊભેલાં બહેનને જોતો નથી !

કર્ણપૂરક : ( જોઈને ) આર્યા ! પ્રણામ.

વસન્તસેના : કર્ણપૂરક ! ( તું ) ખુશ ખુશાલ મુખવાળો જણાય છે તો આ ખરેખર શું છે ?

કર્ણપૂરક : ( વિસ્મય સાથે) બહેન ! તમે છેતરાયાં ( કે ) જેમણે આજે કર્ણપૂરકનું પરાક્રમ ન જોયું.

વસન્તસેના : કર્ણપૂરક, શું ? શું ?

કર્ણપૂરક : સાંભળો બહેન, પેલો જે બહેનનો ખુણ્ટમોડક નામનો ખડમાસ હાથી હતો તે બાંધવાનો થાંભલો તોડીને, મહાવતને મારીને, ભારે ખળભળાટ મચાવતા રાજમાર્ગે ઊતર્યો. પછી થોડીવારમાં લોકોએ બૂમરાણ કરી.

બાળકોને લઈ લો. એકદમ ઝાડ ઉપર (કે ) ઘર ઉપર ચઢી જાઓ. ખરેખર આગળ જોતા નથી ? દુષ્ટ હાથી આ બાજુ આવે છે. ( ૧૮ )

નૂપુરની જોડ પડી જાય છે. અને રત્નજડિત કંદોરા તૂટી જાય છે. રત્નોના અંકુરની જાળીથી ભરેલાં વધારે સુંદર કંકણ પણ તૂટી જાય છે. ( ૧૯ )

પછી ખીલેલા કમળવાળું સરોવર હોય તેમ ઉજ્જયિની નગરીમાં સૂંઢથી, પગથી અને દાંતથી તરખાટ મચાવતો તે બદમાશ હાથી (કોઈ) સાધુ આગળ આવ્યો અને જેનાં દંડ, કમંડળ અને પાત્ર પડી ગયાં છે તેવા તેને (સૂંઢમાં ભરેલા) પાણીથી છાંટીને દંતશળમાં પકડાયેલો જોઈને વળી પાછી લોકોએ બૂમરાણ કરી કે અરેરે કોઈ જતિને મારી નાખે છે.

अपनयत बालकजनं त्वरितमारोहत वृक्षप्रासादम् ।
किं न खलु प्रेक्षध्वं पुरतो दुष्टो हस्ती इत एति ॥
विचलति नूपुरयुगलं छिद्यन्ते च मेखला मणिखचिताः ।
वलयाश्च सुन्दरतरा रत्नाङ्कुरजालप्रतिबद्धाः ॥

ततस्तेन दुष्टहस्तिना करचरणरदनैः फुल्लनलिनीमिव नगरीमुज्जयिनीमवगाहमानेन समासादितः परिव्राजकः । तं च परिभ्रष्टदण्डकुण्डिकाभाजनं शीकरैः सिक्त्वा दन्तान्तरे क्षिप्तं प्रेक्ष्य पुनरप्युद्घुष्टं जनेन—हा परिव्राजको व्यापाद्यते इति । ]

वसन्तसेना—(ससंभ्रमम्) अहो पमादो अहो पमादो । [अहो प्रमादः अहो प्रमादः ।]

कर्णपूरकः—अलं संभमेण । सुणादु दाव अज्जआ । तदो विच्छिण्णविसंठुलसिङ्खलाकलावअं उव्वहन्तं दन्तन्तरपरिग्गहिदं परिव्वाजअं उव्वहन्तं तं पेक्खिअ कण्णऊरएण मए —णहि णहि अज्जआए अण्णपिण्डउट्टेण दासेण वामचलणेण जुदलेक्खअं उग्घुसिअ उग्घुसिअ तुरिदं आवणादो लोहदण्डं गेण्हिअ आआरिदो सो दुट्टहत्थी ।

[अलं संभ्रमेण । शृणोतु तावदार्या । ततो विच्छिन्नविसंष्ठुलशृङ्खलाकलापमुद्वहन्तं दन्तान्तरपरिगृहीतं परिव्राजकमुद्वहन्तं तं प्रेक्ष्य कर्णपूरकेण मया—नहि, नहि आर्याया अन्नपिण्डपुष्टेन दासेन—वामचरणेन द्यूतलेखकम् उद्घुष्योद्घुष्य त्वरितमापणाल्लोहदण्डं गृहीत्वाकारितः स दुष्टहस्ती ।]

वसन्तसेना—तदो तदो [ततस्ततः । ]

कर्णपूरकः—

**आहणिऊण सरोसं तं हत्थि विञ्झसैलसिहराभम् ।**
**मोआविओ मए सो दन्तन्तरसंठिओ परिव्वाजओ ॥२०॥**

[आहत्य सरोषं तं हस्तिनं विन्ध्यशैलशिखराभम् ।
मोचितो मया स दन्तान्तरसंस्थितः परिव्राजकः ॥ ]

वसन्तसेना—सुट्ठु दे किदम् । तदो तदो । [सुष्ठु त्वया कृतम् । ततस्ततः । ]

कर्णपूरकः—तदो अज्जए साहु रे कण्णऊरअ साहु त्ति एत्तिअमेत्तं भणन्ती विसमभरक्कन्ता विअ णावा एक्कदो पल्हत्था सअला उज्जइणी आसि । तदो अज्जए एक्केण सुण्णाइं आहरणट्ठाणाइं परामसिअ उड्ढं पेक्खिअ दीहं णीससिअ अअं पावारओ मम उवरि क्खित्तो । [ तत साधु रे आर्य कर्णपूरक साधु इत्येतावन्मात्रं भणन्ती विषमभराक्रान्ता इव नौः एकतः पर्यस्ता सकलोज्जयिन्यासीत् । तत आर्ये एकेन शून्यान्याभरणस्थानानि परामृश्य ऊर्ध्वं प्रेक्ष्य दीर्घं निःश्वस्यायं प्रावारको ममोपरि क्षिप्तः । ]

वसन्तसेना—कण्णऊरअ जाणीहि दाव किं एसो जादीकुसुमवासिदो पावारओ ण वेत्ति । [ कर्णपूरक जानीहि तावत्किमेष जातिकुसुमवासितः प्रावारको न वेति । ]

વસન્તસેના : (સંભ્રમ સાથે) અરે ! કેવી અસાવધતા, કેવી અસાવધતા !

કર્ણપૂરક : ઉશ્કેરાટ ન કરો, બહેન ! જરા સાંભળો. પછી તૂટેલી, અને સરી પડતી સાંકળનો ભારો વહેતા અને દંતૂશળની વચ્ચે પકડાયેલા સાધુને ઘસડાતો જોઈને બંદા કર્ણપૂરક—ના ના, બહેનના અન્નના કોળિયા ખાઈને ઉછરેલા દાસે, વાંકુંચૂકું ચાલીને અને (દ્યૂતલેખકને) બૂમો પાડી પાડીને એકદમ દુકાનમાંથી લોઢાનો દંડ ખેંચીને તે દુષ્ટ હાથીને પડકાર કર્યો.

વસન્તસેના : પછી ? પછી ?

કર્ણપૂરક :

વિંધ્ય પર્વતના શિખર જેવી કાંતિવાળા તે ઉશ્કેરાયેલા હાથીને મારીને મેં તે દાંતની વચ્ચે રહેલા સાધુને છોડાવ્યો. (૨૦)

વસન્તસેના : તેં ઠીક કર્યું. પછી ? પછી ?

કર્ણપૂરક : બહેન ! પછી, શાબાશ ! આ કર્ણપૂરક શાબાશ ! એમ માત્ર એટલું જ બોલતી આખી ઉજ્જયિની ગમે તેમ (એક બાજુ) ભરેલા ભારથી નમેલી હોડીની માફક એક તરફ ઊમટી. પછી બહેન ! ઘરેણાં વગરની જગ્યાને સ્પર્શતા એક જણે ઊંચે જોઈ, દીર્ઘ નિશ્વાસ નાખીને આ ઉપરણો મારા ઉપર નાંખ્યો.

વસન્તસેના : કર્ણપૂરક ! જરા જો કે એ ઉપરણો જાતિ પુષ્પથી સુગંધિત છે કે નહિ !

कर्णपूरकः—अज्जए मदगन्धेण सुट्ठु त गन्धं ण जाणामि। [ आर्ये मदगन्धेन सुष्ठु त गन्धं न जानामि। ]

वसन्तसेना—णाम पि दाव पेक्ख। [ नामापि तावत्प्रेक्षस्व। ]

कर्णपूरक —इम णाम अज्जआ एव्व वाएदु। [ इद नाम आर्यैव वाचयतु। ] ( इति प्रावारकमुपनयति।)

वसन्तसेना—अज्जचारुदत्तस्स। [ आर्यचारुदत्तस्य। ] ( इति वाचयित्वा सस्पृहं गृहीत्वा प्रावृणोति )

चेटी—कण्णऊरअ सोहदि अज्जआए पावारओ। [ कर्णपूरक शोभत आर्याया: प्रावारक । ]

कर्णपूरक —आ सोहदि अज्जआए पावारओ। [ आ शोभत आर्याया प्रावारक । ]

वसन्तसेना—कण्णऊरअ इद दे पारितोसिअम्। [ कर्णपूरक इद ते पारितोषिकम्। ] ( इत्याभरण प्रयच्छति।)

कर्णपूरक —( शिरसा गृहीत्वा प्रणम्य च ) सपद सुट्ठु सोहदि अज्जआए पावारओ। [ साप्रत सुष्ठु शोभत आर्याया प्रावारक । ]

वसन्तसेना—कण्णऊरअ एदाए वेलाए कहिं अज्जचारुदत्तो ? [ कर्णपूरक एतस्या वेलाया कुत्रार्यचारुदत्त:। ]

कर्णपूरक —एदेण ज्जेव मग्गेण पवुत्तो गन्तु गेहम्। [ एतेनैव मार्गेण प्रवृत्तो गन्तुं गेहम्। ]

वसन्तसेना—हञ्जे उवरिदण अलिन्दअ आरुहिअ अज्जचारुदत्त पेक्खेम्ह। [ चेटि उपरितनमलिन्दकमारुह्यार्यचारुदत्तं पश्याम। ]

( इति निष्क्रान्ताः सर्वे। )

इति द्यूतकरसंवाहको नाम द्वितीयोऽङ्कः।

# तृतीयोऽङ्कः

( तत प्रविशति चेटः । )

चेटः—

सुअणे क्खु भिच्चाणुकम्पके शामिए णिद्धणके वि शोभदे ।
पिशुणे उण दव्वगव्विदे दुक्कले क्खु पलिणामदालुणे ॥१॥

अवि अ,

शश्शपलक्कबलद्दे ण शक्कि वालिदुं
अण्णकलत्तपशत्ते ण शक्कि वालिदुम् ।
जूदपशत्तमणुश्शे ण शक्कि वालिदुं
जे वि शहाविअदोशे ण शक्कि वालिदुम् ॥२॥

[ सुजनः खलु भृत्यानुकम्पकः स्वामी निर्धनकोऽपि शोभते ।
पिशुनः पुनर्द्रव्यगर्वितो दुष्करः खलु परिणामदारुणः ॥१॥

अपि च,

सस्यलम्पबलीवर्दो न शक्यो वारयितु-
मन्यकलत्रप्रसक्तो न शक्यो वारयितुम् ।
द्यूतप्रसक्तमनुष्यो न शक्यो वारयितु
योऽपि स्वाभाविकदोषो न शक्यो वारयितुम् ॥२॥ ]

का वि वेला अज्जचालुदत्तश्श गन्धव्वं शुणिदुं गदश्श । अदिक्कमदि अद्धलत्तणी । अज्ज वि ण आअच्छदि । ता जाव बाहिलदुआलशालाअए गदुअ शुविश्शम् । [ काऽपि वेलाऽऽर्यचारुदत्तस्य गान्धर्वं श्रोतुं गतस्य । अतिक्रमत्यर्धरजनी । अद्यापि नागच्छति । तद्यावद्बहिर्द्वारशालायां गत्वा स्वप्स्यामि । (इति तथा करोति) । ]

(ततः प्रविशति चारुदत्तो विदूषकश्च ।)

चारुदत्तः—अहो साधु साधु रेभिलेन गीतम् । वीणा हि नामासमुद्रोत्थितं रत्नम् । कुतः ।

उत्कण्ठितस्य हृदयानुगुणा वयस्या
संकेतके चिरयति प्रवरो विनोदः ।
संस्थापना प्रियतमा विरहातुराणां
रक्तस्य रागपरिवृद्धिकरः प्रमोदः ॥३॥

विदूषकः—भो एहि । गेहं गच्छेम्ह । [ भो एहि । गृहं गच्छावः । ]

चारुदत्तः—अहो सुष्ठु भावरेभिलेन गीतम् ।

## અંક ત્રીજો

(પછી ચેટ પ્રવેશ કરે છે.)

ચેટ—

ખરેખર નોકરો તરફ દયાળુ સજ્જન સ્વામી નિર્ધન તોયે સારો છે જ્યારે, પૈસાથી છકેલો, ખરાબ, પરિણામે ભયંકર (સ્વામી) ખરેખર દુઃખથી સેવાય તેવો હોય છે. (૧)

અને વળી,

ધાનના લોભી બળદને વારી શકાતો નથી, બીજાની પત્નીમા આસક્ત માણસને વારી શકાતો નથી, જુગટામા ઘેલા માણસને વારી શકાતો નથી, જે કાઈ સ્વાભાવિક દોષ હોય તેને દૂર કરી શકાતો નથી. (૨)

આર્ય ચારુદત્તને સગીત જલસો સાભળવા ગયે કેટલોય વખત થઈ ગયો. મધરાત વીતી જાય છે હજીયે આવ્યા નથી. ત્યારે જરા બહારના બારણાની ઓસરીના જઈને સુઈ રહુ (તે પ્રમાણે કરે છે.)

( ત્યારબાદ ચારુદત્ત અને વિદૂષક પ્રવેશ કરે છે. )

ચારુદત્ત ' અહો ! અહો ! સુદર ' રેભિલે સુદર ગાયું. વીણા ખરેખર સમુદ્રમાથી નહિ ઉત્પન્ન થયેલું જ રત્ન છે. કારણ કે—

ઉત્કંઠિતના હૃદયને અનુરૂપ સખી છે, સકેત કરનાર (પ્રિયજન) વાર લગાડે તો ઉત્કૃષ્ટ વિનોદ છે, વિરહાકુલોનું અત્યંત પ્રિય આશ્વાસન છે, પ્રેમીના પ્રણયની અભિવૃદ્ધિ કરનાર પ્રમોદ છે. (૩)

વિદૂષક : અરે, ચાલો ઘેર જઈએ.

ચારુદત્ત : વાહ ! ભાઈ રેભિલે સુંદર ગાયું.

विदूषकः—मम दाव दुवेहिं ज्जेव्व हस्सं आअदि। इत्थिआए सक्कअं पठन्तीए मणुस्सेण अ काअलीं गाअन्तेण। इत्थिआ दाव सक्कअं पठन्ती दिण्णणवणस्सा विअ गिट्ठी अहिअं सुसुआअदि। मणुस्सो वि काअलीं गाअन्तो सुक्खसुमणोदामवेट्ठिदो विअ मन्तं जवन्तो दिढ मे ण रोअदि। [मम तावद् द्वाभ्यामेव हास्यं जायते। स्त्रिया संस्कृतं पठन्त्या मनुष्येण च काकलीं गायता। स्त्री तावत्संस्कृतं पठन्ती दत्तनवनस्येव गृष्टिरधिकं सूसूशब्दं करोति। मनुष्योऽपि काकलीं गायञ्छुष्कसुमनोदामवेष्टितो वृद्धपुरोहित इव मन्त्रं जपन्दृढं मे न रोचते।]

चारुदत्तः—वयस्य सुष्ठु खल्वद्य गीतं भावरेभिलेन। न च भवान्परितुष्टः।

रक्तं च नाम मधुरं च समं स्फुटं च
भावान्वितं च ललितं च मनोहरं च।
किं वा प्रशस्तवचनैर्बहुभिर्मदुक्तै-
रन्तर्हिता यदि भवेद्वनितेति मन्ये ॥४॥

अपि च

तं तस्य स्वरसंक्रमं मृदुगिरः श्लिष्टं च तन्त्रीस्वनं
वर्णानामपि मूर्च्छनान्तरगतं तारं विरामे मृदुम्।
हेलासंयमितं पुनश्च ललितं रागद्विरुच्चारितं
यत्सत्यं विरतेऽपि गीतसमये गच्छामि शृण्वन्निव ॥५॥

विदूषकः—भो वअस्स आवण-न्तरच्छाविहाएसु सुद कुक्कुरा वि सुत्ता। ता गेहं गच्छेम्ह। (अग्रतोऽवलोक्य) वअस्स पेक्ख पेक्ख। एसो वि अन्धआरस्स विअ अवआसं देन्तो अन्तरिक्खपासादादो ओदरदि भअवं चन्दो। [भो वयस्य आपणान्तररथ्याविभागेषु सुप्ता कुक्कुरा अपि सुप्ताः। तद्गृहं गच्छावः।...वयस्य पश्य पश्य एषोऽप्यन्धकारस्येवावकाशं ददन्नन्तरिक्षप्रासादादवतरति भगवाञ्चन्द्रः।]

चारुदत्त—सम्यगाह भवान्।

असौ हि दत्त्वा तिमिरावकाशमस्तं व्रजत्युन्नतकोटिरिन्दुः।
जलावगाढस्य वनद्विपस्य तीक्ष्णं विषाणाग्रमिवावशिष्टम् ॥६॥

विदूषकः—भो इदं अम्हाणं गेहम्। वड्ढमाणअ वड्ढमाणअ उग्घाटेहि दुआरअम्। [भोः इदमस्माकं गेहम्। वर्धमानक वर्धमानक उद्घाटय द्वारम्।]

[વિદૂષક : મને ત્યારે બે વસ્તુથી જ હસવું આવે છે. (એક) સ્ત્રી સંસ્કૃત બોલે તે (સાભળીને) અને (બીજું) પુરુષ "કાકલી" ગાય તે. હવે સંસ્કૃત બોલતી સ્ત્રી નની નાથેલી ગાયની માફક સૂ સૂ અવાજ કરે છે. સૂકાં ફૂલની માળાથી વીંટળાયેલા મંત્ર જપતા ઘરડા પુરોહિત જેવો ઊંચે સાદે ગાતો માણસ પણ મને બિલકુલ ગમતો નથી. ]

ચારુદત્ત : દોસ્ત ! ખરેખર આજે ભાઈ રેભિલે સુંદર ગાયું અને તું ધરાયો નથી ?

— ખરેખર, પ્રેમથી ભરપૂર, મધુર તથા એક સરખું અને સમજાય તેવું, ભાવથી યુક્ત, સુંદર તથા મનોહર ! અથવા મારા બોલેલા બહુ પ્રશંસાના શબ્દોથી શું ? કદાચ વનિતા જ છુપાઈ હશે એમ હું માનું છું. (૪)

તેમજ—

કોમળ કંઠ સ્વરવાળા તેનો તે સ્વરનો આરોહ-અવરોહ અને સુસંબદ્ધ વીણાનો આવાજ ! વળી અક્ષરોની મૂર્છના વચ્ચે રહેલું ઊંચું, અંતે ધીમું સહેલાઇથી નિયમિત તેમ જ સુંદર રાગમાં (અથવા ભાવમાં) બે વખત ગવાયેલું ! જો સાચુ કહું, તો ગીતનો સમય જતો રહ્યો છે તો પણ જાણે (તને હજુય) સાંભળતો જ જાઉં છું (૫)

વિદૂષક : એ ભાઈસાહેબ ! બજાર વચ્ચે રસ્તે (રખડતા) કૂતરાં પણ સુખેથી સૂતા છે. તો ઘેર જઈએ. (આગળ જોઈને) મિત્ર ! જુઓ જુઓ, અન્ધકારને માર્ગ આપતા હોય તેમ આ ભગવાન ચન્દ્ર પણ વ્યોમ રૂપી પ્રાસાદ ઉપરથી નીચે ઊતરે છે.

ચારુદત્ત : તેં ઠીક કહ્યું.

જળમાં ડૂબેલા જંગલી હાથીની (પાણીમાંથી) અધ્ધર રહેલી તીક્ષ્ણ દાંતની અણી જેવો ઊંચી ટોચવાળો ચંદ્ર, અંધકારને અવકાશ આપીને આ ખરેખર અસ્ત પામે છે. (૬)

વિદૂષક : અરે ! આ રહ્યું આપણું ઘર. વર્ધમાનક ! એ વર્ધમાનક ! બારણું ખોલ.

चेट —अज्जमित्तेआइ शलशजोए शुणीअदि । आगदे अज्जचालुदत्ते । ता जाव दुआलअरो उग्घाटेमि । ( तथा कृत्वा ) अज्ज वन्दामि । मित्तेअ तुमंपि वन्दामि । एत्थ विरियण्णे आशणे णिशीदन्तु अज्जा । [ आर्यमैत्रेयस्य स्वरसंयोगः श्रूयते । आगत आर्यचारुदत्तः । तावद्द्वारमस्योद्घाटयामि ।.. ....आर्य वन्दे । मैत्रेय त्वामपि वन्दे । अत्र विस्तीर्णे आसने निषीदतमार्यौ । ]  ( उभौ नाट्येन प्रविश्योपविष्टौ । )

विदूषकः—वड्ढमाणअ रअणिअं सद्दावेहि पादाइं धोइदुम् । [ वर्धमानक रदनिकां शब्दापय पादौ धावितुम् । ]

चारुदत्तः—( सानुकम्पम् ) अलं सुप्तजनं प्रबोधयितुम् ।

चेटः—अज्जमित्तेअ अहं पाणिअं गेण्हे । तुमं पादाइं धोवेहि । [ आर्यमैत्रेय अहं पानीयं गृह्णामि । त्वं पादौ धाव । ]

विदूषकः—( सक्रोधम् ) भो वअस्स एसो दाणिं दासीए पुत्तो भविअ पाणिअं गण्हेदि । म उण बम्हणं पादाइं धोवावेदि । [ भो वयस्य एष इदानीं दास्याःपुत्रो भूत्वा पानीयं गृह्णाति मां पुनर्ब्राह्मणं पादौ धावयति । ]

चारुदत्तः—वयस्य मैत्रेय त्वमुदकं गृहाण । वर्धमानकः पादौ प्रक्षालयतु ।

चेटः—अज्जमित्तेअ देहि उदअम् । [ आर्यमैत्रेय देह्युदकम् । ]

( विदूषकस्तथा करोति । चेटश्चारुदत्तस्य पादौ प्रक्षाल्यापसरति । )

चारुदत्तः—दीयतां ब्राह्मणस्य पादोदकम् ।

विदूषकः—किं मम पादोदएहिं । भूमीए ज्जेव मए ताडिदगद्दहेण विअ पुणोवि लोढिदव्वम् । [ किं मम पादोदकैः । भूम्यामेव मया ताडितगर्दभेनेव पुनरपि लोठितव्यम् । ]

चेटः—अज्जमित्तेअ बम्हणे क्खु तुमम् । [ आर्यमैत्रेय ब्राह्मणः खलु त्वम् । ]

विदूषकः—जधा सव्वणागाण मज्झे डुण्डुहो तधा सव्वबम्हणाणं मज्झे अहं बम्हणो । [ यथा सर्वनागानां मध्ये डुण्डुभः तथा सर्वब्राह्मणानां मध्येऽहं ब्राह्मणः । ]

चेटः—अज्जमित्तेअ तधा वि धोइस्सम् । ( तथा कृत्वा ) अज्ज मित्तेअ एदं त शुवण्णभण्डअं मम दिवा तुह लत्तिं च । ता गेण्ह । [ आर्यमैत्रेय तथापि धाविष्यामि ।...आर्यमैत्रेय एतत्सुवर्णभाण्डं मम दिवा तव रात्रौ च । तद्गृहाण । ] (इति दत्वा निष्क्रान्तः ।)

विदूषकः—( गृहीत्वा ) अज्ज वि एदं चिट्ठदि । किं एत्थ उज्जइणीए चोरो वि णत्थि जो एदं दासीए पुत्तं णिद्दाचोरं ण अवहरदि । भो वअस्स अब्भन्तरचदुस्सालअं पवेसआमि णम् । [ अद्याप्येतत्तिष्ठति । किमत्रोज्जयिन्यां चौरोऽपि नास्ति य एतं दास्याःपुत्र निद्राचौरं नापहरति । भो वयस्य अभ्यन्तरचतुःशालकं प्रवेशयाम्येनम् । ]

ચેટ : ભાઈ મૈત્રેયનો અવાજ સંભળાય છે. આર્ય ચારુદત્ત આવી ગયા છે. એમને માટે ત્યારે જરા બારણું ઉઘાડું... (તેમ કરીને) આર્ય, પ્રણામ ! મૈત્રેય, તમને પણ પ્રણામ ! અહીં પાથરેલા આસન ઉપર આપ બેસો.

(બંને પ્રવેશીને બેસે છે.)

**વિદૂષક :** વર્ધમાનક, રદનિકાને પગ ધોવા માટે બોલાવ.

**ચારુદત્ત :** (દયાથી) ઊંઘતા માણસને જગાડશો મા.

**ચેટ :** આર્ય મૈત્રેય ! હું પાણી નાખું છું. તમે પગ ધૂઓ.

**વિદૂષક :** (ક્રોધથી) અરે ભાઈ ! આ દાસીપુત્ર થઈને હવે પાણી લે છે. વળી મુજ બ્રાહ્મણ પાસે પગ ધોવડાવે છે.

**ચારુદત્ત :** દોસ્ત મૈત્રેય ! તું પાણી લે. વર્ધમાનક ભલે પગ ધોતો.

**ચેટ :** આર્ય મૈત્રેય ! પાણી આપો.

(વિદૂષક તેમ કરે છે. ચારુદત્તના પગ ધોઈને ચેટ જતો રહે છે.)

**ચારુદત્ત :** બ્રાહ્મણને પગ ધોવાનું પાણી આપ.

**વિદૂષક :** મારે પગ ધોવાના પાણીનું શું કરવું છે ? માર ખાધેલા ગધેડાની જેમ મારે ફરીથી જમીન ઉપર જ આળોટવાનું છે ને !

**ચેટ :** ભાઈ મૈત્રેય ! ખરેખર તમે બ્રાહ્મણ છો.

**મૈત્રેય :** જેમ બધા નાગ વચ્ચે આંધળી ચાકરણ, તેમ બધા બ્રાહ્મણો વચ્ચે હું બ્રાહ્મણ છું.

**ચેટ :** આર્ય મૈત્રેય ! તો પણ ધોઈશ. (તેમ કરીને) આર્ય મૈત્રેય ! આ પેલો સોનાનાં ઘરેણાંનો દાબડો–મારે દિવસે અને તમારે રાતે (સંભાળવાનો) તો લ્યો.

(આપીને જાય છે.)

**વિદૂષક :** (લઈને) હજી પણ આ રહ્યો છે ? શું અહીં ઉજ્જયિનીમાં ચોર પણ નથી કે જે નિદ્રાને હરામ કરનારા આ દાસીપુત્રને લઈ નથી જતો ! અરે મિત્ર ! આને અંદરના ચોકઠામાં લઈ જાઉં છું.

चारुदत्तः —

अलं चतुःशालमिमं प्रवेश्य प्रकाशनारीधृत एष यस्मात् ।
तस्मात्स्वयं धारय विप्र तावद्यावन्न तस्याः खलु भोः समर्प्यते ॥७॥

( निद्रां नाटयन् 'त तस्य स्वरसंक्रमम्' ( ३ ५, इति पुनः पठति । )

विदूषकः—अवि णिद्दाअदि भवम् । [ अपि निद्राति भवान् । ]

चारुदत्तः—अथ किम् ।

इयं हि निद्रा नयनावलम्बिनी ललाटदेशादुपसर्पतीव माम् ।
अदृश्यरूपा चपला जरेव या मनुष्यसत्त्वं परिभूय वर्धते ॥८॥

विदूषकः—ता सुवेम्ह । [ तत्स्वपिव । ] ( नाट्येन स्वपिति । )

( ततः प्रविशति शर्विलकः )

शर्विलकः —

कृत्वा शरीरपरिणाहसुखप्रवेशं
शिक्षाबलेन च बलेन च कर्ममार्गम् ।
गच्छामि भूमिपरिसर्पणघृष्टपार्श्वो
निर्मुच्यमान इव जीर्णतनुर्भुजंगः ॥९॥

( नभोऽवलोक्य सहर्षम् ) अये कथमस्तमुपगच्छति स भगवान्मृगाङ्कः । तथा हि,

नृपतिपुरुषशङ्कितप्रचारं परगृहदूषणनिश्चितैकवीरम् ।
घनतिमिरनिरुद्धसर्वभावा रजनिरियं जननीव संवृणोति ॥१०॥

वृक्षवाटिकापरिसरे संधिं कृत्वा प्रविष्टोऽस्मि मध्यमकम् । तद्यावदिदानीं चतुःशालकमपि दूषयामि । भोः,

कामं नीचमिदं वदन्तु पुरुषाः स्वप्ने च यद्वर्धते
विश्वस्तेषु च वञ्चनापरिभवश्चौर्यं न शौर्यं हि तत् ।
स्वाधीना वचनीयतापि हि वरं बद्धो न सेवाञ्जलि-
र्मार्गो ह्येष नरेन्द्रसौप्तिकवधे पूर्वं कृतो द्रौणिना ॥११॥

तत्कस्मिन्नुद्देशे संधिमुत्पादयामि ।

ચારુદત્ત :

એને અંદરના ભાગમાં ન લઈ જા, કારણ એ ગણિકાએ પહેર્યાં છે. તેથી હે બ્રાહ્મણ ! જ્યાં સુધી (એ) તેને પાછાં ન અપાય ત્યાં સુધી સાચે જ (તું) પોતે રાખ. (૭)

(ઊંઘનો અભિનય કરીને 'તેનો તે સ્વરનો આરોહ-અવરોહ વગેરે (૩ ૫) એમ ફરીથી બોલે છે.)

વિદૂષક : તમને ઊંઘ આવી કે ?

ચારુદત્ત : હાસ્તો.

ચારુદત્ત—

આંખો ઉપર ઝળુંબી રહેલી આ નિદ્રા, અદૃષ્ટ સ્વરૂપવાળી અને ચંચળ વૃદ્ધાવસ્થા માણસના બળને દબાવીને આગળ વધે તેમ મારા કપાળ ઉપરથી આગળ વધી રહી છે. (૮)

વિદૂષક : ત્યારે ઊંઘી જઈએ. (ઊંઘતા હોય તેમ અભિનય કરે છે.)

(પછી શર્વિલક પ્રવેશ કરે છે.)

શર્વિલક :

શરીરનો ભાગ સહેલાઈથી પ્રવેશે તેવું છીંડું શિક્ષણના બળથી અને મારા (શારીરિક) બળથી પાડીને જમીન ઉપર ચાલવાથી જેના પડખા ઘસાય છે તેવો હું, કાંચળી કાઢી નાખતાં જીર્ણ શરીરવાળા (કાંચળીવાળા) સાપની માફક જાઉં છું. (૯)

(આકાશ જોઈને, હર્ષ સાથે) અરે ! શું ! તે ભગવાન ચંદ્રમા અસ્ત પામે છે ! આમ—

ગાઢ અંધકારથી બધા પદાર્થને ઢાંકી દેતી આ રાત્રી રાજાના માણસોથી ભયભીત થયેલી ગતિવાળા (અને) પારકાનું ઘર ફાડવામાં નિશ્ચિત એકવીર એવા મને માતાની માફક છુપાવે છે. (૧૦)

બાગના કોટમાં ખાતર પાડીને વચ્ચે આવ્યો. તો હવે જરા અંદરના ચોકઠાને પણ (ફાડીને) બગાડી મૂકું.

(લોકો) ઊંઘતા હોય ત્યારે જે તપે છે, તેવા (આ ચોરીના ધંધાને) લોકો ભલે નીચ કહે. વિશ્વાસુ (લોકો)ને દગાથી હરાવવા (એ) ચોરી છે. ખરેખર તે શૌર્ય નથી. (છતાં) સ્વાધીન નિંદા પણ વધારે સારી, સેવામાં બંધાયેલ હાથ નહિ. ખરેખર, રાજાઓના સૌપ્તિકવધમાં પૂર્વે અશ્વત્થામાએ આચરેલો આ માર્ગ છે. (૧૧)

देशः को नु जलावसेकशिथिलो यस्मिन्न शब्दो भवे-
द्भित्तीनां च न दर्शनान्तरगतः संधिः करालो भवेत् ।
क्षारक्षीणतया च लोष्टककृशं जीर्णं क्व हर्म्यं भवे-
त्कस्मिन्स्त्रीजनदर्शनं च न भवेत्स्यादर्थसिद्धिश्च मे ॥१२॥

(भित्तिं परामृश्य) नित्यदर्शनोदकसेचनेन दूषितेयं भूमिः क्षारक्षीणा । मूषिकोत्करश्चेह । हन्त सिद्धोऽयमर्थः प्रथममेतत्स्कन्दपुत्राणां सिद्धिलक्षणम् । अत्र कर्मप्रारम्भे कीदृशमिदानीं सन्धिमुत्पादयामि । इह खलु भगवता कनकशक्तिना चतुर्विधः सन्ध्युपायो दर्शितः । तद्यथा-पक्वेष्टकानामाकर्षणम् आमेष्टकानां छेदनम् पिण्डमयानां सेचनं काष्ठमयानां पाटनमिति । तदत्र पक्वेष्टकाकर्षणम् । तत्र

पद्मव्याकोशं, भास्करं बालचन्द्रं
वापी, विस्तीर्णस्वस्तिकं पूर्णकुम्भम् ।
तत्कस्मिन्देशे दर्शयाम्यात्मशिल्पं
दृष्ट्वा श्वऽयं यद्विस्मयं यान्ति पौराः ॥१३॥

तदत्र पक्वेष्टके पूर्णकुम्भ एव शोभते । तमुत्पादयामि ।

अन्यासु भित्तिषु मया निशि पाटितासु
क्षारक्षतासु विषमासु च कल्पनासु ।
दृष्ट्वा प्रभातसमये प्रतिवेशिवर्गः
दोषांश्च मे वदति कर्मणि कौशलं च ॥१४॥

नमो वरदाय कुमारकार्तिकेयाय नमः, कनकशक्तये ब्रह्मण्यदेवाय नमो भास्करनन्दिने नमो योगाचार्याय यस्याहं प्रथमः शिष्यः । तेन च परितुष्टेन योगरोचना मे दत्ता ।

अनया हि समालब्धं न मां द्रक्ष्यन्ति रक्षिणः।
शस्त्रं च पतितं गात्रे रुजं नोत्पादयिष्यति ॥१५॥

(तथा करोति) धिक्कष्टम् । प्रमाणसूत्रं मे विस्मृतम् । (विचिन्त्य) आ इदं यज्ञोपवीतं प्रमाणसूत्रं भविष्यति । यज्ञोपवीतं हि नाम ब्राह्मणस्य महदुपकरणद्रव्यम् । विशेषतोऽस्मद्विधस्य । कुतः ।

ત્યારે કયા ભાગમાં ખાતર પાડું ! જેમાં અવાજ ન થાય તેવો, પાણી છાંટવાથી પોચો થયેલો કયો ભાગ હશે ? અને (જ્યાં) ભીંતમાં બીજાને ન દેખાય તેવું મોટું બાકું પડી શકે ? ખાર લાગવાથી ઘર જૂનું (અને) ખવાઈ ગયેલ ઈંટોવાળું કયાં હશે ? કયાં સ્ત્રીનું દર્શન નહિ થાય ? અને મારા કાર્યની સિધ્ધિ થાય ? (૧૨)

(ભીંતને સ્પર્શીને) રોજ સૂરજ ઊગે ત્યારે પાણી ભરવાથી આ જમીન ખારથી ખવાયેલી અને પોચી થઈ છે. અને અહીં ઉંદરોએ ખોદેલો માટીનો ઢગ છે. વાહ ! આ કામ બની ગયું. સ્કન્દપુત્રોનું (=ચોર લોકોનું) આ પહેલું સિદ્ધિનું લક્ષણ છે. અહીં (ખાતર પાડવાના) કાર્યની શરૂઆતમાં હવે હું કેવું બાકોરું પાડું ? અહીં ખરેખર ભગવાન કનકશક્તિએ ખાતર પાડવાની ચાર જાતની રીત દર્શાવી છે. તે આ પ્રમાણે—પાકી ઈંટો ખેંચી કાઢવી, કાચીને કાપી નાખવી, માટીની:બનાવેલીને (પાણીથી) છાંટવી, (અને) લાકડાની બનાવેલીને વહેરી કાઢવી. એમ ત્યારે અહીં પાકી ઈંટો હોવાથી ઈંટો ખેંચી કાઢું છું. તેમાં—

પૂરું ખીલેલું કમળ, સૂર્ય, નાનો ચંદ્ર, વાવ, લંબચોરસ, સ્વસ્તિક (અને) પૂર્ણ કુંભ—ત્યારે મારી કારીગીરી કઈ જગ્યાએ બતાવું, કે જે જોઈને કાલે નગરજનો આશ્ચર્ય પામે ! (૧૩)

ત્યારે આ પાકી ઈંટોમાં પૂર્ણકુંભ જ શોભશે. એની જ રચના કરું.

ખારથી ખવાઈ ગયેલી અને ઉબડખાબડ બીજી ભીંતોને મેં જ્યારે રાત્રિ દરમ્યાન કલ્પનાથી તોડી ત્યારે પ્રભાત સમયે (તે) જોઈને પડોશીઓએ જો કે મારા દોષ કહ્યા પણ (સાથે સાથે) મારા કર્મની કુશળતા (પણ વખાણી.) (૧૪)

જય જય ! વરદાન આપનારા કુમાર કાર્તિકેય ! બ્રાહ્મણોના કલ્યાણકારક દેવ, દેવવ્રત કનકશક્તિને નમસ્કાર ! જય ! ભાસ્કરનંદિ ! જય યોગાચાર્યને કે જેનો હું પહેલો શિષ્ય છું અને સંતુષ્ટ થયેલા તેમણે મને જાદુઈ લેપ આપ્યો છે.

આ લગાડવાથી ખરેખર, મને ચોકિયાતો જોશે નહિ. અને અંગ ઉપર પડેલું હથિયાર પીડા આપી શકશે નહિ. (૧૫)

एतेन मापयति भित्तिषु कर्ममार्गमेतेन मोचयति भूषणसंप्रयोगान्।
उद्घाटको भवति यन्त्रदृढे कपाटे दष्टस्य कीटभुजगैः परिवेष्टनं च॥

मापयित्वा कर्म समारभे। (तथा कृत्वावलोक्य च) एकलोष्टावशेषोऽयं सन्धिः। धिक्कष्टम्। अहिना दष्टोऽस्मि। (यज्ञोपवीतेनाङ्गुलीं बद्ध्वा विषवेगं नाटयति। चिकित्सां कृत्वा) स्वस्थोऽस्मि। (पुनः कर्म कृत्वा दृष्ट्वा च) अये ज्वलति प्रदीपः। तथा हि,

शिखा प्रदीपस्य सुवर्णपिञ्जरा महीतले संधिमुखेन निर्गता।
विभाति पर्यन्ततमःसमावृता सुवर्णरेखेव कषे निवेशिता॥१७॥

(पुनः कर्म कृत्वा) समाप्तोऽयं सन्धिः। भवतु। प्रविशामि। अथवा न तावत्प्रविशामि। प्रतिपुरुषं निवेशयामि। (तथा कृत्वा) अये न कश्चित्। नमः कार्तिकेयाय। (प्रविश्य दृष्ट्वा च) अये पुरुषद्वयं सुप्तम्। भवतु। आत्मरक्षार्थं द्वारमुद्घाटयामि। कथं जीर्णत्वाद्गृहस्य विरौति कपाटम्। तद्यावत्सलिलमन्वेषयामि। क्व नु खलु सलिलं भविष्यति। (इतस्ततो दृष्ट्वा सलिलं गृहीत्वा क्षिपन्सशङ्कम्) मा तावद्भूमौ पतच्छब्दमुत्पादयेत्। भवतु। एवं तावत्। (पुनः प्रतीक्ष्य कपाटमुद्घाट्य) भवतु। एवं तावत्। इदानीं परीक्षे, किं लक्ष्यसुप्तम् उत परमार्थसुप्तमिदं द्वयम्। (त्रासयित्वा परीक्ष्य च) अये परमार्थसुप्तेनानेन भवितव्यम्। तथा हि,

निःश्वासोऽस्य न शङ्कितः सुविशदस्तुल्यान्तरं वर्तते
दृष्टिर्गाढनिमीलिता न विकला नाभ्यन्तरे चञ्चला।
गात्रं स्रस्तशरीरसंधिशिथिलं शय्याप्रमाणाधिकं
दीपं चापि न मर्षयेदभिमुखं स्याल्लक्ष्यसुप्तं यदि॥१८॥

(समन्तादवलोक्य) अये कथं मृदङ्गः। अयं दर्दुरः। अयं पणवः। इयमपि वीणा। एते वंशाः। अमी पुस्तकाः। कथं नाट्याचार्यस्य गृहमिदम्। अथवा भवनप्रत्ययात्प्रविष्टोऽस्मि। तत्किं परमार्थदरिद्रोऽयम् उत राजभयाच्चौरभयाद्वा भूमिष्ठं द्रव्यं धारयति। तन्ममापि नाम शर्विलकस्य भूमिष्ठं द्रव्यम्। भवतु। बीजं प्रक्षिपामि।

(તેમ કરે છે) અરેરે ! મારી માપની દોરી ભૂલી ગયો (વિચાર કરીને) અહો ! આ જનોઈ માપની દોરી થશે. ખરેખર, જનોઈ તો બ્રાહ્મણનો–ખાસ કરીને અમારા જેવાની–મોટી ઉપયોગી વસ્તુ છે. કેમકે,

એનાથી ભીંતમાં છીંડુ મપાય છે. એનાથી ઘરેણાના બંધ છૂટે છે. (એનાથી) બંધ કળવાળું બારણું ઊઘડે છે, અને કીડા કે સાપ કરડે ત્યારે એ જ બાંધવા માટેની દોરી થાય છે. (૧૬)

માપીને કામ શરૂ કરું. (તેમ કરીને અને જોઈને) આ ખાતરમાં એક ઈંટ બાકી છે. હાય હાય રે ! મને સાપ કરડ્યો. (જનોઈથી આંગળી બાંધી દે છે અને ઝેર ચઢ્યું હોય તેમ કરે છે. (ચિકિત્સા કરીને) સ્વસ્થ થયો છું. (ફરીથી બાકોરું પાડીને અને જોઈને) અરે ! દીવો બળે છે. કેમકે,

છીંડાના દ્વારમાંથી બહાર જમીન ઉપર આવેલી સોના જેવી પીળી દીવાની જ્યોત, ચારે બાજુ અંધકારથી ઘેરાઇ હોવાથી કસોટીના પત્થર ઉપર પડેલી સોનાની રેખા જેવી સોહાય છે. (૧૭)

(ફરીથી ખોદીને) આ બાકોરું પૂરું થયું. ઠીક, પ્રવેશ કરું. અથવા ત્યારે નહિ જાઉં. માણસનું પૂતળું મોકલું. (તેમ કરીને) અરે ! કોઈ નથી. કાર્તિકેયને નમસ્કાર ! (પ્રવેશીને અને જોઈને) અરે ! બે માણસો સૂતા છે. વારુ, મારા રક્ષણ માટે બારણું ઉઘાડું. શું ? ઘર જૂનું હોવાથી બારણું કચડડ અવાજ કરે છે ? તો જરા પાણી શોધું. અરે ! પાણી ક્યાં હશે વારુ ! (આમતેમ જોઈને પાણી લઈને નાખતાં શંકાથી) જમીન ઉપર પડતા પાણી અવાજ ન કરે ! અચ્છા ત્યારે એમ. (પાછળ થોભીને બારણું ઉઘાડે છે) વારુ ત્યારે એમ. હવે તપાસું કે કે બને દેખીતા સૂતા છે કે સાચા સૂતા છે ? (બીવડાવીને અને તપાસીને) અરે ! આ ખરેખર સૂઈ ગયા હશે. જેમકે,

એનો નિઃશ્વાસ વહેમ પડે તેવો નથી, સ્પષ્ટ છે (અને) એક સરખે અંતરે ચાલે છે. આંખો બરાબર બંધ છે, પટપટતી નથી, અંદર હાલતી નથી. શરીરના સાંધા છૂટા પડવાથી ગાત્રો શિથિલ છે (અને) પથારીના માપની બહાર જાય છે અને જો ઊંઘવાનો ડોળ કરતા હોય તો સામે રહેલો દીવો પણ ન સહી શકે. (૧૮)

(ચારે બાજુ જોઈને) અરે ! શું મૃદંગ ! આ પાવો છે, આ પખવાજ છે. આ વળી વીણા ! આ વાંસળીઓ ! આ ઢીંગલીઓ ! શું ? આ નાટ્યાચાર્યનું ઘર છે ! કે મોટા ઘરના વિશ્વાસે અંદર આવ્યો. ત્યારે શું આ સાચે-

( तथा कृत्वा ) निक्षिप्तं बीजं न क्वचित्स्फारीभवति । अये परमार्थदरिद्रोऽयम् । भवतु । गच्छामि ।

विदूषकः—( उत्स्वप्नायते ) भो वअस्स संधी विअ दिस्सदि । चोर विअ पेक्खामि । ता गेण्हदु भवं एदं सुवण्णभण्डअम् । [ भो वयस्य संधिरिव दृश्यते । चौरमिव पश्यामि । तद्गृह्णातु भवानिदं सुवर्णभाण्डम् । ]

शर्विलकः—किं नु खल्वयमिह मां प्रविष्टं ज्ञात्वा दरिद्रोऽस्मीत्युपहसति । तत्किं व्यापादयामि उत लघुबुद्धितयोत्स्वप्नायते । ( दृष्ट्वा ) अये जर्जरस्नानशाटीनिबद्धं दीपप्रभयोद्दीपितं सत्यमेवैतदलंकरणभाण्डम् । भवतु । गृह्णामि । अथवा न युक्तं तुल्यावस्थं कुलपुत्रजनं पीडयितुम् । तद्गच्छामि ।

विदूषकः—भो वअस्स साविदोसि गोबम्हणकामाए जइ एदं सुवण्णभण्डअं ण गेह्णसि । [ भो वयस्य शापितोऽसि गोब्राह्मणकाम्यया यद्येतत्सुवर्णभाण्डं न गृह्णासि । ]

शर्विलकः—अनतिक्रमणीया भगवती गोकाम्या ब्राह्मणकाम्या च । तद्गृह्णामि । अथवा ज्वलति प्रदीपः अस्ति च मया प्रदीपनिर्वापणार्थमाग्नेयः कीटो धार्यते । तं तावत्प्रवेशयामि तस्यायं देशकालः । एष मुक्तो मया कीटो यात्यैवास्य दीपस्योपरि मण्डलैश्छिन्नैर्विचरति । एष पक्षद्वयानिलेन निर्वापितो भद्रपीठेन । धिक् । कृतम् अन्धकारम् । अथवा मयाप्यस्मद्ब्राह्मणकुले न कृतमन्धकारम् । अहं हि चतुर्वेदविदोऽप्रतिग्राहकस्य पुनः शर्विलको नाम ब्राह्मणो गणिकामदनिकार्थमकार्यमनुतिष्ठामि इदानीं करोमि ब्राह्मणस्य प्रणयम् । ( इति जिघृक्षति ।)

विदूषक—भो वअस्स सीदलो दे अग्गहत्थो । [ भो वयस्य शीतलस्तेऽग्रहस्तः । ]

शर्विलकः—धिक्प्रमादः । सलिलसंपर्काच्छीतलो मेऽग्रहस्तः । भवतु । कक्षयोर्हस्तं प्रक्षिपामि । ( नाटयेन सव्यहस्तमुष्णीकृत्य गृह्णाति । )

विदूषकः—गहिदम् । [ गृहीतम् । ]

शर्विलकः—अनतिक्रमणीयोऽयं ब्राह्मणप्रणयः । तद्गृहीतम् ।

विदूषकः—दाणिं विक्कणिदपण्णो विअ वाणिओ अहं सुहं सुविस्सम् । [ इदानीं विक्रीतपण्य इव वणिक् अहं सुखं स्वप्स्यामि । ]

शर्विलकः—महाब्राह्मण स्वपिहि वर्षशतम् । कष्टमेव मदनिकागणिकार्थे ब्राह्मणकुलं तमसि पातितम् । अथवा आत्मा पातितः ।

धिगस्तु खलु दारिद्र्यमनिर्वेदितपौरुषम् ।
यदेतद्गर्हितं कर्म निन्दामि च करोमि च ॥१९॥

સાચ દરિદ્ર છે કે રાજ્યના ભયથી કે ચોરના ભયથી દ્રવ્ય જમીનમાં દાટયું છે? ત્યારે મારે શર્વિલકને પણ જમીનમાં દાટેલું ધન હોય ખરું કે! વારુ. (મંત્રેલા) દાણા નાખું છું. (તેમ કરીને) નાખેલા દાણા કયાંય મોટા થતા નથી. અરે! આ સાચોસાચ દરિદ્ર છે. ઠીક જાઉં છું.

**વિદૂષક :** (સ્વપ્નમા બબડે છે.) અરે દોસ્ત! ખાતર જેવું જણાય છે. ચોર જેવું (કોઈક) જોઉં છુ. તો આ ઘરેણાનો દાબડો તમે રાખો.

**શર્વિલક :** શું દરિદ્ર છું એમ કરી મને અહીં આવેલો જોઈને ખરેખર મારો ઉપહાસ તો નહિ કરતો હોય! તો શું મારી નાખું? કે હલકો હોવાને લીધે સ્વપ્નમાં બકે છે. (જોઈને) અરે! જૂના નઠાવાના વસ્ત્રમાં બાંધેલો દીવાના તેજથી ઝગઝગતો આ સાચોસાચ ઘરેણાનો દાબડો છે. અચ્છા લઈ લઉં. અથવા સરખી (મારા જેવી) સ્થિતિવાળા કુળવાન માણસને દુઃખ દેવું ઠીક નથી. ત્યારે જાઉં છું.

**વિદૂષક :** અરે મિત્ર! તને ગાયની અને બ્રાહ્મણની ઇચ્છાના સોગંદ છે— જો આ સોનાના દાગીનાનો દાબડો ન લે તો.

**શર્વિલક :** ભગવતી ગાયની ઇચ્છા અને બ્રાહ્મણની ઇચ્છા ઉલ્લંઘાય નહિ. તો લઉં. અથવા દીવો બળે છે અને વળી દીવો હોલવવા માટેનો આગિયો કીડો મારી પાસે રાખુ છું. ત્યારે એને છોડી મૂકું. આ એનો સમય અને સ્થળ છે. આ મે છોડી મૂકેલો કીડો આ દીવા ઉપર જઈને જ વિચિત્ર ઘુમરીઓ ખાય છે બે પાંખના પવનથી ભદ્રપીઠે (એ નામના કીડાએ) આ (દીવો) હોલવી નાખ્યો. અરે બાપ! અંધારું થયું! અથવા ધિક્કાર છે (મને)! મે પણ આ બ્રહ્મકુળમાં અંધકાર નથી કર્યો? કારણ ચાર વેદ જાણનારા અધ્યાયકનો પુત્ર હું શર્વિલક નામનો બ્રાહ્મણ ગણિકા મદનિકા માટે અકાર્ય કરું છું હવે બ્રાહ્મણની વિનંતી સ્વીકારું. (લેવા ઇચ્છે છે.)

**વિદૂષક :** ઓ ભાઈ સાહેબ! તમારા હાથનો પોચો ઠંડો છે.

**શર્વિલક :** કેવી ભૂલ! પાણી અડવાથી મારો આગળનો હાથ ઠંડો છે. ઠીક. હાથ બગલમાં રાખું. (અભિનયથી ડાબો હાથ ગરમ કરીને પકડે છે.)

**વિદૂષક :** લીધો?

**શર્વિલક :** બ્રાહ્મણની આ ઇચ્છા ન ઉલ્લંઘાય તેવી છે.

**વિદૂષક :** હવે વાણિયો માલ વેચીને ઊંઘે તેમ હું સુખે સૂઈશ.

**શર્વિલક :** ભલા બ્રાહ્મણ! સો વર્ષ ઊંઘજે. અરેરે! મદનિકાને માટે આમ બ્રાહ્મણકુળને પાપમાં નાખ્યું. અથવા જાતને જ નીચી પાડી.

જેમાં પુરુષત્વ શરમાતું નથી થવા દારિદ્રને ખરેખર ધિક્કાર છે. કારણ આ ખરાબ કામ હું નિંદુ છતાં કરું છું. (૧૯)

तद्यावन्मदनिकाया निष्क्रयणार्थं वसन्तसेनागृहं गच्छामि। (परिक्रम्यावलोक्य च) अये पदशब्द इव। मा नाम रक्षिणः। भवतु। स्तम्भीभूत्वा तिष्ठामि। अथवा ममापि नाम शर्विलकस्य रक्षिणः। योऽहं,

मार्जारः क्रमणे मृगः प्रसरणे श्येनो ग्रहालुञ्चने
सुप्तासुप्तमनुष्यवीर्यतुलने श्वा सर्पणे पन्नगः।
माया रूपशरीरवेशरचने वाग्देशभाषान्तरे
दीपो रात्रिषु संकटेषु डुडुभो वाजी स्थले नौर्जले ॥२०॥

अपि च

भुजग इव गतौ गिरिः स्थिरत्वे पतगपतेः परिसर्पणे च तुल्यः।
शश इव भुवनावलोकनेऽहं वृक इव च ग्रहणे बले च सिंहः ॥२१॥

(प्रविश्य)

रदनिका—हद्धी हद्धी बाहिरदुआरसालाए पसुत्तो वड्ढमाणओ। सोवि एत्थ ण दीसइ। भोदु। अज्जमित्तेअं सद्दावेमि। [हा धिक् हा धिक्! बहिर्द्वारशालाया प्रसुप्तो वर्धमानकः। सोऽप्यत्र न दृश्यते। भवतु। आर्यमैत्रेयं शब्दापयामि।

शर्विलकः—(रदनिका हन्तुमिच्छति। निरूप्य) कथं स्त्री। भवतु। गच्छामि।]

रदनिका—(गत्वा सत्रासम्) हद्धी हद्धी अम्हाण गेहे संधिं कप्पिअ चोरो णिक्कमदि। भोदु! मित्तेअं गदुअ पबोधेमि। (विदूषकमुपगम्य) अज्ज मित्तेअ उट्ठेहि उट्ठेहि। अम्हाण गेहे संधि कप्पिअ चोरो णिक्कन्तो। [हा धिक् हा धिक् अस्माकं गृहे संधिं कर्तयित्वा चोरो निष्क्रामति। भवतु। मैत्रेयं गत्वा प्रबोधयामि।....आर्यमैत्रेय उत्तिष्ठोत्तिष्ठ। अस्माकं गेहे संधि कर्तयित्वा चौरो निष्क्रान्तः।]

विदूषकः—(उत्थाय) आः दासीए धीए किं भणासि—चोर कप्पिअ सन्धी णिक्कन्तो। [आः दास्याः पुत्रिके किं भणसि–चौरं कर्तयित्वा संधिर्निष्क्रान्तः।]

रदनिका—हदास अलं परिहासेण। किं ण पेक्खसि एणम्। [हताश अलं परिहासेन। किं न प्रेक्षसे एनम्।]

विदूषकः—आः दासीए धीए किं भणसि—दुदिअं विअ दुआरअं उग्घाडिदं ति। भो वअस्स चारुदत्त उट्ठेहि उट्ठेहि। अम्हाणं गेहे संधि दइअ चोरो णिक्कन्तो। [आः दास्याः पुत्रिके किं भणसि—द्वितीयमिव द्वारमुद्घाटितम् इति। भो वयस्य चारुदत्त उत्तिष्ठोत्तिष्ठ। अस्माकं गेहे संधि दत्वा चौरो निष्क्रान्तः।]

चारुदत्तः—भवतु। भोः अलं परिहासेन।

विदूषकः—भो ण परिहासो। पेक्खदु भवम्। [भोः न परिहासः। प्रेक्षतां भवान्।]

તો હવે મદનિકાને છોડાવવા માટે વસન્તસેનાને ઘેર જાઉં છું. (ફરીને અને જોઈને) અરે! પગલાના અવાજ જેવું! ચોકિયાત તો નહિ હોય! ઠીક, થાંભલો બનીને (=થાંભલાની માફક) ઊભો રહું. અથવા મને શર્વિલકને પણ ચોકિયાત કે? હું કે જે—

કૂદવામાં બિલાડો છું. દોડવામાં મૃગ છું. પકડીને છેદી નાંખવાની બાબતમાં બાજ છું. ઊંઘતા કે જાગતા માણસનું બળ માપવામાં હું કૂતરો છું. સરી જવામાં સાપ છું. રૂપ, શરીર અને વેશ ધરવામાં હું માયા છું. જુદી જુદી દેશની ભાષાઓમાં (ભાષા બોલવામાં) હું વાણી છું. રાત્રે દીવો છું. દુર્ગસ્થળોમાં હું ડુંડુંભ (વિશિષ્ટ પ્રકારનો સાપ) છું. જમીન ઉપર ઘોડો છું, પાણીમાં નાવ છું. (૨૦)

અને ઉપરાંત.

ગતિમાં સાપ જેવો, સ્થિરતામાં પર્વત છું અને ઝડપ મારવામાં (હું) ગરુડ જેવો છું. દુનિયા જોવામાં હું સસલા જેવો છું અને પકડવામાં વરૂ જેવો છું તથા બળમાં સિંહ જેવો છું. (૨૧)

(પ્રવેશ કરીને)

રદનિકા : હાય! હાય! બહાર ઓરડામાં વર્ધમાનક સૂતો હતો. તે પણ અહીં જણાતો નથી. ઠીક આર્યમૈત્રેયને બોલાવું. (ફરે છે.)

શર્વિલક : (રદનિકાને મારવા ઇચ્છે છે. જોઈને)શું સ્ત્રી! ઠીક જાઉં છું. (જાય છે.)

રદનિકા : (જઈને બીકથી) હાય! હાય રે! આપણું ઘેર ખાતર પાડીને ચોર ભાગે છે. ઠીક, જઈને મૈત્રેયને જગાડું. (વિદૂષક પાસે જઈને) આર્ય મૈત્રેય, ઊઠો, ઊઠો. આપણું ઘેર ખાતર પાડીને ચોર ભાગ્યો.

વિદૂષક : (ઊઠીને) અરે! દાસીપુત્રી! શું બોલે છે? ચોરને ડાચાને ખાતર નાડું!

રદનિકા : મૂર્ખ! મશ્કરી રહેવા દે. શું આ જોતો નથી?

વિદૂષક : અરરર! દાસીપુત્રી! શું કહે છે! જાણે બીજું બારણું પાડ્યું એમ? અરે દોસ્ત ચારુદત્ત! ઊઠો ઊઠો. આપણું ઘેર ખાતર પાડીને ચોર ભાગ્યો.

ચારુદત્ત : બહુ સારું. અરે, મશ્કરી ન કર.

વિદૂષક : અરે! મશ્કરી નથી. તમે જુઓ.

चारुदत्त —कस्मिन्नुद्देशे ।

विदूषक —भो एसो । [ भो एष । ]

चारुदत्त —( विलोक्य ) अहो दर्शनीयोऽयं सन्धिः ।

उपरितलनिपातितेष्टकोऽयं शिरसि तनुर्विपुलश्च मध्यदेशे ।
असदृशजनसंप्रयोगभीरोर्हृदयमिव स्फुटितं महागृहस्य ॥२२॥

कथमस्मिन्नपि कर्मणि कुशलता ।

विदूषक —भो वअस्स अअं सन्धी दुवेहिं ज्जेव दिण्णो भवे । आदु आगन्तुएण सिक्खिदुकामेण वा । अण्णधा इध उज्जइणीए को अम्हाणं घरविहवं ण जणादि । [ भो वयस्य अयं सन्धिर्द्वाभ्यामेव दत्तो भवेत् । अथवागन्तुकेन शिक्षितुकामेन वा । अन्यथात्रोज्जयिन्यां कोऽस्माकं गृहविभवं न जानाति । ]

चारुदत्त —

वैदेश्येन कृतो भवेन्मम गृहे व्यापारमभ्यस्यता
नासौ वेदितवान्धनैर्विरहितं विस्रब्धसुप्तं जनम् ।
दृष्ट्वा प्राङ्महतीं निवासरचनामस्माकमाशान्वितः
सन्धिच्छेदनखिन्न एव सुचिरं पश्चान्निराशो गतः ॥२३॥

तत् सुहृद्भ्यः किमसौ कथयिष्यति तपस्वी— सार्थवाहसुतस्य गृहं प्रविश्य न किंचिन्मया समासादितम् इति ।

विदूषक —भो कधं तं ज्जेव चोरहदअं अनुसोचसि । तेण चिन्तिदं महन्तं एदं गेहम् । इदो रअणभण्डअं वा णिक्कामइस्सामि । ( स्मृत्वा सविषादमात्मगतम् ) कहिं तं सुवण्णभण्डअम् । ( पुनरनुस्मृत्य प्रकाशम् ) भो वअस्स तुमं सव्वकालं भणासि —मुक्खो मित्तेअओ अपण्डिदो मित्तेअओ त्ति । सुट्ठु मए किदं तं सुवण्णभण्डअं भवदो हत्थे समप्पअन्तेण । अण्णधा दासीए पुत्तेण अवहिदं भवे । [ भो कथं तमेव चौरहतकमनुशोचसि । तेन चिन्तितं महदेतद्गृहम् । इतो रत्नभाण्डं सुवर्णभाण्डं वा निष्कामयिष्यामि । कुत्र तत् सुवर्णभाण्डम् भो वयस्य त्वं सर्वकालं भणसि— मूर्खो मैत्रेयः अपण्डितो मैत्रेय इति । सुष्ठु मया कृतं तत्सुवर्णभाण्डं भवतो हस्ते समर्पयता । अन्यथा दास्याः पुत्रेणापहृतं भवेत् । ]

चारुदत्त —अलं परिहासेन ।

विदूषक —भो जह णाम अहं मुक्खो ता किं परिहासस्स वि देसआलं ण जाणामि । [ भो यथा नामाहं मूर्खस्तत्किं परिहासस्यापि देशकालं न जानामि । ]

चारुदत्त —कस्यां वेलायाम् ।

ચારુદત્ત : કઈ જગ્યાએ ?

વિદૂષક : અરે ! આ

ચારુદત્ત : (જોઈને) વાહ ! આ ખાતર જોવા જેવું છે.

ઉપરના ભાગમાંથી ઈંટો ખેંચી કાઢેલું આ (ખાતર) ઉપરથી સાંકડું અને વચ્ચેના ભાગમાં પહોળું છે. જાણે અયોગ્ય માણસના સંયોગથી ગભરાયેલ મોટા ઘરનું હૃદય ન ફાટી પડ્યું હોય ! (૨૨)

શું ? આ કામમાં પણ ચતુરાઈ !

વિદૂષક : અરે દોસ્ત ! આ ખાતર બે (જણ)થી જ થયું હોવું જોઈએ. કાં તો બહારી મુસાફરથી કે કાં તો શીખાઉથી નહિ તો અહીં ઉજ્જયિનીમાં કોણ આપણા ઘરનો વૈભવ નથી જાણતું ?

ચારુદત્ત :

કામ શીખતા કોઈ વિદેશીએ મારે ઘેર (આ ખાતર) કર્યું હશે. એણે જાણ્યું નહિ કે ધન વગર (અહીં) લોકો સુખે સૂતા છે. પહેલાં આશા સહિત આપણી મોટી ઈમારત જોઈને પછી લાંબા વખત સુધી ખાતર પાડીને થાકેલો જ (તે) નિરાશ થઈને ગયો હશે. (૨૩)

વિદૂષક : અરે ! શું એ જ દુષ્ટ ચોરનો શોક કરો છો ? તેણે વિચાર્યું આ ઘર મોટું છે. અહીંથી રત્નોનો ખજાનો કે સોનાનો ખજાનો હરી જઈશ. (દુઃખથી યાદ કરીને સ્વગત) પેલો ઘરેણાંનો દાબડો ક્યાં ? (ફરીથી યાદ કરીને મોટેથી) અરે ભાઈસાહેબ ! તમે આખો વખત કહો છો કે મૈત્રેય મૂરખો છે, મૈત્રેય અજ્ઞાની છે. પેલો ઘરેણાંનો દાબડો તમારા હાથમાં સોંપતાં મેં ઠીક કર્યું. નહિ તો દાસીપુત્ર હરી ગયો હોત.

ચારુદત્ત : મજાક ન કર.

વિદૂષક : અરે ! હું મૂર્ખ હોઉં તો પણ શું ? હું મશ્કરી કરવાનું પણ સમય અને સ્થળ સમજું નહિ ?

ચારુદત્ત : કયે વખતે ?

विदूषकः— भो यदा तुम मए भणिदो सो-शीदलो दे अग्गहत्थो । [ भोः यदा त्वं मया भणितोऽसि—शीतलस्तेऽग्रहस्तः । ]

चारुदत्त.—कदाचिदेवमपि स्यात् । ( सर्वतो निरूप्य सहर्षम् ) वयस्य दिष्ट्या ते प्रियं निवेदयामि ।

विदूषकः—किं ण अवहिदम् । [ किं नापहृतम् । ]

चारुदत्तः—हृतम् ।

विदूषकः—तधावि किं पिअम् । [ तथापि किं प्रियम् । ]

चारुदत्तः—यदसौ कृतार्थो गतः ।

विदूषक.—णासो क्खु सो । [ न्यासः खलु सः । ]

चारुदत्तः—कथं न्यासः । ( मोहमुपगतः । )

विदूषकः—समस्ससदु भवम् । जइ णासो चोरेण अवहिदो तुम किं मोहं उपगदो । [ समाश्वसितु भवान् । यदि न्यासश्चोरेणापहृतस्त्वं किं मोहमुपगतः । ]

चारुदत्तः—(समाश्वस्य ।) वयस्य,

कः श्रद्धास्यति भूतार्थं सर्वो मां तुलयिष्यति ।
शङ्कनीया हि लोकेऽस्मिन्निष्प्रतापा दरिद्रता ॥२४॥

भो. कष्टम् ।

यदि तावत्कृतान्तेन प्रणयोऽर्थेषु मे कृतः ।
किमिदानीं नृशंसेन चारित्रमपि दूषितम् ॥ २५ ॥

विदूषकः—अहं क्खु अवलविस्सं केण दिण्णं केण गहीदं को वा सक्खि त्ति । [ अहं खल्वपलपिष्यामि केन दत्तं केन गृहीतं, को वा साक्षीति । ]

चारुदत्त —अहमिदानीमनृतमभिधास्ये ।

भैक्षेणाप्यर्जयिष्यामि पुनर्न्यासप्रतिक्रियाम् ।
अनृतं नाभिधास्यामि चारित्रभ्रंशकारणम् ॥ २६ ॥

रदनिका—ता जाव अज्जा धूदाए गदुअ णिवेदेमि । ( इति निष्क्रान्ताः सर्वे । ) [ तद्यावदार्याधूतायै गत्वा निवेदयामि । ]

( ततः प्रविशति चेट्या सह चारुदत्तवधूः । )

वधूः—( ससंभ्रमम् ) अइ सच्चं अपरिक्खदसरीरो अज्जउत्तो अज्जमित्तेएण सह । [ अयि सत्यमपरिक्षतशरीर आर्यपुत्र आर्यमैत्रेयेण सह । ]

चेटी—भट्टिणि सच्चम् । किंतु जो सो वेस्साजणकेरको अलंकारओ सो अवहिदो । [ भर्त्रि सत्यम् । किंतु य स वेश्याजनस्यालंकारः सोऽपहृतः । ]

વિદૂષક : અરે ! જ્યારે મેં તમને કહ્યું–"તમારો હાથ ઠંડો છે ?"

ચારુદત્ત : કદાચ એમ પણ હોય. (ચારે તરફ જોઈને સહર્ષ) દોસ્ત ! સદ્‌ભાગ્યે તને ગમતું કહું ?

વિદૂષક : શું નથી ગયું ?

ચારુદત્ત : ગયું છે.

વિદૂષક : છતા યે શું ગમતું ?

ચારુદત્ત : કે એ કૃતાર્થ થઈને ગયો.

વિદૂષક : અરે !, એ થાપણ છે.

ચારુદત્ત : શું ? થાપણ ? (મૂર્છિત થાય છે.)

વિદૂષક : તમે ધીરજ ધરો. જો થાપણ ચોર લઈ ગયો તો તમે કેમ મૂર્છિત થયા !

ચારુદત્ત : (સ્વસ્થ થઈને) ભાઈ !

સાચી વાત કોણ માનશે ? બધા મને હલકો પાડશે. કારણ પ્રતાપ વગરની દરિદ્રતા આ દુનિયામાં શક લાવવા યોગ્ય છે. (૨૪)

જો ખરેખર વિધિએ મારો વૈભવ માગી લીધો તો હવે (તે) કઠોર હૃદયે ચારિત્ર્ય પણ કેમ કલંકિત કર્યું ? (૨૫)

વિદૂષક : હું ખરેખર ઈનકાર કરીશ કે કોણે આપ્યું, કોણે લીધું કે કોણ સાક્ષી છે ?

ચારુદત્ત : હું હવે (શું) અસત્ય બોલું ?

ભિક્ષા માંગીને પણ ફરી હું થાપણ પાછી વાળવાનું દ્રવ્ય મેળવીશ. ચારિત્ર્યના લાંછનનું કારણ (એવું) અસત્ય નહિ બોલું. (૨૬)

રદનિકા : ત્યારે એટલામાં આર્યા ધૂતાને જઈને કહું. (જાય છે.)

(પછી ચેટી સાથે ચારુદત્તની સ્ત્રી પ્રવેશે છે.)

વધૂ : (બ્હાવરી બનીને) અલી ! સાચે જ આર્યપુત્ર આર્યમૈત્રેય સાથે શરીરે ઈજા થયા વિનાના છે ને ?

ચેટી : સાચું બા. પણ પેલા જે વેશ્યાના અલંકાર હતા તે ચોરાઈ ગયા. (સ્ત્રી મૂર્છિત થાય છે.)

चेटी—समस्ससदु अज्जा धूदा । [ समाश्वसित्वार्या धूता । ]

वधूः—( समाश्वस्य ) । हञ्जे किं भणासि अपरिक्खदसरीरो अज्जउत्तोत्ति । वर दाणि सो सरीरेण परिक्खदो ण उण चारित्तेण । संपदं उज्जइणीए जणो एव्व मन्तइस्सदि—दलिद्ददाए अज्जउत्तेण ज्जेव्व ईदिसं अकज्जं अणुचिट्ठिदं त्ति । ( ऊर्ध्वमवलोक्य निःश्वस्य च । ) भअवं कअन्त पोक्खरपत्तपडिदजलबिन्दुचञ्चलेहिं कीलसि दलिद्दपुरिसभाअधेएहिं । इयं च मे एक्का मादुघरलद्धा रअणावली चिट्ठदि । एदं पि अदिसोण्डीरदाए अज्जउत्तो ण गेण्हिस्सदि । हञ्जे अज्जमित्तेअं दाव सद्दावेहि । [ चेटि किं भणसि अपरिक्षतशरीर आर्यपुत्रः इति । वरमिदानीं स शरीरेण परिक्षतः । न पुनश्चारित्रेण । सांप्रतमुज्जयिन्या जन एवं मन्त्रयिष्यति दरिद्रतयाऽऽर्यपुत्रेणैवेदृशमकार्यमनुष्ठितमिति...। भगवन्कृतान्त पुष्करपत्रपतितजलबिन्दुचञ्चलैः क्रीडसे दरिद्रपुरुषभागधेयैः । इयं च मे एका मातृगृहलब्धा रत्नावली तिष्ठति । एतामप्यतिशौण्डीरतयाऽऽर्यपुत्रो न ग्रहीष्यति । चेटि आर्यमैत्रेयं तावच्छब्दापय ।]

चेटी—जं अज्जा धूदा आणवेदि । ( विदूषकमुपगम्य । ) अज्जमित्तेअ धूदा दे सद्दावेदि । [ यदार्या धूताऽऽज्ञापयति ।....आर्य मैत्रेय धूता त्वामाह्वयति । ]

विदूषकः—कहिं सा । [ कुत्र सा । ]

चेटी—एसा चिट्ठदि । उवसप्प । [ एषा तिष्ठति । उपसर्प । ]

विदूषकः—( उपसृत्य ) सोत्थि भोदीए । [ स्वस्ति भवत्यै । ]

वधूः—अज्ज वन्दामि । अज्ज पुरत्थिमामुहो होहि । [ आर्य वन्दे । आर्य पुरस्तान्मुखो भव । ]

विदूषकः—एसो भोदि पुरत्थिमामुहो संवुत्तो म्हि । [ एष भवति पुरस्तान्मुखः संवृत्तोऽस्मि । ]

वधूः—अज्ज पडिच्छ इमम् । [ आर्य प्रतीच्छेमाम् । ]

विदूषकः—किं ण्णेदम् । [ किं न्विदम् । ]

वधूः—अहं क्खु रअणछट्ठिं उववसिदा आसि । तहिं जधाविहवाणुसारेण बम्हणो पडिग्गाहिदव्वो । सो अ ण पडिग्गाहिदो । ता तस्स किदे पडिच्छ इमं रअणमालिअं । [ अहं खलु रत्नषष्ठीमुपोषिताऽऽसम् । तत्र यथाविभवानुसारेण ब्राह्मणः प्रतिग्राहितव्यः । स च न प्रतिग्राहितः । तत्तस्य कृते प्रतीच्छेमां रत्नमालिकाम् । ]

विदूषकः—( गृहीत्वा ) सोत्थि । गमिस्सम् । पिअवअस्सस्स णिवेदेमि । [ स्वस्ति । गमिष्यामि । प्रियवयस्याय निवेदयामि । ]

वधूः—अज्ज मित्तेअ मा क्खु मं लज्जावेहि । [ आर्य मैत्रेय मा खलु मां लज्जितां कुरु । ] ( इति निष्क्रान्ता । )

विदूषकः—( सविस्मयम् ) अहो से महाणुभावदा । [ अहो अस्या महानुभावता । ]

ચેટી : સ્વસ્થ થાઓ, આર્યા ધૂતા !

વધૂ : (સ્વસ્થ થઈને) ચેટી ! શું કહે છે ? આર્યપુત્ર શરીરે ઈજા થયા વગરના છે એમ ? ચારિત્ર્ય કરતાં શરીરે ઈજા પામ્યા હોત તો તે હવે વધારે સારું થાત. હવે ઉજ્જયિનીમાં લોકો એમ કહેશે કે દરિદ્રતાને લીધે આર્યપુત્રે જ આવું ખરાબ કામ કર્યું. (ઊંચે જોઈને, નિસાસો મૂકીને) ભગવાન વિધિ ! કમળપત્ર ઉપર પડેલા જળબિન્દુ જેવા ચંચળ દરિદ્ર પુરુષના નસીબ સાથે ખેલો છો ! અને મારી પાસે પિયરથી મળેલ આ એક રત્નમાળા છે. બહુ સ્વાભિમાની હોવાથી આર્યપુત્ર એ પણ લેશે નહિ. ચેટી ! જરા ભાઈ મૈત્રેયને બોલાવ.

ચેટી : જેવી આર્યા ધૂતાની આજ્ઞા. (વિદૂષક પાસે જઈને) આર્ય મૈત્રેય ! તમને ધૂતા બોલાવે છે.

વિદૂષક : તે ક્યાં છે ?

ચેટી : આ ઊભાં. પાસે જાઓ.

વિદૂષક : (જઈને) આપનું કલ્યાણ થાઓ !

વધૂ : ભાઈ ! જય જય ! ભાઈ ! પૂર્વદિશા તરફ મુખ કરો.

વિદૂષક : ભવતી ! આ પૂર્વ તરફ મુખ ફેરવ્યું.

વધૂ : ભાઈ ! આનો સ્વીકાર કરો.

વિદૂષક : આ શું વળી વારુ ?

વધૂ : ખરેખર, મેં રત્નષષ્ઠીનો ઉપવાસ કર્યો હતો. એમાં પૈસા પ્રમાણે બ્રાહ્મણને દાન આપવું જોઈએ, પણ તેને દાન આપ્યું નથી. તેથી એ માટે આ રત્નમાળા સ્વીકારો.

વિદૂષક : (લઈને) સ્વસ્તિ ! જાઉં છું. પ્રિય મિત્રને જણાવું.

વધૂ : ભાઈ મૈત્રેય ! ખરેખર મને શરમાવો નહિ.

વિદૂષક : (વિસ્મયથી) અહો ! આની ઉદારતા !

चारुदत्त —अये विरयति मैत्रेयः । मा नाम वैक्लव्यादकार्यं कुर्यात् । मैत्रेय मैत्रेय ।

विदूषकः—( उपसृत्य । ) एसो म्हि । गेण्ह एदम् । (रत्नावलीं दर्शयति । ) [एषोऽस्मि । गृहाणैताम् । ]...

चारुदत्तः—किमेतत् ।

विदूषकः—भो जं दे सरिसदारसंगहस्स फलम् । [ भोः यत्ते सदृशदारसंग्रहस्य फलम् । ]

चारुदत्तः—कथं ब्राह्मणी मामनुकम्पते । कष्टम् । इदानीमस्मि दरिद्रः ।

आत्मभाग्यक्षतद्रव्यः स्त्रीद्रव्येणानुकम्पितः।
अर्थतः पुरुषो नारी या नारी सार्थतः पुमान् ॥२७॥

अथवा नाहं दरिद्रः । यस्य मम,

विभवानुगता भार्या सुखदुःखसुहृद्भवान् ।
सत्यं च न परिभ्रष्टं यद्दरिद्रेषु दुर्लभम् ॥२८॥

मैत्रेय गच्छ रत्नावलीमादाय वसन्तसेनायाः सकाशम् । वक्तव्या च सा मद्वचनात् । यत्खल्वस्माभिः सुवर्णभाण्डमात्मीयमिति कृत्वा विस्रम्भाद्‌द्यूते हारितम् । तस्य कृते गृह्यतामियं रत्नावलीति ।

विदूषकः—मा दाव अक्खाइदस्स अभुत्तस्स अप्पमुल्लस्स चोरेहि अवहिदस्स कारणादो चदुस्समुद्दसारभूदा रअणवली दीअदि । [ मा तावदखादितस्याभुक्तस्याल्पमूल्यस्य चौरैरपहृतस्य कारणाच्चतुःसमुद्रसारभूता रत्नावली दीयते । ]

चारुदत्तः—वयस्य मा मैवम् ।

यं समालम्ब्य विश्वासं न्यासोऽस्मासु तया कृतः ।
तस्यैतन्महतो मूल्यं प्रत्ययस्यैव दीयते ॥ ९ ॥

तद्वयस्य अस्मच्छरीरस्पृष्टिकया शापितोऽसि नैनामग्राहयित्वाऽत्रागन्तव्यम् । वर्धमानक ।

एताभिरिष्टकाभिः संधिः सुसंहतः क्रियतां शीघ्रम् ।
परिवादबहुलदोषान्न यस्य रक्षां परिहरामि ॥ ३० ॥

वयस्य मैत्रेय भवताऽप्यकृपणशौण्डीर्यमभिधातव्यम् ।

विदूषकः—भो दलिद्दो किं अकिवणं मन्तेदि । [ भो दरिद्रः किमकृपणं मन्त्रयति । ]

चारुदत्तः—अदरिद्रोऽस्मि सखे यस्य मम । ( विभवानुगता भार्या ( ३/२८ ) इत्यादि पुनः पठति । ) तद्गच्छतु भवान् । अहमपि कृतशौचः सन्ध्यामुपासे ।

(इति निष्क्रान्ताः सर्वे । )

इति संधिच्छेदो नाम तृतीयोऽङ्कः ।

ચારુદત્ત : અરે! મૈત્રેય વાર લગાડે છે. ઇચ્છું છું. વ્યાકુળતામાં કંઈ ન કરવાનું ન કરે. મૈત્રેય ! ઓ મૈત્રેય !

વિદૂષક : (પાસે આવીને) આ રહ્યો. લ્યો આ. (રત્નાવલી બતાવે છે.)

ચારુદત્ત : આ શું ?

વિદૂષક : અરે ! એ (તો) તમે યોગ્ય સ્ત્રી પરણ્યાનું ફળ.

ચારુદત્ત : અરે ! મારી પત્ની (શબ્દશઃ બ્રાહ્મણની પત્ની) મારા ઉપર દયા લાવે છે ? હરિ હરિ ! હવે હું (ખરેખર) દરિદ્ર છું.

પોતાના (ક્રમ) ભાગ્યથી દ્રવ્ય વગરનો થયો. ધનને લીધે પુરુષ નારી (કહેવાય) (અને) ધનને લીધે જે નારી છે તે પુરુષ (કહેવાય). (૨૭)

અથવા

મૈત્રેય ! રત્નમાળા લઈને વસન્તસેના પાસે જા. અને તેને મારા વચનથી એમ કહેજે કે ખરેખર સોનાના દાગીના મારા છે એમ કરી વિશ્વાસથી જુગારમાં હારી ગયા. તેના બદલામાં આ રત્નાવલી સ્વીકારો.

વિદૂષક : તો ન ખાધેલા, ન ભોગવેલા (પણ) થોડી કિંમતના, ચોરે હરેલા (દાગીના) માટે ચાર સમુદ્રના સારરૂપી રત્નમાળા ન આપો.

ચારુદત્ત : ભાઈ ! એમ નહિ (કહે).

જે વિશ્વાસને આધારે તેણે આપણી પાસે થાપણ મૂકી હતી તે આ મોટા વિશ્વાસનું જ મૂલ્ય આપું છું. (૨૯)

તેથી ભાઈ ! તને મારા શરીરના સ્પર્શના સોગન છે. આ આપ્યા સિવાય અહીં આવવું નહિ. વર્ધમાનક !

આ ઈંટો દ્વારા જલદીથી આ છીંડુ સારી રીતે પૂરી દે (તૈયાર કરી દે). તે છીંડાની રક્ષા હું અનેક અપવાદના દોષને કારણે ટાળું છું. મિત્ર મૈત્રેય ! તારે પણ દીનતારહિત અને ઔદાર્યપૂર્ણ રીતે (વસંતસેના) પાસે બોલવું.

વિદૂષક : અરે ! દરિદ્ર તે દીનતારહિત બોલતો હોય ?

ચારુદત્ત : હું ધનવાન છુ મિત્ર, જે–('વૈભવમાં અનુસરનારી પત્ની' ૩–૨૮ ફરીથી બોલે છે). માટે આપ પધારો. હું પણ સ્નાન કરી સંધ્યા કરીશ.

(બધાં જાય છે.)

સંધિચ્છેદ નામનો ત્રીજો અંક

# चतुर्थोऽङ्कः

( ततः प्रविशति चेटी । )

चेटी—आणत्तम्हि अत्ताए अज्जआए सआसं गन्तुम् । एसा अज्जआ चित्तफलअणिसण्णदिट्ठी मदणिआए सह किंपि मन्तअन्ती चिट्ठदि । ता जाव उवसप्पामि । ( इति परिक्रामति । ) [ आज्ञताऽस्मि मात्राऽऽर्यायाः सकाशं गन्तुम् । एषाऽऽर्या चित्रफलकनिषण्णदृष्टिर्मदनिकया सह किमपि मन्त्रयन्ती तिष्ठति । तद्यावदुपसर्पामि । ]

( ततः प्रविशति यथानिर्दिष्टा वसन्तसेना मदनिका च । )

वसन्तसेना—हञ्जे मदणिए अवि सुसदिसी इअं चित्ताकिदी अज्जचारुदत्तस्स । [ चेटि मदनिके अपि सुसदृशीय चित्राकृतिरार्यचारुदत्तस्य । ]

मदनिका—सुसदिसी । [ सुसदृशी । ]

वसन्तसेना—कध तुम जाणासि । [ कथ त्वं जानासि । ]

मदनिका—जेण अज्जआए सुसिणिद्धा दिट्ठी अणुलग्गा । [ येनार्यायाः सुस्निग्धा दृष्टिरनुलग्ना । ]

वसन्तसेना—हञ्जे कि वेसवासदाक्खिण्णेण मदणिए एव्वं भणासि । [ चेटि कि वेशवासदाक्षिण्येन मदनिके एवं भणसि । ]

मदनिका—अज्जए कि ज्जेव जणो वेसे पडिवसदि सो ज्जेव अलीअदक्खिणो भोदि । [ आर्ये किं य एव जनो वेशे प्रतिवसति स एवालीकदक्षिणो भवति । ]

वसन्तसेना—हञ्जे णाणापुरिससङ्गेण वेस्साजणो अलीअदक्खिणो भोदि । [ चेटी नानापुरुषसङ्गेन वेश्याजनोऽलीकदक्षिणो भवति । ]

मदनिका—जदो दाव अज्जआए दिट्ठी इध अभिरमदि हिअअं च, तस्स कारणं किं पुच्छीअदि । [ यतस्तावदार्याया दृष्टिरिहाभिरमते हृदयं च, तस्य कारणं किं पृच्छयते । ]

वसन्तसेना—हञ्जे सहीअणादो उवहसणीअदा रक्खामि । [ चेटी सखिजनादुपहसनीयता रक्षामि । ]

मदनिका—अज्जए एव्वं णेदम् । सहीअणचित्ताणुवत्ती अबलाअणो भोदि । [ आर्ये एवं नेदम् । सखीजनचित्तानुवर्त्यबलाजनो भवति । ]

प्रथमा चेटी—( उपसृत्य ) अज्जए अत्ता आणवेदि—'गहिदावगुण्ठणं पक्खदुआरए सज्जं पवहणम् । ता गच्छ' त्ति । [ आर्ये माताऽऽज्ञापयति—'गृहीतावगुण्ठनं पक्षद्वारे सज्जं प्रवहणम् । तद्गच्छ' इति । ]

वसन्तसेना—हञ्जे किं अज्जचारुदत्तो मं णइस्सदि । [ चेटि किमार्यचारुदत्तो मां नेष्यति । ]

## અંક ૪

(પછી ચેટી પ્રવેશ કરે છે.)

ચેટી : માતાજીએ બહેન પાસે જવાની પાસે મને આજ્ઞા કરી છે. ચિત્રના પાટિયા ઉપર દૃષ્ટિ ઠેરવીને મદનિકા સાથે કંઈક બોલતાં બહેન આ રહ્યાં. તો ત્યારે પાસે જાઉં. (ફરે છે)

(પછી કહ્યા પ્રમાણે વસંતસેના અને મદનિકા પ્રવેશ કરે છે.)

વસન્તસેના : ચેટી ! મદનિકા ! આ ચિત્રની આકૃતિ આર્ય ચારુદત્તના જેવી જ છે કે ?

મદનિકા : બરાબર છે.

વસન્તસેના : તેં કેવી રીતે જાણ્યું ?

મદનિકા : કારણ બહેનની હેતભરી દૃષ્ટિ લાગી છે.

વસન્તસેના : ચેટી મદનિકા ! શું વેશ્યાનિવાસના વિનયથી આમ કહે છે ?

મદનિકા : બહેન ! શું જે કોઈ માણસ વેશ્યાવાસમા રહે છે તે જ ખોટા વિનયી થાય છે ?

વસન્તસેના : ચેટી ! વિવિધ પુરુષોના સસંર્ગથી વેશ્યાવર્ગ ખોટા વિનયી થાય છે.

મદનિકા : કારણ જ્યારે આર્યની દૃષ્ટિ અને હૃદય અહીં ખુશ થાય છે (ત્યારે) તેનું કારણ શા માટે પૂછવું જોઈએ ?

વસન્તસેના : ચેટી ! સખીજનની મશ્કરી હું નિવારું છું.

મદનિકા : બહેન, એ એવું નથી. સ્ત્રીઓ સખીજનના ચિત્તને અનુસરનારી હોય છે.

પહેલી ચેટી : (આવીને) બહેન ! માતાજી આજ્ઞા કરે છે કે બાજુને બારણે પડદાવાળો રથ તૈયાર છે, તેથી જાઓ.

વસન્તસેના : ચેટી, શું આર્ય ચારુદત્ત મને લઈ જશે ?

चेटी—अज्जए जेण पवहणेण सुवण्णदससाहस्सिओ अलंकारओ अणुप्पेसिदो ।
[ आर्ये येन प्रवहणेन सह सुवर्णदशसाहस्रकोऽलंकारोऽनुप्रेषितः । ]

वसन्तसेना—को उण सो । [ कः पुनः सः । ]

चेटी—एसो ज्जेव राअस्सालो सठाणओ । [एष एव राजश्यालः संस्थानकः । ]

वसन्तसेना—अवेहि । ( सक्रोधम् । ) मा पुणो एव्वं मणिस्ससि । [ अपेहि । ...मा पुनरेवं भणिष्यसि । ]

चेटी—पसीददु पसीददु अज्जआ । संदेसेण म्हि पेसिदा । [ प्रसीदतु प्रसीदत्वार्या । संदेशेनास्मि प्रेषिता । ]

वसन्तसेना—अहं संदेसस्स ज्जेव कुप्पामि । [ अहं संदेशायैव कुप्यामि । ]

चेटी—ता किंति अत्तं विण्णविस्सम् । [ तत्किमिति मातरं विज्ञापयिष्यामि । ]

वसन्तसेना—एव्वं विण्णाविदव्वा—जइ मं जीअन्ती इच्छसि ता एव्वं ण पुणो अहं अत्ताए आणविदव्वा । [ एवं विज्ञापयितव्या— यदि मां जीवन्तीमिच्छसि तदेवं न पुनरहं मात्राऽऽज्ञापयितव्या । ]

चेटी—जधा दे रोआदि ।( इति निष्क्रान्ता । ) [ यथा ते रोचते । ]...

शर्विलकः—

( प्रविश्य )

दत्त्वा निशाया वचनीयदोषं निद्रां च जित्वा नृपतेश्च रक्ष्यान् ।
स एष सूर्योदयमन्दरश्मिः क्षपाक्षयाच्चन्द्र इवास्मि जातः ॥१॥

अपि च ।

यः कश्चित्त्वरितगतिं निरीक्षते मां
संभ्रान्तं द्रुतमुपसर्पति स्थितं वा ।
तं सर्वं तुलयति दूषितोऽन्तरात्मा
स्वैर्दोषैर्भवति हि शङ्कितो मनुष्यः ॥ २ ॥

मया खलु मदनिकायाः कृते साहसमनुष्ठितम् ।

परिजनकथासक्तः कश्चिन्नरः समुपेक्षितः
क्वचिदपि गृहं नारीनाथं निरीक्ष्य विवर्जितम् ।
नरपतिबले पार्श्वायाते स्थितं गृहदारुव-
द्व्यवसितशतैरेवंप्रायैर्निशा दिवसीकृता ॥ ३ ॥

ચેટી : બહેન! જેણે રથ સાથે દસ હજાર સોનામહોરોના દાગીના મોકલ્યા છે (તે લઈ જશે).

વસન્તસેના : એ વળી કોણ?

ચેટી : એ જ રાજાનો સાળો સંસ્થાનક.

વસન્તસેના : (ક્રોધથી) હટ્! એવું ફરીથી બોલની નહિ.

ચેટી : પ્રસન્ન થાઓ, બહેન પ્રસન્ન થાઓ. મને સંદેશો લઈને મોકલી છે.

વસન્તસેના : હું સંદેશા ઉપર જ ગુસ્સે છું.

ચેટી : ત્યારે પછી માતાને શું કહું?

વસન્તસેના : આમ કહેવું."જો મને જીવતી જોવા ઇચ્છતાં હો તો ફરી માતાએ મને આવી આજ્ઞા ન કરવી."

ચેટી : જેવી તમારી મરજી. (બહાર જાય છે.)

(પ્રવેશ કરીને)

શર્વિલક :

નિંદાનો દોષ રાત્રીને ઓઢાડીને, અને નિદ્રાને તથા રાજાના રક્ષકોને જીતીને (હું) રાત્રીનો નાશ થવાથી, સૂર્યોદયને લીધે ઝાંખા કિરણોવાળા ચંદ્ર જેવો ઝાંખો થયો છું. (૧)

અને વળી,

ઉતાવળી ગતિવાળા મને જે કોઈ ધારીને જુએ છે કે ગભરાટથી ઊભેલા (મારી) પાસે એકદમ આવે છે, તે બધાને મારો દૂષિત અન્તરાત્મા સરખા ગણે છે. કારણ, પોતાના દોષથી માણસ શંકાવાળો થાય છે. (૨)

મદનિકા માટે મેં ખરેખર સાહસ કર્યું.

નોકરની વાતમાં મશગુલ કોઈક માણસની મેં ઉપેક્ષા કરી. વળી ક્યાંક ઘરને ફક્ત નારીથી અધિષ્ઠિત થયેલું જોઈને ત્યજી દીધું. રાજાનો સૈનિક નજીક આવે ત્યારે ઘરના થાંભલાની માફક ઊભો રહી ગયો. લગભગ આવા સેંકડો પ્રયત્નથી (મેં) રાતને દિવસમાં પલટી નાખી.

(इति परिक्रामति।)

वसन्तसेना—हञ्जे इमं दाव चित्तफलअं मम सअणीए ठाविअ तालवेण्टअं गेण्हिअ लहु आअच्छ। [चेटि इमं तावच्चित्रफलकं मम शयनीये स्थापयित्वा तालवृन्तं गृहीत्वा लघ्वागच्छ।]

मदनिका—जं अज्जआ आणवेदि। (इति फलकं गृहीत्वा निष्क्रान्ता।) [यदार्याऽऽज्ञापयति।]

शर्विलक — इदं वसन्तसेनाया गृहम्। तद्यावत्प्रविशामि। (प्रविश्य) क्व नु मया मदनिका द्रष्टव्या।

(ततः प्रविशति तालवृन्तहस्ता मदनिका।)

शर्विलक —(दृष्ट्वा।) अये इयं मदनिका।

**मदनमपि गुणैर्विशेषयन्ती रतिरिव मूर्तिमती विभाति येयम्।**
**मम हृदयमनङ्गवह्नितप्तं भृशमिव चन्दनशीतलं करोति ॥४॥**

मदनिके।

मदनिका—(दृष्ट्वा।) अम्मो। कधं सव्विलओ। सव्विलअ साअदं दे। कहिं तुमम्। [आश्चर्यम्। कथं शर्विलकः। शर्विलक स्वागतं ते, कुत्र त्वम्।]

शर्विलक —कथयिष्यामि।

(इति सानुरागमन्योन्यं पश्यतः।)

वसन्तसेना—(गवाक्षकेन दृष्ट्वा) चिरयदि मदणिआ। ता कहिं णु क्खु सा। कथम् एसा केणावि पुरिसकेण सह मन्तअन्ती चिट्ठदि। जधा अदिसिणिद्धाए णिच्चलदिट्ठीए आपिबन्ती विअ एदं णिज्झाअदि तधा तक्केमि एसो जणो एदं इच्छदि अभुज्जिस्सं कादुम्। ता रमदु रमदु। मा कस्सावि पीदिच्छेदो भोदु। ण क्खु सद्दावइस्सम्। [चिरयति मदनिका। तत्कुत्र नु खलु सा। कथमेषा केनापि पुरुषकेण सह मन्त्रयन्ती तिष्ठति। यथाऽतिस्निग्धया निश्चलदृष्ट्याऽऽपिबन्तीवैतं निध्यायति तथा तर्कयामि एषा जन एनामिच्छत्यभुजिष्यां कर्तुम्। तद्रमतां रमताम्। मा कस्यापि प्रीतिच्छेदो भवतु। न खलु शब्दापयिष्यामि।]

मदनिका—सव्विलअ कधेहि। [शर्विलक कथय।]

शर्विलक —(सशङ्कं दिशोऽवलोकयति।)

मदनिका—सव्विलअ किं ण्णेदम्। ससङ्को विअ लक्खीअसि। [शर्विलक किं न्विदम्। सशङ्क इव लक्ष्यसे।]

शर्विलक —वक्ष्ये त्वां किंचिद्रहस्यम्। तद्विविक्तमिदम्।

मदनिका—अध इं। [अथ किम्।]

**વસન્તસેના :** ચેટી ! ત્યારે આ ચિત્રપટ મારી પથારી ઉપર મૂકીને પંખો લઈને જલદી આવ.

**મદનિકા :** જેવી બહેનની આજ્ઞા. (પટ લઈને બહાર જાય છે.)

**શર્વિલક :** આ (રહ્યું) વસંતસેનાનું ઘર. તેથી ચાલ પ્રવેશ કરું (પ્રવેશ કરીને) મદનિકાને મારે ક્યાં મળવું ? (પછી હાથમાં પંખો લઈને મદનિકા આવે છે.)

**શર્વિલક :** (જોઈને) અરે ! આ (રહી) મદનિકા.

ગુણમાં કામદેવને પણ ટપી જતી જે આ મૂર્તિમતી રતિ જેવી શોભે છે તે મારા કામાગ્નિથી તપ્ત થયેલા હૃદયને એકદમ જાણે ચંદન જેવું શીતળ કરે છે. (૪)

મદનિકા !

**મદનિકા :** (જોઈને) ઓહો ! શું શર્વિલક ? શર્વિલક ! તને સ્વાગત. તું ક્યાંથી ?

**શર્વિલક :** કહીશ. (બંને અન્યોન્યને પ્રીતિપૂર્વક જુએ છે.)

**વસન્તસેના .** (બારીમાંથી જોઈને) મદનિકા વાર કરે છે. તેથી તે ક્યાં હશે વારુ ? (બારીએથી જોઈને) શું ? આ કોઈ પુરુષ સાથે વાત કરે છે, કારણ અતિ પ્રેમાળ (અને) સ્થિર દૃષ્ટિથી પીતી હોય તેમ એને જુએ છે તેથી માનું છું કે આ તે માણસ છે જે એને મુક્ત કરાવવા ઇચ્છે છે તો ભલે પ્રેમ કરતા કોઈની પણ પ્રીતિ ન વિચ્છેદાઓ. ખરેખર (કોઈનું) નહિ બોલવું.

(શર્વિલક ભયથી (ચારે) દિશાના જુએ છે.)

**મદનિકા :** શર્વિલક ! આ શું વારુ ! ડરતો હોય તેમ જણાય છે.

**શર્વિલક :** તને કંઈક છાની વાત કહું. તો શું આ જગ્યા એકાંત છે ?

**મદનિકા :** હાસ્તો

वसन्तसेना—कध परमरहस्सम् । ता ण सुणिस्सम् । [कथं परमरहस्यम् । तन्न श्रोष्यामि ।]

शर्विलकः—मदनिके किं वसन्तसेना मोक्ष्यति त्वां निष्क्रयेण ।

वसन्तसेना—कध मम संबन्धिनी कधा । ता सुणिस्सं इमिणा गवक्खेण ओवारिदसरीरा । [कथं मम सम्बन्धिनी कथा । तच्छ्रोष्याम्यनेन गवाक्षेणापवारितशरीरा ।]

मदनिका—सव्विलअ भणिदा मए अज्जआ । तदो भणादि—जइ मम छन्दो तदा विणा अत्थं सव्वं परिजणं अभुजिस्सं करइस्सम् । अध सव्विलअ कुदो दे एत्तिओ विहओ जेण म अज्जआसआसादो मोआइस्ससि । [शर्विलक भणिता मयाऽऽर्या । तदा भणति—यदि मम च्छन्दस्तदा विनाऽर्थं सर्वं परिजनमभुजिष्यं करिष्यामि । अथ शर्विलक कुतस्त एतावान्विभवः येन मामार्यासकाशान्मोचयिष्यसि ।]

शर्विलकः—

दारिद्र्येणाभिभूतेन त्वत्स्नेहानुगतेन च ।
अद्य रात्रौ मया भीरु त्वदर्थे साहसं कृतम् ॥५॥

वसन्तसेना—पसण्णा से आकिदी । साहसकम्मदाए उण उव्वेअणीआ । [प्रसन्नाऽस्याकृतिः । साहसकर्मतया पुनरुद्वेजनीया ।]

मदनिका—सव्विलअ इत्थीकल्लवत्तस्स कारणेण उहअं पि संसए विणिक्खित्तम् । [शर्विलक स्त्रीकल्यवर्तस्य कारणेनोभयमपि संशये विनिक्षिप्तम् ।]

शर्विलकः—किं किम् ।

मदनिका—सरीरं चारित्तं च । [शरीरं चारित्रं च ।]

शर्विलकः—अपण्डिते, साहसे श्रीः प्रतिवसति ।

मदनिका—सव्विलअ अखण्डिदचारित्तो सि । ता ण खु ते मम कारणादो साहसं करन्तेण अच्चन्तविरुद्धं आचरिदम् । [शर्विलक अखण्डितचारित्रोऽसि । तन्न खलु त्वया मम कारणात्साहसं कुर्वताऽत्यन्तविरुद्धमाचरितम् ।]

शर्विलकः—

नो मुष्णाम्यबलां विभूषणवतीं फुल्लामिवाहं लतां
विप्रस्वं न हरामि काञ्चनमथो यज्ञार्थमभ्युद्धृतम् ।
धात्र्युत्सङ्गगतं हरामि न च तथा बालं धनार्थी क्वचि-
त्कार्याकार्यविचारिणी मम मतिश्चौर्येऽपि नित्यं स्थिता ॥६॥

तद्विज्ञाप्यतां वसन्तसेना—

अयं तव शरीरस्य प्रमाणादिव निर्मितः ।
अप्रकाशो ह्यलङ्कारो मत्स्नेहाद्धार्यतामिति ॥ ७ ॥

**વસન્તસેના** : શું ? ખૂબ છાની વાત ! તો નહિ સાંભળું.

**શર્વિલક** : મદનિકા ! વસંતસેના શું તને પૈસા લઈને છૂટી કરશે ?

**વસન્તસેના** : શું ? મારે લગતી વાત છે ? તો આ બારીએથી (મારું) શરીર છુપાવીને સાંભળીશ.

**મદનિકા** : શર્વિલક ! મેં બહેનને કહ્યું હતું ત્યારે કહે "જો મારી મરજી હશે તો પૈસા વગર બધા પરિજનોને મુક્ત કરી દઈશ. પણ શર્વિલક ! તારી પાસે એટલો પૈસો ક્યાંથી કે જેથી (તું) મને બહેન પાસેથી છોડાવે ?

**શર્વિલક** :

દારિદ્રતાથી દબાયેલા અને તારા સ્નેહથી પ્રેરાયેલા મેં આજે રાતે, ઓ ડરપોક ! તારે માટે સાહસ કર્યું. (૫)

**વસન્તસેના** : દેખાવે આ સોહામણો છે પણ સાહસના કામથી ડરાવણો લાગે છે.

**મદનિકા** : અરે ! શર્વિલક, તુચ્છ એવી આને કાજે તે બન્ને બાબતો સંશયમાં નાખી

**શર્વિલક** : કઈ કઈ ?

**મદનિકા** : શરીર અને ચારિત્ર્ય,

**શર્વિલક** : મૂર્ખી ! સાહસમાં લક્ષ્મીનો વાસ છે.

**મદનિકા** : શર્વિલક ! તેં (આજ સુધી) તારું ચારિત્ર્ય ગુમાવ્યું નથી, તેથી મારે માટે સાહસ કરતાં તેં ખરેખર અત્યંત ખરાબ (કામ) નથી કર્યું ને વારુ ?

ફાલીફૂલી લતા જેવી આભૂષણોવાળી સ્ત્રીને હું લૂંટતો નથી. બ્રાહ્મણનું પોતાનું (ધન) કે યજ્ઞ માટે રાખેલું સોનું (હું) ન હરું. તેમજ ધન ઇચ્છતા હું કદાપિ ધાય (માતા)ના ખોળામાં રહેલું બાળક ન હરું. ચોરીમાં પણ હમેશાં મારી મતિ યોગ્યાયોગ્યનો વિચાર કરનારી રહી છે. (૬)

તેથી વસન્તસેનાને કહેજે–

જાણે તમારા શરીરના માપે બનાવ્યા હોય તેમ આ અલંકાર, ખરેખર મારા સ્નેહને લીધે છાનામાના પહેરજો. (૭)

मदनिका—उज्जिलअ अप्पकासो अलंकारआ । अअं च जणो त्ति दुवेवि ण जुज्जदि । ता उवणेहि दाव । पेक्खामि एद अलंकारअम् । [शर्विलक अप्रकाशोऽलंकारः । अयं च जन इति द्वयमपि न युज्यते । तदुपनय तावत् । पश्याम्येनमलंकारम् ।]

शर्विलकः—इदमलंकरणम् । (इति साशङ्कं समर्पयति ।)

मदनिका—(निरूप्य) दिट्ठपुरुव्वो विअ अअं अलंकारओ । ता भणेहि, कुदो दे एसो । [दृष्टपूर्व इवायमलंकारः । तद्भण कुतस्त एषः ।]

शर्विलकः—मदनिके किं तवानेन । गृह्यताम् ।

मदनिका—(सरोषम्) जइ मे पच्चअं ण गच्छसि, ता किं णिमित्तं मं णिक्किणासि । [यदि मे प्रत्ययं न गच्छसि, तत्किं निमित्तं मां निष्क्रीणासि ।]

शर्विलकः—अयि प्रभाते मया श्रुतं श्रेष्ठिचत्वरे, यथा 'सार्थवाहस्य चारुदत्तस्येति ।'

(वसन्तसेना मदनिका च मूर्छां नाटयतः ।)

शर्विलकः—मदनिके समाश्वसिहि । किमिदानीं त्वं,

विषादग्रस्तसर्वाङ्गी संभ्रमभ्रान्तलोचना ।
नीयमानाभुजिष्या त्वं कम्पसे, नानुकम्पसे ॥ ८ ॥

मदनिका—(समाश्वस्य) साहसिअ ण क्खु तुए मम कारणादो इम अकज्जं करन्तेण तस्सिं गेहे कोवि वावादिदो परिक्खदो वा । [साहसिक न खलु त्वया मम कारणादिदमकार्यं कुर्वता तस्मिन्गेहे कोऽपि व्यापादितः परिक्षतो वा ।]

शर्विलकः—मदनिके, भीते सुप्ते न शर्विलकः प्रहरति । तन्मया न कश्चिद्व्यापादितो नापि परिक्षतः ।

मदनिका—सच्चम् । [सत्यम् ।]

शर्विलकः—सत्यम् ।

वसन्तसेना—(संज्ञां लब्ध्वा ।) अम्महे । पच्चुज्जीविदम्हि । [आश्चर्यम्, प्रत्युज्जीवितास्मि ।]

मदनिका—पिअम् । [प्रियम् ।]

शर्विलकः—मदनिके किं नाम प्रियमिति । (सेर्ष्यम्)

त्वत्स्नेहबद्धहृदयो हि करोम्यकार्यं
सद्वृत्तपूर्वपुरुषेऽपि कुले प्रसूतः ।
रक्षामि मन्मथविपन्नगुणोऽपि मानं
मित्रं च मां व्यपदिशस्यपरं च यासि ॥९॥

મદનિકા : શર્વિલક ! ખાનગીમાં રાખવાના અલંકાર ! અને આ માણસ ! એમ બેય ન બને. તો લાવતો આ અલંકાર, જરા જોઉં.

શર્વિલક : આ રહ્યા ઘરેણાં. (વહેમાતો આપે છે.)

મદનિકા : (જોઈને) આ દાગીના જરૂર પહેલાં જોયા છે. તો કહે આ તારી પાસે ક્યાંથી ?

શર્વિલક : મદનિકા ! તારે એનાથી શું ? લે.

મદનિકા : (રોષથી) જો મારા ઉપર વિશ્વાસ નથી બેસતો તો મને છોડાવે છે શા માટે ?

શર્વિલક : અરે ! સવારે મેં નગરચોકમાં એમ સાંભળ્યું કે '(તે દાગીના) વેપારી ચારુદત્તના છે.'

(વસંતસેના અને મદનિકાને મૂર્છા આવે છે.)

શર્વિલક : મદનિકા ! સાવધ થા, હવે શા માટે

વિષાદથી શિથિલ થયેલાં સર્વ અંગોવાળી, ગભરાઈને બાવરાં બનેલાં નયનોવાળી અને સ્વતંત્રતાને પ્રાપ્ત કરતી તું ધ્રૂજે છે, પણ અનુકંપા દર્શાવતી નથી (૮)

મદનિકા : (સ્વસ્થ થઈને) ઓ સાહસિક ! ખરેખર મારે ખાતર આ કુકર્મ કરતા તે ઘરમાં કોઈને પણ માર્યો કે ઘાયલ નથી કર્યોને ?

શર્વિલક : મદનિકા, ડરેલા અને સૂતેલા માણસ ઉપર શર્વિલક પ્રહાર કરતો નથી. તેથી ન તો મેં કોઈને માર્યો છે કે ન તો કોઈને ઘાયલ કર્યો છે.

મદનિકા : સાચે જ ?

શર્વિલક : સાચું.

વસન્તસેના : (ભાનમાં આવીને) હાશ ! જીવમાં જીવ આવ્યો.

મદનિકા : સરસ.

શર્વિલક : (ઈર્ષ્યાથી) મદનિકા ! ખરેખર, એમાં સરસ શું ?

સુચ્ચારિત્ર્યવાળા પૂર્વજોના કુળમાં જન્મ્યો હોવા છતાં ખરે, તારા સ્નેહથી બંધાયેલા હૃદયવાળો (હું) ખરાબ કર્મ કરું છું. કામથી ગુણ નાશ પામ્યા હોવા છતાં, માન રાખું છું. છતાં મને મિત્ર કહે છે અને જાય છે બીજા પાસે ! (૯).

(साकूतम्)

इह सर्वस्वफलिनः कुलपुत्रमहाद्रुमाः ।
निष्फलत्वमलं यान्ति वेश्याविहगभक्षिताः ॥ १० ॥

अयं च सुरतज्वालः कामाग्निः प्रणयेन्धनः ।
नराणां यत्र हूयन्ते यौवनानि धनानि च ॥ ११ ॥

वसन्तसेना—(सस्मितम्) अहो से अत्याणे आवेओ [अहो अस्यास्थान आवेगः ।]

शर्विलकः—सर्वथा,

अपण्डितास्ते पुरुषा मता मे ये स्त्रीषु च श्रीषु च विश्वसन्ति ।
श्रियो हि कुर्वन्ति तथैव नार्यो भुजङ्गकन्यापरिसर्पणानि ॥१२॥

स्त्रीषु न रागः कार्यो रक्तं पुरुषं स्त्रियः परिभवन्ति ।
रक्तैव हि रन्तव्या विरक्तभावा तु हातव्या ॥१३॥

सुष्ठु खल्विदमुच्यते—

एता हसन्ति च रुदन्ति च वित्तहेतो-
र्विश्वासयन्ति पुरुषं न तु विश्वसन्ति ।
तस्मान्नरेण कुलशीलसमन्वितेन
वेश्याः श्मशानसुमना इव वर्जनीयाः ॥१४॥

अपि च,

समुद्रवीचीव चलस्वभावाः सन्ध्याभ्रलेखेव मुहूर्तरागाः ।
स्त्रियो हृतार्थाः पुरुषं निरर्थं निष्पीडितालक्तकवत्त्यजन्ति ॥१५॥

स्त्रियो नाम चपलाः—

अन्यं मनुष्यं हृदयेन कृत्वा अन्यं ततो दृष्टिभिराह्वयन्ति ।
अन्यत्र मुञ्चन्ति मदप्रसेकमन्यं शरीरेण च कामयन्ते ॥१६॥

सुक्तं खलु कस्यापि—

न पर्वताग्रे नलिनी प्ररोहति न गर्दभा वाजिधुरं वहन्ति ।
यवाः प्रकीर्णा न भवन्ति शालयो न वेशजाताः शुचयस्तथाऽ-
ङ्गनाः ॥ १७॥

(કટાક્ષથી)

અહીં ધનરૂપી ફળવાળાં, કુળપુત્રોરૂપી મોટાં વૃક્ષો, વેશ્યા-રૂપી પંખીઓથી ખવાતાં આ રીતે સંપૂર્ણપણે ફળ વગરના થાય છે. (૧૦)

અને આ સંભોગરૂપી જ્વાળાઓ અને પ્રેમરૂપી ઇંધણવાળો કામરૂપી અગ્નિ છે કે જ્યાં પુરુષોનાં યૌવન અને ધન હોમાય છે. (૧૧)

વસન્તસેના : (સસ્મિત) અહો ! આનો આવેશ અસ્થાને છે.

શર્વિલક : દરેક રીતે,

જેઓ સ્ત્રીઓ ઉપર અને લક્ષ્મી ઉપર વિશ્વાસ રાખે છે તે પુરુષો મને મૂર્ખા લાગે છે; કારણ લક્ષ્મી તેમજ સ્ત્રીઓ સર્પકન્યાની જેમ સરકી જતી હોય છે. (૧૨).

સ્ત્રીઓ તરફ સ્નેહ કરવો જોઈએ નહિ. અનુરક્ત પુરુષનું સ્ત્રીઓ અપમાન કરે છે. (પોતાની મેળે) અનુરક્તાને જ પ્રેમ કરવો. પણ વિરક્ત ભાવવાળીને છોડી દેવી જોઈએ. (૧૩)

ખરેખર, એ ઠીક કહ્યું છે—

પૈસાને માટે આ હસે છે અને રડે છે. પુરુષમાં વિકાર ઊભો કરે છે પણ વિશ્વાસ રાખતી નથી. તેથી કુળ (અને) શીલ ધરાવતા મનુષ્યોએ વેશ્યાને સ્મશાનના ફૂલની માફક ત્યજવી જોઈએ. (૧૪)

વળી—

સમુદ્રના તરંગ જેવા ચંચળ સ્વભાવની સંધ્યાના વાદળની રેખા જેવા ક્ષણિક રાગ (રંગ, પ્રેમ)વાળી સ્ત્રીઓ પૈસા લઈ લઈને, ધનહીન પુરુષને પીસેલા અળતાની માફક ત્યજી દે છે. (૧૫)

ખરેખર સ્ત્રીઓ ચંચળ હોય છે.

મનમાં બીજા માણસને ધારીને પછી બીજાને આંખથી આવકારે છે, કામનો અતિરેક ત્રીજા પાસે (ચન્દ્રઃ-બીજે) ખાલી કરે છે અને શરીરથી બીજાને ચાહે છે. (૧૬)

કોઈકે ખરેખર ઠીક કહ્યું છે—

પર્વતના શિખર ઉપર કમલિની ઊગતી નથી ગધેડા ઘોડાની ધૂંસરી વહેતા નથી. વેરેલા જવની ડાંગર થતી નથી. તેવી જ રીતે ગણિકાવાસમાં જન્મેલી સ્ત્રીઓ પવિત્ર હોતી નથી. (૧૭)

आः दुरात्मन् चारुदत्तहतक अद्य न भवसि। (इति कतिचित्पदानि गच्छति।)

मदनिका—(अञ्चले गृहीत्वा) अइ असंबद्धभासअ असंभावणीए कुप्पसि। [अयि असंबद्धभाषक असंभावनीये कुप्यसि।]

शर्विलक—कथमसंभावनीयं नाम।

मदनिका—एसो क्खु अलकारओ अज्जआकेरओ। [एष खल्वलंकार आर्यासम्बन्धी।]

शर्विलकः—ततः किम्।

मदनिका—स च तस्स अज्जस्स हत्थे विणिक्खित्तो। [स च तस्यार्यस्य हस्ते विनिक्षिप्तः।]

शर्विलकः—किमर्थम्।

मदनिका—(कर्णे) एव्व विअ। [एवमिव।]

शर्विलकः—(सवैलक्ष्यम्) भो कष्टम्।

**छायार्थं ग्रीष्मसंतप्तो यामेवाहं समाश्रितः।**
**अजानता मया सैव पत्रैः शाखा वियोजिता ॥१८॥**

वसन्तसेना—कध एसो वि संतप्पदि ज्जेव। ता अजाणन्तेण एदिणा एव्व अणुचिट्ठिदम्। [कथमेषोऽपि संतप्यत एव। तदजानतैतेनैवमनुष्ठितम्।]

शर्विलकः—मदनिके किमिदानीं युक्तम्।

मदनिका—एत्थ तुमं ज्जेव पण्डिओ। [अत्र त्वमेव पण्डितः।]

शर्विलकः—नैवम्। पश्य।

**स्त्रियो हि नाम खल्वेता निसर्गादेव पण्डिताः।**
**पुरुषाणां तु पाण्डित्यं शास्त्रैरेवोपदिश्यते ॥१९॥**

मदनिका—सव्विलअ जइ मम वअणं सुणीअदि ता तस्स ज्जेव महाणुभावस्स पडिणिज्जादेहि। [शर्विलक, यदि मम वचनं श्रूयते, तदा तस्यैव महानुभावस्य प्रतिनिर्यातय।]

शर्विलकः—मदनिके, यद्यसौ राजकुले मां कथयति।

मदनिका—ण चन्दादो आदवो होदि। [न चन्द्रादातपो भवति।]

वसन्तसेना—साहु मदणिए साहु। [साधु मदनिके साधु।]

शर्विलकः—मदनिके।

અરે ! દુરાત્મા ! દુષ્ટ ચારુદત્ત ! હવે તું નહિ રહે. (થોડાક પગલાં જાય છે.)

મદનિકા : (વસ્ત્રનો છેડો પકડીને) અરે ! લવારા કરનારા ! અસંભવિત (વસ્તુ) માટે ગુસ્સે થાય છે

શર્વિલક : કેવી રીતે ખરેખર અસંભવિત ?

મદનિકા : આ ઘરેણાં ખરેખર બહેનના પોતાના છે.

શર્વિલક : પછી શું ?

મદનિકા : અને તે એ આર્યના હાથમાં ન્યાસ તરીકે મૂક્યાં હતાં.

શર્વિલક શા માટે ?

મદનિકા . (કાનમાં) આટલા માટે.

શર્વિલક : (મુંઝવણ સાથે) અરે રામ !

ગ્રીષ્મના (તાપથી) બળેલા મેં છાંયડા માટે જેનો આશ્રય કર્યો તે જ ડાળને અજાણતા મેં પાંદડા વિનાની બનાવી દીધી. (૧૮)

વસન્તસેના શું આ પણ દુઃખી જ થાય છે ? તેથી અજાણતા જ આણે આવું કર્યું ?

શર્વિલક મદનિકા ! હવે શું કરવું યોગ્ય છે ?

મદનિકા આ બાબતમાં તું જ પંડિત છે.

શર્વિલક : એમ નહિ, જો–

નાચું, આ સ્ત્રીઓ ખરેખર કુદરતી રીતે જ ચતુર હોય છે. જ્યારે પુરુષોને પાંડિત્ય શાસ્ત્રોથી જ ઉપદેશાય છે. (૧૯)

મદનિકા : શર્વિલક ! જો મારું વચન માને તો તે જ મહાનુભાવને પાછાં આપી આવ.

શર્વિલક . મદનિકા ! જો એ મને રાજદરબારમાં પહોંચાડે તો !

મદનિકા : ચંદ્રમાથી તડકો સંભવતો નથી.

વસન્તસેના : સરસ ! મદનિકા, સરસ !

શર્વિલક : મદનિકા,

न खलु मम विषादः साहसेऽस्मिन्भयं वा,
कथयसि हि किमर्थं तस्य साधोर्गुणांस्त्वम् ।
जनयति मम चेदं कुत्सितं कर्म लज्जां
नृपतिरिह शठानां मादृशां किं नु कुर्यात् ॥२०॥

तथाऽपि नीतिविरुद्धमेतत् । अन्य उपायश्चिन्त्यताम् ।

मदनिका—सो अअं अवरो उवाओ । [सोऽयमपर उपायः ।]

वसन्तसेना—को क्खु अवरो उवाओ हुविस्सदि । [कः खल्वपर उपायो भविष्यति ।]

मदनिका—तस्स ज्जेव अज्जस्स केरओ भविअ एदं अलंकारअं अज्जआए उवणेहि । [तस्यैवार्यस्य सबन्धो भूत्वेममलंकारमार्याया उपनय ।]

शर्विलकः—एवं कृते किं भवति ।

मदनिका—तुमं दाव अचोरो सो वि अज्जो अरिणो । अज्जआए सकं अलंकारअं उवगदं भादि । [त्वं तावदचौरः सोऽप्यार्योऽनृणः । आर्यया स्वकोऽलंकार उपगतो भवति ।]

शर्विलकः—नन्वतिसाहसमेतत् ।

मदनिका—अइ उवणेहि । अण्णधा अदिसाहसम् । [अयि उपनय । अन्यथाऽतिसाहसम् ।]

वसन्तसेना—साहु मदणिए, साहु । अभुजिस्साए विअ मन्तिदम् । [साधु मदनिके, साधु । अभुजिष्ययेव मन्त्रितम् ।]

शर्विलकः—

मयाऽऽप्ता महती बुद्धिर्भवतीमनुगच्छता ।
निशायां नष्टचन्द्रायां दुर्लभो मार्गदर्शकः ॥२१॥

मदनिका—तेन हि तुमं इमस्सि कामदेवगेहे मुहुत्तअं चिट्ठ जाव अज्जआए तुह आगमणं णिवेदेमि । [तेन हि त्वमस्मिन्कामदेवगेहे मुहूर्तकं तिष्ठ, यावदार्यायै तवागमनं निवेदयामि ।]

शर्विलकः—एवं भवतु ।

मदनिका—(उपसृत्य) अज्जे एसो क्खु चारुदत्तस्स सआसादो बम्हणो आअदो । [आर्ये एष खलु चारुदत्तस्य सकाशाद् ब्राह्मणः आगतः ।]

वसन्तसेना—हञ्जे तस्स केरअं ति कधं तुमं जाणासि । [चेटी, तस्य सबन्धीति कथं त्वं जानासि ।]

मदनिका—अज्जए अत्तणकेरअं वि ण जाणामि। [आर्ये आत्मसबन्धिनमपि न जानामि।]

वसन्तसेना—(स्वगतं सशिर कम्प विहस्य) जुज्जदि। (प्रकाशम्) पविसदु। [युज्यते।.. प्रविशतु।]

मदनिका—ज आज्जआ आणवेदि। (उपगम्य) पविसदु सव्विलओ। [यदार्याज्ञापयति। ..प्रविशतु शर्विलकः।]

शर्विलकः—(उपसृत्य सवैलक्ष्यम्) स्वस्ति भवत्यै।

वसन्तसेना—अज्ज वन्दामि। उवविसदु, अज्जो। [आर्य, वन्दे। उपविशत्वार्यः।]

शर्विलकः—सार्थवाहस्त्वा विज्ञापयति—'जर्जरत्वाद्गृहस्य दुरक्षमिदं भाण्डम्। तद्गृह्यताम्। (इति मदनिकायाः समर्प्य प्रस्थितः।)

वसन्तसेना—अज्ज ममावि दाव पडिसदेसं तहिं अज्जो णेदु। [आर्य ममापि तावत्प्रतिसंदेशं तत्रार्यो नयतु।]

शर्विलकः—(स्वगतम्) कस्तत्र यास्यति। (प्रकाशम्) कः प्रतिसंदेशः।

वसन्तसेना—पडिच्छदु अज्जो मदणिअम् [प्रतीच्छत्वार्यो मदनिकाम्।]

शर्विलकः—भवति न खल्ववगच्छामि।

वसन्तसेना—अहं अवगच्छामि। [अहमवगच्छामि।]

शर्विलकः—कथमिव।

वसन्तसेना—अहं अज्जचारुदत्तेण भणिदा—जो इमं अलंकारअं समप्पइस्सदि तस्स तुए मदणिआ दादव्वा। ता सो ज्जेव एदं दे देदित्ति एव्वं अज्जेण अवगच्छिदव्वम्। [अहमार्यचारुदत्तेन भणिता—य इममलंकारकं समर्पयिष्यति तस्य त्वया मदनिका दातव्या। तत्स एवैतां ते ददातीत्येवमार्येणावगन्तव्यम्।]

शर्विलकः—(स्वगतम्) अये विज्ञातोऽहमनया। (प्रकाशम्) साधु आर्यचारुदत्त, साधु।

गुणेष्वेव हि कर्तव्यः प्रयत्नः पुरुषैः सदा।
गुणयुक्तो दरिद्रोऽपि नेश्वरैरगुणैः समः॥२२॥

अपि च,

गुणेषु यत्नः पुरुषेण कार्यो न किंचिदप्राप्यतमं गुणानाम्।
गुणप्रकर्षादुडुपेन शंभोरलङ्घ्यमुल्लङ्घितमुत्तमाङ्गम्॥२३॥

वसन्तसेना—को एत्थ पवहणिओ। [कोऽत्र प्रवहणिकः।]

**મદનિકા :** બહેન ! પોતાના સંબંધીને પણ ન ઓળખ્યું ?

**વસન્તસેના :** (સ્વગત માથું ધુણાવીને હસીને) બરાબર છે. (મોટેથી) અંદર બોલાવ.

**મદનિકા :** જેવી બહેનની આજ્ઞા ! (પાસે જઈને) અંદર આવ, શર્વિલક !

**શર્વિલક :** (પાસે જઈને અચંબો પામીને) કલ્યાણ થાઓ તમારું.

**વસન્તસેના :** ભાઈ ! નમસ્તે ! બેસો ભાઈ !

**શર્વિલક :** શેઠ તમને કહેવડાવે છે–"ઘર જૂનું હોવાથી આ અલંકાર રક્ષી શકાય તેમ નથી, તેથી લ્યો".

(મદનિકાને આપી ઊભો રહે છે.)

**વસન્તસેના :** ભાઈ ત્યારે મારોયે વળતો સંદેશો ત્યાં લઈ જાઓ, આર્ય !

**શર્વિલક :** (સ્વગત) ત્યાં વળી કોણ જવાનું છે ? (મોટેથી) કયો વળતો સંદેશો ?

**વસન્તસેના :** આપશ્રી મદનિકાનો સ્વીકાર કરો.

**શર્વિલક :** બેન ! હું (તમારું કહેલું) સમજ્યો નહિ.

**વસન્તસેના :** હું સમજું છું.

**શર્વિલક :** કેવી રીતે ?

**વસન્તસેના :** મને આર્ય ચારુદત્તે કહ્યું છે, "જે આ અલંકાર પાછા આપે તેને તમારે મદનિકા આપવી". તેથી તે (ચારુદત્ત) જ આને તમને આપે છે એમ એવું આપશ્રીએ સમજવું.

**શર્વિલક :** (સ્વગત) અરે ! એણે મને ઓળખી લીધો ? (મોટેથી) ધન્ય ! આર્ય ચારુદત્ત ! ધન્ય !

પુરુષોએ ખરેખર, હંમેશ ગુણ માટે જ પ્રયત્ન કરવો જોઈએ. ગુણવાન દરિદ્ર હોય તો એ નિર્ગુણ ધનવાનની બરોબર નથી. (૨૨)

અને વળી,

મનુષ્યે ગુણ માટે યત્ન કરવો જોઈએ, ગુણને કંઈ પણ અપ્રાપ્ય હોતું નથી. ગુણોની ઉત્કૃષ્ટતાથી બીજચંદ્રે શિવના અલંઘ્ય મસ્તકને પ્રાપ્ત કર્યું. (૨૩)

**વસન્તસેના :** અહીં કોણ સારથિ છે ?

(प्रविश्य सप्रवहणः)

चेटी—अज्जए सज्ज पवहणम् । [आर्ये सज्जं प्रवहणम् ।]

वसन्तसेना—हञ्जे मअणिए सुदिट्ठ मं करेहि । दिण्णासि । आरुह पवहणम् । सुमरेसि मम् । [चेटि मदनिके सुदृष्टां मा कुरु । दत्तासि । आरोह प्रवहणम् । स्मरसि माम् ।]

मदनिका—(रुदती) परिच्चत्तम्हि अय्यआए । (इति पादयोः पतति ।) [परित्यक्तास्म्यार्यया ।]...

वसन्तसेना—संपद तुमं ज्जेव वन्दणीआ सवुत्ता । ता गच्छ । आरुह पवहणम् । सुमरेसि मम् । [साम्प्रतं त्वमेव वन्दनीया संवृत्ता । तद्गच्छ । आरोह प्रवहणम् । स्मरसि माम् ।]

शर्विलकः—स्वस्ति भवत्यै । मदनिके ।

सुदृशः क्रियतामेष शिरसा वन्द्यतां जनः ।
यत्र ते दुर्लभं प्राप्तं वधूशब्दावगुण्ठनम् ॥२४॥

(इति मदनिकया सह प्रवहमाणरुह्य गन्तुं प्रवृत्तः ।)

(नेपथ्ये)

कः कोऽत्र भोः । राष्ट्रियः समाज्ञापयति—एष खल्वार्यको गोपालदारको राजा भविष्यतीति सिद्धादेशप्रत्ययपरत्रस्तेन पालकेन राज्ञा घोषादानीय घोरे बन्धनागारे बद्धः । ततः स्वेषु स्थानेष्वप्रमत्तैर्भवद्भिर्भवितव्यम् ।

शर्विलकः—(आकर्ण्य) कथं राज्ञा पालकेन प्रियसुहृदार्यको मे बद्धः । कलत्रवानस्मि संवृत्तः । आः कष्टम् । अथवा,

द्वयमिदमतीव लोके प्रियं नराणां सुहृच्च वनिता च ।
संप्रति तु सुन्दरीणां शतादपि सुहृद्विशिष्टतमः ॥२५॥

भवतु । अवतरामि । (इत्यवतरति ।)

मदनिका—(सास्रमञ्जलि बद्ध्वा ।) एव्वं ण्णेदम् । परं णेदु मं अज्जउत्तो समीव गुरुअणाणम् । [एवं न्विदम् । परं नयतु मामार्यपुत्रः समीपं गुरुजनानाम् ।]

शर्विलकः—साधु प्रिये साधु । अस्मच्चित्तसदृशमभिहितम् । (चेटमुद्दिश्य) भद्र जानासि रेभिलस्य सार्थवाहस्योदवसितम् ।

चेटः—अध इं । [अथ किम् ।]

शर्विलकः—तत्र प्रापय प्रियाम् ।

चेटः—जं अज्जो आणवेदि । [यदार्य आज्ञापयति ।]

(રથ સાથે પ્રવેશ કરીને)

**ચેટ :** બાઈસાહેબ, રથ તૈયાર છે.

**વસન્તસેના :** ચેટી ! મદનિકા ! મારી સામે બરોબર જો. તું સોંપાઈ છે. રથમાં બેસ. મને સંભારજે.

**મદનિકા :** (રડતી) બહેને મને ત્યજી દીધી. (પગે પડે છે.)

**વસંતસેના :** હવે તું જ વંદનીય થઈ. તો જા. રથમાં બેસ, મને સંભારજે.

**શર્વિલક :** આપનું કલ્યાણ થાઓ. મદનિકા !

[શિરથી પ્રણામ કરવાને યોગ્ય આ માણસને આંખ ભરીને જોઈ લે કે (જેને ત્યાંથી) તને દુર્લભ એવું વધૂ શબ્દનું સ્થાન પ્રાપ્ત થયું છે. (૨૪)

(મદનિકા સાથે રથ ઉપર બેસીને તૈયાર થાય છે.)

(પડદા પાછળ)

કોણ ? અરે કોણ છે અહીં ? કોટવાળ આજ્ઞા કરે છે કે ખરેખર, આ ગોવાળનો પુત્ર આર્યક રાજા થશે એમ સિદ્ધનાં વચનો ઉપરના વિશ્વાસે ભય પામેલા રાજા પાલકે (એના) નેસડામાંથી લાવીને ઘોર કારાગૃહમાં બાંધ્યો છે. તેથી પોતપોતાના સ્થાને તમારે સાવધ રહેવું.

**શર્વિલક :** (સાંભળીને) શું ? રાજા પાલકે મારા પ્રિય મિત્ર આર્યકને કેદ કર્યો છે ? હવે હું પત્નીવાળો થયો. અરે રામ ! અથવા,

જગતમાં મનુષ્યોને આ બે (વસ્તુ) ખૂબ પ્રિય હોય છે–મિત્ર અને સ્ત્રી. પણ હમણાં તો સો સુંદરી કરતાં પણ મિત્ર ઘણો વધારે મહત્ત્વનો છે. (૨૫)

ઠીક ઊતરું છું. (ઊતરે છે.)

**મદનિકા :** (આંસુ સાથે હાથ જોડીને) એ ખરેખર એમ છે. તો હવે આર્યપુત્ર મને મુરબ્બીજનો પાસે ભલે મૂકી આવે.

**શર્વિલક :** શાબાશ ! પ્રિયે ! મારા મનમાં હતું તેવું (જ તું) બોલી. (ચેટને ઉદ્દેશીને) ભાઈ ! રેભિલ શેઠનું ઘર જાણે છે ?

**ચેટ :** હાજી.

**શર્વિલક :** પ્રિયાને ત્યાં પહોંચાડ.

**ચેટ :** જેવી આર્યની આજ્ઞા.

૯

मदनिका—जधा अज्जउत्तो भणादि । अप्पमत्तेण दाव अज्जउत्तेण होदव्वम् । (इति निष्क्रान्ता ।) [यथाऽऽर्यपुत्रो भणति । अप्रमत्तेन तावदार्यपुत्रेण भवितव्यम् ।]

शर्विलकः—अहमिदानीं

ज्ञातीन्विटान्स्वभुजविक्रमलब्धवर्णा-
न्राजापमानकुपितांश्च नरेन्द्रभृत्यान् ।
उत्तेजयामि सुहृदः परिमोक्षणाय
यौगन्धरायण इवोदयनस्य राज्ञः ॥२६॥

अपि च,

प्रियसुहृदमकारणे गृहीतं
रिपुभिरसाधुभिराहितात्मशङ्कैः ।
सरभसमभिपत्य मोचयामि
स्थितमिव राहुमुखे शशाङ्कबिम्बम् ॥२७॥ (इति निष्क्रान्तः ।)

(प्रविश्य)

चेटः—अज्जए दिट्ठिआ वड्ढसि । अज्जचारुदत्तस्स सआसादो बम्हणो आअदो । [आर्ये दिष्ट्या वर्धसे । आर्यचारुदत्तस्य सकाशाद्ब्राह्मण आगतः ।]

वसन्तसेना—अहो रमणीअदा अज्ज दिवसस्स । ता हञ्जे सादरं बन्धुलेण समं पवेसेहि णम् । [अहो रमणीयताऽद्य दिवसस्य । तद्धञ्जे सादरं बन्धुलेन समं प्रवेशयैनम् ।]

चेटी—जं अज्जआ आणवेदि । (इति निष्क्रान्ता ।) [यदार्याऽऽज्ञापयति ।]

(विदूषको बन्धुलेन सह प्रविशति ।)

विदूषक—ही ही भोः तवच्चरणकिलेसविणिज्जिदेण रक्खसराआ रावणो पुप्फवेण विमाणेण गच्छदि । अहं उण बम्हणो अकिदतवच्चरणकिलेसो वि णरणारीजणेण गच्छामि । [आश्चर्यं भोः । तपश्चरणक्लेशविनिर्जितेन राक्षसराजो रावणः पुष्पकेण विमानेन गच्छति । अहं पुनर्ब्राह्मणोऽकृततपश्चरणक्लेशोऽपि नरनारीजनेन गच्छामि ।]

चेटी—पेक्खदु अज्जो अम्हकेरकं गेहदुआरम् । [प्रेक्षतामार्योऽस्मदीयं गेहद्वारम् ।]

विदूषकः—(अवलोक्य सविस्मयम्) अहो सलिलसित्तमज्जिदकिदहरिदोवलेवणस्स विविहसुअन्धकुसुमोवहारचित्तलिहिदभूमिभाअस्स गअणतलावलोअणकोदूहलदूरुण्णामिदसीसस्स दोलाअमाणावलम्बिदेरावणहत्थब्भमाइदमल्लिआदामगुणालंकिदस्स

મદનિકા : જેવી આર્યપુત્રની આજ્ઞા. આપ આર્યપુત્રે જરા સાવધ રહેવું. (બહાર જાય છે.)

શર્વિલક : હું હવે—

જેમ યૌગન્ધરાયણે રાજા ઉદયન માટે (કર્યું હતું) તેમ મિત્રની મુક્તિ માટે જ્ઞાતિભાઈઓ, વિટ, પોતાના હાથના પરાક્રમથી કીર્તિ પામેલાને અને રાજાના અપમાનથી ગુસ્સે થયેલા રાજાના નોકરોને, ઉશ્કેરું. (૨૬)

અને બીજું,

આત્મશંકાથી પીડાતા દુષ્ટ શત્રુઓએ વિના કારણે પકડેલા પ્રિય મિત્રને, રાહુના મુખમાં રહેલા ચંદ્રબિંબની જેમ, એકાએક હુમલો કરીને મુક્ત કરાવું. (૨૭) (એમ કહી બહાર જાય છે.)

(પ્રવેશ કરીને)

ચેટી : આર્યા ! તમને અભિનંદન. આર્ય ચારુદત્ત પાસેથી બ્રાહ્મણ આવ્યા છે.

વસન્તસેના : અહો આજના દિવસની રમણીયતા ! તેથી ચેટી, એમને આદરસહિત બંધુલ સાથે અંદર લઈ આવ.

ચેટી : જેવી બહેનની આજ્ઞા. (બહાર જાય છે.)

(વિદૂષક બંધુલ સાથે પ્રવેશ કરે છે.)

વિદૂષક : અરે વાહ, આશ્ચર્ય ! રાક્ષસરાજ રાવણ તપ કરવાના શ્રમથી મેળવેલા પુષ્પક વિમાન દ્વારા જાય છે. જ્યારે તપ આચરવાનું દુઃખ ન વેઠ્યું હોવા છતાં પણ હું બ્રાહ્મણ, પુરુષો (અને) સ્ત્રીઓના ટોળા સાથે જાઉં છું.

ચેટી : આર્ય, અમારા ઘરનો દરવાજો જુઓ.

વિદૂષક : (જોઈને વિસ્મયથી) વાહ ! વસંતસેનાના મકાનના દરવાજાની શી શોભા છે ! પાણી છાંટીને, વાળી ઝુડીને લાલ રંગે ચીતરેલા જાતજાતનાં સુગંધીયુક્ત પુષ્પોના બલિથી ચિત્રવિચિત્ર રીતે શણગારેલા ગગનમંડળ જોવાના કુતૂહલથી ખૂબ ઊંચે ઉડાવેલા મસ્તકવાળા, ભૂમિ ભાગવાળા ઐરાવતની સૂંઢનો ભ્રમ ઉત્પન્ન કરતી, આમતેમ હાલતી લટકતી મલ્લિકા (પુષ્પ)ની માળાની દોરીથી શણગારેલા, હાથીદાંતની મોટી કમાનથી શોભતા; મહાન રત્નોના રંગથી શોભતા

समुच्छिददन्तिदन्ततोरणावभासिदस्स महारअणोवराओवसोहिणा पवणबलान्दोलणालोलन्त-चञ्चलग्गहत्थेण 'इदो एहि' त्ति वाहरन्तेण विअ मं सोहग्गपडाआणिवहेणोवसोहिदस्स तोरणधरणत्थम्भवेदिआणिक्खित्तसमुल्लसन्तहरिदचूदपल्लवललामफटिहमङ्गलकलसाभिरामो-हअपासस्स महासुरवक्खत्थलदुब्भेज्जवज्जणिरन्तरपडिबद्धकणअकवाडस्स दुग्गदजणमणोर-हाआसकरस्स वसन्तसेणाभवणदुआरस्स सस्सिरीअदा । जं सच्चं मज्झत्थस्स वि जणस्स बलादिट्ठिं आआरेदि । [अहो सलिलसिक्तमार्जितकृतहरितोपलेपनस्य विविधसुगन्धिकुसु-मोपहारचित्रलिखितभूमिभागस्य गगनतलावलोकनकौतूहलदूरोन्नामितशीर्षस्य दोलायमाना-वलम्बितैरावणहस्तभ्रमावितमल्लिकादामगुणालंकृतस्य समुच्छ्रितदन्तिदन्ततोरणावभासितस्य महारत्नोपरागोपशोभिना पवनबलान्दोलनालोलचञ्चलाग्रहस्तेन 'इत एहि' इति व्याहरतेव मां सौभाग्यपताकानिवहेनोपशोभितस्य तोरणधरणस्तम्भवेदिकानिक्षिप्तसमुल्लस-द्धरितचूतपल्लवललामस्फटिकमङ्गलकलशाभिरामोभयपार्श्वस्य महासुरवक्षःस्थलदुर्भेद्य-वज्रनिरन्तरप्रतिबद्धकनककपाटस्य दुर्गतजनमनोरथायासकरस्य वसन्तसेनाभवनद्वारस्य सश्रीकता । यत्सत्यं मध्यस्थस्यापि जनस्य बलाद्दृष्टिमाकारयति ।]

चेटी—एदु एदु । इमं पढमं पओट्ठं पविसदु अज्जो । [एत्वेतु । इमं प्रथमं प्रकोष्ठं प्रविशत्वार्यः ।]

विदूषकः—(प्रविश्यावलोक्य च) ही ही भोः । इध वि पढमे पओट्ठे ससिसङ्खमुणालसच्छाहाओ विणिहिदचुण्णमुट्ठिपाण्डुराओ विविहरअणपडिबद्धकञ्चण-सोवाणसोहिदाओ पासादपन्तिओ ओलम्बिदमुत्तादामेहिं फटिहवादाअणमुहचन्देहिं णिज्झा-अन्ती विअ उज्जइणिम् । सोत्तिओ विअ सुहोवविट्ठो णिद्दाअदि दोवारिओ । सद-हिणा कलमोदणेण पलोहिदा ण भक्खन्ति वायसा बलिं सुधासवण्णदाए । आदिसदु भोदी । [आश्चर्यं भोः । इहापि प्रथमे प्रकोष्ठे शशिशङ्खमृणालसच्छाया विनिहितचूर्ण-मुष्टिपाण्डुरा विविधरत्नप्रतिबद्धकाञ्चनसोपानशोभिताः प्रासादपङ्क्तयोऽवलम्बितमुक्ता-दामभिः स्फटिकवातायनमुखचन्द्रैर्निर्ध्यायन्तीवोज्जयिनीम् । श्रोत्रिय इव सुखोपविष्टो निद्राति दौवारिकः । सदध्ना कलमोदनेन प्रलोभिता न भक्षयन्ति वायसा बलिं सुधासवर्णतया । आदिशतु भवती ।]

चेटी—एदु एदु अज्जो । इमं दुदिअं पओट्ठं पविसदु अज्जो । [एत्वेत्वार्यः । इमं द्वितीयं प्रकोष्ठं प्रविशत्वार्यः ।]

विदूषकः—(प्रविश्यावलोक्य च) ही ही भोः । इध वि दुदिए पओट्ठे पज्जन्तोवणीदजवसजुसकवलसुपुट्ठा तेल्लब्भत्तिदविसाणा बद्धा पवहणबइल्ला । अअं अण्ण-दरो अवमाणिदो विअ कुलीणो दीहं णीससदि सेरिहो । इदो अ अवणीदजुज्झस्स मल्लस्स विअ मद्दीअदि गीवा मेसस्स । इदो इदो अवराणं अस्साण केसकप्पणा करीअदि ।

અને પવનના વેગથી હાલતા આગળના ભાગરૂપી હાથથી 'અહીં આવ' એમ મને જાણે કહેતી શણગારની ધજાઓથી સુશોભિત, બંને બાજુ કનકના ટેકાના થાંભ-લાની બેસણી ઉપર મૂકેલા (અને) સુશોભિત, લીલી આંબાની કુંપળોથી શોભતા સ્ફટિકના મંગળ કળશોથી સુંદર (એવાં) સોનાનાં કમાડ મોટા રાક્ષસના (વિશાળ) વક્ષઃસ્થળની માફક દુર્ભેદ્ય (અને) પાસે પાસે હીરા જડેલા ખરાબ સ્થિતિમાં આવી પડેલા માણસના મનોરથને દુઃખ આપનારા વસંતસેનાના ભુવનના દ્વારની શોભા સાચે જ તે તટસ્થ માણસની દૃષ્ટિને પણ બળપૂર્વક આકર્ષે છે

ચેટી : આવો આવો. આ પહેલી પરસાળમાં આપશ્રી પ્રવેશ કરો.

વિદૂષક : (અંદર જઈને) ઓહોહો ! અરે ! અહીં પહેલી પરસાળમાં પણ ચંદ્ર, શંખ (અને) કમળની દાંડી જેવી કાંતિવાળી, ચૂર્ણની મૂઠી વેરવાથી ધોળી, જાતજાતનાં રત્ન જડેલી સોનાની નીસરણીથી શોભતી ડોકીઓની હારમાળા જેમાં મોતીની માળાઓ લટકાવી છે તેવી સ્ફટિકની બારીઓ રૂપી મુખચંદ્રથી જાણે ઉજ્જયિનીને નીરખે છે. વેદપાઠી બ્રાહ્મણની માફક દરવાન સુખથી બેઠો ઊંઘી રહ્યો છે. દહીં સાથે મેળવેલા કલમ ચોખાથી લોભાયેલા કાગડા ચૂના જેવો રંગ હોવાથી બલિ ખાતા નથી. બાઈ ! (આગળ) નિર્દેશ કર.

ચેટી : આવો, ભાઈ સાહેબ ! આવો. આ બીજી પરસાળમાં પ્રવેશ કરો.

વિદૂષક : (પ્રવેશ કરીને અને જોઈને) ઓહો ! અરે ! અહીં બીજા ઓરડામાં પણ એક આગળ મૂકવામાં આવેલ ઘાસ (અને) ઓતરાંના કોળિયા (ખાઈને) સારા તગડા થયેલા (અને) જેમને શીંગડે તેલ લગાડ્યું છે તેવા રથના બળદ બાંધ્યા છે. આ એક ભેંસ અપમાનિત કુલીનની માફક લાંબા નિઃશ્વાસ મૂકે છે. અને આ બાજુ યુદ્ધ પૂરું થયે જેમ મલ્લની (ગરદન ચોળાય) તેમ ઘેટાની ડોક ચોળા-

अअ अवरो पाडच्चरो विअ दढबद्धो मन्दुराए साहामिओ। (अन्यतोऽवलोक्य) इदो अ कूरच्चुअतेल्लमिस्स पिण्ड हत्थी पडिच्छावीअदि मेत्थपुरिसेहिं। आदिसदु भोदि। [आश्चर्यं भोः। इहापि द्वितीये प्रकोष्ठे पर्यन्तोपनीतयवसबुसकवलसुपुष्टस्तैलाभ्यक्तविषाणा बद्धाः प्रवहणबलीवर्दाः। अयमन्यतरोऽवमानित इव कुलीनो दीर्घं निःश्वसिति सैरिभः। इतश्चापनीतयुद्धस्य मल्लस्येव मर्द्यते ग्रीवा मेषस्य। इत इतोऽपरेषामश्वानां केशकल्पना क्रियते। अयमपरः पाटच्चर इव दृढबद्धो मन्दुराया शाखामृगः।... इतश्च कूरच्युततैलमिश्रं पिण्डं हस्ती प्रतिग्राह्यते मात्रपुरुषैः। आदिशतु भवती।]

चेटी—एदु एदु अज्जो। इमं तइअं पओट्ठं पविसदु अज्जो। [एत्वेत्वार्यः। इमं तृतीयं प्रकोष्ठं प्रविशत्वार्यः।]

विदूषकः—(प्रविश्य दृष्ट्वा च।) ही ही भोः। इध वि तइए पओट्ठे इमाइं दाव कुलउत्तजणोववेसणणिमित्तं विरचिदाइं आसणाइं। अद्धवाचिदो पासअपीठे चिट्ठइ पोत्थओ। एसो अ मणिमअसारिआसहिदो पासअपीठो। इमे अ अवरे मअणसंधिविग्गहचदुरा विविहवण्णिअविलित्तचित्तफलहअग्गहत्था इदो तदो परिब्भमन्ति गणिआ वुड्ढविडा अ। आदिसदु भोदी। [आश्चर्यं भोः। इहापि तृतीये प्रकोष्ठे इमानि तावत्कुलपुत्रजनोपवेशननिमित्तं विरचितान्यासनानि। अर्धवाचित पाशकपीठे तिष्ठति पुस्तकम्। एतच्च मणिमयशारिकासहितं पाशकपीठम्। इमे चापरे मदनसन्धिविग्रहचतुरा विविधवर्णिकाविलिप्तचित्रफलकाग्रहस्ता इतस्ततः परिभ्रमन्ति गणिका वृद्धविटाश्च। आदिशतु भवती।]

चेटी—एदु एदु अज्जो। इमं चउट्ठं पओट्ठं पविसदु अज्जो। [एत्वेत्वार्यः। इमं चतुर्थं प्रकोष्ठं प्रविशत्वार्यः।]

विदूषकः—(प्रविश्यावलोक्य च) ही ही भोः। इध वि चउत्थे पओट्ठे जुवदिकरताडिदा जलधरा विअ गम्भीरं णदन्ति मुदङ्गा खीणपुण्णाओ विअ गअणादो तारआओ णिवडन्ति कंसतालआ महुअरविरुअं विअ महुरं वज्जदि वंसा। इअं अवरा ईसाप्पणअकुविदकामिणी विअ अङ्कारोविदा कररुहपरामरिसेण सारिज्जदि वीणा। इमाओ अवराओ कुसुमरसमत्ताओ विअ महुअरीओ अदिमहुरं पगीदाओ गणिआदारिआओ णच्चीअन्ति णट्टअं पठीअन्ति सङ्गिारओ। ओवग्गिदा गवक्खेसु वाद गेण्हन्ति सलिलगग्गरीओ। आदिसदु भोदी। [आश्चर्यं भोः। इहापि चतुर्थे प्रकोष्ठे युवतिकरताडिता जलधरा इव गम्भीरं नदन्ति मृदङ्गाः क्षीणपुण्या इव गगनात्तारका निपतन्ति कांस्यतालाः मधुकरविरुतमिव मधुरं वाद्यते वंशः। इयमपरेर्ष्याप्रणयकुपितकामिनीवाङ्कारोपिता कररुहपरामर्शेन सार्यते वीणा। इमा अपरा कुसुमरसमत्ता इव मधु-

વામા આવે છે અહીતહી બીજા અશ્વોની ચગ સાફ થાય છે આ બીજા ચોરની જેમ ઘોડારમા મજબૂત બાધેલો વાદરો છે. (બીજી બાજુ જોઈને) અને અહી મહાવતો 'કૂર'માથી નીકળેલા તેલ મેળવેલા લાડુ હાથીને ખવડાવી રહ્યા છે ભાઈ! (આગળ) બતાવ

**ચેટી** આવો, ભાઈસાહેબ! આવો. આપશ્રી આ ત્રીજી પરસાળમા પ્રવેશો

**વિદૂષક** (પ્રવેશ કરીને અને જોઈને) અરે વાહ! અહી ત્રીજા કોઠામા પણ ત્યારે કુલીન માણસોને બેસવા માટે આ આસન ગોઠવ્યા છે. રમવાની ચોકી (મેજ ઘોડી) ઉપર અર્ધું વાચેલુ પુસ્તક પડ્યુ છે અને રમવાનુ મેજ સાચા મણિજડિત મહોરા (શેતરંજના) (કે સોગઠા)વાળુ છે અને આ બીજા કામદેવના સધિવિગ્રહમા નિપુણ (અને) જેમના આગળના હાથમા જાતજાતના રગે ચીતરેલા ચિત્રના પૂઠા છે તેવી ગણિકાઓ અને ઘરડા વિટો આમતેમ ફરે છે ભાઈ (આગળ) નિર્દેશ કર.

**ચેટી** આવો, આપશ્રી આવો આપશ્રી આ ચોથી પરસાળમા પ્રવેશ કરો

**વિદૂષક** (પ્રવેશ કરીને અને જોઈને) ઓહો! અરે! અહી ચોથી પરસાળના પણ યુવતીઓના હાથની થાપથી મૃદગ વાદળની માફક ગભીર રીતે ગરજે છે પુણ્ય ક્ષીણ થયેલા તારાઓ જેમ આકાશમાથી (પડે) તેમ, કાસાના વર્જિત્રોના તાલ પડે છે વાસળી ભ્રમરના ગુજારવ સમાન મધુર રીતે વાગે છે વળી ઈર્ષાયુક્ત પ્રણયથી કુપિત થયેલી (ઈર્ષાથી પ્રેમમા કુપિત) કામિનીની નાફક ખોળમા લીધેલી આ વીણા નખના સ્પર્શથી મોળવાય છે વળી જેમનુ ફૂલના રસથી મસ્ત થયેલી ભમરીઓની માફક ખૂબ મોટુ ગાવુ તે આ ગણિકા-કન્યાઓને નૃત્ય કરાવવામા આવે છે (તથા) શૃગારયુક્ત અભિનય શિખવાડવામા આવે છે બારીએ ઊધી લટકાવેલી પાણીની ગાગરો પવનને સુસવાટ કરે છે ભાઈ, (આગળ) બતાવ.

कर्णोऽतिमधुर प्रगीता गणिकादारिका नर्त्यन्ते, नाटयं पाठयन्ते सशृङ्गारम्। अपवर्जिता गवाक्षेषु गृह्णन्ति सलिलगर्गर्यः। आदिशतु भवती।]

चेटी—एदु एदु अज्जो। इमं पञ्चमं पओट्ठं पविसदु अज्जो। [एत्वे-त्वार्यः। इमं पञ्चमं प्रकोष्ठं प्रविशत्वार्यः।]

विदूषकः—(प्रविश्य दृष्ट्वा च) ही ही भोः। इध वि पञ्चमे पओट्ठे अअं दलिद्दजणलोहुप्पादणअरो आहरइ सवचिदो हिङ्गुतेल्लगन्धो। विविहसुरहिधूमुग्गारेहि णिच्चं संताविज्जमाणं णीससदि विअ महाणसं दुवारमुहेहिं। अधिअं उमुसावेदि म साहिज्जमाणबहुविहभक्खभोअणगन्धो। अअं अवरो पडच्चर विअ पोट्ठि धोअदि रूपिदारओ। बहुविहाहारविआरं उवसाहेदि सूवआरो। बज्झन्ति मोदआ पच्चन्ति अपूवआ। (आत्मगतम्) अवि दाणिं इह वड्ढिदव्वं भुञ्जसु त्ति पादोदअं लहि-स्सम्। (अन्यतोऽवलोक्य) इदो गन्धव्वच्छरगणेहिं विअ विविहालकारसोहिदेहिं गणिआजणेहिं बन्धुलेहिं अ स सच्चं सग्गीअदि एद गेहम्। भो के तुम्हे बन्धुला णाम। [आश्चर्यं भोः। इहापि पञ्चमे प्रकोष्ठेऽयं दरिद्रजनलोभोन्मादनकर आहरत्यु-पचितो हिङ्गुतैलगन्धः। विविधसुरभिधूमोद्गारैर्नित्यं संताप्यमानं निःश्वसितीव महानसं द्वारमुखैः। अधिकमुत्सुकायते मां साध्यमानबहुविधभक्ष्यभोजनगन्धः। अयमपरः पटच्चा-रमिव हतपशूदरपेशीं धावति रूपदारकः। बहुविधाहारविकारमुपसाधयति सूपकारः। बध्यन्ते मोदकाः पच्यन्तेऽपूपकाः।....अपीदानीमिह वर्धितं भुङ्क्ष्वेति पादोदकं लप्स्ये। ....इतो गन्धर्वाप्सरोगणैरिव विविधालंकारशोभितैर्गणिकाजनैर्बन्धुलैश्च सत्सत्यं स्वर्गायित एतद् गेहम्। भोः के यूयं बन्धुला नाम।]

बन्धुलाः— वय खलु

परगृहललिताः परान्नपुष्टाः परपुरुषैर्जनिताः पराङ्गनासु।
परधननिरता गुणेष्ववाच्या गजकलभा इव बन्धुला ललामः ॥२८॥

विदूषकः—आदिसदु भोदी। [आदिशतु भवति।]

चेटी—एदु एदु अज्जो। इमं छट्ठं पओट्ठं पविसदु अज्जो। [एत्वेत्वार्यः। इमं षष्ठं प्रकोष्ठं प्रविशत्वार्यः।]

विदूषकः—(प्रविश्यावलोक्य च) ही ही भोः। इध वि छट्ठे पओट्ठे अमुं दाव सुवण्णरअणाण कम्मतोरणाइं णीलरअणविणिक्खित्ताइं इन्दाउहट्ठाणं विअ दरिसअन्ति। वेदुरिअमोत्तिअपवालअपुप्फराअइन्दणीलकक्केतरअपउमराअमरगअपहुदि-आइं रअणविसेसाइं अण्णोण्णं विचारेन्ति सिप्पिणो। बज्झन्ति जादरूवेहिं मणिकाइं। घडिज्जन्ति सुवण्णालंकारा। रत्तसुत्तेण गत्थीअन्ति मोत्तिआभरणाइं। घसीअन्ति धीर

**ચેટી** આવો, આપશ્રી આવો. આપશ્રી આ પાંચમી પરસાળમાં પ્રવેશ કરો.

**વિદૂષક** (પ્રવેશ કરીને અને જોઈને) હી ! હી ! હી ! અરે ! અહીં પાંચમી પરસાળમાં પણ દરિદ્ર માણસોમાં લોભ ઉત્પન્ન કરતી (ઘણા પ્રમાણમાં) ભેગી થયેલી આ હિંગ (અને) તેલની વાસ ફેલાય છે. હમેશ તપતું રસોડું જાતજાતના સુગંધિત ધુમાડા બહાર કાઢતા દ્વાર રૂપી મુખથી જાણે નિશ્વાસ મૂકે છે. ભાતભાતના તૈયાર થતા ભોજન માટેના ભક્ષ્યની સુગંધ મને વધારે ઉત્સુક કરે છે. આ બીજો કસાઈનો છોકરો ફાટેલા કપડાની જેમ મારેલા પશુના પેટના આંતરડાં ધૂએ છે. રસોઈઓ અનેક જાતની રસોઈના વાનગી બનાવી રહ્યો છે લાડુ વળાય છે પુરીઓ તળાય છે (સ્વગત) અત્યારે અહીં 'ખૂબ જમો' એમ કહી પગ ધોવાનું પાણી મળે તો ? (બીજી તરફ જોઈને) અહીં ગાંધર્વ અને અપ્સરાના વૃન્દની માફક વિવિધ અલંકારથી શોભતા ગણિકાવૃન્દોથી તથા બંધુલોથી જો સાચું કહું તો આ સ્વર્ગ જેવું બનાવાય છે. અરે ! બન્ધુલો, તમે કોણ છો ?

**બન્ધુજનો** અમે ખરેખર,

બીજાને ઘેર ખેલતા, બીજાના અન્નથી પોષાતા, પારકા પુરુષથી પારકી સ્ત્રીઓમાં જન્મેલા, બીજાના ધનમાં આસક્ત, ગુણમાં કહેવાપણું નથી એવા બંધુલો હાથીના બચ્ચાની જેમ ખેલીએ છીએ. (૨૮)

**વિદૂષક** : બાઈ ! (આગળ) બતાવ.

**ચેટી** આવો આપશ્રી આવો. આપ આ છઠ્ઠી પરસાળમાં પ્રવેશ કરો.

**વિદૂષક** (અંદર જઈને જોઈને) આહાહાહા ! અરે અહીં આ, છઠ્ઠી પરસાળમાં પણ ત્યારે નીલમણિ જડેલી, સોનાની (અને) રત્નોની ઘડેલી તોરણની કમાનો જાણે મેઘધનુષ્યની જગ્યાનો ખ્યાલ આપે છે. વૈડૂર્ય, મોતી, પરવાળાં, પોખરાજ, નીલમ, કર્કેતરક, માણેક, ઈન્દ્રનીલ વગેરે ખાસ રત્નોના કારીગરો પરસ્પર વિચાર કરે છે. સોનામાં માણેક જડાય છે. સોનાના દાગીના ઘડાય છે. – નીના

वेदुरिआइ। छेदीअन्ति सङ्खआ। साणिज्जन्ति पवालआ। मुक्ताविअन्ति ओदल-विदकुङ्कुमत्थरा। सालीअदि सेलज्जअम्। विस्साणीअदि चन्दणरसो। संजोईअन्ति गंधजुत्तीओ। दीअदि गणिआकामुकाणं सकप्पूरं तम्बोलम्। अवलोईअदि सकडक्खअम्। पअट्टदि हासा। पिवीअदि अ अणवरअं ससिक्कारं मइरा। इमे चेडा इमा चेडिआओ इमे अवरे अवधारिदपुत्तदारवित्ता मणुस्सा आसवकरआपीदमदिरेहिं गणिआ-जणेहिं जे मुक्का ते पिअन्ति। आदिसदु भोदी। [आश्चर्यं भोः। इहापि षष्ठे प्रकोष्ठेऽमूनि तावत्सुवर्णरत्नानां कर्मतोरणानि नीलरत्नविनिक्षिप्तानीन्द्रायुधस्थानमिव दर्शयन्ति वैदूर्यमौक्तिकप्रवालकपुष्परागेन्द्रनीलकर्केतरकपद्मरागमरकतप्रभृतीन्रत्नविशेषानन्योन्यं विचारयन्ति शिल्पिनः। बध्यन्ते जातरूपैर्माणिक्यानि। घट्यन्ते सुवर्णालंकाराः। रक्त-सूत्रेण ग्रथ्यन्ते मौक्तिकाभरणानि। घृष्यन्ते धीरं वैदूर्याणि। छिद्यन्ते शङ्खाः। शाणैर्घृ-ष्यन्ते प्रवालकाः। शोष्यन्ते आर्द्रकुङ्कुमप्रस्तराः। सार्यते कस्तूरिका। विशेषेण घृष्यते चन्दनरस.। संयोज्यन्ते गन्धयुक्तयः। दीयते गणिकाकामुकानां सकर्पूरं ताम्बूलम्। अवलोक्यते सकटाक्षम्। प्रवर्तते हासः। पीयते चानवरतं ससीत्कारं मदिरा। इमे चेटा इमाश्चेटिका इमेऽपरेऽवधारितपुत्रदारवित्ता मनुष्या आसवकरकापीतमदिरैर्गणिका-जनैर्ये मुक्तास्ते पिबन्ति। आदिशतु भवती।]

चेटी—एदु एदु अज्जो। इमं सत्तमं पओट्ठं पविसदु अज्जो। [एत्वेत्वार्यः। इमं सप्तमं प्रकोष्ठं प्रविशत्वार्यः।]

विदूषकः—(प्रविश्यावलोक्य च) ही ही भोः। इधो वि सत्तमे पओट्ठे सुसि-लिट्ठविहङ्गवाडीसुहणिसण्णाइं अण्णोण्णचुम्बणपराइं सुहं अणुभवन्ति पारावदमिहुणाइं। दहिभत्तपूरिदोदरो बम्हणो विअ सुत्तं पढदि पञ्जरसुओ। इअं अवरा संमाणणालद्ध-पसरा विअ घरदासी अधिअं कुरुकुरायदि मदणसारिआ। अणेअफलरसास्सादपहट्ठ-कण्ठा कुम्भदासी विअ कूअदि परपुट्ठा। आलम्बिदा णागदन्तेसु पञ्जरपरंपराओ। जोधीअन्ति लावआ। आलवीअन्ति कविञ्जला। पेसीअन्ति पञ्जरकवोदा। इदो तदो विविहमणिचित्तलिदो विअ अअं सहरिसं णच्चन्तो रविकिरणसंतत्तं पक्खुक्खेवेहिं विधुवेदि विअ पासादं घरमोरो। (अन्यतोऽवलोक्य) इदो पिण्डीकिदा विअ चन्दपादा पद-गदिं सिक्खन्ता विअ कामिणीण पच्छादो परिब्भमन्ति राअहंसमिहुणा। एदे अवरे वुड्ढमहल्लआ विअ इदो तदो सचरन्ति घरसारसा। ही ही भो.। पसारणअं किद गणिआए णाणापक्खिसमूहेहिं। जं सच्चं क्खु णन्दणवणं विअ मे गणिआघरं पडि-भासदि। आदिसदु भोदी। [आश्चर्यं भो इहापि सप्तमे प्रकोष्ठे सुश्लिष्टविहङ्गवाटी-सुखनिषण्णान्यन्योन्यचुम्बनपराणि सुखमनुभवन्ति पारावतमिथुनानि। दधिभक्तपूरितोदरो ब्राह्मण इव सूक्तं पठति पञ्जरशुकः। इयमपरा संमाननालब्धप्रसरेव गृहदासी अधिकं कुरकुरायते मदनसारिका। अनेकफलरसास्वादप्रहृष्टकण्ठा कुम्भदासीव कूजति परपुष्टा।

ધરેણું લાલ દોરાથી બંધાય છે. વૈદૂર્યને ધીરજથી ઘસવામાં આવે છે છિપલીઓ તોડાય છે પરવાળાં સરાણ ઉપર ઘસાય છે. ભીના કંકુના ઢગ મૂકવામાં આવે છે. કસ્તુરી વીણાઈ રહી છે ચંદનનો રસ ખાસ કરીને ઘસાય છે. સુગંધીની મિલાવટ એકઠી કરવામાં આવે છે. ગણિકાઓ (અને) (તેમના) આશકોને કપુરવાળું પાન આપવામાં આવે છે કટાક્ષસહિત જોવાય છે, હાસ્ય પ્રવર્તે છે, અને સતત, સીત્કાર સાથે મદિરા પીવાય છે આ ચેટ, આ દાસીઓ (અને) પુત્રી, સ્ત્રી તથા ધનને અવગણ્યું છે તેવા, મદિરાની પ્યાલીમાંથી મદિરા પી ગયેલી ગણિકાઓથી જે ત્યજાયા છે તેવા આ બીજા મનુષ્યો (મદિરા) પીએ છે બાઈ! (આગળ) બતાવ.

ચેટી આવો, આપ આવો આપશ્રી આ સાતમી પરસાળમાં દાખલ થાઓ.

વિદૂષક (પ્રવેશ કરીને અને જોઈને) વાહ રે વાહ! અરે! અહીં સાતમા કોઠામાં પણ બરાબર ગોઠવેલી પક્ષીશાળામાં સુખે બેઠેલાં અન્યોન્ય ચુંબન કરવામાં તત્પર કબૂતરનાં યુગલ સુખ અનુભવે છે દહીંભાતથી જેનું પેટ ભરાયું છે તેવા બ્રાહ્મણની માફક પાંજરાનો પોપટ સુભાષિત બોલે છે માન મળવાથી જેનું મહત્વ વધ્યું છે તેની ઘરની ચાકરડીની માફક આ બીજી મદનમેના વધારે ચક ચક કરે છે. અનેક ફળોના રસનો સ્વાદ કરવાથી જેનું ગળું આનંદિત થયું છે તેની કોયલ પાણિયારીની માફક કૂજન કરે છે. ખીટીઓ ઉપર પાંજરાની હાર લટકાવી છે તેતરને લડાવવામાં આવે છે ચાતકોને વાતો કરાવવામાં આવે છે જાણે ભાતભાતનાં મણિથી ચતરેલો હોય તેવો આમ તેમ હર્ષથી નાચતો આ ઘરનો (પાળેલો) મોર જાણે પાંખોના ફફડાટથી સૂર્યનાં કિરણોથી તપેલા મહેલને પંખો નાખે છે (બીજી દિશામાં જોતાં) જાણે ચંદ્રનાં કિરણો એકઠાં ન કર્યાં હોય તેવાં રાજહંસોનાં યુગલ પુરુષની ગતિ શીખતાં ન હોય તેમ કામિનીઓની પાછળ ભમે છે. ઘરડા નપુંસકો હોય તેમ આ બીજાં પાળેલાં સારસ આમતેમ ફરે છે. વાહ! વાહ! અરે! જુદાં જુદાં પક્ષી એકઠાં કરી ગણિકાએ પ્રદર્શન ભર્યું છે. જો સાચું કહું તો ખરેખર, ગણિકાનું ગૃહ મને નંદનવન જેવું લાગે છે બાઈ! (આગળ) બતાવ

आलम्बिता नागदन्तेषु पञ्जरपरंपरा । योध्यन्ते लावकाः । आलाप्यन्ते कपिञ्जलाः । प्रेष्यन्ते पञ्जरकपोताः । इतस्ततो विविधमणिचित्रित इवायं सहर्षं नृत्यन्त्रविकिरणसन्तप्त पक्षोत्क्षेपैर्विधुवतीव प्रासादं गृहमयूरः । इत- पिण्डीकृता इव चन्द्रपादाः पदगतिशिक्ष-माणानीवकामिनीनां पश्चात्परिभ्रमन्ति राजहंसमिथुनानि । एतेऽपरे वृद्धमहल्लका इवेतस्ततः संचरन्ति गृहसारसाः । आश्चर्यं भोः प्रसारणं कृतं गणिकया नाना पक्षिसमूहैः । यत्सत्यं खलु नन्दनवनमिव मे गणिकागृहं प्रतीभासते । आदिशतु भवती ।]

चेटी—एदु एदु अज्जो । इमं अट्ठमं पओट्ठं पविसदु अज्जो । [एत्वेत्वार्यः । इममष्टमं प्रकोष्ठं प्रविशत्वार्यः ।]

विदूषकः—(प्रविश्यावलोक्य च) भोदि को एसो पट्टपावारअपाउदो अधिअदरं अच्चब्भुदपुणरुत्तालङ्कारालङ्किदो अङ्गभङ्गेहिं परिक्खलन्तो इदो तदो परिब्भमदि । [भवति क एष पट्टप्रावारकप्रावृतोऽधिकतरमत्यद्भुतपुनरुक्तालङ्कारालंकृतोऽङ्गभङ्गः परिस्खलन्नितस्ततः परिभ्रमति ।]

चेटी—अज्ज, एसो अज्जआए भादा भोदि । [आर्य, एष आर्याया भ्राता भवति ।]

विदूषकः—केत्तिअं तवच्चरणं कदुअ वसन्तसेणाए भादा भोदि । अथवा

मा दाव जइ वि एसो उज्जलो सिणिद्धो अ सुअन्धो अ ।
तह वि मसाणवीधीए जादो विअ चम्पअरुक्खो अणहिगमणीओ लोअस्स ॥२९॥

(अन्यतोऽवलोक्य) भोदि एसा उण का पुप्फपावारअपाउदा उवाणहजुअलणिक्खित्ततेल्लचिक्कणेहिं पादेहिं उच्चासणे उवविट्ठा चिट्ठदि ।

कियत्तपश्चरणं कृत्वा वसन्तसेनाया भ्राता भवति । अथवा
मा तावद्यद्यप्येष उज्ज्वलः स्निग्धश्च सुगन्धश्च ।
तथाऽपि श्मशानवीथ्यां जात इव चम्पकवृक्षोऽनभिगमनीयो लोकस्य ॥

भवति एषा पुनः का पुष्पप्रावारकप्रावृतोपानद्युगलनिक्षिप्ततैलचिक्कणाभ्यां पादाभ्यामुच्चासन उपविष्टा तिष्ठति ।]

चेटी—अज्ज एसा क्खु अम्हाणं अज्जआए अत्तिआ । [आर्य एषा खल्वस्माकमार्याया माता ।]

विदूषकः—अहो से कवड्डडाइणीए पोट्टवित्थारो । ता किं एदं पवेसिअ महादेवं विअ दुआरसोहा इह घरे णिम्मिदा । [अहो अस्याः कपर्दकडाकिन्या उदरविस्तारः । तत्किमेतां प्रवेश्य महादेवमिव द्वारशोभेह गृहे निर्मिता ।]

ચેટી આવો, આપ આવો, આપશ્રી આ આઠમી પરસાળમા પ્રવેશ કરો

વિદૂષક (પ્રવેશ કરીને અને જોઈને) રેશમી ઉપરણામા વીટાયલો (અને) વધારે પડતા ખૂબ અદ્ભુત બબ્બે જોડના ઘરેણાથી શણગારાયેલો આ કોણ (શરીરના) અ ગને વાળતો અથડાતો અહીં તહીં ભમે છે ?

ચેટી ભાઈ ! આ આર્યાનો ભાઈ થાય

વિદૂષક તપનુ કેટલુ આચરણ કરીને વસ તસેનાના ભાઈ થવાય છે ?

અથવા,

એમ નહિ જો કે આ ઉજ્જવળ છે, પ્રેમાળ છે અને સુ ધી છે, છતા પણ શ્મશાનના રસ્તામા ઊગેલ ચ પાના વૃક્ષની માફક લોકોથી સમાગમયોગ્ય નથી (૨૯)

(બીજી તરફ જોઈને) ભાઈ ! ત્યારે ફૂલના ઉપરણામા વીટળાએની બે જોડામા નાખેલા (અને) તેથી ચીકણા પગવાળી આ કોણ ઊ ચે આસને બેસી રહી છે ?

ચેટી ભાઈ ! આ ખરેખર અમારા બ્હેનના મા છે

વિદૂષક અધધધ ! આ ડોકીની ડાકણનો શો ઉદરવિસ્તાર ! તો શુ મહાદેવની માફક એને પ્રવેશ કરાવરાવીને આ ઘરમાં બારણા જડાવ્યા હતા ?

चेटी—हदास मा एव्वं उवहस अम्हाण अत्तिअम् । एसा क्खु चाउत्थिएण पीडीअदि । [हताश मैवमुपहसास्माकं मातरम् । एषा खलु चातुर्थिकेन पीड्यते ।]

विदूषकः—(सपरिहासम्) भअव चाउत्थिअ एदिणा उवआरेण म पि बम्हणं आलोएहि । [भगवश्चातुर्थिक एतेनोपकारेण मामपि ब्राह्मणमालोकय ।]

चेटी—हदास मरिस्ससि । [हताश मरिष्यसि ।]

विदूषकः—(सपरिहासम्) दासीए धीए वरं ईदिसो सुणपीणजठरो मुदो ज्जेव ।

**सीधुसुरासवमत्तिआ एआवत्थं गदा हि अत्तिआ ।**
**जइ मरइ एत्थ अत्तिआ भोदि सिआलसहस्सपज्जत्तिआ ॥३०॥**

भोदि किं तुम्हाणं जाणवत्ता वहन्ति ।
[दास्याः पुत्रि वरमीदृशः पीनजठरो मृत एव ।
सीधुसुरासवमत्ता एतावदवस्था गता हि माता ।
यदि म्रियतेऽत्र माता भवति शृगालसहस्रपर्याप्ता ॥
भवति किं युष्माकं यानपात्राणि वहन्ति ।]

चेटी—अज्ज णहि णहि । [आर्य नहि नहि ।]

विदूषकः—किं वा एत्थ पुच्छीअदि । तुम्हाण क्खु पेम्मणिम्मलजले मअण-समुद्दे त्थणणिअम्बजहणा ज्जेव जाणवत्ता मणहरणा । एव्वं वसन्तसेणाए बहुवुत्तन्तं अट्ठप्पओट्ठं भवणं पेक्खिअ जं सच्चं जाणामि एकत्थं विअ तिविट्ठअं दिट्ठम् । पसं-सिदुं णत्थि मे वाआविहवो । किं दाव गणिआघरो अहवा कुबेरभवणपरिच्छेदो त्ति । कहिं तुम्हाण अज्जआ । [कि वाऽत्र पृच्छ्यते । युष्माकं खलु प्रेमनिर्मलजले मदन-समुद्रे स्तननितम्बजघनान्येव यानपात्राणि मनोहराणि । एवं वसन्तसेनाया बहुवृत्तान्त-मष्टप्रकोष्ठं भवनं प्रेक्ष्य यत्सत्यं जानाम्येकस्थमिव त्रिविष्टपं दृष्टम् । प्रशंसितुं नास्ति मे वाग्विभवः । किं तावद् गणिकागृहमथवा कुबेरभवनपरिच्छेद इति । कुत्र युष्माकमार्या ।]

चेटी—अज्ज एसा रुक्खवाडिआए चिट्ठदि । ता पविसदु अज्जो । [आर्य एषा वृक्षवाटिकायां तिष्ठति । तत्प्रविशत्वार्यः ।]

विदूषकः—(प्रविश्य दृष्ट्वा च) ही ही भोः अहो रुक्खवाडिआए सस्सि-रीअदा । अच्छरीदिकुसुमपत्थारा रोविदा अणेअपादवा णिरन्तरपादवतलणिम्मिदा जुवदि-जहणप्पमाणा पट्टदोला सुवण्णजूधिआसेहालिआमालईमल्लिआणोमालिआकुरबआअदि-मोत्तअप्पहुदिकुसुमेहिं सअं णिवडिदेहिं जं सच्चं लहुकेरेदि विअ णन्दणवणस्स सस्सिरीअदम् । (अन्यतोऽवलोक्य) इदो अ उदअन्तसूरसमप्पहेहिं कमलरत्तोप्प-लेहिं संझाअदि विअ दीहिआ । अवि अ ।

ચેટી : દુષ્ટ ! અમારા માતાજીની એવી મજાક ન કરો; ખરેખર આ ટાઢિયા તાવથી પીડાય છે.

વિદૂષક : (મજાકમાં) હે ભગવાન ચોથિયા ! આ કૃપાથી મને બ્રાહ્મણને પણ જો.

ચેટી : દુષ્ટ ! મરીશ

વિદૂષક : (મશ્કરીમા) અરે દાસીપુત્રી ! આવા સૂજેલા (અને) જાડા પેટવાળાએ મરવું એ જ (વધારે) સારું છે.

કારણ શેરડીનો આસવ સુરા (અને) આસવથી મસ્ત બનેલી માતા આવી દશા પામી છે. જો હવે માતાજી મરે તો હજાર શિયાળવાં માટે પૂરતી થાય. (૩૦)

બાઈ ! શું તારાં વહાણ ફરે છે ?

ચેટી : ભાઈ ! ના. ના.

વિદૂષક : અથવા અહીં શા માટે પૂછ્યું ? ખરેખર, પ્રેમ રૂપી નિર્મળ જળમાં, મદન રૂપી સમુદ્રમાં તમારા સ્તન, નિતમ્બ અને સાથળ જ સુંદર વહાણ છે. આમ વસંતસેનાનું બહુ પ્રવૃત્તિવાળું આઠ કોઠાનું ભવન જોઈને, જો સાચું કહું તો મને લાગે છે—જાણે એકત્ર થયેલું સ્વર્ગ જોયું. વખાણવા માટે મારી પાસે વાણીવૈભવ નથી. શું ત્યારે ગણિકાનું ઘર છે કે કુબેરના ભવનનો ભાગ છે વારૂ ? તમારી શેઠાણી કયા છે ?

ચેટી : ભાઈ ! આ રહ્યા વૃક્ષવાટિકામા, તેથી આપશ્રી પ્રવેશ કરો.

વિદૂષક : (પ્રવેશ કરીને અને જોઈને) વાહ ! અરે ! વૃક્ષવાટિકાની કેવી શોભા ? સુંદર રીતે પુષ્કળ ફૂલ આપતાં અનેક વૃક્ષો રોપવામા આવ્યાં છે. પાસે વૃક્ષોની નીચે યુવતીઓના સાથળના માપના રેશમના હિંડોળા બનાવ્યા છે. પોતાની મેળે પડેલાં સુવર્ણ જૂઈ, શેફાલિકા, માલતી, મલ્લિકા, નવમલ્લિકા, કુરબક, અતિમુક્તક વગેરે પુષ્પોથી જો સાચું કહું તો જાણે નંદનવનની શોભા ઝાખી પડે છે. (બીજી દિશામાં જોઈને) અને આ બાજુ ઊગતા સૂર્ય જેવા તેજવાળાં કમળ અને લાલ કમળથી વાવ સંધ્યા જેવી લાગે છે.

અને વળી,

एसो असोअवुच्छो णवणिग्गमकुसुमपल्लवो भादि ।
सुभडो व्व समरमज्झे घणलोहिदपङ्कचच्चिक्को ॥३१॥

भोदु । ता कहिं तुम्हाण अज्जआ ।

[आश्चर्यं । भोः । अहो वृक्षवाटिकायाः सश्रीकता । अच्छरीतिकुसुमप्रस्तारा रोपिता अनेकपादपाः निरन्तरपादपतलनिर्मिता युवतिजघनप्रमाणा पट्टदोला सुवर्णयूथिकाशेफालिका-मालतीमल्लिकानवमल्लिकाकुरवकातिमुक्तकप्रभृतिकुसुमैः स्वयं निपतितैर्यत्सत्यं लघूकरोतीव नन्दनवनस्य सश्रीकताम् । ....इतश्च उदयत्सूर्यसमप्रभैः कमलरक्तोत्पलैः संध्यायते इव दीर्घिका । अपि च ।

एषोऽशोकवृक्षो नवनिर्गमकुसुमपल्लवो भाति ।
सुभट इव समरमध्ये घनलोहितपङ्कचर्चिकः ॥

भवतु । तत्कुत्र युष्माकमार्या ।]

चेटी—अज्ज ओणामेहि दिट्ठिम् । पेक्ख अय्यअम् । [आर्य अवनमय दृष्टिम् । पश्यार्याम् ।]

विदूषकः—(दृष्ट्वा उपसृत्य) सोत्थि भोदीए । [स्वस्ति भवत्यै ।]

वसन्तसेना—(संस्कृतमाश्रित्य) अये मैत्रेयः । (उत्थाय) स्वागतम् । इदमासनम् । अत्रोपविश्यताम् ।

विदूषकः—उपविसदु भोदी । [उपविशतु भवति ।] (उभावुपविशतः ।)

वसन्तसेना—अपि कुशलं सार्थवाहपुत्रस्य ।

विदूषकः—भादि कुसलम् । [भवति कुसलम् ।]

वसन्तसेना—आर्य मैत्रेय अपीदानीं,

गुणप्रवालं विनयप्रशाखं विश्रम्भमूलं महनीयपुष्पम् ।
तं साधुवृक्षं स्वगुणैः फलाढ्यं सुहृद्विहङ्गाः सुखमाश्रयन्ति ॥३२॥

विदूषकः—(स्वगतम्) सुदट्ठुवलक्खिदं दुट्ठविलासिणीए । (प्रकाशम्) अध इं । [सुष्ठूपलक्षितं दुष्टविलासिन्या ।...अथ किम् ।]

वसन्तसेना—अये किमागमनप्रयोजनम् ।

विदूषकः—सुणादु भोदि । तत्तभव चारुदत्तो सीसे अञ्जलिं कदुअ भोदिं विण्ण-वेदि ।[शृणोतु भवती । तत्रभव चारुदत्तः शीर्षेऽञ्जलिं कृत्वा भवतीं विज्ञापयति ।]

वसन्तसेना—(अञ्जलिं बद्ध्वा ।) किमाज्ञापयति ।

विदूषकः—मए त सुवण्णभण्डअं विस्सम्भादो अत्तणकेरकेत्ति कदुअ जूदे हारिदम् । सा अ सहिओ राअत्थहारो ण जाणिअदि कहिं गदो त्ति । [मया तत्सुव-

નવા ઊગેલા ફૂલ અને પલ્લવવાળું આ અશોક વૃક્ષ સમરાંગણની વચમાં (રચેલા) ઘટ્ટ લોહીના રગડાથી ખરડાયેલા યોદ્ધા જેવું લાગે છે. (૩૧)

વારુ, તો તમારી શેઠાણી ક્યાં છે ?

ચેટી : ભાઈ ! આવો નમાવો. બહેનને જુઓ.

વિદૂષક : (જોઈને જઈને) ભવતી ! કલ્યાણ થાઓ.

વસન્તસેના : (સંસ્કૃતનો આશ્રય લઈને) અરે ! મૈત્રેય (છે). (ઊઠીને) પધારો. આ (રહ્યું) આસન. અહીં બેસો.

વિદૂષક : આપ બેસો,

(બંને બેસે છે.)

વસન્તસેના : શ્રેષ્ઠીના પુત્ર મજામાં કે ?

વિદૂષક : કુશળ છે બહેન !

વસન્તસેના : આર્ય મૈત્રેય ! અત્યારે શું,

ગુણરૂપી કૂંપળવાળા, વિનયરૂપી મોટી ડાળીઓવાળા, વિશ્વાસરૂપી મૂળવાળા, કીર્તિરૂપી પુષ્પવાળા પોતાના ગુણથી ખૂબ ફળવાળા તે સાધુ (પુરુષ) રૂપી વૃક્ષ ઉપર મિત્રો રૂપી પક્ષીઓ સુખે આશ્રય કરે છે ? (૩૨)

વિદૂષક : (સ્વગત) દુષ્ટ વિલાસિનીએ ઠીક નાખ્યું. (મોટેથી) હારતો.

વસન્તસેના : અરે ! આવવાનું શું પ્રયોજન છે ?

વિદૂષક : સાંભળો બહેન ! શ્રીમાન ચારુદત્ત માથે હાથ જોડીને તમને કહેવડાવે છે—

વસન્તસેના : (હાથ જોડીને) શું આજ્ઞા કરે છે ?

વિદૂષક : પેલા સોનાના દાગીના વિશ્વાસથી પોતાના છે એમ કરીને હું દ્યૂતમાં હારી ગયો અને તે રાજાનો સંદેશો લઈ જતો સભિક ક્યાં ગયો તે ખબર નથી—એમ.

णभाण्ड विश्रम्भादात्मीयमिति कृत्वा द्यूते हारितम् । स च सभिको राजवार्ताहारो न ज्ञायते कुत्र गत इति ।]

चेटी—अज्जए दिट्ठिआ वड्ढसि । अज्जो जूदिअरो संवुत्तो । [आर्ये दिष्ट्या वर्धसे । आर्यो द्यूतकरः संवृत्तः ।]

वसन्तसेना—(स्वगतम्) कधं चोरेण अवहिदं पि सोण्डीरदाए जूदे हारिदं त्ति भणादि । अदो ज्जेव कामीअदि । [कथं चौरेणापहृतमपि शौण्डीरतया द्यूते हारितमिति भणति । अत एव काम्यते ।]

विदूषकः—ता तस्स कारणादो गेण्हदु भोदी एदं रअणावलिं । [तस्यैव कारणाद् गृह्णातु भवतीमां रत्नावलीम् ।]

वसन्तसेना—(आत्मगतम्) किं दंसेमि तं अलंकारअं । (विचिन्त्य) अथवा ण दाव । [किं दर्शयामि तमलंकारम् । अथवा न तावत् ।]

विदूषकः—किं दाव ण गेण्हदि भोदि एदं रअणावलिं । [किं तावन्न गृह्णाति भवत्येतां रत्नावलीम् ।]

वसन्तसेना—(विहस्य सखीमुखं पश्यन्ती) मित्तअ कधं ण गेह्निस्सं रअणावलिं । (इति गृहीत्वा पार्श्वे स्थापयति । स्वगतम्) कधं क्षीणकुसुमादो वि सहआरपादवादो मअरन्दबिन्दओ णिवडन्ति । (प्रकाशम्) अज्ज विण्णवेहि तं जूदिअरं मम वअणेण अज्जचारुदत्तम्—अहं पि पदोसे अज्जं पेक्खिदुं आअच्छामि त्ति । [मैत्रेय कथं न ग्रहीष्यामि रत्नावलीम् । कथं क्षीणकुसुमादपि सहकारपादपान्मकरन्दबिन्दवो निपतन्ति । ...आर्य विज्ञापय तं द्यूतकरं मम वचनेनार्यचारुदत्तम्—अहमपि प्रदोषे आर्यं प्रेक्षितुमागच्छामीति ।]

विदूषकः—(स्वगतम्) किं अण्णं तहिं गदुअ गेह्निस्सदि । (प्रकाशम्) भोदि भणामि । (स्वगतम्) णिअत्तीअदु इमादो गणिआपसङ्गादो त्ति । [किमन्यत्तत्र गत्वा ग्रहीष्यति । भवति भणामि । निवर्ततामस्माद्गणिकाप्रसङ्गादिति ।] (इति निष्क्रान्तः ।)

वसन्तसेना—हञ्जे गेण्ह एदं अलंकारअं । चारुदत्तं अहिरमिदुं गच्छम्ह । [चेटि गृहाणैतमलंकारम् । चारुदत्तमभिरन्तुं गच्छामः ।]

चेटी—अज्जए पेक्ख पेक्ख । उण्णमदि अकालदुद्दिणं । [आर्ये पश्य पश्य । उन्नमत्यकालदुर्दिनम् ।]

ચેટી : બહેનબા ! અભિનંદન ! શેઠજી જુગારી થઈ ગયા.

વસન્તસેના : (સ્વગત) શું ? ચોર ચોરી ગયો છતાં સ્વમાનીપણાને લીધે દ્યૂતમાં હારી ગયો તેમ કહે છે ! એથી સ્તો સ્નેહ કરું છું.

વિદૂષક : તેથી તે માટે તમે આ રત્નાવલી લ્યો.

વસન્તસેના : (સ્વગત) શું પેલો અલંકાર દેખાડું ? (વિચારીને) અથવા હજી નહિ.

વિદૂષક : શું ત્યારે તમે આ રત્નાવલી નથી લેતા ?

વસન્તસેના : (હસીને સખીનું મુખ જોતી) મૈત્રેય ! રત્નાવલી કેમ ન લઉં ? (લઈને પાસે મૂકે છે. સ્વગત) શું ? ફૂલ વગરના આંબાના વૃક્ષ ઉપરથી પણ રસનાં ટીપાં પડે છે ? (મોટેથી) બાઈ ! એ જુગારી આર્ય ચારુદત્તને મારા વચનથી કહેજો કે હું પણ સાંજે આર્યને મળવા આવીશ.

વિદૂષક : (સ્વગત) ત્યાં જઈને બીજું શું લેશે ! (મોટેથી) બહેન ! કહીશ, (સ્વગત) કે આ ગણિકાના સંપર્કમાંથી પાછા વળો. (બહાર જાય છે.)

વસન્તસેના : ચેટી ! આ ઘરેણું લે. ચારુદત્ત સાથે આનંદ કરવા જઈએ.

ચેટી : આર્યા ! જુઓ, જુઓ. અકાળે મેઘ ચઢી આવે છે.

वसन्तसेना—

उदयन्तु नाम मेघा भवतु निशा वर्षमविरतं पततु ।
गणयामि नैव सर्वं दयिताभिमुखेन हृदयेन ॥३३॥

हञ्जे हारं गेण्हिअ लहुं आगच्छ । [चेटि हारं गृहीत्वा लघ्वागच्छ ।]

(इति निष्क्रान्ताः सर्वे ।)

मदनिकाशर्विलको नाम चतुर्थोऽङ्कः ।

વસન્તસેના :

ખરેખર, મેઘ ભલે ઘેરાઈ આવે, રાત્રી ભલે થાય, વરસાદ ભલે સતત પડે. પ્રિયતમ તરફ અભિમુખ બનેલા હૃદયને કારણે હું કશાને ગણકારીશ નહિ. (૩૩)

ચેટી હાર લઈને જલ્દી આવ.

(બધાં જાય છે.)

મદનિકા–શર્વિલક નામનો ચોથો અંક સમાપ્ત.

# पञ्चमोऽङ्कः ।

(ततः प्रविशत्यासनस्थः सोत्कण्ठश्चारुदत्तः ।)

चारुदत्तः—(ऊर्ध्वमवलोक्य) उन्नमत्यकालदुर्दिनम् । यदेतत्,

आलोकितं गृहशिखण्डिभिरुत्कलापै-
र्हंसैर्यियासुभिरपाकृतमुन्मनस्कैः ।
आकालिकं सपदि दुर्दिनमन्तरिक्ष-
मुत्कण्ठितस्य हृदयं च समं रुणद्धि ॥१॥

अपि च

मेघो जलार्द्रमहिषोदरभृङ्गनीलो
विद्युत्प्रभारचितपीतपटोत्तरीयः ।
आभाति संहतबलाकगृहीतशङ्खः
खं केशवोऽपर इवाक्रमितुं प्रवृत्तः ॥२॥

अपि च

केशवगात्रश्यामः कुटिलबलाकावलीरचितशङ्खः ।
विद्युद्गुणकौशेयश्चक्रधर इवोन्नतो मेघः ॥३॥

एता निषिक्तरजतद्रवसंनिकाशा
धारा जवेन पतिता जलदोदरेभ्यः ।
विद्युत्प्रदीपशिखया क्षणनष्टदृष्टा-
श्छिन्ना इवाम्बरपटस्य दशाः पतन्ति ॥४॥

संसक्तैरिव चक्रवाकमिथुनैर्हंसैः प्रडीनैरिव
व्याविद्धैरिव मीनचक्रमकरैर्हर्म्यैरिव प्रोच्छ्रितैः ।
तैस्तैराकृतिविस्तरैरनुगतैर्मेघैः समभ्युन्नतैः
पत्रच्छेद्यमिवेह भाति गगनं विश्लेषितैर्वायुना ॥५॥

एतत्तद्धृतराष्ट्रवक्त्रसदृशं मेघान्धकारं नभो
दृप्तो गर्जति चातिदर्पितबलो दुर्योधनो वा शिखी ।
अक्षद्यूतजितो युधिष्ठिर इवाध्वानं गतः कोकिलो
हंसाः संप्रति पाण्डवा इव वनादज्ञातचर्यां गताः ॥६॥

# પાચમો અંક

(પછી આસન ઉપર બેઠેલો ઉત્કંઠિત ચારુદત્ત પ્રવેશે છે.)

ચારુદત્ત : (ઊંચે જોઈને) અકાળે માવઠું ચઢી આવે છે.

કારણ્ આ,

કળા કરેલા મયૂરોથી નિરખાતું, જવા ઇચ્છતા, ઉત્કંઠિત મનવાળા હંસોથી અવગણાતું આકસ્મિક માવઠું એકદમ આકાશને અને (પ્રિયજનને માટે) ઉત્કંઠિતના હૃદયને સાથે ઘેરે છે (૧)

અને ઉપરાંત,

જળથી ભીંજાયેલી ભેંશના પેટ (અને) ભ્રમર જેવો નીલો, વીજળીના તેજથી જેનું પીળું રેશમી ઉત્તરીય રચાયું છે તેવો (અને) (પંક્તિ રચતી) હારબંધ બગલીઓરૂપી શંખ ધારતો મેઘ જાણે બીજો કેશવ આકાશ ઓળંગવા પ્રવૃત્ત થયો હોય તેવો લાગે છે. (૨)

અને વળી,

કેશવનાં ગાત્ર જેવો શ્યામ, વાંકીચૂંકી હારથી રચાયેલ શંખવાળો, વિદ્યુતની રેખા રૂપી રેશમી વસ્ત્રવાળો મેઘ વિષ્ણુની માફક ઉદ્યત થયો છે. (૩)

પીગાળેલી પ્રવાહી ચાંદી જેવી લાગતી, વિદ્યુતરૂપી દીવાની જ્યોતથી (એક) ક્ષણમાં દેખાઇને અદષ્ટ થતી આ ધારાઓ વ્યોમરૂપી વસ્ત્રના કપાયેલા છેડાની જેમ વાદળના અંદરના ભાગમાંથી જોરથી પડે છે. (૪)

(એકમેકથી વળગેલાં) ચકવાક યુગલ જેવાં, ઊડતા હંસ જેવાં, માછલાંનાં જૂથ અને મગર ફેંકાયા હોય તેવાં, ખૂબ મોટાં ભવન હોય તેવાં, તે તે મોટી આકૃતિ ધારતાં, ખૂબ ઊંચાં (અને) વાયુથી વિખરાયેલાં વાદળોથી આકાશ જાણે અહીં ચોલાની ચીતરેલી આકૃતિ જેવું શોભી રહ્યું છે. (૫)

મેઘથી અંધકારિત થયેલું આ આકાશ પેલા (પ્રસિદ્ધ) ધૃતરાષ્ટ્રના મુખ જેવું છે, અને અત્યંત અભિમાનયુક્ત બળવાળો, દુર્યોધન જેવો મોરલો આનંદિત બની ગર્જે છે. પાસાવાળા દ્યુતમાં જીતાયેલા યુધિષ્ઠિરની જેમ કોયલે અવાજ કરવો બંધ કર્યો છે. હમણાં પાંડવોની માફક હંસો વનમાંથી અજ્ઞાતવાસમાં ગયા છે. (૬)

(विचिन्त्य) चिरं खलु कालो मैत्रेयस्य वसन्तसेनायाः सकाशं गतस्य। नाद्याप्यागच्छति।

(प्रविश्य)

विदूषकः—अहो गणिआए लोभो अदक्खिणदा अ जदो ण कधा वि किदा अण्णा। अणेकहा सिणेहाणुसारं भणिअ किं पि एअमेअ गहिदा रअणावली। एत्तिआए ऋद्धीए ण तए अहं भणिदो—अज्जमित्तेअ वीसमीअदु। मल्लकेण पाणीअं पि पिविअ गच्छीअदुत्ति। ता मा दाव दासीए धीआए गणिआए मुहं पि पेक्खिस्सम्। (सनिर्वेदम्) सुट्ठु क्खु वुच्चदि- अकन्दसमुत्थिआ पउमिणी अवञ्चओ वाणिओ अचोरो सुवण्णआरो अकलहो गामसमागमो अलुद्धा गणिआ त्ति दुक्कर एदे सभावीअन्ति। ता पिअवअस्सं गदुअ इमादो गणिआपसङ्गादो णिवत्तावेमि। (परिक्रम्य दृष्ट्वा) कधं पिअवअस्सो रुक्खवाडिआए उवविट्ठो चिट्ठदि। ता जाव उवसप्पामि। (उपसृत्य) सोत्थि भवदे। वड्ढदु भवम्। [अहो गणिकाया लोभोऽदक्षिणता च यतो न कथाऽपि कृतान्या। अनेकधा स्नेहानुसारं भणित्वा किमपि एवमेव गृहीता रत्नावली। एतावत्या ऋद्ध्या न तयाऽहं भणितः—आर्यमैत्रेय विश्रम्यताम्। मल्लकेन पानीयमपि पीत्वा गम्यताम् इति। तन्मा तावद्दास्याःपुत्र्या गणिकाया मुखमपि द्रक्ष्यामि।...सुष्ठु खलूच्यते—अकन्दसमुत्थिता पद्मिनी अवञ्चको वणिक् अचौरः स्वर्णकारः अकलहो ग्रामसमागमः अलुब्धा गणिकेति दुष्करमेते संभाव्यन्ते। तत्प्रियवयस्यं गत्वाऽस्माद्गणिकाप्रसङ्गान्निवर्तयामि।...कथं प्रियवयस्यो वृक्षवाटिकायामुपविष्टस्तिष्ठति। तद्यावदुपसर्पामि।....स्वस्ति भवते। वर्धतां भवान्।]

चारुदत्तः—(विलोक्य) अये सुहृन्मे मैत्रेयः प्राप्तः। वयस्य स्वागतम्। आस्यताम्।

विदूषकः—उपविट्ठो म्हि। [उपविष्टोऽस्मि।]

चारुदत्तः—वयस्य कथय तत्कार्यम्।

विदूषकः—त क्खु कज्जं विणट्ठम्। [तत्खलु कार्यं विनष्टम्।]

चारुदत्तः—किं तया न गृहीता रत्नावली।

विदूषकः—कुदो अम्हाणं एत्तिअं भाअधेअम्। णवणलिणकोमलं अञ्जलिं मत्थए कदुअ पडिच्छिआ। [कुतोऽस्माकमेतावद्भागधेयम्। नवनलिनकोमलमञ्जलिं मस्तके कृत्वा प्रतीष्टा।]

चारुदत्तः—तत्किं ब्रवीषि विनष्टमिति।

विदूषकः—भो कध ण विणट्ठं जं अभुत्तपीदस्स चोरेहिं अवहिदस्स अप्पमुल्लस्स सुवण्णभण्डअस्स कारणादो चदुस्समुद्दसारभूदा रअणमाला हारिदा। [भोः कथं न विनष्टं यदभुक्तपीतस्य चौरैरपहृतस्याल्पमूल्यस्य सुवर्णभाण्डस्य कारणाच्चतुः समुद्रसारभूता रत्नमाला हारिता।]

चारुदत्तः—वयस्य मा मैवम्।

(વિચારીને) વસંતસેનાની પાસે ગયે મૈત્રેયને ખરેખર બહુ વખત થઈ ગયો. હજી પણ આવ્યો નહિ.

(પ્રવેશ કરીને)

**વિદૂષક** : અરે ! ગણિકાનો લોભ અને અવિનય ! કારણ બીજી વાત પણ ન કરી ! જુદી જુદી રીતે સ્નેહને યોગ્ય કંઈકનું કંઈક બોલીને એમને એમ જ રત્નાવલી લઈ લીધી. આટલી સમૃદ્ધિથી તેણે મને ન કહ્યું કે ભાઈ ! મૈત્રેય ! આરામ કરો. પ્યાલામાં પાણી પણ પીને જાઓ. ત્યારે હવે દાસીપુત્રી ગણિકાનું મુખ પણ નહિ જોઉં. (ખેદથી) ખરેખર, ઠીક કહેવાય છે—મૂળ વગર ઊગેલી કમળવેલ, ન છેતરનારો વાણિયો, ચોર ન હોય તેવો સોની, કજિયો ન થાય તેવો ગામડાનો સમુદાય, (અને) લોભી ન હોય તેવી ગણિકા—એમ આ ભાગ્યે જ શક્ય છે. તો પ્રિય મિત્ર પાસે જઈને (તેમને) આ ગણિકાના વ્યવહારથી પાછા વાળું. (ફરીને, જોઈને) શું પ્રિય મિત્ર વૃક્ષવાટિકામાં બેસી રહ્યા છે ! તો જરા (પાસે) જાઉં. (જઈને) આપનું કલ્યાણ થાઓ ! આપશ્રીની વૃદ્ધિ થાઓ.

**ચારુદત્ત** : (જોઈને) અરે ! મારો મિત્ર મૈત્રેય આવ્યો છે. ભાઈ ! સ્વાગત ! બેસ.

**વિદૂષક** : હું બેઠો છું.

**ચારુદત્ત** : ભાઈ ! પેલું કામ કહે.

**વિદૂષક** : ખરેખર, તે કામ નષ્ટ થઈ ગયું.

**ચારુદત્ત** : શું તેણે રત્નાવલી ન લીધી ?

**વિદૂષક** . આપણું એવું ભાગ્ય ક્યાંથી ? નવા કમળ જેવી કોમળ અંજલિ માથા ઉપર રચીને લીધી.

**ચારુદત્ત** : ત્યારે નષ્ટ થયું એમ કેમ કહે છે ?

**વિદૂષક** : અરે કેમ નષ્ટ ન થયું ? કારણ, નહિ ખાધેલા, નહિ પીધેલા, (અને) ચોરોથી ચોરાયેલા, થોડી કિંમતના સોનાના દાગીનાને માટે ચાર સમુદ્રના સાર રૂપ રત્નમાળા હારી બેઠા.

**ચારુદત્ત** : દોસ્ત ! ના, એમ નહિ.

यं समालम्ब्य विश्वासं न्यासोऽस्मासु तया कृतः ।
तस्यैतन्महतो मूल्यं प्रत्ययस्यैव दीयते ॥७॥

विदूषकः—भो वअस्स एदं पि मे दुदिअं संदावकारणं जं बह्मीअदिण्णसण्णाए पडन्तोवारिदं मुहं कदुअ अहं उवहसिदो । ता अहं बम्हणो भविअ दाणिं भवन्तं सीसेण पडिअ विण्णवेमि—णिवत्तीअदु अप्पा इमादो बहुपच्चवाआदो गणिआपसङ्गादो । गणिआ णाम पादुअन्तरप्पविट्ठा विअ लेट्ठुआ दुक्खेण उण णिराकरीअदि । अवि अ भो वअस्स गणिआ हत्थी काअत्थओ भिक्खु चाटो रासहो अ जहिं एदे णिवसन्ति तहिं दुट्ठा वि ण जाअन्ति । [भो वयस्य एतदपि मे द्वितीयं संतापकारणं दासस्तोचनदत्तसंज्ञया पटान्तापवारितं मुखं कृत्वाहमुपहसितः । तदहं ब्राह्मणो भूत्वेदानीं भवन्तं शीर्षेण पतित्वा विज्ञापयामि—निवर्त्यतामात्मास्माद्बहुप्रत्यवायाद्गणिकाप्रसङ्गात् । गणिका नाम पादुकान्तरप्रविष्टेव लेष्टुका दुःखेन पुनर्निराक्रियते । अपि च भो वयस्य गणिका हस्ती कायस्थो भिक्षुश्चाटो रासभश्च यत्रैते निवसन्ति तत्र दुष्टा अपि न जायन्ते ।]

चारुदत्तः—वयस्य अलमिदानीं सर्वं परिवादमुक्त्वा । अवस्थयैवास्मि निवारितः । पश्य ।

वेगं करोति तुरगस्त्वरितं प्रयातुं
प्राणव्ययान्न चरणास्तु तथा वहन्ति ।
सर्वत्र यान्ति पुरुषस्य चलाः स्वभावाः
खिन्नास्ततो हृदयमेव पुनर्विशन्ति ॥८॥

अपि च वयस्य ।

यस्यार्थास्तस्य सा कान्ता धनहार्यो ह्यसौ जनः ।
(स्वगतम्) न, गुणहार्यो ह्यसौ जनः । (प्रकाशम्)
वयमर्थैः परित्यक्ता ननु त्यक्तैव सा मया ॥९॥

विदूषकः—(अधोऽवलोक्य । स्वगतम्) जधा एसो उद्धं पेक्खिअ दीहं णिस्ससदि तधा तक्केमि मए विणिवारिअन्तस्स अहिअदरं वड्ढिदा से उक्कण्ठा । ता सुट्ठु क्खु एव्वं वुच्चदि—कामो वामो त्ति । (प्रकाशम्) भो वअस्स भणिदं अ ताए—भणेहि चारुदत्तं—अज्ज पदोसे मए एत्थ आअन्तव्वं त्ति । ता तक्केमि रअणावलीए अपरितुट्ठा अवरं मग्गिदुं आअमिस्सदि त्ति । [यथैष ऊर्ध्वं प्रेक्ष्य दीर्घं निश्वसिति तथा तर्कयामि मया विनिवार्यमाणस्याधिकतरं वृद्धाऽस्योत्कण्ठा । तत्सुष्ठु

જે વિશ્વાસને આધારે તેણે આપણી પાસે થાપણ મૂકી હતી, તે મોટા વિશ્વાસનું જ આ મૂલ્ય અપાય છે. (૭)

વિદૂષક : અરે મિત્ર ! આ પણ મારું બીજું સંતાપનું કારણ છે કે સખીમંડળને ઈશારા કરીને, મોઢું કપડાના છેડાથી ઢાંકી દઈને, મારી મશ્કરી કરી. તેથી હું બ્રાહ્મણ થઈને હવે તમને માથું નમાવીને વિનંતી કરું છું કે આ બહુ વિઘ્નવાળા ગણિકાના સંગમાથી (તમારી) જાતને પાછી વાળો. વળી પગરખામાં આવેલી કાંકરીની માફક ગણિકા ખરેખર મુશ્કેલીથી દૂર થાય છે. અને વળી હે દોસ્ત ! ગણિકા, હાથી, કાયસ્થ, ભિક્ષુ, ઠગ અને ગધેડો–જ્યા આ વસતા હોય ત્યાં દુષ્ટો પણ ઊભા રહેતા નથી.

ચારુદત્ત : ભાઈ ! આ બધા આક્ષેપ કરવા હવે બસ કર. મને અવસ્થાએ જ રોક્યો છે.

ઘોડો જલ્દી જવ ઝડપ કરે છે પણ શક્તિ ઓછી થવાથી પગ તેવી રીતે જતા નથી મનુષ્યની ચંચળ મનોવૃત્તિ બધે જાય છે પણ પછી ખિન્ન થઈને ફરીથી હૃદયમા પ્રવેશે છે. (૮)

અને વળી ઓ દોસ્ત.

જેને પૈસા છે તેની તે સ્ત્રી છે. કારણ આ માણસ ધનથી હરાય તેવું છે.

(સ્વગત) ના. આ માણસ ખરેખર ગુણથી હરાય તેવું છે. (મોટેથી)

આપણે પૈસાથી ત્યજાયેલા છીએ. કહું છું, તે મારાથી ત્યજાએલી જ છે. (૯)

વિદૂષક : (નીચે જોઈને સ્વગત) કારણ કે આ ઊંચે જોઈને લાંબો નિસાસો નાખે છે તેથી ધારું છું કે મારાથી રોકાતાં આની ઉત્કંઠા વધારે વધી છે. તો ખરેખર ઠીક કહે છે કે પ્રેમ અવળચંડો છે (અવળું સૂઝાડે છે). (મોટેથી) અરે

खल्वेवमुच्यते—कामो वामः इति । ...भो वयस्य भणितं च तया—भण चारुदत्तम् —अद्य प्रदोषे मयाऽत्रागन्तव्यम् इति । तत्तर्कयामि रत्नावल्याऽपरितुष्टापर याचितुमागमिष्यतीति ।]

चारुदत्तः—वयस्य आगच्छतु । परितुष्य यास्यति ।

चेटः—(प्रविश्य) अवेध माणहे ।

जधा जधा वश्शदि अब्भखण्डे तधा तधा तिम्मदि पुट्ठिचम्मे ।
जधा जधा लग्गदि शीदवादे तधा तधा वेवदि मे हलक्के ॥१०॥

(प्रहस्य)

वंशं वाए शत्तच्छिद्द शुशद्दं वीणं वाए शत्ततन्तिं णदन्तिम् ।
गीअं गाए गद्दहश्शाणुरूवं के मे गाणे तुम्बुलू णालदे वा ॥११॥

आणत्तम्हि अज्जआए वशन्तशेणाए—कुम्भीलआ गच्छ तुमं । मम आगमण अज्ज चारुदत्तश्श णिवेदेहि त्ति । ता जाव अज्जचारुदत्तश्श गेहं गच्छामि । (परिक्रम्य प्रविष्टकेन दृष्ट्वा) एशे चारुदत्ते रुक्खवाडिआए चिट्ठदि । एशे वि शे दुट्टबडुके । ता जाव उपशप्पेमि । कध ढक्किदे दुआले रुक्खवाडिआए । भोदु । एदश्श दुट्टबडुकश्श शण्णं देमि । (इति लोष्टगुटिकाः क्षिपति ।) [अवेत मानवाः ।

यथा यथा वर्षत्यभ्रखण्ड तथा तथा तिम्यति पृष्ठचर्म ।
यथा यथा लगति शीतवातस्तथा तथा वेपते मे हृदयम् ॥
वंशं वादयामि सप्तच्छिद्रं सुशब्दं वीणां वादयामि सप्ततन्त्रीं नदन्तीम् ।
गीतं गायामि गर्दभस्यानुरूपं को मे गाने तुम्बुरुर्नारदो वा ॥

आज्ञप्तोऽस्म्यार्यया वसन्तसेनया—कुम्भीलक गच्छ त्वम् ममागमनमार्यचारुदत्तस्य निवेदय इति । तद्यावदार्यचारुदत्तस्य गेहं गच्छामि । एष चारुदत्तो वृक्षवाटिकायां तिष्ठति । एषोऽपि स दुष्टबटुकः । तद्यावदुपसर्पामि । कथमाच्छादितं द्वारं वृक्षवाटिकायाः । भवतु । एतस्य दुष्टबटुकस्य संज्ञां ददामि ।]

विदूषकः—अए को दाणिं एसो पाआरवेट्ठिदं विअ कइत्थं म लोट्टकेहिं ताडेदि । [अये क इदानीमेष प्राकारवेष्टितमिव कपित्थं मा लोष्टकैस्ताडयति ।]

चारुदत्तः—आरामप्रासादवेदिकायां क्रीडद्भिः पारावतैः पातितं भवेत् ।

विदूषकः—दासीएपुत्त दुट्टपारावत चिट्ठ चिट्ठ जाव एदिणा दण्डकट्ठेण सुपक्कं विअ चूअफलं इमादो पासादादो भूमीए पाडइस्सम् । [दास्याः पुत्र दुष्टपारावत तिष्ठ तिष्ठ यावदेतेन दण्डकाष्ठेन सुपक्वमिव चूतफलमस्मात्प्रासादाद्भूमौ पातयिष्यामि ।]

(इति दण्डकाष्ठमुद्यम्य धावति । )

મિત્ર ! અને તેણે કહ્યું, કે ચારુદત્તને કહેજો, 'આજ સાંજે હું અહીં આવવાની છું'. તેથી અનુમાન કરું છું કે રત્નાવલીથી ન સંતોષાયેલ બીજું માગવા આવશે.

ચારુદત્ત : મિત્ર ! ભલે-આવે. સંતોષાઈને જશે.

ચેટ . (પ્રવેશ કરીને) ઓ ભાઈઓ, સાંભળો.

જેમ જેમ મેઘવૃંદ વરસે છે, તેમ તેમ (મારી) પીઠની ચામડી ભીંજાય છે. જેમ જેમ ઠંડો પવન વાય છે તેમ તેમ મારું હૃદય ધડકે છે. (૧૦)

(હસીને)

સાત છિદ્રવાળી, સારા અવાજવાળી વાંસળી વગાડું છું. સાત તારવાળી ગર્જતી વીણા વગાડું છું. ગધેડા જેવું ગીત ગાઉં છું. ગાયનમાં મારી આગળ તુમ્બરુ કે નારદ કોણ ? (૧૧)

આર્યા વસન્તસેનાએ મને આજ્ઞા કરી છે કે 'કુમ્ભીલક ! તું જા. આર્ય ચારુદત્તને મારા આવવાની ખબર આપ'. તો ત્યારે ચારુદત્તને ઘેર જાઉં. (ફરીને પ્રવેશીને અને જોઈને) ચારુદત્ત વૃક્ષવાટિકામાં આ રહ્યા. આ પેલો દુષ્ટ બ્રાહ્મણ પણ છે તો ત્યારે જાઉં. શું ? વૃક્ષવાટિકાનું બારણું બંધ છે ? વારુ. આ પેલા દુષ્ટ બચ્ચાજીને ઇશારો કરું. (માટીની કાંકરી ફેંકે છે.)

વિદૂષક : અરે ! વાડથી વીંટળાયેલા પ્રાચીર વૃક્ષ જેવા ભીંતની આડે ઊભેલા મને આ કોણ ઢેફાં મારે છે ?

ચારુદત્ત : બગીચાના મહેલની અગાસીમાં રમતા કબૂતરોએ પાડયું હશે.

વિદૂષક : દાસીપુત્ર ! દુષ્ટ કબૂતરા ! ઊભું રહે ઊભું રહે દાસીપુત્ર આ આ લાકડીના દંડાથી સારી પાકેલી આંબાની કેરીની માફક આ ઉપરથી, (તને) જમીન ઉપર પાડીશ. (લાકડાનો ડંગોરો ઉગામીને દોડે છે.)

चारुदत्तः—(यज्ञोपवीतं आकृष्य) वयस्य उपविश । किमनेन । तिष्ठतु दयिता-सहितस्तपस्वी पारावतः ।

चेटः—कधं पारावतं पेक्खदि । मं ण पेक्खदि । भोदु । अवराए लोट्ट-गुडिकाए पुणो वि ताडइस्सम् । [कथं पारावतं पश्यति । मां न पश्यति । भवतु । अपरया लोष्टगुटिकया पुनरपि ताडयिष्यामि । (तथा करोति)

विदूषकः—(दिशोऽवलोक्य) कधं कुम्भीलओ । ता जाव उवसप्पामि । (उपसृत्य । द्वारमुद्घाट्य) अरे कुम्भीलअ पविश । साअदं दे । [कथं कुम्भीलकः । तद्यावदुप-सर्पामि ।...अरे कुम्भीलक प्रविश । स्वागतं ते ।]

चेटः—(प्रविश्य) अज्ज वन्दामि । [आर्य वन्दे ।]

विदूषकः—अरे कहिं तुमं ईदिसे दुद्दिणे अन्धआरे आअदो । [अरे कुत्र त्वमीदृशे दुर्दिनेऽन्धकारे आगतः ।]

चेटः—अले एशा शा । [अरे एषा सा ।]

विदूषकः—का एशा का । [कैषा का ।]

चेटः—एशा शा । [एषा सा ।]

विदूषकः—किं दाणिं दासीएपुत्ता दुब्भिक्खकाले वुड्ढरङ्को विअ उद्धकं सासा-असि-एसा सा सेत्ति । [किमिदानीं दास्याःपुत्र दुर्भिक्षकाले वृद्धरङ्क इवोर्ध्वकं श्वासायते-'एषा सा' इति ।]

चेटः—अले तुमं पि दाणिं इन्दमहकामुको विअ मुहुटु किं काका असि का केत्ति । [अरे त्वमपीदानीमिन्द्रमहकामुक इव मुहुः कि काकायसे-का का इति । ]

विदूषकः—ता कहेहि । [तत्कथय ।]

चेटः—(स्वगतम्) भोदु । एवं भणिस्सम् । (प्रकाशम्) अले पण्हं दे दइस्सम् । [भवतु । एवं भणिष्यामि ।...अरे प्रश्नं ते दास्यामि ।]

विदूषकः—अहं दे मुण्डे गोडं दइस्सम् । [अहं ते मस्तके पादं दास्यामि ।]

चेटः—अले जाणाहि दाव तेण हि कस्सिं काले चूआ मोलेन्ति । [अरे जानीहि तावत् तेन हि । कस्मिन्काले चूता मुकुलिता भवन्ति ।]

विदूषकः—अरे दासीएपुत्ता गिम्हे । [अरे दास्याःपुत्र ग्रीष्मे ।]

चेटः—(सहासम्) अले णहि णहि । [अरे नहि नहि ।]

विदूषकः—(स्वगतम्) किं दाणिं एत्थ कहिस्सम् । (विचिन्त्य) भोदु । चारुदत्तं गदुअ पुच्छिस्सम् । (प्रकाशम्) अरे मुहुत्तअं चिट्ठ । (चारुदत्तमुपसृत्य) भो वअस्स पुच्छिस्सं दाव कस्सिं काले चूआ मोलेन्ति । [किमिदानीमत्र कथयिष्यामि ।... भवतु । चारुदत्तं गत्वा प्रक्ष्यामि ।...अरे मुहूर्तकं तिष्ठ ।...भो वयस्य प्रक्ष्यामि तावत् कस्मिन्काले चूता मुकुलिता भवन्ति ।

ચારુદત્ત : (જનોઈ ખેંચીને) ભાઈ ! બેસ. એનાથી શું ? પ્રિયા સાથેનું બિચારું કબૂતર ભલે રહ્યું.

ચેટ : શું ? કબૂતરને જુએ છે ? મને નથી જોતા ? વારુ. બીજી માટીની કાંકરીથી ફરીથી પણ મારીશ. (તેમ કરે છે.)

વિદૂષક : (દિશાઓ જોઈને) શું કુમ્ભીલક ! તો ત્યારે જાઉં. (જઈને બારણું ઉઘાડીને) અરે કુમ્ભીલક ! અંદર આવ. તને સ્વાગત.

ચેટ : (પ્રવેશ કરીને) ભાઈ ! નમસ્કાર.

વિદૂષક : અરે ! આવા માવઠામાં અધાગમાં તું ક્યાંથી આવ્યો ?

ચેટ : અરે ! આ તે.

વિદૂષક : કોણ એ ? કોણ ?

ચેટ : આ તે.

વિદૂષક : અરે ! દાસીપુત્ર ! દુકાળને વખતે ઘરડા ગરીબની માફક 'આ એ એ' એમ અત્યારે શા માટે મોટેથી હાંફે છે ?

ચેટ : અરે ! તું પણ ઇન્દ્રના યજ્ઞના લોભિયા (કાગડા)ની જેમ અત્યારે સારી રીતે કા, કા, એમ કેમ કરે છે ?

વિદૂષક : તો કહે.

ચેટ : (સ્વગત) વારુ. આમ કહીશ. (મોટેથી) અરે ! તને પ્રશ્ન કરું.

વિદૂષક : હું તારા માથા ઉપર પગ મૂકીશ.

ચેટ : અરે ! તેથી સ્તો જરા શોધી કાઢ—"કયે સમયે આંબા મો'રે છે ?"

વિદૂષક : અરે દાસીપુત્ર ! ગ્રીષ્મમાં.

ચેટ : (હાસ્ય સાથે) અરે, ના ના.

વિદૂષક : (સ્વગત) અહીં હવે શું કહું (વિચારીને) વારુ. ચારુદત્તને જઈને પૂછું. (મોટેથી) અરે ! (એક) ક્ષણ થોભ. ચારુદત્ત પાસે જઈને) અરે ભાઈ ! (તમને) જરા પૂછું, કયે વખતે આંબા મો'રે છે ?

चारुदत्तः—मूर्ख वसन्ते ।

विदूषकः—(चेटमुपगम्य) मुक्ख वसन्ते । [मूर्ख वसन्ते ।]

चेटः—दुदिअं दे पण्हं दइस्सम् । सुघमिद्धाण गामाण का लक्खअं कलेदि । [द्वितीयं ते प्रश्नं दास्यामि । सुसमृद्धानां ग्रामाणां का रक्षां करोति ।]

विदूषकः—अरे रच्छा । [अरे रथ्या ।]

चेटः—(सहासम्) अले णहि णहि । [अरे न हि न हि ।]

विदूषकः—भोदु । ससए पडिदम्हि । (विचिन्त्य) भोदु । चारुदत्तं पुणो वि पुच्छिस्सम् । [भवतु । संशये पतितोऽस्मि ।...भवतु । चारुदत्त पुनरपि प्रक्ष्यामि ।] (पुनर्निवृत्य चारुदत्तं तथैवोदाहरति ।)

चारुदत्तः—वयस्य सेना ।

विदूषकः—(चेटमुपगम्य) अरे दासीएपुत्ता सेना । [अरे दास्याःपुत्र सेना ।]

चेटः—अले दुवे वि एक्कसिं कदुअ शिग्घं भणाहि । [अरे द्वे अप्येकस्मिन्कृत्वा शीघ्रं भण ।]

विदूषकः—सेणावसन्ते । [सेनावसन्ते ।]

चेटः—णं पलिवत्तिअ भणाहि । [ननु परिवर्त्य भण ।]

विदूषकः—(कायेन परिवृत्य) सेणावसन्ते । [सेनावसन्ते ।]

चेटः—अले मुक्ख बडुका पदाइं पलिवत्तावेहि । [अरे मूर्ख बटुक पदे परिवर्तय ।]

विदूषकः—(पादौ परिवर्त्य) सेणावसन्ते । [सेनावसन्ते ।]

चेटः—अले मुक्ख अक्खलपदाइं पलिवत्तावेहि । [अरे मूर्ख अक्षरपदे परिवर्तय ।]

विदूषकः—(विचिन्त्य) वसन्तसेणा । [वसन्तसेना]

चेटः—एशा शा आअदा । [एषा साऽऽगता ।]

विदूषकः—ता जाव चारुदत्तस्स णिवेदेमि । (उपसृत्य) भो चारुदत्त धणिओ दे आअदो । [तद्यावच्चारुदत्तस्य निवेदयामि ।...भो चारुदत्त धनिकस्त आगतः ।]

चारुदत्तः—कुतोऽस्मत्कुले धनिकः ।

विदूषकः—जइ कुले णत्थि ता दुवारे अत्थि । एसा वसन्तसेणा आअदा । [यदि कुले नास्ति तद्द्वारेऽस्ति । एषा वसन्तसेनागता ।]

चारुदत्तः—वयस्य किं मां प्रतारयसि ।

विदूषकः—जइ मे वअणे ण पत्तिआअसि ता एदं कुम्भीलअं पुच्छ । अरे दासीएपुत्ता कुम्भीलअ उवसप्प । [यदि मे वचने न प्रत्येषि तदिमं कुम्भीलकं पृच्छ । अरे दास्याःपुत्र कुम्भीलक उपसर्प ।]

चेटः—(उपसृत्य) अज्ज वन्दामि । [आर्य वन्दे ।]

ચારુદત્ત : મૂર્ખ, વસન્તમાં.

વિદૂષક : (ચેટ પાસે આવીને) મૂર્ખ, વસન્તમાં.

ચેટ : તને બીજો પ્રશ્ન કરું, સુસમૃદ્ધ ગામની કોણ રક્ષા કરે છે ?

વિદૂષક : અરે રસ્તો !

ચેટ : (હસીને) અરે ના.ના.

વિદૂષક : ઠીક. સંશયમાં પડી ગયો. (વિચારીને) વારુ, ફરી પાછો ચારુદત્તને પૂછીશ. (ફરીથી પાછો જઈને ચારુદત્તને તેવું જ કહે છે.)

ચારુદત્ત : દોસ્ત ! સેના.

વિદૂષક : (ચેટ પાસે આવીને) અરે દાસીપુત્ર ! સેના.

ચેટ : અરે ! બંને ય ભેગા કરીને જલ્દી બોલ.

વિદૂષક : સેનાવસન્તે.

ચેટ : કહું છું, ફેરવીને બોલ.

વિદૂષક : (શરીર ફેરવીને) સેનાવસન્તે.

ચેટ : અરે ! મૂરખ બાઠાવ્યુ ! પદ ફેરવ.

વિદૂષક : (પગ ફેરવીને) સેનાવસન્તે.

ચેટ : અરે મૂરખ ! અક્ષરનાં પદ ફેરવ.

વિદૂષક : (વિચારીને) વસન્તસેના.

ચેટ : આ તે આવી છે.

વિદૂષક : તો ત્યારે ચારુદત્તને ખબર આપું. (પાસે જઈને) અરે ચારુદત્ત, તમારા લેણદાર આવ્યા છે.

ચારુદત્ત : આપણા કુળમાં લેણદાર ક્યાથી ?

વિદૂષક : જો કુળમાં નથી તો બારણે છે. આ વસન્તસેના આવી છે.

ચારુદત્ત : દોસ્ત ! મને શા માટે બનાવે છે ?

વિદૂષક : જો મારા વચનમાં વિશ્વાસ બેસતો નથી તો આ કુમ્ભીલકને પૂછો. અરે ! દાસીપુત્ર ! કુમ્ભીલક ! પાસે આવ.

ચેટ : (પાસે જઈને) શેઠજી ! નમસ્કાર.

चारुदत्त —भद्र स्वागतम् । कथय सत्य प्राप्ता वसन्तसेना ।

चेट —एशा शा आअदा वसन्तशेणा । [एषा साऽऽगता वसन्तसेना ।]

चारुदत्त —(सहर्षम्) भद्र न कदाचिदिप्रियवचन निष्फलीकृत मया । तद्गृह्यता पारितोषिकम् ।

(इत्युत्तरीय प्रयच्छति ।)

चेटः—(गृहीत्वा प्रणम्य सपरितोषम्) जाव अज्जआए णिवेदेमि । [यावदार्याया निवेदयामि ।] (इति निष्क्रान्तः)

विदूषक —भो अवि जाणासि किंणिमित्त ईदिसे दुद्दिणे आअदेति । [भोः अपि जानासि किंनिमित्तमीदृशे दुर्दिन आगतेति ।]

चारुदत्त —वयस्य न सम्यगवधारयामि ।

विदूषक.—मए जाणिदम् । अप्पमुल्ला रअणावली बहुमुल्लं सुवण्णभण्डअं त्ति ण परितुट्ठा अवरं मग्गिदु आअदा । [मया ज्ञातम् । अल्पमूल्या रत्नावली बहुमूल्य सुवर्णभाण्डमिति न परितुष्टाऽपर याचितुमागता ।]

चारुदत्त —(स्वगतम्) परितुष्टा यास्यति ।

(तत प्रविशत्युज्ज्वलाभिसारिकावेषेण वसन्तसेना सोत्कण्ठा छत्रधारिणी विटश्च ।)

विट —(वसन्तसेनामुद्दिश्य)

अपरा श्रीरेषा, प्रहरणमनङ्गस्य ललितं
कुलस्त्रीणा शोको मदनवरवृक्षस्य कुसुमम् ।
सलीलं गच्छन्ती रतिसमयलज्जाप्रणयिनी
रतिक्षेत्रे रङ्गे प्रियपथिकसार्थैरनुगता ॥१२॥

वसन्तसेने पश्य पश्य ।

गर्जन्ति शैलशिखरेषु विलम्बिबिम्बा
मेघा वियुक्तवनिताहृदयानुकाराः ।
येषा रवेण सहसोत्पतितैर्मयूरैः
खं वीज्यते मणिमयैरिव तालवृन्तैः ॥१३॥

अपि च

पङ्कक्लिन्नमुखाः पिबन्ति सलिलं धाराहता दर्दुराः
कण्ठं मुञ्चति बर्हिणः समदनो नीप. प्रदीपायते ।
संन्यासः कुलदूषणैरिव जनैर्मेघैर्वृतश्चन्द्रमा
विद्युन्नीचकुलोद्गतेव युवतिर्नैकत्र संतिष्ठते ॥१४॥

ચારુદત્ત : ભાઈ સ્વાગત. કહે— સાચે જ વસન્તસેના આવી છે?

ચેટ : આ તે વસન્તસેના આવી છે.

ચારુદત્ત : (સહર્ષ) ભાઈ ! પ્રિયવચન મેં કદાપિ નિષ્ફળ કર્યું નથી. તેથી બક્ષિસ લે. (ઉત્તરીય આપે છે.)

ચેટ : (લઈને પ્રણામ કરીને સંતોષથી) ત્યારે આર્યાને જણાવું. (બહાર જાય છે.)

વિદૂષક : અરે ! જાણો છો કે આવા માવઠામાં શા માટે આવી ?

ચારુદત્ત : ભાઈ ! હું બરાબર સમજી શકતો નથી.

વિદૂષક : મને સમજાયું. રત્નાવલી થોડા મૂલ્યની છે, સોનાનો દાગીનો વધારે કીમતી છે—એમ (વિચારી) સંતોષ ન પામેલી (તે) બીજું માગવા આવી છે.

ચારુદત્ત : (સ્વગત) સંતુષ્ટ થઈને જશે.

(પછી ઉજ્જ્વળ અભિસારિકાના વેશમાં ઉત્કંઠિત વસન્તસેના, છત્રી પકડનારી અને વિટ પ્રવેશે છે.)

વિટ : (વસન્તસેનાને ઉદ્દેશીને)

આ કમળ વગરની લક્ષ્મી છે, કામદેવનું મનોહર શસ્ત્ર છે, કુલીન સ્ત્રીઓનો શોક છે, મદનરૂપી સુંદર વૃક્ષનું ફૂલ છે, ધીમે ધીમે જતી (તે) રતિક્રીડા વખતે લજ્જા ઇચ્છે છે. (અને) રતિક્રીડારૂપી તખ્તા ઉપર પ્રિય પથિકોનાં ટોળાંથી અનુસરાય છે. (૧૨)
આ વસન્તસેના ! જો જો.

વિરહિણી વનિતાના હૃદયનું અનુકરણ કરતા (અને) જેમનાં વર્તુળો પર્વતના શિખર ઉપર લટકે છે તેવા મેઘ ગાજે છે—જેમના અવાજને લીધે એકદમ ઉડતા મોરથી આકાશને જાણે મણિમય પંખાથી વીંઝણો નખાય છે. (૧૩)

અને વળી,

કાદવથી ખરડાયેલ મુખવાળાં (અને) ધારાથી પ્રહાર પામેલાં દેડકાં પાણી પીએ છે. રાગયુક્ત મોરલો કંઠ રેલાવે છે. નીપ (વૃક્ષ) દીપક સમું શોભે છે. કુળને કલંકિત કરતા લોકોથી જેમ સંન્યાસ (દૂષિત થાય) તેમ મેઘથી ચંદ્રમા ઢંકાયો છે. નીચ કુળમાં ઉત્પન્ન થયેલી યુવતીની જેમ વીજળી એક જગ્યાએ સ્થિર રહેતી નથી. (૧૪)

वसन्तसेना—भाव सद्दु दे भणिदम् । [भाव सुष्ठु ते भणितम् ।] एषा हि

मूढे निरन्तरपयोधरया मयैव
कान्तः सहाभिरमते यदि किं तवात्र ।
मां गर्जितैरपि मुहुर्विनिवारयन्ती
मार्गं रुणद्धि कुपितेव निशा सपत्नी ॥१५॥

विटः—भवतु । एवं तावत् । उपालभ्यतां तावदियम् ।

वसन्तसेना—भाव किमनया स्त्रीस्वभावदुर्विदग्धयोपालब्धया । पश्यतु भावः ।

मेघा वर्षन्तु गर्जन्तु मुञ्चन्त्वशनिमेव वा ।
गणयन्ति न शीतोष्णं रमणाभिमुखाः स्त्रियः ॥१६॥

विटः—वसन्तसेने पश्य पश्य । अयमपरः

पवनचपलवेगः स्थूलधाराशरौघः
स्तनितपटहनादः स्पष्टविद्युत्पताकः ।
हरति करसमूहं खे शशाङ्कस्य मेघो
नृप इव पुरमध्ये मन्दवीर्यस्य शत्रोः ॥१७॥

वसन्तसेना—एव्वं ण्णेदम् । ता कधं एसो अवरो । [एवं न्विदम् । तत्कथमेषोऽपरः ।]

एतैरेव यदा गजेन्द्रमलिनैराध्मातलम्बोदरै-
र्गर्जद्भिः सतडिद्बलाकशबलैर्मेघैः सशल्यं मनः ।
तत्किं प्रोषितभर्तृवध्यपटहो हा हा हताशो बकः
प्रावृट् प्रावृडिति ब्रवीति शठधीः क्षारं क्षते प्रक्षिपन् ॥१८॥

विटः—वसन्तसेने एवमेतत् । इदमपरं पश्य ।

बलाकापाण्डुरोष्णीषं विद्युदुत्क्षिप्तचामरम्
मत्तवारणसारूप्यं कर्तुकाममिवाम्बरम् ॥१९॥

वसन्तसेना—भाव पेक्ख पेक्ख । [भाव पश्य पश्य ।]

एतैरार्द्रतमालपत्रमलिनैरापीतसूर्यं नभो
वल्मीकाः शरताडिता इव गजाः सीदन्ति धाराहताः ।

વસન્તસેના : ભાવ ! તમે બરાબર કહ્યું. કારણ આ

ઓ મૂઢ ! પાસે પાસે વાદળ (અંતર વિનાના સ્થૂળ સ્તન)વાળી મારી જ સાથે જો પ્રિય ક્રીડા કરે છે તો તારે અહીં શું ? એમ મને ગર્જનાથી વારંવાર રોકતી રાત્રીરૂપી શોક્ય ગુસ્સે થઈ હોય તેમ (મારો) માર્ગ રોકે છે. (૧૫)

વિટ : વારુ. એમ. ત્યારે તો એને ઠપકો આપો.

વસન્તસેના : ભાવ ! સ્ત્રીસ્વભાવને લીધે ખરાબ રીતે છકી ગયેલી આને ઠપકો આપવાથી શું ? ભાવ ! જુઓ,

મેઘ ભલેને વરસે, ગરજે કે વજ્ર જ છોડે (પણ) પિયુ પાસે જતી સ્ત્રીઓ ઠંડી કે ગરમી ગણતી નથી. (૧૬)

વિટ : વસંતસેના ! જો, જો, આ બીજો—

નગરની વચ્ચે જેમ રાજા ઓછા બળવાળા શત્રુનો (કરની મોટી રકમ લઈ લે) કર હરી લે તેમ પવન જેવા ચપળ, વેગવાળો મોટી ધારારૂપી બાણના સમૂહવાળો, ગર્જના રૂપી નોબતના અવાજવાળો, ચોખ્ખી દેખાતી વિદ્યુતરૂપી ધજાવાળો મેઘ, આકાશમાં ચંદ્રમાનો કિરણસમૂહ હરી લે છે. (૧૭)

વસન્તસેના : એ ખરેખર એમ છે. તો હવે રીતે આ બીજો—

ગજરાજ જેવા કાળા અને જેનો અંદરનો ભાગ ભરેલો તથા નમેલો છે તેવા ગર્જતા (અને) વીજળીયુક્ત બગલીઓને કારણે રંગબેરંગી, વાદળોથી જ જ્યારે મન ખુબ વ્યથિત છે ત્યારે અરેરે ! પ્રોષિતભર્તૃકાના (પરદેશ ગયેલ સ્વામીવાળી સ્ત્રીના) નાશની દાંડી પીટતો હોય તેવો શઠ બુદ્ધિવાળો દુષ્ટ બગલો "વરસાદ ! વરસાદ !" એમ ઘા ઉપર મીઠું ભભરાવતો બોલે ત્યારે શું ? (૧૮)

વિટ : વસન્તસેના ! એ એમ (છે). આ બીજું જો.

આકાશ જાણે બલાકારૂપી ધોળી પાઘડીવાળા (એજ) વિદ્યુતરૂપી ઢોળાતા ચામરથી, મદમસ્ત હાથી જેવું થવા ઇચ્છે છે (૧૯)

વસન્તસેના : ભાવ ! જો, જો !

ભીના તમાલપત્ર જેવા નીલરંગી આનાથી (આ વાદળથી) આકાશ જેમાં સૂર્ય પીવાઈ ગયો છે તેવું થયું છે. ધારાથી પ્રહાર પામેલા કીડિ-

विद्युत्काञ्चनदीपिकेव रचिता प्रासादसंचारिणी
ज्योत्स्ना दुर्बलभर्तृकेव वनिता प्रोत्सार्य मेघैर्हृता ॥२०॥

विटः—वसन्तसेने पश्य पश्य ।

एते हि विद्युद्गुणबद्धकक्षा गजा इवान्योन्यमभिद्रवन्तः ।
शक्राज्ञया वारिधराः सधारा गां रूप्यरज्ज्वेव समुद्धरन्ति ॥२१॥

अपि च पश्य

महावाताध्मातैर्महिषकुलनीलैर्जलधरै-
श्चलैर्विद्युत्पक्षैर्जलधिभिरिवान्तःप्रचलितैः ।
इयं गन्धोद्दामा नवहरितशष्पाङ्कुरवती
धरा धारापातैर्मणिमयशरैर्भिद्यत इव ॥२२॥

वसन्तसेना—भाव एसो अवरो । [भाव एषोऽपरः ।]

एह्येहीति शिखण्डिनां पटुतरं केकाभिराक्रन्दितः
प्रोड्डीयेव बलाकया सरभसं सोत्कण्ठमालिङ्गितः ।
हंसैरुज्झितपङ्कजैरतितरां सोद्वेगमुद्वीक्षितः
कुर्वन्नञ्जनमेचका इव दिशो मेघः समुत्तिष्ठति ॥२३॥

विटः—एवमेतत् । तथा हि पश्य ।

निष्पन्दीकृतपद्मषण्डनयनं नष्टक्षपावासरं
विद्युद्भिः क्षणनष्टदृष्टतिमिरं प्रच्छादिताशामुखम् ।
निश्चेष्टं स्वपितीव संप्रति पयोधारागृहान्तर्गतं
स्फीताम्भोधरधामनैकजलदच्छत्रापिधानं जगत् ॥२४॥

वसन्तसेना—भाव एव्वं ण्णेदम् । ता पेक्ख पेक्ख । [भाव एव न्विदम् । तत्पश्य पश्य ।]

गता नाशं तारा उपकृतमसाधाविव जने
वियुक्ताः कान्तेव स्त्रिय इव न राजन्ति ककुभः ।
प्रकामान्तस्तप्तं त्रिदशपतिशस्त्रस्य शिखिना
द्रवीभूतं मन्ये पतति जलरूपेण गगनम् ॥२५॥

યારા બાણુથી મરાયેલા હાથીની માફક રૂએ છે. સોનાની દીવડીની માફક વિદ્યુતને મહેલમાં ફરનારી બનાવી છે. દુર્બળ પતિવાળી સ્ત્રીની માફક ચંદ્રિકાને મેઘ બળપૂર્વક ઘસડી જાય છે. (૨૦)

વિટ : વસન્તસેના ! જો ! જો !

વિદ્યુતરૂપી દોરડાથી બાંધેલી બાજુઓવાળા હાથી જેવાં આ (વાદળ) ખરેખર, એકમેક સામે દોડાદોડ કરે છે. ઇન્દ્રની આજ્ઞાથી ધારાઓવાળાં વાદળ જાણે પૃથ્વીને રૂપાના દોરડાથી ઊંચકે છે. (૨૧)
અને વળી જો

મહાન વંટોળિયાથી (મોટા પવનથી) ગર્જતા (અને) ભેંશના જૂથ જેવાં નીલરંગી ચાલતાં; વિદ્યુતરૂપી પાંખવાળાં, અંદરના ભાગમાં ઉછળતા સમુદ્રવાળાં વાદળોથી જાણે મણિમય બાણુથી વીંધાતી હોય તેમ ધારાઓ પડવાથી આ તીવ્ર ગંધવાળી નવા હરિયાળા ઘાસના અંકુરવાળી પૃથ્વી વીંધાય છે. (૨૨)

વસન્તસેના : ભાવ ! આ બીજું,

"આવ આવ" એમ (કહેતા) મયૂરોના વધારે મોટા કેકારવે બોલાવાતો, ઊડતી બગલીઓથી જાણે ઉતાવળે (અને) ઉત્કંઠાથી આલિંગાતો, જેમણે કમળ છોડયાં છે તેવા હંસો વડે ખૂબ ઉદ્વેગથી જોવાતો દિશાઓને જાણે કાજળથી કાળી બનાવતો હોય તેમ મેઘ દેખાય છે. (૨૩)

વિટ : એ એમ (છે). જેમકે જો,

જેમાં કમળવન રૂપી નયન સ્થિર થયાં છે, જેમાં રાત–દિવસનષ્ટ થયા છે, જેમાં વીજળીને લીધે અંધારું એક ક્ષણ દેખાય છે અને નથી દેખાતું, જેનું દિશારૂપી મુખ ઢંકાયું છે. જે પાણીની ધારારૂપી ગૃહની અંદર રહ્યું છે, (અને) જેને વિશાળ વ્યોમનાં અનેક વાદળોરૂપી છત્રનું આચ્છાદન છે તેવું જગત જાણે હમણાં હાલ્યાચાલ્યા વગર ઊંઘે છે.

વસન્તસેના : ભાવ ! એ ખરેખર એમ છે. તો જો, જો.

દુર્જન માણસ ઉપર કરેલા ઉપકારની જેમ તારાઓ અદૃશ્ય થયા છે. પ્રિયતમથી વિખૂટી પડેલી સ્ત્રીઓની માફક દિશાઓ શોભતી નથી. માનું છું, અંદર ખૂબ તપેલા ઇન્દ્રના શસ્ત્રના અગ્નિથી પીગળી ગયેલું આકાશ જળરૂપે વરસે છે. (૨૫)

अपि च पश्य

उन्नमति नमति वर्षति गर्जति मेघः करोति तिमिरौघम् ।
प्रथमश्रीरिव पुरुषः करोति रूपाण्यनेकानि ॥२६॥

विट—एवमेतत् ।

विद्युद्भिर्ज्वलतीव संविहसतीवोच्चैर्बलाकाशतै-
र्माहेन्द्रेण विवल्गतीव धनुषा धाराशरोद्गारिणा ।
विस्पष्टाशनिनिःस्वनेन रसतीवाघूर्णतीवानिलै-
र्नीलैः सान्द्रमिवाहिभिर्जलधरैर्धूपायतीवाम्बरम् ॥२७॥

वसन्तसेना—

जलधर निर्लज्जस्त्वं यन्मां दयितस्य वेश्म गच्छन्तीम् ।
स्तनितेन भीषयित्वा धाराहस्तैः परामृशसि ॥२८॥

भो॰ शक्र

किं ते ह्यहं पूर्वरतिप्रसक्ता यत्त्वं नदस्यम्बुदसिंहनादैः ।
न युक्तमेतत्प्रियकाङ्क्षिताया मार्गं निरोद्धुं मम वर्षपातैः ॥२९॥

अपि च

यद्वदहल्याहेतोर्मृषा वदसि शक्र गौतमोऽस्मीति ।
तद्वन्ममापि दुःखं निरपेक्ष निवार्यतां जलदः ॥३०॥

अपि च

गर्ज वा वर्ष वा शक्र मुञ्च वा शतशोऽशनिम् ।
न शक्या हि स्त्रियो रोद्धुं प्रस्थिता दयितं प्रति ॥३१॥
यदि गर्जति वारिधरो गर्जतु तन्नाम निष्ठुराः पुरुषाः ।
अयि विद्युत्प्रमदाना त्वमपि च दुःखं न जानासि ॥३२॥

विट—*भवति अलमस्मदुपालम्भेन । उपकारिणी तवेयम् ।*

ऐरावतोरसि चलेव सुवर्णरज्जुः
शैलस्य मूर्ध्नि निहितेव सिता पताका ।
आखण्डलस्य भवनोदरदीपिकेय-
माख्याति ते प्रियतमस्य हि संनिवेशम् ॥३३॥

અને વળી જુઓ,

મેઘ ઊંચે જાય છે, (નીચે) નમે છે, વરસે છે, ગરજે છે. અંધકારનો કોટ રચે છે (અને) જેણે પહેલી વખત લક્ષ્મી પ્રાપ્ત કરી છે તેવા પુરુષની જેમ અનેક ચાળા કરે છે. (૨૬)

વિટ : એ એમ (છે).

આકાશ જાણે વીજળીથી સળગી રહ્યું છે, ઊંચી સેંકડો બગલીઓથી જાણે ખૂબ હસી રહી છે, હજારો ધારારૂપી બાણ વરસાવતા મેઘધનુષ્યથી જાણે કૂદકા મારે છે, ગર્જન સ્પષ્ટતા અવાજથી જાણે બૂમો પાડે છે, પવનથી જાણે ભમે છે. જાણે સાપ જેવાં નીલાં વાદળથી ખૂબ (ધૂમાડો) ધૂમાડિયું હોય તેવું થાય છે. (૨૭)

વસન્તસેના :

હે વાદળ ! તું નિર્લજ્જ છે, કારણ પ્રીતમને ઘેર જતી અને ગર્જનાથી ગભરાવી ધારારૂપી હાથથી સ્પર્શે છે. (૨૮)

અરે ઇન્દ્ર !

શું ખરેખર પહેલાં હું તારી સાથે પ્રીતિથી જોડાયેલ હતી કે તું વાદળના સિંહ જેવા અવાજથી ગર્જના કરે છે ? પ્રિય(જન)ને ઇચ્છતી મારો માર્ગ વરસાદ વરસાવીને રોકવો યોગ્ય નથી. (૨૯)

અને વળી,

જેવી રીતે અહલ્યા માટે, "હું ગૌતમ છું." એમ હે ઇન્દ્ર ! તું જૂઠું બોલ્યો તે રીતે મને પણ દુઃખ છે. ઓ અપેક્ષા વગરના ! વાદળને દૂર હટાવ. (૩૦)

અને વળી,

ઓ ઇન્દ્ર ! ગર્જના કર કે વરસ, કે સેંકડો વજ્ર છોડ. પિયુ પાસે જતી સ્ત્રીઓને રોકવી ખરેખર શક્ય નથી. (૩૧)

જો જલધર ગર્જે તો ભલે ગર્જે કારણ પુરુષો ખરેખર નિષ્ઠુર છે. પણ અલી વીજલડી ! તું પણ શું પ્રમદાઓનું દુઃખ જાણતી નથી ? (૩૨)

વિટ : બહેન ! બસ. આને ઠપકો આપવો બસ કરો. આ તમારા ઉપર ઉપકાર કરનારો છે.

કારણ ઐરાવતની છાતી ઉપર લટકતા સોનાના દોરડા જેવી, પર્વતની ટોચ ઉપર મૂકેલી ધોળી ધજા જેવી ઇન્દ્રના મહેલના અંદરના ભાગની દીવડી જેવી આ—તમને પ્રિયતમનું ઘર બતાવે છે. (૩૩)

वसन्तसेना—भाव एव्वं । तं ज्जेव एद गेहम् । [भाव एवम् । तदेवैतद् गेहम् ।]

विटः—सकलकलाभिज्ञाया न किंचिदिह तवोपदेष्टव्यमस्ति । तथापि स्नेहः प्रलापयति । अत्र प्रविश्य कोपोऽत्यन्तं न कर्तव्यः ।

यदि कुप्यसि नास्ति रतिः कोपेन विनाऽथवा कुतः कामः ।
कुप्य च कोपय च त्वं प्रसीद च त्वं प्रसादय च कान्तम् ॥३४॥

भवतु । एवं तावत् । भो भोः निवेद्यतामार्यचारुदत्ताय ।

एषा फुल्लकदम्बनीपसुरभौ काले घनोद्भासिते
कान्तस्यालयमागता समदना हृष्टा जलार्द्रालका ।
विद्युद्वारिदगर्जितैः सचकिता त्वद्दर्शनाकाङ्क्षिणी
पादौ नूपुरलग्नकर्दमधरौ प्रक्षालयन्ती स्थिता ॥३५॥

चारुदत्तः—(आकर्ण्य) वयस्य ज्ञायतां किमेतदिति ।

विदूषकः—जं भव आणवेदि । (वसन्तसेनामुपगम्य । सादरम्) सोत्थि भोदीए । [यद्भवानाज्ञापयति ।...स्वस्ति भवत्यै ।]

वसन्तसेना—अज्ज वंदामि । साअदं अज्जस्स । (विटं प्रति) भाव एसा छत्तधारिआ भावस्स ज्जेव भोदु । [आर्य वन्दे । स्वागतमार्यस्य ।...भाव एषा छत्रधारिका भावस्यैव भवतु ।]

विटः—(स्वगतम्) अनेनोपायेन निपुणं प्रेषितोऽस्मि । (प्रकाशम्) एवं भवतु । भवति वसन्तसेने

साटोपकूटकपटानृतजन्मभूमेः
शाठ्यात्मकस्य रतिकेलिकृतालयस्य ।
वेश्यापणस्य सुरतोत्सवसंग्रहस्य
दाक्षिण्यपण्यसुखनिष्क्रयसिद्धिरस्तु ॥३६॥

(इति निष्क्रान्तो विटः ।)

वसन्तसेना—अज्ज मित्तेअ कहिं तुम्हाणं जूदिअरो । [आर्य मैत्रेय कुत्र युष्माकं द्यूतकरः ।]

विदूषकः—(स्वगतम्) ही ही भो जूदिअरो त्ति भणन्तीए अलंकिदो पिअवअस्सो । (प्रकाशम्) भोदि एसो क्खु सुक्खरुक्खवाडिआए । [आश्चर्यं भोः द्यूतकर इति भणन्त्याऽलंकृतः प्रियवयस्यः ।...भवति एष खलु शुष्कवृक्षवाटिकायाम् ।]

વસન્તસેના : ભાવ ! ખરું. આ જ તે ઘર (છે).

વિટ :

સકળ કળાઓને જાણતી તને અહીં કંઈ ઉપદેશ આપવા જેવું નથી. છતાં સ્નેહ બોલાવડાવે છે. અહીં પ્રવેશીને અતિશય ક્રોધ ન કરવો. જો ગુસ્સે થઈશ તો આનંદ શકય નથી. અથવા કોપ વગર પ્રેમ કયાંથી ? ગુસ્સે થા અને ગુસ્સે કરી તું પ્રસન્ન થા અને પ્રિયતમને પ્રસન્ન કર. (૩૪) ઠીક. એમ ત્યારે અરે ! અરે ! આર્ય ચારુદત્તને જણાવો—

ખીલેલા કદમ્બ (અને) નીપથી સુગંધિત સમયે મેઘ ઘેરાય છે ત્યારે સ્નેહભરી, આનંદિત થયેલ, પાણીથી ભીંજાયેલા વાળવાળી, (અને) મેઘના ગર્જનથી ગભરાયેલ, તમારા દર્શનની આકાંક્ષિણી આ (વસન્તસેના) પ્રિયતમના આવાસે આવી છે (અને) નૂપુરને લાગેલા કાદવ ભરેલા પગ ધોતી ઊભી છે. (૩૫)

ચારુદત્ત : (સાંભળીને) ભાઈ ! જો કે આ શું છે ?

વિદૂષક : જેવી તમારી આજ્ઞા. (વસન્તસેના પાસે જઈને માનથી) આપનું કલ્યાણ થાવ !

વસન્તસેના : ભટ્ટજી ! પ્રણામ. આપશ્રીને સ્વાગત. (વિટ તરફ) ભાવ ! આ છત્ર પકડનારી ભાવ માટે જ ભલે રહી.

વિટ : (સ્વગત) આ યુક્તિથી મને ચતુરાઈપૂર્વક મોકલી દીધો. (મોટેથી) એમ થાઓ. પ્રિય વસન્તસેના !

ગર્વ, કૂડ, કપટ અને જૂઠાણાનું ઉદ્ભવસ્થાન, શઠતા જેનો આત્મા છે તેવા (અને) શૃંગારક્રીડા ભોગવવાનું આશ્રયસ્થાન એવા વેશ્યારૂપી બજારમાં સંભોગરૂપી સંગ્રહના વિનયરૂપી મૂલ્યથી થતા વેચાણની સુખમય સિદ્ધિ થાઓ. (૩૬) (વિટ બહાર જાય છે.)

વસન્તસેના : ભાઈ મૈત્રેય ! કયાં છે તમારા જુગારી ?

વિદૂષક : (સ્વગત) અરે વાહ ! 'જુગારી' એમ કહેતી (તેણે)થી (મારા) પ્રિય મિત્ર અલંકૃત થયા છે. (મોટેથી) માનનીય ! ખરેખર આ સુકાયેલી વૃક્ષ-વાટિકામાં.

वसन्तसेना—अज्ज का तुम्हाणं सुक्खरुक्खवाडिआ वुच्चदि । [आर्य का युष्माकं शुष्कवृक्षवाटिकोच्यते ।]

विदूषकः—भोदि जहिं ण खाईआदि ण पीईअदि । [भवति यत्र न खाद्यते न पीयते ।]

(वसन्तसेना स्मितं करोति)

विदूषकः—ता पविसदु भोदी [तस्मात्प्रविशतु भवती ।]

वसन्तसेना—(जनान्तिकम्) एत्थ पविसिअ किं मए भणिदव्वम् । [अत्र प्रविश्य किं मया भणितव्यम् ।]

चेटी—जूदिअर अवि सुहो दे पदोसो त्ति । [द्यूतकर अपि सुखस्ते प्रदोष इति ।]

वसन्तसेना—अवि पारइस्सम् । [अपि पारयिष्यामि ।]

चेटी—अवसरो ज्जेव पारइस्सदि । [अवसर एव पारयिष्यति ।]

विदूषकः—पविसदु भोदी [प्रविशतु भवति ।]

वसन्तसेना—(प्रविश्योपसृत्य च । पुष्पैस्ताडयन्ती) अइ जूदिअर अवि सुहो दे पदोसो । [अयि द्यूतकर अपि सुखस्ते प्रदोषः ।]

चारुदत्त—(अवलोक्य) अये वसन्तसेना प्राप्ता । (सहर्षमुत्थाय) अयि प्रिये

सदा प्रदोषो मम याति जाग्रतः
सदा च मे निःश्वसतो गता निशा ।
त्वया समेतस्य विशाललोचने
ममाद्य शोकान्तकरः प्रदोषकः ॥३७॥

तत्स्वागतं भवत्यै । इदमासनम् । अत्रोपविश्यताम् ।

विदूषक—इदं आसणम् । उवविसदु भोदी । [इदमासनम् । उपविशतु भवती ।]

(वसन्तसेनाऽऽसीना । ततः सर्वे उपविशन्ति ।)

चारुदत्तः—वयस्य पश्य पश्य ।

वर्षोदकमुद्गिरता श्रवणान्तविलम्बिना कदम्बेन ।
एकः स्तनोऽभिषिक्तो नृपसुत इव यौवराज्यस्थः ॥३८॥

तद्वयस्य क्लिन्ने वाससी वसन्तसेनायाः । अन्ये प्रधानवाससी समुपनीयेतामिति ।

विदूषकः—जं भवं आणवेदि । [यद्भवानाज्ञापयति ।]

चेटी—अज्ज मित्तेअ चिट्ठ तुमम् । अहं ज्जेव अज्जअं सुस्सूसइस्सम् । [आर्य मैत्रेय तिष्ठ त्वम् । अहमेवार्यां शुश्रूषयिष्यामि ।] (तथा करोति)

વસન્તસેના : ભટ્ટ ! તમારી સુકાયેલ વૃક્ષવાટિકા કઈ કહેવાય છે ?

વિદૂષક : માનનીય ! જ્યાં ન ખાવાનું મળે, ન પીવાનું.

(વસન્તસેના સ્મિત કરે છે.)

વિદૂષક : તો આપ શ્રીમતી પ્રવેશ કરો.

વસન્તસેના : (બાજુ ઉપર) અહીં પ્રવેશીને મારે શું બોલવું ?

ચેટી : ઓ જુગારી ! તમારી સાંજ સુખમય ખરી કે ? એમ.

વસન્તસેના : શું (મને કહેવાની) હિંમત રહેશે ?

ચેટી : અવસર જ હિંમત આપશે.

વિદૂષક : આપ પ્રવેશો.

વસન્તસેના : (પ્રવેશીને અને પાસે જઈને પુષ્પથી મારતી) અરે ઓ જુગારી ! સાંજ સુખમય ખરી કે ?

ચારુદત્ત : (જોઈને) અરે ! વસંતસેના આવી છે. (હર્ષથી ઊઠીને) ઓ પ્રિયે !

મારી સાંજ હંમેશાં જાગતાં (જ) પસાર થાય છે અને મારી રાત હંમેશાં નિસાસા નાંખતાં વીતે છે. ઓ વિશાળનયને ! તારી સાથે સંગમ પામેલા મારી સાંજ આજે શોકનો અંત લાવનારી નીવડશે. (૩૭) તેથી પ્રિયાને સ્વાગત ! આ (રહ્યું) આસન. બેસ.

વિદૂષક : આ આસન. તમે બેસો.

(વસંતસેના બેસે છે. પછી બધાં બેસે છે.)

ચારુદત્ત : મિત્ર ! જો. જો.

કાનને છેડે લટકતા, વરસાદના પાણી ટપકાવતા કદમ્બપુષ્પથી એનો એક સ્તન યુવરાજ રાજકુંવરની જેમ અભિસિંચન કરાય છે. (૩૮)

તેથી ભાઈ ! વસંતસેનાનાં કપડાં ભીંજાઈ ગયાં છે. બીજાં ઉત્તમ વસ્ત્રો લઈ આવ.

વિદૂષક : જેવી તમારી આજ્ઞા.

ચેટી : આર્ય મૈત્રેય ! તમે ઊભા રહો, હું જ બહેનની સેવા કરીશ. (તેમ કરે છે.)'

विदूषक —(अपवारितकेन) भो वअस्स पुच्छामि दाव तत्थभोदिं किं पि। [भो वयस्य पृच्छामि तावत्तत्रभवतीं किमपि।]

चारुदत्तः—एवं क्रियताम्।

विदूषक —(प्रकाशम्) अघ किंणिमित्त उण ईदिसे पणट्ठचन्दालोए दुद्दिण-अ-घआरे आअदा भोदी। [अथ किंनिमित्त पुनरीदृशे प्रनष्टचन्द्रालोके दुर्दिनान्धकार आगता भवती।]

चेटी—अज्जए उजुओ बम्हणो। [आर्ये ऋजुको ब्राह्मणः।]

वसन्तसेना—ण णिउणोत्ति भणाहि। [ननु निपुण इति भण।]

चेटी—एसा क्खु अज्जआ एवं पुच्छिदुं आअदा—केत्तिअं ताए रअणावलीए मुल्लं त्ति। [एषा खल्वार्या एवं प्रष्टुमागता—कियत्तस्या रत्नावल्या मूल्यम् इति।]

विदूषक —(जनान्तिकम्) भो भणिदं मए जधा अप्पमुल्ला रअणावली बहु-मुल्लं सुवण्णभण्डअम्। ण परितुट्ठा। अवरं मग्गिदुं आअदा। [भो. भणितं मया यथाऽल्पमूल्या रत्नावली बहुमूल्यं सुवर्णभाण्डम्। न परितुष्टा। अपरं याचितुमागता।]

चेटी—सा क्खु अज्जआए अत्तणकेरकेत्ति भणिअ जूदे हारिदा। सो अ सहिओ राआवात्थहारी ण जाणीअदि कहिं गदो त्ति। [सा खल्वार्यया आत्मीयेति भणित्वा द्यूते हारिता। स च सभिको राजवार्ताहारी न ज्ञायते कुत्र गत इति।]

विदूषक—भोदि मन्तिदं ज्जेव मन्तीअदी। [भवति मन्त्रितमेव मन्त्र्यते।]

चेटी—जाव सो अण्णेसीअदि ताव एदं ज्जेव गेण्ह सुवण्णभण्डअम्। [यावत्सो-ऽन्विष्यते तावदिदमेव गृहाण सुवर्णभाण्डम्।]। (इति दर्शयति)

(विदूषको विचारयति।)

चेटी—अदिमेत्तं अज्जो णिज्झाअदि। ता किं दिट्ठपुव्वं दे। [अतिमात्रमार्यो निध्यायति। तत्किं दृष्टपूर्वं ते।]

विदूषक—भोदि सिप्पकुसल्दाए ओबन्धेदि दिट्ठिम्। (भवति शिल्पकुशल-तयाऽवबध्नाति दृष्टिम्।]

चेटी—अज्ज वञ्चिदोसि दिट्ठीए। तं ज्जेव एदं सुवण्णभण्डअम्। [आर्य वञ्चितोऽसि दृष्ट्या। तदेवेदं सुवर्णभाण्डम्।]

विदूषक—(सहर्षम्) भो वअस्स तं ज्जेव एदं सुवण्णभण्डअम् जं अम्हाण गेहे चोरेहिं अवहिदम्। [भो वयस्य तदेवेदं सुवर्णभाण्डं यदस्माकं गृहे चौरैरपहृतम्।]

चारुदत्त—वयस्य

योऽस्माभिश्चिन्तितो व्याजः कर्तुं न्यासप्रतिक्रियाम्।
स एव प्रस्तुतोऽस्माकं किंतु सत्यं विडम्बना॥३९॥

**વિદૂષક** : (બાજુ પર) ઓ મિત્ર ! તે શ્રીમતીજીને ત્યારે કંઈક પૂછું ?

**ચારુદત્ત** : એમ કર.

**વિદૂષક** : (મોટેથી) તો ચાદની જતી રહી છે ત્યારે આવા માવઠાના અંધારામાં વળી આપ શા માટે આવ્યાં છો ?

**ચેટી** : બહેનગા ! બાહ્મણ ભોળા છે.

**વસન્તસેના** : કહું છું, ચતુર (છે) એમ કહે.

**ચેટી** : આ આર્યા ખરેખર એમ પૂછવા આવ્યાં છે કે પેલી રત્નાવલીનું કેટલું મૂલ્ય છે ?

**વિદૂષક** : (બાજુ પર) અરે ! મેં કહ્યું હતું કે રત્નાવલી થોડા મૂલ્યની છે, સોનાનો દાબડો બહુ કીમતી છે (એટલે) ન સંતોષાઈ (તેથી) બીજું માગવા આવી.

**ચેટી** : તે ખરેખર પોતાની છે એમ ગણીને આર્યા દ્યૂતમાં હારી ગયાં અને રાજાનો સંદેશ લઈ જતો તે સભિક ક્યાં ગયો એ સમજાતું નથી.

**વિદૂષક** : ઓ બાઈ ! બોલેલું જ બોલે છે.

**ચેટી** : જ્યાં સુધી તે શોધાય ત્યાં સુધી આ જ સોનાના દાગીનાનો દાબડો સ્વીકારો. (બતાવે છે.)

(વિદૂષક વિચાર કરે છે.)

**ચેટી** : ભટજી ખૂબ ધારી ધારીને જુએ છે. શું તમે પહેલાં જોયું છે ?

**વિદૂષક** : બાઈ, કારીગરીની ચતુરાઈથી નજર ઠરે છે.

**ચેટી** : ભટજી ! (તમારી) દૃષ્ટિથી તમે છેતરાયા છો. આ તે જ સોનાના દાગીનાનો દાબડો છે.

**વિદૂષક** : (હર્ષથી) ઓ મિત્ર ! આ તે જ સોનાના દાગીનાનો દાબડો છે કે જે આપણે ઘેરથી ચોર લઈ ગયા હતા.

**ચારુદત્ત** : ભાઈ !

'થાપણ પાછી વાળવા આપણે જે બહાનું વિચાર્યું હતું, તે જ અમારે માટે આવી પડ્યું છે. પણ શું (આ) સત્ય (છે) કે મશ્કરી છે ? (૩૯)'

विदूषकः—भो वअस्स सच्चं सवामि बम्हणेण। [भो वयस्य सत्यं शपे ब्राह्मण्येन।]

चारुदत्तः—प्रियं न: प्रियम्।

विदूषकः—(जनान्तिकम्) भो पुच्छामि ण कुदो एदं समासादिदं त्ति। [भोः पृच्छामि ननु कुत इदं समासादितमिति।]

चारुदत्तः—को दोषः।

विदूषकः—(चेट्याः कर्णे) एव्वं विअ। [एवमिव।]

चेटी—(विदूषकस्य कर्णे) एव्वं विअ। [एवमिव]

चारुदत्तः—किमिदं कथ्यते। किं वयं बाह्याः।

विदूषकः—(चारुदत्तस्य कर्णे) एव्वं विअ। [एवमिव]

चारुदत्तः—भद्रे सत्यं तदेवेदं सुवर्णभाण्डम्।

चेटी—अज्ज अध इं। [आर्य अथ किम्।]

चारुदत्तः—भद्रे न कदाचित्प्रियनिवेदनं निष्फलीकृतं मया। तद् गृह्यतां पारितोषिकमिदमङ्गुलीयकम्। (इत्यनङ्गुलीयकं हस्तमवलोक्य लज्जां नाटयति।)

वसन्तसेना—(आत्मगतम्) अदो ज्जेव कामीअसि। [अत एव काम्यसे।]

चारुदत्तः—(जनान्तिकम्) भोः कष्टम्।

धनैर्वियुक्तस्य नरस्य लोके किं जीवितेनादित एव तावत्।
यस्य प्रतीकारनिरर्थकत्वात्कोपप्रसादा विफलीभवन्ति ॥४०॥

अपि च

पक्षविकलश्च पक्षी शुष्कश्च तरुः सरश्च जलहीनम्।
सर्पश्चोद्धृतदंष्ट्रस्तुल्यं लोके दरिद्रश्च ॥४१॥

अपि च

शून्यैर्गृहैः खलु समाः पुरुषा दरिद्राः
कूपैश्च तोयरहितैस्तरुभिश्च शीर्णैः।
यद्दृष्टपूर्वजनसंगमविस्मृताना-
मेवं भवन्ति विफलाः परितोषकालाः ॥४२॥

विदूषकः—भो अलं अदिमेत्तं संतप्पिदेण। (प्रकाशं सपरिहासम्) भोदि समप्पीअदु ममकेरिआ ण्हाणसाडिआ। [भो: अलमतिमात्रं संतापितेन। ...भवति समर्प्यतां मम स्नानशाटिका।]

વિદૂષક : ઓ મિત્ર ! સત્ય છે. બ્રાહ્મણત્વના કસમ ખાઉં છું.

ચારુદત્ત : બહુ સરસ. અમને ગમ્યું.

વિદૂષક : (બાજુ પર) અરે ! પૂછું કે આ ખરેખર ક્યાંથી મળ્યો ?

ચારુદત્ત : શું વાયો છે ?

વિદૂષક . (ચેટીના કાનમા) આમ કહે ?

ચેટી : (વિદૂષકના કાનમા) આવી રીતે.

ચારુદત્ત : આ શું કહો છો ? શું અમે પરાયા છીએ ?

વિદૂષક : (ચારુદત્તના કાનમાં) આવી રીતે

ચારુદત્ત : બહેન ! સાચું આ તે જ સોનાના દાગીનાનો દાબડો છે ?

ચેટી : આર્ય ! હાસ્તો.

ચારુદત્ત : બહેન ! ખુશખબર કહેનારને મે કોઇ દિવસ નિષ્ફળ કર્યો નથી. તો આ ઈનામની વીટી લે (વીટી વગરની આંગળી જોઈને લજ્જા દાખવે છે.)

વસન્તસેના . (સ્વગત) એથી સ્તો સ્નેહ કરું છું.

ચારુદત્ત : (બાજુ પર) અરેરે ! હરિ હરિ !

ત્યારે પહેલું જ—દુનિયામાં બદલો વાળવા માટે નિરર્થક હોવાથી જેનો ક્રોધ અને ઉપકાર નિષ્ફળ થાય છે તેવા ધનહીન માણસના જીવનથી શું ? (૪૦)

તદુપરાંત,

પાંખ વગરનું પક્ષી, સૂકાયેલ વૃક્ષ અને પાણી વગરનું સરોવર, તથા દાંત કાઢી નાંખેલો સાપ, અને દરિદ્ર-(બધા) દુનિયામા સરખા છે. (૪૧)

અને વળી,

ખરેખર દરિદ્ર પુરુષો સૂના ઘર જેવા, પાણી વગરના કૂવા જેવા, અને પાન વગરના વૃક્ષ જેવા છે, કારણ પહેલાં જોયેલા માણસના સંગમથી (પોતાની દરિદ્ર સ્થિતિ) ભૂલી ગયેલાનો ઉત્સવનો વખત આ રીતે નિષ્ફળ જાય છે. (૪૨)

વિદૂષક : અરે ! બહુ સંતાપ કરવો રહેવા દો (મોટેથી મશ્કરીમા) ભવતિ ! મારી સ્નાન કરવાની પોતડી લાવો.

वसन्तसेना—अज्ज चारुदत्त जुत्तं णेदं इमाए रअणावलीए इमं जणं तुलइदुम्। [आर्य चारुदत्त युक्त नेदमनया रत्नावल्येमं जनं तुलयितुम् ।]

चारुदत्त —(सविलक्षस्मितम्) वसन्तसेने पश्य पश्य ।

कः श्रद्धास्यति भूतार्थं सर्वो मां तुलयिष्यति ।
शङ्कनीया हि लोकेऽस्मिन्निष्प्रतापा दरिद्रता ॥४३॥

विदूषकः—हञ्जे किं भोदिए इध ज्जेव सुविदव्वम् । [चेटि किं भवत्येहैव सुप्तव्यम् ।]

चेटी—(विहस्य) अज्ज मित्तेअ अदिमेत्तं दाणिं उज्जुअं अत्ताणअं दंसेसि । [आर्य मैत्रेय अतिमात्रमिदानीमृजुमात्मानं दर्शयसि ।]

विदूषकः—भो वअस्स एसो क्खु आसीरअन्तो विअ सुहोवविट्ठं जणं पुणोवि विरथारिवारिधाराहिं पविट्ठो पज्जण्णो । [भो वयस्य एष खल्वपसारयन्निव सुखोपविष्टं जनं पुनरपि विस्तारिवारिधाराभिः प्रविष्टः पर्जन्यः ।]

चारुदत्तः—सम्यगाह भवान् ।

अमूर्हि भित्त्वा जलदान्तराणि पङ्कान्तराणीव मृणालसूच्यः ।
पतन्ति चन्द्रव्यसनाद्विमुक्ता दिवोऽश्रुधारा इव वारिधाराः ॥४४॥

अपि च ।

धाराभिरार्यजनचित्तसुनिर्मलाभि-
श्चण्डाभिरर्जुनशरप्रतिकर्कशाभिः ।
मेघाः स्रवन्ति बलदेवपटप्रकाशाः
शक्रस्य मौक्तिकनिधानमिवोद्गिरन्तः ॥४५॥

प्रिये पश्य पश्य ।

एतैः पिष्टतमालवर्णकनिभैरालिप्तमम्भोधरैः
ससक्तैरुपवीजितं सुरभिभिः शीतैः प्रदोषानिलैः ।
एषाऽम्भोदसमागमप्रणयिनी स्वच्छन्दमभ्यागता
रक्ता कान्तमिवाम्बरं प्रियतमा विद्युत्समालिङ्गति ॥४६॥

(वसन्तसेना शृङ्गारभावं नाटयन्ती चारुदत्तमालिङ्गति ।)

चारुदत्तः—(स्पर्शं नाटयन्प्रत्यालिङ्ग्य ।)

**વસન્તસેના :** આર્ય ચારુદત્ત ! આ રત્નાવલીથી આ જનને આમ હલકું પાડવું યોગ્ય નથી.

**ચારુદત્ત :** (ખેદયુક્ત સ્મિત સાથે) વસંતસેના ! જો, જો.

સાચી વાત કોણ માનશે ? બધા મને હલકો પાડશે. કારણ પ્રતાપ વગરની નિર્ધનતા આ જગતમા શંકાપાત્ર છે. (૪૩)

**વિદૂષક :** (અલી) ચેટી ! શું તું અહીં જ સૂવાની ?

**ચેટી :** (હસીને) આર્ય મૈત્રેયજી ! પોતાની જાતને બહુ ભોળી બતાવો છો !

**વિદૂષક :** અરે મિત્ર ! સુખે બેઠેલા માણસને નસાડતો હોય તેમ ખરેખર વળી પાછો આ વરસાદ ખૂબ જળધારાઓમા વરસે છે.

**ચારુદત્ત :** તું ઠીક કહે છે.

કારણ, જેમ કાદવની વચ્ચેથી કમળની દાંડીની અણી (નીકળે) તેમ મેઘનો વચ્ચેનો ભાગ ભેદી, જાણે ચંદ્રના દુ:ખથી વહેતા આકાશના આંસુની ધારા ન હોય તેમ આ પાણીની ધારાઓ પડે છે. (૪૪)
તદુપરાંત,

જાણે ઇન્દ્રનો મોતીનો ખજાનો નીચે ન ફેંકતા હોય તેમ બળદેવના વસ્ત્ર જેવા રંગના મેઘ, સજ્જનના ચિત્ત જેવી ખૂબ નિર્મળ ગભરાવતી, અર્જુનના બાણ જેવી કર્કશ ધારાઓથી વરસે છે. (૪૫)
ઓ પ્રિયા ! જો ! જો !

પીસેલા તમાલ રંગના આ મેઘથી વ્યાપ્ત (અને) એકદમ નજીક આવેલા સુવાસિત, શીતલ, સાંજના પવનથી વીંઝાતા આકાશને મેઘોદય સમયે પ્રેમવાળી સ્વેચ્છાથી આવેલી આ રક્ત (લાલ–અને સ્નેહમાં પડેલી) વીજળી જેમ પ્રિયતમા કાન્તને (આલિંગે) તેમ–આલિંગે છે. (૪૬)

(શૃંગારભાવ દાખવતી વસંતસેના ચારુદત્તને આલિંગે છે.)

**ચારુદત્ત :** (સ્પર્શ દાખવીને વળતું આલિંગન આપીને)

भो मेघ गम्भीरतरं नद त्वं तव प्रसादात्स्मरपीडितं मे ।
संस्पर्शरोमाञ्चितजातरागं कदम्बपुष्पत्वमुपैति गात्रम् ॥४७॥

विदूषकः—दासीएपुत्त दुद्दिण अणज्जो दाणिं सि तुमं जं अत्तहोदिं विज्जुदाए भाआवेसि । [दास्याःपुत्र दुर्दिन अनार्य इदानीमसि त्वं यदत्रभवतीं विद्युता भाययसि ।]

चारुदत्तः—वयस्य नार्हस्युपालब्धुम् ।

वर्षशतमस्तु दुर्दिनमविरतधारं शतह्रदा स्फुरतु ।
अस्मद्विधदुर्लभया यदहं प्रियया परिष्वक्तः ॥४८॥

अपि च वयस्य ।

धन्यानि तेषां खलु जीवितानि ये कामिनीनां गृहमागतानाम् ।
आर्द्राणि मेघोदकशीतलानि गात्राणि गात्रेषु परिष्वजन्ति ॥४९॥

प्रिये वसन्तसेने ।

स्तम्भेषु प्रचलितवेदिसंचयाग्रं
शीर्णत्वात्कथमपि धार्यते वितानम् ।
एषा च स्फुटितसुधाद्रवानुलेपात्
संक्लिन्ना सलिलभरेण चित्रभित्तिः ॥५०॥

(ऊर्ध्वमवलोक्य ।) अये इन्द्रधनुः । प्रिये पश्य पश्य ।

विद्युज्जिह्वेनेदं महेन्द्रचापोच्छ्रितायतभुजेन ।
जलधरविवृद्धहनुना विजृम्भितमिवान्तरिक्षेण ॥५१॥

एहि । अभ्यन्तरमेव प्रविशावः । (इत्युत्थाय परिक्रामतः ।)

तालेषु तारं विटपेषु मन्द्रं शिलासु रूक्षं सलिलेषु चण्डम् ।
संगीतवीणा इव ताड्यमानास्तालानुसारेण पतन्ति धाराः ॥५२॥

(इति निष्क्रान्ताः सर्वे ।)

दुर्दिनं नाम पञ्चमोऽङ्कः ।

ઓ મેઘ ! તું વધારે ગંભીર ગર્જના કર. તારા પ્રસાદથી પ્રણયથી પીડાયેલું, સ્પર્શને લીધે રોમાંચ અનુભવતું અને જેમાં પ્રેમ ઉદ્ભવ્યો છે તેવું મારું શરીર કદમ્બ પુષ્પની દશાને પામે છે. (૪૭)

વિદૂષક : દાસીપુત્ર દુર્દિન ! હવે તું અનાર્ય છે કે આમને વીજળીથી બીવડાવે છે.

ચારુદત્ત : મિત્ર ! (તારે) ઠપકો ન આપવો જોઈએ.

સતત (વારિ) ધારાઓવાળું આવડું ભલે સો વરસ રહેતું. વિદ્યુત ભલે ચમકે. કારણ (તેમને લીધે) અમારા જેવાને દુર્લભ એવી પ્રિયા સાથે (હું) આલિંગન પામ્યો છું. (૪૮)

અને વળી, મિત્ર !

જે ઘેર આવેલી કામિનીઓના ભીના (અને) મેઘના પાણીથી શીતલ ગાત્રોને ગાત્રો સાથે આલિંગે છે તેમનાં જીવન ખરેખર ધન્ય છે (૪૯)

પ્રિય વસન્તસેના !

કુંભીના ચબુતરના છેડા હાલી ગયા છે. તેની છત તૂટેલી હોવાથી થાંભલાઓ ગમે તેમ (કરીને) પણ ટકાવે છે. અને પાણીના મારાથી ચૂનાનું પડ તરડાઈ જવાથી આ ચિત્રની દિવાલ (પણ) પલળી ગઈ છે. (૫૦)

વિદ્યુતરૂપી જીહ્વાથી મેઘધનુષ્યરૂપી ઊંચા લાંબા હાથથી વાદળરૂપી લંબાયેલ હડપચીથી જાણે આકાશે આ અગાસું ખાધું. (૫૧)

તેથી આવ અંદર જ જઈએ (જોડીને ફરે છે.)

તાલી ઉપર ઊંચો (તાર) (અવાજ), ડાળી ઉપર ધીમો (અવાજ), શિલા ઉપર કર્કશ (અવાજ) (અને) પાણીમા ભયંકર (મોટો) (અવાજ) —(એમ) જાણે સંગીતના જલસામાં વગાડાતી વીણાની માફક ધારાઓ તાલ પ્રમાણે પડે છે. (૫૨)

(બધાં બહાર જાય છે.)

"દુર્દિન" નામનો પાંચમો અંક સમાપ્ત.

## षष्ठोऽङ्कः ।

( ततः प्रविशति चेटी । )

चेटी—कध अज्ज वि अज्जआ ण विबुज्झदि । भोदु । पविसिअ पडिबोधइस्सम् । (इति नाट्येन परिक्रामति ।) [कथमद्याप्यार्या न विबुध्यते । भवतु । प्रविश्य प्रतिबोधयिष्यामि ।]

(ततः प्रविशत्याच्छादितशरीरा प्रसुप्ता वसन्तसेना ।)

चेटी—(निरूप्य) उत्थेदु उत्थेदु अज्जआ । पभादं संवुत्तम् । [उत्तिष्ठतूत्तिष्ठत्वार्या । प्रभातं संवृत्तम् ।]

वसन्तसेना—(प्रतिबुध्य) कधं रत्ति ज्जेव पभादं संवुत्तम् । [कथं रात्रिरेव प्रभातं संवृत्तम् ।]

चेटी—अम्हाण एसो पभादो । अज्जआए उण रत्ति ज्जेव । [अस्माकमेतत्प्रभातम् । आर्यायाः पुना रात्रिरेव ।]

वसन्तसेना—हञ्जे कहिं उण तुम्हाण जूदिअरो । [चेटि कुतः पुनर्युष्माकं द्यूतकरः ।]

चेटी—अज्जए वड्ढमाणअं समादिसिअ पुप्फकरण्डअं जिण्णुज्जाणं गदो अज्जचारुदत्तो । [ आर्ये वर्धमानकं समादिश्य पुष्पकरण्डकं जीर्णोद्यानं गत आर्यचारुदत्तः ।]

वसन्तसेना—किं समादिसिअ । [किं समादिश्य ।]

चेटी—जोएहि रादीए पवहणं वसन्तसेणा गच्छदु त्ति । [ योजय रात्रौ प्रवहणं वसन्तसेना गच्छत्विति । ]

वसन्तसेना—हञ्जे कहिं मए गन्तव्वम् । [चेटी कुत्र मया गन्तव्यम् ।]

चेटी—अज्जए जहिं चारुदत्तो । [आर्ये यत्र चारुदत्तः ।]

वसन्तसेना—(चेटीं परिष्वज्य ) हञ्जे सुट्ठु ण णिज्झाइदो रादीए । ता अज्ज पच्चक्खं पेक्खिस्सम् । हञ्जे किं पविट्ठा अहं इह अब्भन्तरचदुस्सालअम् । [चेटि सुष्ठु न निर्ध्यातो रात्रौ । तदद्य प्रत्यक्षं प्रेक्षिष्ये । चेटि किं प्रविष्टाऽहमिहाभ्यन्तरचतुःशालकम् ।]

चेटी—ण केवलं अब्भन्तरचदुस्सालम् । सव्वजणस्स वि हिअअं पविट्ठा । [न केवलमभ्यन्तरचतुःशालकम् । सर्वजनस्यापि हृदयं प्रविष्टा ।]

वसन्तसेना—अवि सतप्पदि चारुदत्तस्स परिअणो । [अपि संतप्यते चारुदत्तस्य परिजनः ।]

## અંક ૬

(પછી ચેટી પ્રવેશ કરે છે.)

**ચેટી :** શું હજી પણ બહેન જાગ્યાં નથી ? વારુ. અંદર જઈને જગાડીશ. (ફરવાનો અભિનય કરે છે.)

(પછી શરીરે ઓઢીને વસન્તસેના પ્રવેશ કરે છે.)

**ચેટી :** (બરાબર જોઈને) ઊઠો, ઊઠો. આર્યા ! સવાર થઈ ગયું.

**વસન્તસેના :** (જાગીને) શું રાત્રી (ચેતે) જ પ્રભાતમાં પલટાઈ ગઈ ?

**ચેટી :** અમારું આ પ્રભાત, જ્યારે બહેનબાને રાત જ છે.

**વસન્તસેના :** ચેટી ! ત્યારે તમારા જુગારી ક્યાં છે ?

**ચેટી :** બહેન ! વર્ધમાનકને આજ્ઞા કરીને આર્ય ચારુદત્ત જૂના પુષ્પકરંડક બાગમાં ગયા છે.

**વસન્તસેના :** કઈ આજ્ઞા આપીને ?

**ચેટી .** કે વહેલી સવારે ગાડી જોડજો, વસન્તસેના ભલે જાય.

**વસન્તસેના :** ચેટી ! મારે ક્યાં જવાનું ?

**ચેટી .** બહેનબા ! જ્યાં ચારુદત્ત (છે ત્યાં).

**વસન્તસેના :** (ચેટીને) ચેટી ! રાત્રે (ચારુદત્તને) બરાબર નિરખ્યા નથી. તેથી આજ પ્રત્યક્ષ જોઈશ. ચેટી ! શું હું અહીં અંતઃપુરના ચોકમાં પ્રવેશ પામી છું ?

**ચેટી :** એકલા અંતઃપુરના ચોકમાં નહિ, બધાં માણસોના હૃદયમાં પણ પ્રવેશ પામ્યાં છો.

**વસન્તસેના :** શું ચારુદત્તના પરિજનોને સંતાપ થાય છે?

चेटी—संतप्पिस्सदि । [संतप्स्यति ।]

वसन्तसेना—कदा । [कदा ।]

चेटी—जदो अज्जआ गमिस्सदि । [यदाऽऽर्या गमिष्यति ।]

वसन्तसेना—तदो मए पढमं संतप्पिदव्वम् । (सानुनयम्) हञ्जे गेण्ह एदं रअणावलिम् । मम बहिणिआए अज्जाधूदाए गदुअ समप्पेहि । भणिदव्वं च— अहं सिरिचारुदत्तस्स गुणणिज्जिदा दासी तदा तुम्हाणं पि । ता एसा तुह ज्जेव कण्ठाहरणं होदु रअणावली । [तदा मया प्रथमं संतप्तव्यम् । ...चेटि गृहाणेमां रत्नावलीम् । मम भगिन्या आर्याधूतायै गत्वा समर्पय । वक्तव्यं च—अहं श्रीचारुदत्तस्य गुणनिर्जिता दासी तदा युष्माकमपि । तदेषा तवैव कण्ठाभरणं भवतु रत्नावली ।]

चेटी—अज्जए कुपिस्सदि चारुदत्तो अज्जाए दाव । [आर्ये कोपिष्यति चारुदत्त आर्यायै तावत् ।]

वसन्तसेना—गच्छ । ण कुपिस्सदि । [गच्छ । न कोपिष्यति ।]

चेटी—(गहीत्वा) जं अज्जआ आणवेदि । (इति निष्क्रम्य पुनः प्रविशति ।) अज्जए भणादि अज्जा धूदा—अज्जउत्तेण तुम्हाणं पसादीकिदा । ण जुत्तं मम एदं गेण्हिदुम् । अज्जउत्तो ज्जेव मम आहरणविसेसो त्ति जाणादु भोदी । [यदार्याऽऽज्ञापयति । ...आर्ये भणत्यार्या धूता—आर्यपुत्रेण युष्माकं प्रसादीकृता । न युक्तं ममैतां ग्रहीतुम् । आर्यपुत्र एव ममाभरणविशेष इति जानातु भवती ।]

(ततः प्रविशति दारकं गृहीत्वा रदनिका ।)

रदनिका—एहि वच्छ सअडिआए कीलम्ह । [एहि वत्स शकटिकया क्रीडावः ।]

दारकः—(सकरुणम्) रदणिए किं मम एदाए मट्टिआसअडिआए । तं ज्जेव सोवण्णसअडिअं देहि । [रदनिके किं ममैतया मृत्तिकाशकटिकया । तामेव सौवर्णशकटिका देहि ।]

रदनिका—(सनिर्वेदं निःश्वस्य) जाद कुदो अम्हाणं सुवण्णववहारो । तादस्स पुणो वि रिद्धीए सुवण्णसअडिआए कीलिस्ससि । ता जाव विणोदेमि णम् । अज्जआए वसन्तसेणाए समीवं उवसप्पिस्सम् । (उपसृत्य) अज्जए पणमामि । [जात कुतोऽस्माकं सुवर्णव्यवहारः । तातस्य पुनरपि ऋद्ध्या सुवर्णशकटिकया क्रीडिष्यसि । तद्यावद्विनोदयाम्येनम् । आर्याया वसन्तसेनायाः समीपमुपसर्प्स्यामि ।...आर्ये प्रणमामि ।]

वसन्तसेना—रदणिए साअदं दे । कस्स उण अअं दारओ । अणलंकिदसरीरो वि चन्दमुहो आणन्देदि मम हिअअम् । [रदनिके स्वागतं ते । कस्य पुनरयं दारकः । अनलङ्कृतशरीरोऽपि चन्द्रमुख आनन्दयति मम हृदयम् ।]

**ચેટી :** સંતાપ થશે.

**વસન્તસેના :** ક્યારે ?

**ચેટી :** જ્યારે આર્યા જશે (ત્યારે).

**વસન્તસેના :** ત્યારે મારે પહેલા દુઃખી થવું પડશે. (વિનયથી) ચેટી ! આ રત્નાવલી લઈ જઈને મારી બહેન આર્યા ધૂતાને આપજે અને કહેજે, "હું શ્રી ચારુદત્તની (તેમના) ગુણુથી જીતાયેલી દાસી છું તે રીતે તમારી પણ (દાસી છુ). તેથી આ રત્નાવલી તમારા જ કંઠનું આભૂષણ ભલે રહેતું'.

**ચેટી :** બહેન ! તો ચારુદત્ત આર્યા ઉપર ગુસ્સે થશે.

**વસન્તસેના :** જા ગુસ્સે નહિ થાય.

**ચેટી :** (લઈને) જેવી બહેનની આજ્ઞા. (જઈને પ્રવેશ કરે છે.) આર્યા ! આર્યા ધૂતા કહેવરાવે છે, "આર્યપુત્રે તમને ભેટરૂપે આપી છે. એ લેવી મને યોગ્ય નથી. આર્યપુત્ર જ મારું ખાસ આભૂષણ છે એમ તમે જાણો.

(પછી બાળકને લઈને રદનિકા પ્રવેશ કરે છે.)

**રદનિકા :** આવ ભાઈલા ! ગાલ્લી ગાલ્લી રમીએ

**છોકરો** (કરુણતાપૂર્વક) રદનિકા ! મારે આ માટીની ગાલ્લીથી રમીને શું કરવું છે ? પેલી સોનાની જ ગાલ્લી આપ.

**રદનિકા :** (ખેદથી નિસાસો નાખીને) બાપુ ! આપણે સોનાની વાત કેવી ! બાપુજી ફરી એક વખત સમૃદ્ધિ પામશે ત્યારે સોનાની ગાલ્લીથી રમીશ. (સ્વગત) તો એને જરા રાજી કરું. આર્યા વસંતસેના પાસે જઈએ (જઈને) બહેન ! જય જય.

**વસન્તસેના :** રદનિકા ! તને સ્વાગત. આ છોકરો વળી— કોનો છે ? શરીરે ઘરેણું નથી છતાં (એનું) મુખચંદ્ર મારા હૃદયને આનંદ આપે છે.

रदनिका—एसो क्खु अज्जचारुदत्तस्स पुत्तो रोहसेणो णाम । [एष खल्वार्यचारुदत्तस्य पुत्रो रोहसेनो नाम ।]

वसन्तसेना—(बाहू प्रसार्य) एहि मे पुत्तअ आलिङ्ग । (इत्यङ्क उपवेश्य) अणुकिदं अणेण पिदुणो रूवम् । [एहि मे पुत्रक आलिङ्ग ।...अनुकृतमनेन पितृ रूपम् ।]

रदनिका—ण केवलं रूवं सीलं पि तक्केमि । एदिणा अज्जचारुदत्तो अत्ताणअं विणोदेदि । [न केवलं रूपं शीलमपि तर्कयामि । एतेनार्यचारुदत्त आत्मानं विनोदयति ।]

वसन्तसेना—अथ किंणिमित्तं एसो रोअदि । [अथ किंनिमित्तमेष रोदिति ।]

रदनिका—एदिणा पडिवेसिगहवइदारअकेरिआए सुवण्णसअडिआए कीलिदम् । तेण अ सा णीदा । तदो उण तं मग्गन्तस्स मए इअं मट्टिआसअडिआ कदुअ दिण्णा । तदो भणादि रदणिए किं मम एदाए मट्टिआसअडिआए । तं ज्जेव सोवण्णसअडिअं देहि त्ति । [एतेन प्रतिवेशिगृहपतिदारकस्य सुवर्णशकटिकया क्रीडितम् । तेन च सा नीता । ततः पुनस्तां याचमानस्य मयेयं मृत्तिकाशकटिका कृत्वा दत्ता । ततो भणति—रदनिके किं ममैतया मृत्तिकाशकटिकया । तामेव सौवर्णशकटिकां देहीति ।]

वसन्तसेना—हद्धी हद्धी । अअं पि णाम परसंपत्तीए सतप्पदि । भअवं कअन्त पोक्खरवत्तपडिदजलबिन्दुसरिसेहिं कीलसि तुमं पुरिसभाअधेएहिं । (इति साम्रा) जाद मा रोद । सोवण्णसअडिआए कीलिस्ससि । [हा धिक् हा धिक् । अयमपि नाम परसंपत्त्या संतप्यते । भगवन्कृतान्त पुष्करपत्रपतितजलबिन्दुसदृशैः क्रीडसि त्वं पुरुषभागधेयैः ।...जात मा रुदिहि । सौवर्णशकटिकया क्रीडिष्यसि ।]

दारकः—रदणिए का एसा । [रदनिके कैषा ।]

वसन्तसेना—पिदुणो दे गुणणिज्जिदा दासी । [पितुस्ते गुणनिर्जिता दासी ।]

रदनिका—जाद अज्जआ दे जणणी भोदि । [जात आर्या ते जननी भवति ।]

दारक—रदणिए अलिअं तुमं भणासि । जइ अम्हाणं अज्जआ जणणी ता कीस अलंकिदा । [रदनिके अलीकं त्वं भणसि । यद्यस्माकमार्या जननी तत्किमर्थमलंकृता ।]

वसन्तसेना—जाद मुद्धेण मुहेण अदिकरुणं मन्तेसि । (नाट्येनाभरणान्यवतार्य रुदती) एषा दाणीं दे जणणी संवुत्ता ता गेण्ह एदं अलङ्कारअम् । सोवण्णसअडिअं घडावेहि । [जात मुग्धेन मुखेनातिकरुणं मन्त्रयसे ।...एषेदानीं ते जननी संवृत्ता । तद्गृहाणैतमलंकारम् । सौवर्णशकटिका कारय ।]

दारकः—अवेहि । ण गेण्हिस्सम् । रोदसि तुमम् । [अपेहि । न ग्रहीष्यामि । रोदिषि त्वम् ।]

રદનિકા : ખરેખર. આ આર્ય ચારુદત્તનો રોહસેન નામનો પુત્ર છે.

વસન્તસેના : (હાથ ફેલાવીને) આવ મારા દીકરા ! (મને) ભેટ. (ખોળામાં બેસાડીને) આણે પિતાના રૂપનું અનુકરણ કર્યું છે.

રદનિકા : એકલું રૂપ નહિ. હું ધારું છું ચારિત્ર્ય પણ. આર્ય ચારુદત્ત પોતાની જાતને આનાથી ખુશ કરે છે.

વસન્તસેના : ત્યારે આ શા માટે રડે છે ?

રદનિકા : પાડોશી ગૃહસ્થના છોકરાની સોનાની ગાલ્લીથી રમતો હતો. અને પેલો (છોકરો) તે (ગાલ્લી) લઈ ગયો. પછી ફરીથી તે (ગાલ્લી) માગી ત્યારે મેં આ માટીની ગાલ્લી બનાવી આપી. ત્યારે કહે છે કે રદનિકા ! મને આ માટીની ગાલ્લીથી શું ? તે જ સોનાની ગાલ્લી આપ.

વસન્તસેના : અરે હાય ! શિવ ! શિવ ! શિવ ! આ પણ ખરેખર બીજાની સંપત્તિથી સંતાપ અનુભવે છે. હે ભગવાન વિધિ ! કમળના પાંદડા ઉપર પડેલા જળબિન્દુસમા પુરુષના ભાગ્ય સાથે તમે ખેલો છો ! (આંસુ સાથે) બેટા ! રડીશ નહિ. (તું) સોનાની ગાલ્લીથી રમીશ.

છોકરો : રદનિકા ! આ કોણ છે ?

વસન્તસેના : તારા બાપુજીની ગુણથી જીતાયેલી દાસી.

રદનિકા : ભાઈ ! આર્યા તારાં માતા થાય.

છોકરો : રદનિકા ! તું ખોટું કહે છે. જો આર્યા મારી મા છે તો શા માટે ઘરેણાં પહેર્યાં છે ?

વસન્તસેના : બેટા ! ભોળા મુખે ખૂબ કરુણ બોલે છે. (અભિનયથી આભૂષણો ઉતારી, રડતી) હવે આ તારી માતા થઈ. તો લે, આ ઘરેણાંથી સોનાની ગાલ્લી કરાવજે.

છોકરો : જાઓ હટો ! નહિ લઉં. તમે રડો છો.

वसन्तसेना—(अश्रूणि प्रमृज्य) जाद ण रोदिस्सम्। गच्छ। कील। (अलं-(कारैर्मृच्छकटिकं पूरयित्वा) जाद कारेहि सोवण्णसअडिअम्। [जात न रोदिष्यामि। गच्छ। क्रीड।....जात कारय सौवर्णशकटिकाम्।]

(इति दारकमादाय निष्क्रान्ता रदनिका।)

(प्रविश्य प्रवहणाधिरूढः।)

चेटः—लदणिए लदणिए णिवेदेहि अज्जआए वसन्तशेणाए-ओहालिअं पक्खदुआलए शज्जं पवहणं चिट्ठदि। [रदनिके रदनिके निवेदयार्यायै वसन्तसेनायै—अपवारित पक्षद्वारके सज्ज प्रवहण तिष्ठति।]

(प्रविश्य)

रदनिका—अज्जए एसो वड्ढमाणओ विण्णवेदि-पक्खदुआरए सज्ज पवहणं त्ति। [आर्ये एष वर्धमानको विज्ञापयति—पक्षद्वारे सज्ज प्रवहणमिति।]

वसन्तसेना—हञ्जे चिट्ठदु मुहुत्तअम्। जाव अहं अत्ताणअ पसाधेमि। [चेटि तिष्ठतु मुहूर्तकम्। यावदहमात्मान प्रसाधयामि।]

रदनिका—(निष्क्रम्य) वड्ढमाणआ चिट्ठ मुहुत्तअम्। जाव अज्जआ अत्ताणअं पसाधेदि [वर्धमानक तिष्ठ मुहूर्तकम्। यावदार्याऽऽत्मान प्रसाधयति।]

चेटः—ही ही भोः। मए वि जाणात्थलके विशुमलिदे। ता जाव गेण्हिअ आअच्छामि। एदे णश्शालज्जुकडुआ बइल्ला। भोदु। पवहणेण ज्जेव गदागदिं कलिश्शम्। (इति निष्क्रान्तश्चेटः।) [ही ही भो.। मयाऽपि यानास्तरण विस्मृतम्। तद्यावद् गृहीत्वाऽऽगच्छामि। एतौ नासिकारज्जुकटुकौ बलीवर्दौ। भवतु। प्रवहणेनैव गतागतिं करिष्यामि।....]

वसन्तसेना—हञ्जे उवणेहि मे पसाहणम्। अत्ताणअं पसाधइस्सम्। (इति प्रसाधयन्ती स्थिता।) [चेटी उपनय मे प्रसाधनम्। आत्मानं प्रसाधयिष्यामि। ..]

(प्रविश्य प्रवहणाधिरूढः।)

स्थावरक. चेटः—आण्णत्तम्हि लाअशालअशंठाणेण—थावलआ पवहण गेण्हिअ पुप्फकलण्डअ जिण्णुज्जाणं तुलिद आअच्छेहि त्ति। भोदु। तहिं ज्जेव गच्छामि।—वहध बइल्ला वहध। (परिक्रम्यावलोक्य च) कध गामशअलेहिं लुद्धे मग्गे। किं दाणि एत्थ कलइश्शम्। (साटोपम्) अले ले ओशलध। (आकर्ण्य) किं भणाध एशे कश्शकेलके पवहणे त्ति। एशे लाअशालअशंठाणकेलके पवहणम्। ता शिग्घं ओशलध। (अवलोक्य) कध एशे अवले शहिअ विअ म पेक्खिअ शहश्श ज्जेव जूदिअले ओहालिअ अत्ताणअ अण्णदो अवक्कन्ते। ता को उण एशे। अध वा किं मम एदिणा। तुलिदं गमिश्शम्। अले ले गामेलुआ ओशलध ओशलध। किं भणाध

વસન્તસેના : (આંસુ લૂછીને) બેટા ! નહિ રડું. જા, રમ. (ઘરેણાંથી માટીની ગાલ્લી ભરીને) બેટા ! સોનાની ગાલ્લી કરાવજે.

(છોકરાને લઈને રદનિકા બહાર જાય છે.)

(રથ ઉપર બેઠેલા-પ્રવેશ કરીને)

ચેટ : રદનિકા ! ઓ રદનિકા ! આર્યા વસન્તસેનાને કહે, "બાજુને બારણે ઓઝલવાળી ગાડી તૈયાર ઊભી છે".

(પ્રવેશ કરીને)

રદનિકા : આર્યા ! આ વર્ધમાનક કહે છે કે બાજુને બારણે ગાડી તૈયાર છે.

વસન્તસેના : ચેટી ! (એક) ઘડી ભલે ઊભી. દરમિયાન હું તૈયાર થઈ જાઉં.

રદનિકા : (બહાર જઈને) વર્ધમાનક ! ઘડીક થોભ. દરમિયાન આર્યા પોતે તૈયાર થઈ જાય.

ચેટ : હી-હી ! અરે હું પણ ગાડીની ગાદી ભૂલી ગયો. તો ઉપાડું લઈને આવું છું. આ બળદિયા નાકની નાથને ગાંઠે તેવા નથી. ઠીક, ગાડીથી જ જવા-આવવાનું રાખીશ. (ચેટ જાય છે.)

વસન્તસેના : ચેટી ! મારી શણગારની વસ્તુઓ લાવ, મારી જાતને શણગારું. (શણગારતી ઊભી રહે છે.)

(ગાડીમાં બેઠેલો પ્રવેશીને)

સ્થાવરક ચેટ : રાજાના સાળા સંસ્થાનકે આજ્ઞા કરી છે કે, સ્થાવરક ! ગાડી લઈને જલદી જૂના પુષ્પકરંડક બાગમાં આવ. અચ્છા, તો ત્યાં જ જાઉં. ચાલો, બળદિયા ! ચાલો. (ફરીને અને જોઈને) શું ? ગામડાનાં ગાડાંથી રસ્તો રોકાઈ ગયો છે ! હવે અહીં શું કરવું ? (ગુસ્સાથી) અરે એઈ ! હટી જાઓ. (સાંભળીને) શું કહો છો ? 'આ કોની ગાડી છે' એમ ? આ રાજાના સાળા સંસ્થાનકની ગાડી છે. તેથી જલદી દૂર ખસો. (જોઈને) શું ? મને સભિક જેવો જોઈને આ બીજો (માણસ) દ્યૂત છોડીને જેમ જુગારી (નાસે) તેમ એકદમ જ પોતાની જાતને ઢાંકીને બીજે ભાગી ગયો ! તો આ વળી કોણ છે ?

—मुहुत्तअं चिट्ठ । चक्कपलिवट्टिं देहित्ति । अले के लाअशालअसंठाणकेलके हगे शूले चक्कपलिवट्टिं दइस्सम् । अध वा एशे एआई तवस्शी । ता एव्वं कलेमि । एदं पवहणं अज्जचालुदत्तस्श रुक्खवाडिआए पक्खदुआलए थावेमि । (इति प्रवहणं संस्थाप्य ) एशे म्हि आअदे । (इति निष्क्रान्तः ।) [आज्ञप्तोऽस्मि राजश्यालकसंस्थानकेन—स्थावरक प्रवहणं गृहीत्वा पुष्पकरण्डकं जीर्णोद्यानं त्वरितमागच्छेति । तत्रैव गच्छामि । वहतं बलीवर्दौ वहतम् ।... कथं ग्रामशकटै रुद्धो मार्गः । किमिदानीमत्र करिष्यामि । अरे रे अपसरत । किं भणथ-एतत्कस्य प्रवहणमिति । एतद्राजश्यालकसंस्थानस्य प्रवहणम् । तच्छीघ्रमपसरत । कथमेषोऽपरः सभिकमिव मां प्रेक्ष्य सहसैव द्यूतकरोऽपवार्यात्मानमन्यतोऽपक्रान्तः । तत्कः पुनरेषः । अथ वा किं ममैतेन । त्वरितं गमिष्यामि । अरे रे ग्राम्याः अपसरत । किं भणथ—मुहूर्तं तिष्ठ । चक्रपरिवृत्तिं देहीति । अरे रे राजश्यालकसंस्थानस्याहं शूरश्चक्रपरिवृत्तिं दास्यामि । अथवैष एकाकी तपस्वी । तदेवं करोमि । एतत्प्रवहणमार्यचारुदत्तस्य वृक्षवाटिकायाः पक्षद्वारके स्थापयामि । एषोऽस्म्यागतः ।....]

चेटी—अज्जए णेमिसद्दो विअ सुणीअदि । ता आअदो पवहणो । [आर्ये नेमिशब्द [illegible] श्रूयते । तदागतं प्रवहणम् ।]

वसन्तसेना—हञ्जे गच्छ । तुवरदि मे हिअअम् । ता आदेसेहि पक्खदुआलम् । [चेटि गच्छ त्वरते मे हृदयम् । तदादिश पक्षद्वारम् ।]

चेटी—एदु एदु अज्जआ । [एत्वेत्वार्या ।]

वसन्तसेना—(परिक्रम्य) हञ्जे वीसम तुमम् । [चेटि विश्राम्य त्वम् ।]

चेटी—जं अज्जआ आणवेदि । (इति निष्क्रान्ता ।) [यदार्याऽऽज्ञापयति ।...]

वसन्तसेना—(दक्षिणाक्षिस्पन्दं सूचयित्वा प्रवहणमधिरुह्य च ) किं ण्णेदं फुरदि दाहिणं लोअणम् । अधवा चारुदत्तस्स ज्जेव दंसणं अणिमित्तं पमज्जइस्सदि । [किं न्विदं स्फुरति दक्षिणं लोचनम् । अथवा चारुदत्तस्यैव दर्शनमनिमित्तं प्रमार्जयिष्यति ।]

( प्रविश्य )

स्थावरकः चेटः—ओहालिदा मए गड्डी । ता जाव गच्छामि । (इति नाट्येनाधिरुह्य चालयित्वा । स्वगतम् ।) भालिके पवहणे । अधवा चक्कपलिवट्टिआए पलिस्सन्तस्स भालिके पवहणे पडिभासेदि । भोदु । गमिस्सम् ।—जाध गोणा जाध । [अपसारिता मया शकटाः । स्थावरकोऽस्मि ।....भारवत्प्रवहणम् । अथवा चक्रपरिवर्तनेन परिश्रान्तस्य भारवत्प्रवहणं प्रतिभासते । भवतु । गमिष्यामि ।—यातं गावौ यातम् ।]

અથવા મારે આનાથી શું ? જલદી જઈશ. અરે એઈ ગામડિયાઓ ! દૂર ખસો, દૂર ખસો. શું કહો છો ? 'ઘડી થોભો, પૈડું બહાર કઢાવો' એમ ? અરે એઈ ! રાજાના સાળા સંસ્થાનકનો (ગુસ્સે) હું શૂરો પૈડું બહાર કઢાવું ? અથવા આ બિચારો એકલો છે. ત્યારે આમ કરું. આ ગાડી આર્ય ચારુદત્તની વૃક્ષવાટિકાના બાજુને બારણે રાખું. (ગાડી ઊભી રાખીને) આ હું આવ્યો. (બહાર જાય છે.)

ચેટી : બહેન ! પૈડાના પાટાના અવાજ જેવું સંભળાય છે. તેથી ગાડી આવી ગઈ.

વસન્તસેના : ચેટી ! જા. મારું હૃદય ઉતાવળ કરે છે. તેથી બાજુનું બારણું બતાવ.

ચેટી : આવો આર્યા ! આવો.

વસન્તસેના : (આવીને) ચેટી ! તું આરામ કર.

ચેટી : જેવી બહેનની આજ્ઞા. (બહાર જાય છે.)

વસન્તસેના : (જમણી આંખ ફરકતી હોવાનું સૂચવીને અને ગાડીમાં ચઢીને) આ શું હશે ? જમણી આંખ ફરકે છે ? અથવા ચારુદત્તનું દર્શન જ અપશુકન ટાળશે.

(પ્રવેશ કરીને)

સ્થાવરક ચેટ : મેં ગાડાં દૂર કર્યાં. તો ત્યારે જાઉં. (અભિનયપૂર્વક ચઢીને-ચલાવીને) ગાડી ભારવાળી છે. અથવા પૈડાં ફેરવવાથી થાકેલા મને ગાડી ભારવાળી લાગે છે. વારુ. ચાલો, બળદિયા ! ચાલો.

(नेपथ्ये)

अरे रे दोवारिआ अप्पमत्ता सएसु सएसु गुम्मट्ठाणेसु होध । एसो अज्ज गोवालदारओ गुत्तिअं भञ्जिअ गुत्तिवालअं वावादिअ बन्धणं भेदिअ परिब्भट्ठो अवक्कमदि । ता गेण्हध गेण्हध । [अरे रे दौवारिकाः अप्रमत्ता स्वेषु स्वेषु गुल्मस्थानेषु भवत । एषोऽद्य गोपालदारको गुप्तिं भङ्क्त्वा गुप्तिपालकं व्यापाद्य बन्धनं भित्त्वा परिभ्रष्टोऽपक्रामति । तद्गृह्णीत गृह्णीत ।] (प्रविश्यापटीक्षेपेण सम्भ्रान्त एकचरणलग्ननिगडोऽवगुण्ठित आर्यकः परिक्रामति ।)

चेट.—(स्वगतम्) महन्ते णअलीए शम्भमे उप्पण्णे । ता तुलिदं गमिश्शम् । (इति निष्क्रान्त. ।) [महान्नगर्यां संभ्रम उत्पन्न. । तत्त्वरितं गमिष्यामि ।]

आर्यक —

हित्वाऽहं नरपतिबन्धनापदेश-
व्यापत्तिव्यसनमहार्णवं महान्तम् ।
पादाग्रस्थितनिगडैकपाशकर्षी
प्रभ्रष्टो गज इव बन्धनाद्भ्रमामि ॥१॥

भो अहं खलु सिद्धादेशजनितपरित्रासेन राज्ञा पालकेन घोषादानीय विशसने गूढागारे बन्धनेन बद्ध. । तस्माच्च प्रियसुहृच्छर्विलकप्रसादेन बन्धनात्परिभ्रष्टोऽस्मि । (अश्रूणि विसृज्य)

भाग्यानि मे यदि तदा मम कोऽपराधो
यद्बन्यनाग इव संयमितोऽस्मि तेन ।
दैवी च सिद्धिरपि लङ्घयितुं न शक्या
गम्यो नृपो बलवता सह को विरोधः ॥२॥

तत्कुत्र गच्छामि मन्दभाग्य । (विलोक्य) इदं कस्यापि साधोरनावृतपक्षद्वारं गेहम् । तदत्र तावत्प्रविश्य तिष्ठामि ।

इदं गृहं भिन्नमदत्तदण्डो विशीर्णसंधिश्च महाकपाटः ।
ध्रुवं कुटुम्बी व्यसनाभिभूतां दशां प्रपन्नो मम तुल्यभाग्यः ॥३॥

तदत्र तावत्प्रविश्य तिष्ठामि ।

(नेपथ्ये)

जाध गोणा जाध । [यात गावो यातम् ।]

आर्यक —(आकर्ण्य) अये प्रवहणमित एवाभिवर्तते ।

(પડદા પાછળ)

અરે ઓ દરવાનો ! પોતપોતાની ચોકીની જગ્યાએ સાવધાન રહેજો. આજે આ ગોપાલપુત્ર કારાગૃહના રક્ષકને મારીને, બંધન તોડીને, છટકીને (અને) નાસી જાય છે. તો પકડજો, પકડજો.

(ગભરાયેલો, એક પગે બાંધેલી બેડીવાળો, (કપડાથી) ઢંકાયેલો આર્યક પડદો ખસેડીને પ્રવેશ કરે છે અને ફરે છે.)

ચેટ : (સ્વગત) શહેરમાં ભારે ગભરાટ મચ્યો છે. તેથી જલ્દી જલ્દી જઈશ. (બહાર જાય છે.)

આર્યક :

રાજાના બંધન રૂપે રહેલા મૃત્યુના દુઃખનો મોટો મહાસાગર તરીને, આગળના પગમાં રહેલી બેડીની એક સાંકળ ખેંચતો હું બંધનમાંથી નાસેલા હાથીની માફક ભમું છું. (૧)

અરે ! સિદ્ધના વચનથી ત્રાસ પામેલા રાજા પાલકે મને ખરેખર ગામડામાંથી લાવીને છૂપા કારાવાસમાં મારી નાખવા માટે બંધનથી બાંધ્યો હતો. અને ત્યાંથી પ્રિય દોસ્ત શર્વિલકની કૃપાથી બંધનમાંથી હું ભાગ્યો.

(આંસુ સારીને)

જો મારાં ભાગ્ય છે તો એમાં મારો શું અપરાધ કે જંગલી હાથીની માફક મને તેણે બાંધ્યો ? અને દૈવી સિદ્ધિ પણ ઉલ્લંઘવી શક્ય નથી. રાજા સેવા કરવા યોગ્ય છે. બળવાન સામે વિરોધ કર્યો ? (૨)

તો કમનસીબ (હું) ક્યાં જાઉં ? (જોઈને) ઉઘાડા બારણાવાળું આ કોઈક સજ્જનનું ઘર છે.

આ ઘર ખંડેર થઈ ગયું છે. અને મોટું કમાડ છૂટા પડેલાં સાંધાવાળું અને આગળો દીધા વગરનું છે. ચોક્કસ મારા જેવા ભાગ્યવાળો (આ) ગૃહસ્થ દુઃખની ઘેરાયેલી દશામાં આવી પડ્યો હશે. (૩)

તો ત્યારે અહીં પ્રવેશ કરી ઊભો રહું.

(પડદા પાછળ)

હાંકો, બળદિયા હાંકો.

આર્યક : (સાંભળીને) અરે ! ગાડી અહીં જ આવે છે.

भवेद्गोष्ठीयानं न च विषमशीलैरधिगतं
वधूसंयानं वा तदभिगमनोपस्थितमिदम् ।
वहिर्नेतव्य वा प्रवरजनयोग्यं विधिवशा-
द्विविक्तत्वाच्छून्यं मम खलु भवेद्दैवविहितम् ॥४॥

( ततः प्रवहणेन सह प्रविश्य )

वर्धमानकः चेटः—हीमाणहे । आणीदे मए जाणत्थलके । रदणिए णिवेदेहि अज्जआए वधन्तदोकाए-अवत्थिदे सज्जे पवहणे अहिरुहिअ पुप्फकरण्डअ जिण्णुज्जाणं गच्छदु अज्जआ । [आश्चर्यम् । आनीतं मया यानास्तरणम् । रदनिके निवेदयार्यायै—अवस्थितं सज्जं प्रवहणमधिरुह्य पुष्पकरण्डकं जीर्णोद्यानं गच्छत्वार्या ।]

आर्यक:—(आकर्ण्य) गणिकाप्रवहणमिदम् । बहिर्यानं च । भवतु । अधिरोहाम । (इति स्वैरमुपसर्पति । )

चेटः—(श्रुत्वा ) कथं णेउलशद्दे । ता आअदा क्खु अज्जआ । अज्जए इमे णस्शालज्जुकदुआ बइल्ला । ता पिट्ठदो ज्जेव आलुहदु अज्जआ । [कथं नूपुरशब्दः । तदागता खल्वार्या । आर्ये इमौ नासिकारज्जुकदुको बलीवर्दौ । तत्पृष्ठत एवारोहत्वार्या ।]

(आर्यकस्तथा करोति ।)

चेटः—पादुप्फालचालिदाणं णेउलाणं वीशन्तो शद्दो । भलक्कन्दे अ पवहणे । तधा तक्केमि संपदं अज्जआए आलूढाए होदव्वम् । ता गच्छामि । जाध गोणा जाध । (इति परिक्रामति ।) [पादोत्फालचालितानां नूपुराणां विश्रान्तः शब्दः । भाराक्रान्तं च प्रवहणम् । तथा तर्कयामि साम्प्रतमार्ययाऽऽरूढया भवितव्यम् । तद्गच्छामि । यातं गावौ यातम् ।...]

( प्रविश्य )

वीरकः—अरे रे अरे जय-जअमाण-चन्दणअ-मङ्गल-पुल्लभद्द-प्पमुहा ।
किं अच्छध वीसद्धा जो सो गोवालदारओ बद्धो ।
भेत्तूण समं वच्चइ णरवइहिअअं अ बन्धणं चावि ॥५॥

अले पुरत्थिमे पदोलीदुआरे चिट्ठ तुमम् । तुमं पि पच्छिमे तुम पि दक्खिणे तुमं पि उत्तरे । जो वि एसो पाआरखण्डो एदं अहिरुहिअ चन्दणेण समं गदुअ अवलोएमि । एहि चन्दणअ एहि । इदो दाव । [अरे रे अरे जय-'जयमान-चन्दनक-मङ्गल-पुष्पभद्रप्रमुखाः ।

આ જાહેર સ્થળે જનારું વાહન હશે તો અયોગ્ય ચારિત્ર્યવાળાથી અધિષ્ઠિત તો નહિ થયું હોય ને ? આ વધૂની ગાડી તેને લેવા આવેલી હશે ? બહાર લઈ જવાનું હશે તો મોટા માણસને યોગ્ય હશે ? અથવા નસીબયોગે (નોકરની) દેખરેખ વગરનું હોવાથી ખાલી (અને) દૈવે મોકલેલું (તે વાહન) ખરેખર મારે માટે હશે. (૪)

(પછી ગાડી સાથે પ્રવેશ કરીને)

**વર્ધમાનક ચેટ** : વાહ ! હું વાહનની ગાડી લઈ આવ્યો છું. રદનિકા ! આર્યા વસંતસેનાને ખબર આપ કે આવી ગયેલી તૈયાર ગાડીમા બેસીને આર્યા ભલે જૂના પુષ્પકરંડક બાગમાં જાય.

**આર્યક** : (સાંભળીને) આ ગણિકાનો રથ છે. અને બહાર જવાનું વાહન છે. અચ્છા, ચઢી જાઉં છું. (ધીમે ધીમે આવે છે.)

**ચેટ** : (સાંભળીને) શું ઝાંઝરનો અવાજ ! તેથી ખરેખર આર્યા આવી ગયાં છે. આર્યા ! આ બળદિયા નાકની નાથને ન ગાંઠે તેવા છે. તેથી આર્યા પાછળથી જ ભલે ચઢે.

(આર્યક તેમ કરે છે.)

**ચેટ** : પગની ફાળથી હાલતા ઝાંઝરનો અવાજ બંધ થયો છે. અને ગાડી ભારવાળી લાગે છે. તેથી ધારું છું, હવે આર્યા ચઢી ગયાં હશે. તેથી જાઉં, ચાલો, બળદિયા ! ચાલો. (જાય છે.)

(પ્રવેશ કરીને)

**વીરક** : અરે ! અરે ! જય ! જયમાન ! ચન્દનક ! મંગલ ! પુષ્પભદ્ર જેમાં મુખ્ય છે એવાઓ !

કેમ નિરાંતે ઊભા છો ? પેલો ગોપાલપુત્ર કે જેને બાંધ્યો હતો તે રાજાનું હૃદય અને સાંકળ પણ એક સાથે તોડીને નાસે છે. (૫)

किं गच्छथ विश्रब्धाः यः स गोपालदारको बद्धः ।
भित्त्वा समं व्रजति नरपतिहृदयं च बन्धनं चापि ॥५॥

अरे पुरस्तात्प्रतोलीद्वारे तिष्ठ त्वम् । त्वमपि पश्चिमे त्वमपि दक्षिणे त्वमप्युत्तरे । योऽयेष प्राकारखण्डः एनमधिरुह्य चन्दनेन समं गत्वाऽवलोकयामि । एहि चन्दनक एहि । इतस्तावत् ।]

(प्रविश्य संभ्रान्तः)

चन्दनकः—अरे रे वीरअ–विसल्ल–भीमङ्गअ–दण्डकालअ–दण्डसूर–प्पमुहा,
आअच्छध वीसत्था तुरिअं जत्तेह लहु करेज्जाह ।
लच्छी जेण ण रण्णो पहवइ गोत्तन्तरं गन्तुम् ॥६॥

अवि अ

उज्जाणेसु सहासु अ मग्गे णअरीअ आवणे घोसे ।
तं तं जोहह तुरिअं सङ्का वा जाअए जत्थ ॥७॥
रे रे वीरअ किं किं दरिसेसि भणादि दाव वीसद्धम् ।
भेत्तूण अ बन्धणअं को सो गोवालदारअं हरइ ॥८॥
कस्सट्ठमो दिणअरो कस्स चउत्थो अ वट्टए चन्दो ।
छट्ठो अ भग्गवगहो भूमिसुओ पञ्चमो कस्स ॥९॥
भण कस्स जम्मछट्ठो जीवो णवमो तहेअ सूरसुओ ।
जीअन्ते चन्दणए को सो गोवालदारअं हरइ ॥१०॥

[अरे रे वीरक–विशल्य–भीमाङ्गद–दण्डकालक–दण्डशूरप्रमुखाः,
आगच्छत विश्वस्तास्त्वरितं यतध्वं लघु कुरुत ।
लक्ष्मीर्येन न राज्ञः प्रभवति गोत्रान्तरं गन्तुम् ॥६॥

अपि च

उद्यानेषु सभासु च मार्गे नगर्यामापणे घोषे ।
तं तमन्वेषयत त्वरितं शङ्का वा जायते यत्र ॥
रे रे वीरक किं किं दर्शयसि भणसि तावद्विश्रब्धम् ।
भित्त्वा च बन्धनकं कः स गोपालदारकं हरति ॥
कस्याष्टमो दिनकरः कस्य चतुर्थश्च वर्तते चन्द्रः ।
षष्ठश्च भार्गवग्रहो भूमिसुतः पञ्चमः कस्य ॥
भण कस्य जन्मषष्ठो जीवो नवमस्तथैव सूरसुतः ।
जीवति चन्दनके कः स गोपालदारकं हरति ॥१०॥

અરે ! તું પૂર્વની શેરીને દરવાજે ઊભો રહે. તું પણ પશ્ચિમે તું પણ દક્ષિણે (અને) તું પણ ઉત્તરે (ઊભો રહે) જે આ - દિવાલનો ભાગ છે. એના ઉપર ચઢીને પણ ચન્દનકની સાથે જઈને જોઉં છું. આવ, ચન્દનક ! આવ. જરા આ બાજુ

(પ્રવેશ કરીને ગભરાટથી)

ચન્દનક :

આવ્યા ઓ ! વીરક, વિશલ્ય, ભીમાંગદ, દણ્ડકાલક (અને) દણ્ડશૂર જેમાં મુખ્ય છે તેવાઓ ! વિશ્વાસથી (ભય વગર) આવો. જલદી પ્રયત્ન કરો—જેથી રાજાની લક્ષ્મી બીજાના ગોત્રમાં જવા શક્તિમાન ન થાય. (૬)

તદુપરાંત,

બાગમાં, સભામાં અને માર્ગમાં, શહેરમાં, ચૌટામાં, નેસના ... જ્યાં શંકા જાય ત્યાં દરેકને જલદી તપાસો. (૭)

... ઓ વીરક ! શું ? બતાવે છે ? ત્યારે સંકોચ વગર (શું) ... છે ? બંધન તોડીને કોણ પેલા ગોપાલપુત્રને લઈ જાય છે ? (૮)

સૂર્ય આઠમે કોને છે ? અને કોને ચંદ્ર ચોથે છે ? શુક્રગ્રહ છઠ્ઠે (તથા) મંગળ પાંચમે કોને છે ? (૯)

કહો—કોને જન્મથી છઠ્ઠે ગુરુ, તેમ જ નવમે શનિ છે ? ચંદનક જીવતે કોણ પેલા ગોપાલપુત્રને લઈ જાય છે ? (૧૦) -

वीरकः—भट्ट चन्दणआ ।

अवहरइ कोवि तुरिअं चन्दणअ सवामि तुज्ज हिअएण ।
जह अद्धुइददिणअरे गोवालअदारओ खुडिदो ॥११॥

[भट चन्दनक
अपहरति कोऽपि त्वरितं चन्दनक शपे तव हृदयेन ।
यथार्धोदितदिनकरे गोपालदारकः खुटितः ॥]

चेटः—याध गोणा याध । [यातं गावौ यातम् ।]

चन्दनकः—(दृष्ट्वा) अरे रे पेक्ख पेक्ख ।

ओहारिओ पवहणो वच्चइ मज्झेण राअमग्गस्स ।
एदं दाव विआरह कस्स कहिं पवसिओ पवहणो त्ति ॥१२॥

[अरे रे पश्य पश्य ।
अपवारितं प्रवहणं व्रजति मध्येन राजमार्गस्य ।
एतत्तावद्विचारय कस्य कुत्र प्रोषितं प्रवहणमिति ॥]

वीरकः—(अवलोक्य) अरे पवहणवाहआ मा दाव एदं पवहणं वाहेहि । कस्स-केरकं एदं पवहणम् । को वा इध आरूढो । कहिं वा वज्जइ । [अरे प्रवहणवाहक मा तावदेतत्प्रवहणं वाहय । कस्यैतत्प्रवहणम् । को वा इहारूढः । कुत्र वा व्रजति ।]

चेटः—एशे क्खु पवहणे अज्जचालुदत्ताह केलके । इध अज्जआ वशन्तशेणा आलूढा । पुप्फकलण्डअं जिण्णुज्जाणं कीलिदुं चालुदत्तश्श णीअदि । [एतत्खलु प्रवहण-मार्यचारुदत्तस्य । इहार्या वसन्तसेनाऽऽरूढा । पुष्पकरण्डकं जीर्णोद्यानं क्रीडितुं चारु-दत्तस्य नीयते ।]

वीरकः—(चन्दनकमुपसृत्य) एसो पवहणवाहओ भणादि—अज्जचालुदत्तस्स पव-हणम् । वसन्तसेणा आलूढा । पुप्फकरण्डअं णीअदि त्ति । [एष प्रवहणवाहको भणति—आर्यचारुदत्तस्य प्रवहणम् । वसन्तसेनाऽऽरूढा पुष्पकरण्डकं जीर्णोद्यानं नीयते इति ।]

चन्दनकः—ता गच्छदु । [तद्गच्छतु ।]

वीरकः—अणवलोइदो ज्जेव । [अनवलोकित एव ।]

चन्दनकः—अध इं । [अथ किम् ।]

वीरकः—कस्स पच्चएण । [कस्य प्रत्ययेन ।]

चन्दनकः—अज्जचारुदत्तस्स । [आर्यचारुदत्तस्य ।]

वीरकः—को अज्जचारुदत्तो का वा वसन्तसेणा जेण अणवलोइदं वज्जइ । [क आर्यचारुदत्तः का वा वसन्तसेना येनानवलोकितं व्रजति ।

વીરક : અરે બહાદુર !

કોઇક જલદી (તેને) લઈ જાય છે. ચન્દનક ! તારા હૃદયના સોગંદ ખાઉં છું. કારણ સૂર્ય અર્ધો ઊગ્યો ત્યારે ગોપાલપુત્ર નાઠો. (૧૧)

ચેટ : ચાલો, બળદિયા ! ચાલો.

ચન્દનક : (જોઈને) અરે ઓ ! જો ! જો !

રાજમાર્ગની વચ્ચેથી ઓઝલવાળી ગાડી જાય છે. જરા એ તપાસ કર કે ગાડી કોની છે (અને) ક્યાં મોકલી છે. (૧૨)

વીરક : (જોઈને) અરે ગાડાવાળા ! આ ગાડી નહિ ચલાવ. આ કોની ગાડી છે ? અથવા અહીં કોણ બેઠું છે ? અથવા આ ક્યાં જાય છે ?

ચેટ : ખરેખર, આ આર્ય ચારુદત્તની ગાડી છે. અહીં આર્યા વસન્તસેના બેઠાં છે. જૂના પુષ્પકરંડક બાગમાં ચારુદત્ત સાથે આનંદ માણવા લઈ જવાય છે.

વીરક : (ચન્દનક પાસે જઈને) આ ગાડીવાળો કહે છે કે ગાડી આર્ય ચારુદત્તની છે, વસન્તસેના બેઠી છે (અને) જૂના પુષ્પકરંડક લઈ જવાય છે.

ચન્દનક : ભલે જાય.

વીરક : તપાસ્યા વગર જ ?

ચન્દનક : અલબત્ત.

વીરક : કોના વિશ્વાસે ?

ચન્દનક : આર્ય ચારુદત્તના.

વીરક : કોણ આર્ય ચારુદત્ત ? કે કોણ વસન્તસેના (કે) જેથી તપાસ્યા વગર જાય ?

चन्दनकः—अरे अज्जचारुदत्तं ण जाणासि ण वा वसन्तसेणिअम्। जदि अज्जचारुदत्तं वसन्तसेणिअं वा ण जाणासि ता गअणे जोण्हासहिदं चन्दं पि तुमं ण जाणासि।

को तं गुणारविन्दं सीलमिअङ्कं जणो ण जाणादि।
आवण्णदुक्खमोक्खं चउसाअरसारअं रअणम्॥१३॥
दो ज्जेव पूअणीआ इह णअरीए तिलअभूदा अ।
अज्जा वसन्तसेणा धम्मणिही चारुदत्तो अ॥१४॥

[अरे आर्यचारुदत्तं न जानासि न वा वसन्तसेनाम्। यद्यार्यचारुदत्तं वसन्तसेनां वा न जानासि तदा गगने ज्योत्स्नासहितं चन्द्रमपि त्वं न जानासि।

कस्तं गुणारविन्दं शीलमृगाङ्कं जनो न जानाति।
आपन्नदुःखमोक्षं चतुःसागरसारं रत्नम्॥
द्वावेव पूजनीयाविह नगर्यां तिलकभूतौ च।
आर्या वसन्तसेना धर्मनिधिश्चारुदत्तश्च॥]

वीरकः—अरे चन्दणअ

जाणामि चारुदत्तं वसन्तसेणा अ सुट्ठु जाणामि।
पत्ते अ रामकज्जे पिदरं पि अहं ण जाणामि॥१५॥

[अरे चन्दनक

जानामि चारुदत्तं वसन्तसेनां च सुष्ठु जानामि।
प्राप्ते च राजकार्ये पितरमप्यहं न जानामि॥]

आर्यकः—(स्वगतम्) अयं मे पूर्ववैरी। अयं मे पूर्वबन्धुः। यतः,

एककार्यनियोगेऽपि नानयोस्तुल्यशीलता।
विवाहे च चितायां च यथा हुतभुजोर्द्वयोः॥१६॥

चन्दनकः—तुमं उण्णिदो सेणावई रण्णो पच्चइदो। एदे धारिदा मए वहणा। अवलोएहि। [त्वं चन्दनकः सेनापती राज्ञः प्रत्ययितः। एतौ धारितौ मया वहनौ। अवलोकय।]

वीरकः—तुमं पि रण्णो पच्चइदो चन्दणअ। ता तुमं ज्जेव अवलोएहि। [त्वमपि राज्ञः प्रत्ययितश्चन्दनक। तस्मात्त्वमेवावलोकय।]

चन्दनकः—जं मए अवलोइदं तुए अवलोइदं होदि। [यन्मयावलोकितं त्वयावलोकितं भवति।]

**ચન્દનક** : અરે ! આર્ય ચારુદત્તને કે વસન્તસેનાને જાણતો ન હોય તો આકાશમાં ચાંદની સાથેના ચન્દ્રને પણ તું ઓળખતો નથી.

ગુણના કમળને, શીલના ચંદ્રને, દુઃખીનું દુઃખ દૂર કરનારને, ચાર સાગરના સાર રૂપ રત્ન એવા તેને કોણ માણસ જાણતો નથી ? (૧૩)

અહીં (આ નગરમાં) બે જ પૂજનીય છે, અને નગરમાં આભૂષણ રૂપ છે—આર્યા વસન્તસેના અને ધર્મનિધિ ચારુદત્ત. (૧૪)

**વીરક** . અરે ચન્દનક !

ચારુદત્તને ઓળખું છું અને વસન્તસેનાને પણ બરાબર ઓળખું છું. પરંતુ રાજકાર્ય આવી પડયું હોય ત્યારે સગા બાપની પણ ઓળખાણ રાખતો નથી. (૧૫)

**આર્યક** . (સ્વગત) આ મારો પૂર્વનો વૈરી છે. આ મારો પૂર્વનો સ્નેહી છે. કારણ,

વિવાહના અને ચિતાના બે અગ્નિની નાફક એક કામમાં નિયુક્ત હોવા છતાં આ બન્નેનો સ્વભાવ સરખો નથી. (૧૬)

**ચન્દનક** તું વડીલનો ઉપરી, રાજાનો વિશ્વાસુ સેનાપતિ છે. આ મેં બળદ પકડયા, જોઈ લે.

**વીરક** : તું પણ રાજાનો વિશ્વાસુ ચ્હોકીઓનો ઉપરી છે. તેથી તું જ જો.

**ચન્દનક** : મારુ તપાસેલું તેં જોયા બરાબર ગણાશે ને ?

वीरकः—जं तुए अवलोइदं तं रण्णा पालएण अवलोइदम्। [यत्त्वयाऽवलोकितं तद्राज्ञा पालकेनावलोकितम्।]

चन्दनकः—अरे उण्णामेहि धुरम्। [अरे उन्नामय धुरम्।]

आर्यकः—(स्वगतम्) अपि रक्षिणो मामवलोकयन्ति। अशस्त्रश्चास्मि मन्दभाग्यः। अथवा,

भीमस्यानुकरिष्यामि बाहुः शस्त्रं भविष्यति।
वरं व्यायच्छतो मृत्युर्न गृहीतस्य बन्धने ॥१७॥

अथवा साहसस्य तावदनवसरः।

(चन्दनको नाट्येन प्रवहणमारुह्यावलोकयति।)

आर्यकः—शरणागतोऽस्मि।

चन्दनकः—(संस्कृतमाश्रित्य) अभयं शरणागतस्य।

आर्यकः—

त्यजति किल तं जयश्रीर्जहति च मित्राणि बन्धुवर्गश्च।
भवति च सदोपहास्यो यः खलु शरणागतं त्यजति ॥१८॥

चन्दनकः—कध अज्जओ गोवालदारओ सेणवित्तासिदो विअ पत्तरहो साउणिअस्स हत्थे णिवडिदो। (विचिन्त्य) एसो अणवराधो सरणाअदो अज्जचारुदत्तस्स पवहणं आरूढो पाणप्पदस्स मे अज्जसव्विलअस्स मित्तम्। अण्णदो राअणिओओ। ता किं दाणिं एत्थ जुत्तं अणुचिट्ठिदुम्। अधवा जं भोदु। पढमं ज्जेव अभअं दिण्णम्।

भीदाभअप्पदाणं दत्तस्स परोवआररसिअस्स।
जइ होइ होउ णासो तहवि हु लोए गुणो ज्जेव ॥१९॥

(सभयमवतीर्य) दिट्ठो अज्जो (इत्यर्धोक्ते) ण अज्जआ वसन्तसेणा। तदो एसा भणादि—जुत्तं ण्णेदं सरिसं ण्णेदं जं अहं अज्जचारुदत्तं अहिसारिदुं गच्छन्ती राअमग्गे परिभूदा। [कथमार्यको गोपालदारकः श्येनवित्रासित [redacted] पत्ररथः शाकुनिकस्य हस्ते निपतितः।...एषोऽनपराधः शरणागत आर्यचारुदत्तस्य प्रवहणमारूढः प्राणप्रदस्य मे आर्यशर्विलकस्य मित्रम्। अन्यतो राजनियोगः। तत्किमिदानीमत्र युक्तमनुष्ठातुम्। अथवा यद्भवतु। प्रथममेवाभयं दत्तम्।

भीताभयप्रदानं ददतः परोपकाररसिकस्य।
यदि भवति भवतु नाशस्तथापि खलु लोके गुण एव ॥

दृष्ट आर्यः... न, आर्या वसन्तसेना। तदेषा भणति—युक्तं नेदं सदृशं नेदं यदहमार्यचारुदत्तमभिसर्तुं गच्छन्ती राजमार्गे परिभूता।]

વીરક : જે તેં જોયું તે રાજા પાલકે જોયું.

ચંદન : એઈ ! ધુંસરી ઊંચી કર. (ચેટ તેમ કરે છે.)

આર્યક : (સ્વગત)

શું રક્ષકો મને જોશે ? વળી હું મંદભાગી શસ્ત્ર વગરનો છું. અથવા, ભીમનું અનુકરણ કરીશ. બાહુ શસ્ત્ર થશે. લડતાં (લડતાં) મૃત્યુ વધારે સારું (પણ) પકડાઈને બંધનમાં (રહેવું સારું) નહિ. (૧૭)

અથવા, આ સાહસનો વખત નથી.

(ચન્દનક અભિનયથી ગાડીમાં ચડીને જુએ છે.)

આર્યક : હું શરણાગત છું.

ચન્દનક : (સંસ્કૃતમાં) શરણાગતને અભય.

આર્યક :

જે ખરેખર શરણે આવેલાને ત્યજે છે તેને કહે છે કે, વિજય, લક્ષ્મી અને મિત્રો તથા સ્નેહીવર્ગ ત્યજે છે અને હંમેશ હાસ્યાસ્પદ થાય છે. (૧૮)

ચન્દનક : શું ? બાજથી ત્રાસેલા પક્ષીની માફક ગોપાલપુત્ર આર્યક શિકારીના હાથમાં સપડાયો છે ? (વિચારીને) આ નિરપરાધી છે, શરણાગત છે, આર્ય ચારુદત્તની ગાડીમાં બેઠો છે મને જીવાડનાર આર્ય શર્વિલકનો મિત્ર છે. બીજી બાજુ રાજાની આજ્ઞા છે. તો અહીં હવે શું કરવું ? અથવા જે થવાનું હોય તે થાય. પહેલાં જ અભયદાન આપ્યું છે.

ભય પામેલાને અભયનું દાન કરનારો, (અને) પરોપકારના રસિયાનો જો નાશ થાય તો ભલે થતો-છતાં પણ લોકોમાં ખરેખર ગુણ જ (મહત્ત્વનો છે). (૧૯)

(ભયથી ઊતરીને) આર્યને જોયા (એમ અર્ધું બોલીને) નહિ—આર્યા વસંતસેનાને. તો આર્યા કહે છે—આ યોગ્ય નથી, આ ઘટતું નથી કે આર્ય ચારુદત્ત સાથે આનંદ માણવા જતી મને રાજમાર્ગમાં અપમાનિત કરી.

वीरकः—जं तुए अवलोइदं तं रण्णा पालएण अवलोइदम्। [यत्त्वयाऽवलोकितं तद्राज्ञा पालकेनावलोकितम्।]

चन्दनकः—अरे उण्णामेहि धुरम्। [अरे उन्नामय धुरम्।]

आर्यकः—(स्वगतम्) अपि रक्षिणो मामवलोकयन्ति। अशस्त्रश्चास्मि मन्दभाग्यः। अथवा,

भीमस्यानुकरिष्यामि बाहुः शस्त्रं भविष्यति।
वरं व्यायच्छतो मृत्युर्न गृहीतस्य बन्धने ॥१७॥

अथवा साहसस्य तावदनवसरः।

(चन्दनको नाट्येन प्रवहणमारुह्यावलोकयति।)

आर्यकः—शरणागतोऽस्मि।

चन्दनकः—(संस्कृतमाश्रित्य) अभयं शरणागतस्य।

आर्यकः—

त्यजति किल तं जयश्रीर्जहति च मित्राणि बन्धुवर्गश्च।
भवति च सदोपहास्यो यः खलु शरणागतं त्यजति ॥१८॥

चन्दनकः—कध अज्जओ गोवालदारओ सेणवित्तासिदो विअ पत्तरहो साउणिअस्स हत्थे णिवडिदो। (विचिन्त्य) एसो अणवराधो सरणाअदो अज्जचारुदत्तस्स पवहणं आरूढो पाणप्पदस्स मे अज्जसव्विलअस्स मित्तम्। अण्णदो राअणिओओ। ता किं दाणिं एत्थ जुत्तं अणुचिट्ठिदुम्। अधवा जं भोदु। पढम ज्जेव अभअं दिण्णम्।

भीदाभअप्पदाणं दत्तस्स परोवआररसिअस्स।
जइ होइ होउ णासो तहवि हु लोए गुणो ज्जेव ॥१९॥

(सभयमवतीर्य) दिट्ठो अज्जो (इत्यर्धोक्ते) ण अज्जआ वसन्तसेणा। तदो एसा भणादि—जुत्तं ण्णेदं सरिसं ण्णेदं ज अहं अज्जचारुदत्तं अहिसारिदुं गच्छन्ती राअमग्गे परिभूदा। [कथमार्यको गोपालदारकः श्येनवित्रासित इव पत्ररथः शाकुनिकस्य हस्ते निपतितः।...एषोऽनपराधः शरणागत आर्यचारुदत्तस्य प्रवहणमारूढः प्राणप्रदस्य मे आर्यशर्विलकस्य मित्रम्। अन्यतो राजनियोगः। तत्किमिदानीमत्र युक्तमनुष्ठातुम्। अथवा यद्भवतु। प्रथममेवाभयं दत्तम्।

भीताभयप्रदानं ददतः परोपकाररसिकस्य।
यदि भवति भवतु नाशस्तथापि खलु लोके गुण एव ॥

दृष्ट आर्यः.. न, आर्या वसन्तसेना। तदेषा भणति—युक्तं नेदं सदृशं नेदं यदहमार्यचारुदत्तमभिसर्तुं गच्छन्ती राजमार्गे परिभूता।]

વીરક : જે તેં જોયું તે રાજા પાલકે જોયું.

ચંદન : એઈ ! ધુંસરી ઊંચી કર. (ચેટ તેમ કરે છે.)

આર્યક : (સ્વગત)

શું રક્ષકો મને જોશે ? વળી હું મંદભાગી શસ્ત્ર વગરનો છું. અથવા, ભીમનું અનુકરણ કરીશ. બાહુ શસ્ત્ર થશે. લડતાં (લડતાં) મૃત્યુ વધારે સારું (પણ) પકડાઈને બંધનમાં (રહેવું સારું) નહિ. (૧૭)

અથવા, આ સાહસનો વખત નથી.

(ચન્દનક અભિનયથી ગાડીમાં ચડીને જુએ છે.)

આર્યક : હું શરણાગત છું.

ચન્દનક : (સંસ્કૃતમાં) શરણાગતને અભય.

આર્યક :

જે ખરેખર શરણે આવેલાને ત્યજે છે તેને કહે છે કે, વિજય, લક્ષ્મી અને મિત્રો તથા સ્નેહીવર્ગ ત્યજે છે અને હંમેશ હાસ્યાસ્પદ થાય છે. (૧૮)

ચન્દનક : શું ? બાજથી ત્રાસેલા પક્ષીની માફક ગોપાલપુત્ર આર્યક શિકારીના હાથમાં સપડાયો છે ? (વિચારીને) આ નિરપરાધી છે, શરણાગત છે, આર્ય ચારુદત્તની ગાડીમાં બેઠો છે મને જીવાડનાર આર્ય શર્વિલકનો મિત્ર છે. બીજી બાજુ રાજાની આજ્ઞા છે. તો અહીં હવે શું કરવું ? અથવા જે થવાનું હોય તે થાય. પહેલા જ અભયદાન આપ્યું છે.

ભય પામેલાને અભયનું દાન કરનારો, (અને) પરોપકારના રસિયાનો જો નાશ થાય તો ભલે થતો-છતાં પણ લોકોમાં ખરેખર ગુણ જ (મહત્ત્વનો છે). (૧૯)

(ભયથી ઊતરીને) આર્યને જોયા (એમ અર્ધું બોલીને) નહિ—આર્યા વસંતસેનાને. તો આર્યા કહે છે—આ યોગ્ય નથી, આ ઘટતું નથી કે આર્ય ચારુદત્ત સાથે આનંદ માણવા જતી મને રાજમાર્ગમાં અપમાનિત કરી.

वीरकः—चन्दणआ एत्थ मह संसओ समुप्पण्णो । [चन्दनक अत्र मे संशयः समुत्पन्नः ।]

चन्दनकः—कधं दे संसओ । [कथं ते संशयः ।]

वीरकः—

संभमघग्घरकण्ठो तुमं पि जादो सि जं तुए भणिदम् ।
दिट्ठो मए क्खु अज्जो पुणो वि अज्जा वसन्तसेणेत्ति ॥२०॥

एत्थ मे अप्पच्चओ ।

[संभ्रमघर्घरकण्ठस्त्वमपि जातोऽसि यत्त्वया भणितम् ।
दृष्टो मया खल्वार्यः पुनरप्यार्या वसन्तसेनेति ॥
अत्र मेऽप्रत्ययः ।]

चन्दनकः—अरे को अप्पच्चओ तुह । वअं दक्खिणत्ता अव्वत्तभासिणो । खस-खत्ति-खड-खड्डट-विलअ-कण्णाट-कण्ण-प्पावरणअ-दविड-चोल चीण-बब्बर-खेल-खान-मुख मधुघाद पहुदीणं मिलिच्छजादीण अणेअदेसभासाभिण्णा जदेट्ठ मन्तआम दिट्ठो दिट्ठा वा अज्जो अज्जआ वा । [अरे कोऽप्रत्ययस्तव । वयं दाक्षिणात्या अव्यक्तभाषिणः खष-खत्ति-खड-खड्डट-विट-कर्णाट-कर्ण-प्रावरण-द्राविड-चोल-चीन-बर्बर खेर-खान-मुख-मधुघात-प्रभृतीना म्लेच्छजातीनामनेकदेशभाषाभिज्ञा यथेष्टं मन्त्रयामहे दृष्टो दृष्टा वा आर्य आर्या वा ।]

वीरकः—ण अहं पि पलोएमि । राअअण्णा एसा । अहं रण्णो पच्चइदो । [नन्वहमपि प्रलोकयामि । राजाज्ञैषा । अहं राज्ञः प्रत्ययितः ।।]

चन्दनकः—ता किं अहं अप्पचइदो संवुत्तो । [तत्किमहमप्रत्ययितः संवृत्तः ।]

वीरकः—णं सामिणिओओ । [ननु स्वामिनियोगः ।]

चन्दनकः—(स्वगतम् ) अज्जगोवालदारओ अज्जचारुदत्तस्स पवहणं अहिरुहिअ अवक्कमदि त्ति जइ कहिज्जदि तदो अज्जचारुदत्तो रण्णा सासिज्जइ । ता को एत्थ उवाओ । (विचिन्त्य) कण्णाटकलहप्पओअं करेमि । (प्रकाशम् ) अरे वीरअ मए चन्दणकेण पलोइदं पुणो वि तुमं पलोएसि । को तुमम् । [आर्यगोपालदारक आर्यचारुदत्तस्य प्रवहणमधिरुह्यापक्रामतीति यदि कथ्यते तदाऽऽर्यचारुदत्तो राज्ञा शास्यते । तत्कोऽत्रोपायः ।...कर्णाटकलहप्रयोगं करोमि ।... अरे वीरक मया चन्दनकेन प्रलोकितं पुनरपि त्वं प्रलोकयसि । कस्त्वम् ।]

वीरकः—अरे तुमं पि को । [अरे त्वमपि कः ।]

चन्दनकः—पूइज्जन्तो माणिज्जन्तो तुमं अप्पणो जादिं ण सुमरेसि । [पूज्यमानो मान्यमानस्त्वमात्मनो जातिं न स्मरसि ।]

शकारः—अले चेडा तवावि ण पहवामि। [अरे चेट तवापि न प्रभवामि।]

चेटः—पहवदि भट्टके शलीलश्श ण चालित्ताह। ता पशीददु पशीददु भट्टके भाआमि क्खु अहम्। [प्रभवति भट्टकः शरीरस्य न चारित्रस्य। तत्प्रसीदतु प्रसीदतु भट्टकः। बिभेमि खल्वहम्।]

शकारः—तुमं मम चेडे भविअ कश्श भाआशि। [त्वं मम चेटो भूत्वा कस्माद्बिभेषि।]

चेटः—भट्टके पललोअश्श [भट्टक परलोकात्।]

शकारः—के शे पललोए। [कः स परलोकः।]

चेटः—भट्टके शुकिददुक्किदश्श पलिणामे। [भट्टक सुकृतदुष्कृतस्य परिणामः।]

शकारः—केलिशे शुकिदश्श पलिणामे। [कीदृशः सुकृतस्य परिणामः।]

चेटः—जादिशे भट्टके बहुशुवण्णमण्डिदे। [यादृशो भट्टको बहुसुवर्णमण्डितः।]

शकारः—दुक्किददश्श केलिशे। [दुष्कृतस्य कीदृशः।]

चेटः—जादिशे हग्गे पलपिण्डभक्खके भूदे। ता अकज्जं ण कलइश्शम्। [यादृशोऽहं परपिण्डभक्षको भूतः। तदकार्यं न करिष्यामि।]

शकारः—अले ण मालिश्शशि। [अरे न मारयिष्यसि।] (इति बहुविधं ताडयति।)

चेटः—पिट्टदु भट्टके मालेदु भट्टके अकज्जं ण कलइश्शम्।

जेण म्हि गब्भदाशे विणिम्मिदे भाअधेअदोशेहिं।

अहिअं च ण कीणिश्शं तेण अकज्जं पलिहलामि ॥२५॥

[ताडयतु भट्टकः मारयतु भट्टकः अकार्यं न करिष्यामि।

येनास्मि गर्भदासो विनिर्मितो भागधेयदोषैः।

अधिकं च न क्रीणिष्यामि तेनाकार्यं परिहरामि ॥]

वसन्तसेना—भाव शरणागद म्हि। [भाव शरणागतोऽस्मि।]

विटः—काणेलीमातः मर्षय मर्षय। साधु स्थावरक साधु।

अप्येष नाम परिभूतदशो दरिद्रः

प्रेष्यः परत्र फलमिच्छति नास्य भर्ता।

तस्मादमी कथमिवाद्य न यान्ति नाशं

ये वर्धयन्त्यसदृशं सदृशं त्यजन्ति ॥ २६ ॥

अपि च

શકાર : અરે ચેટ ! તારા ઉપર પણ (મારો) અધિકાર નથી ?

ચેટ : બાપજી ! શરીર ઉપર માલીકી છે, ચારિત્ર્ય ઉપર નહીં. તેથી પ્રસન્ન થાઓ બાપજી ! પ્રસન્ન થાઓ. હું ખરેખર ડરું છું.

શકાર : તું મારો નોકર થઈને કોનાથી ડરે છે ?

ચેટ : શેઠજી ! પરલોકથી.

શકાર : એ પરલોક કેવો ?

ચેટ : શેઠજી ! સારા નરસાં કામનું પરિણામ.

શકાર : કેવું સત્કાર્યનું પરિણામ ?

ચેટ : જેમ કે બાપજી બહુ સોનાથી શણગારાયેલા છે.

શકાર : કેવી જાતનું કુકર્મનું (પરિણામ) ?

ચેટ : જેમ કે હું પારકાનું અન્ન ખાનારો થયો. તેથી ખરાબ કામ નહિ કરું.

શકાર : અરે ! નહીં માને ? (અનેક રીતે (ચેટને) મારે છે.)

ચેટ : મારો, શેઠજી ! મારો, શેઠજી ! ખોટું કામ નહિ કરું.

જે મારા નસીબના દોષને લીધે જન્મે ગુલામ થયો અને વધારે (ખરાબ કામ) નહિ ખરીદું. તેથી હું કુકર્મને ટાળું છું. (૨૫)

વસન્તસેના : ભાવજી ! શરણાગત છું.

વિટ : કાણેલીપુત્ર ! માફ કરો. શાબાશ ! સ્થાવરક, શાબાશ !

ખરાબ દશામાં રહેલો આ ગરીબ સેવક પણ ખરેખર પરલોકનું ફળ ઇચ્છે છે. (જ્યારે) એનો શેઠ નહીં (ઇચ્છતો નથી). તેથી જે અયોગ્યની વૃદ્ધિ કરે છે (ને) યોગ્યને ત્યજે છે તેવા આવા (પુરુષો) આજે કેમ નાશ પામતા નથી ? (૨૬)

તદુપરાંત,

रन्ध्रानुसारी विषमः कृतान्तो यदस्य दास्यं तव चेश्वरत्वम् ।
श्रियं त्वदीयां यदयं न भुङ्क्ते यदेतदाज्ञां न भवान्करोति ॥२७॥

शकारः—( स्वगतम् ) अधम्मभिलुए वुड्ढखोडे पललोअभीलू एशे गब्भदाशे हग्गे लश्टिअशाले कश्श भआमि वलपुलिश्मणुश्शे । (प्रकाशम्) अले गब्भदाशे चेडे गच्छ तुमम् । । ओवलके पविशिअ वीशन्ते एअन्ते चिश्ट । [ अधर्मभीरुको वृद्धशृगालः । परलोकभीरुरेष गर्भदासः । अहं राष्ट्रियश्यालः कस्माद्बिभेमि वरपुरुषमनुष्यः । ...अरे गर्भदास चेट गच्छ त्वम् । अपवारके प्रविश्य विश्रान्त एकान्ते तिष्ठ । ]

चेटः—ज भट्टके आणवेदि । (वसन्तसेनामुपसृत्य) अज्जए एत्तिके मे विहवे । [यद्भट्टक आज्ञापयति ।...आर्ये एतावान्मे विभवः । ] (इति निष्क्रान्तः ।)

शकारः—(परिकरं बध्नन्) चिश्ट वशन्तशेणिए चिश्ट । मालइश्शम् । [ तिष्ठ वसन्तसेने तिष्ठ । मारयिष्यामि । ]

विटः— आः ममाग्रतो व्यापादयिष्यसि । ( इति गले गृह्णाति ।)

शकारः—(भूमौ पतति ।) भावे भट्टकं मालेदि । (इति मोहं नाटयति । चेतनां लब्ध्वा)

शव्वकालं मए पुश्टे मंशेण अ घिएण अ ।
अज्ज कज्जे शमुप्पण्णे जादे मे वैलिए कधम् ॥२८॥

( विचिन्त्य ) भोदु । लद्धे मए उवाए । दिण्णा वुड्ढखोडेण शिलश्चालणशण्णा । ता एदं पेशिअ वशन्तशेणिअं मालइश्शम् । एव्वं दाव । (प्रकाशम्) भावे ज तुमं मए भणिदे त कधं हग्गे एव्वं वड्डकेहिं मल्लकप्पमाणेहिं कुलेहिं जादे अकज्जं कलेमि । एव्वं एद अङ्गीकलावेदुं मए भणिदम् । [ भावो भट्टकं मारयति ।...

सर्वकालं मया पुष्टो मांसेन च घृतेन च ।
अद्य कार्ये समुत्पन्ने जातो मे वैरिकः कथम् ॥

...भवतु । लब्धो मयोपायः । दत्ता वृद्धशृगालेन शिरश्चालनसंज्ञा । तदेतां प्रेष्य वसन्तसेनां मारयिष्यामि । एवं तावत् ।...भाव यत्त्वं मया भणितः तत्कथमहमेवं बृहत्तरैः मल्लकप्रमाणैः कुलैर्जातोऽकार्यं करोमि । एवमेतदङ्गीकारयितुं मया भणितम् । ]

विटः—

किं कुलेनोपदिष्टेन शीलमेवात्र कारणम् ।
भवन्ति सुतरां स्फीताः सुक्षेत्रे कण्टकिद्रुमाः ॥२९॥

**વિધિ વાંકું (અને) છિદ્રને (નબળી બાજુને) અનુસરનારું છે– કારણ આની ગુલામી અને તારું પ્રભુત્વ. આ તારી સમૃદ્ધિ ભોગવતો નથી. અને તેથી તું આને આજ્ઞા પણ કરી શકતો નથી. (૨૭)**

**શકાર :** (સ્વગત) ઘરડો શિયાળ અધર્મથી ડરનારો છે અને આ જન્મથી ગુલામ (ચેટ) પરલોકથી ડરે છે. હું રાજાનો શાળો નરશ્રેષ્ઠ માણસ કોનાથી ડરું ? (મોટેથી) એ જન્મના ગુલામ ચેટ ! તું જા. છુપાઈને આરામથી એક જગાએ ઊભો રહે.

**ચેટ :** જેવી શેઠજીની આજ્ઞા ! (વસન્તસેના પાસે આવીને) આર્યે ! મારી આટલી શક્તિ છે ! (બહાર જાય છે.)

**શકાર :** (કેડ બાંધીને) ઊભી રહે, વસન્તસેના ! ઊભી રહે (હું) (તને) મારી નાખીશ.

**વિટ :** એઈ, મારી આગળ મારીશ ? (ગળું પકડે છે.)

**શકાર :** ભાવજી, શેઠજીને મારે છે. (મૂર્છાનો અભિનય કરી પછી ચેતના પામીને)

**મેં દરેક વખતે માંસ અને ઘીથી તારું પોષણ કર્યું છે, આજે જ્યારે કામ પડયું ત્યારે મારો વેરી શાને થયો ? (૨૮)**

(વિચારીને) ઠીક. મને ઉપાય સૂઝ્યો. ઘરડા શિયાળવાએ માથું હલાવીને (વસન્તસેનાને) ઈશારો કર્યો. એથી એને મોકલી દઈને વસન્તસેનાને મારી નાખીશ. એમ ત્યારે. (મોટેથી) ભાવજી ! જે મેં તને કહ્યું તે માટે આમ બહુ મોટા મલ્લક જેવા બાપના કુળમાં જન્મેલો હું કુકર્મ કેવી રીતે કરું ? આમ એ (મારી વાત) (સ્વીકાર) કરાવવા મેં કહ્યું હતું.

**વિટ :**

**કુળ બતાવવાથી શું ? અહીં ચારિત્ર્ય જ કારણ છે. સારા ખેતરમાં કાંટાનાં મૂળ ખૂબ ફાલે છે. (૨૯)**

[ सुवर्णकं ददामि प्रियं वदामि पतामि शीर्षेण सवेष्टनेन ।
तथाऽपि मां नेच्छसि शुद्धदन्ति किं सेवकं काष्ठमया मनुष्याः ॥ ]

वसन्तसेना—को एत्थ संदेहो । [कोऽत्र संदेहः ।] (अवनतमुखी 'खलचरित' इत्यादि श्लोकद्वय पठति ।)

खलचरित निकृष्ट जातदोषः कथमिह मां परिलोभसे धनेन ।
सुचरितचरितं विशुद्धदेहं न हि कमलं मधुपाः परित्यजन्ति ॥३२॥
यत्नेन सेवितव्यः पुरुषः कुलशीलवान्दरिद्रोऽपि ।
शोभा हि पणस्त्रीणां सदृशजनसमाश्रयः कामः ॥३३॥

अवि अ । सहआरपादवं सेविअ ण पलासपादवं अङ्गीकरिस्सम् ।
[ अपि च । सहकारपादपं सेवित्वा न पलाशपादपमङ्गीकरिष्यामि । ]

शकारः—दाशीएधीए दलिद्दचालुदत्तके शहआलपादवे कडे । हगे उण पलाशे भणिदे किंशुके वि ण कडे । एव्वं तुमं मे गालिं देन्ती अज्जवि तं ज्जेव चालुदत्तकं शुमलेशि । [दास्याः पुत्रि दरिद्रचारुदत्तकः सहकारपादपः कृतः । अहं पुनः पलाशो भणितः किंशुकोऽपि न कृतः । एवं त्वं मह्यं गालीं ददत्यद्यापि तमेव चारुदत्तकं स्मरसि । ]

वसन्तसेना—हिअअगदो ज्जेव किंत्ति ण सुमरीअदि । [हृदयगत एव किमिति न स्मर्यते । ]

शकारः—अज्ज वि दे हिअअगदं तुमं च शमं ज्जेव माडेमि । ता दलिद्दशस्थवाहअमणुश्शकामुकिणि चिट्ठ चिट्ठ । [अद्यापि ते हृदयगतं त्वां च समेव मोटयामि तद्दरिद्रसार्थवाहकमनुष्यकामुकिनि तिष्ठ तिष्ठ । ]

वसन्तसेना—भण भण पुणो वि भण सलाहणीआइं एदाइं अक्खराइं । [भण भण पुनरपि भण श्लाघनीयान्येतान्यक्षराणि । ]

शकारः—पलित्ताअदु दाशीए पुत्ते दलिद्दचालुदत्तके तुमम् । परित्रायताम् दास्याः पुत्रो दरिद्रचारुदत्तकस्त्वाम् । ]

वसन्तसेना—परित्ताआदि जदि मं पेक्खदि । [परित्रायते यदि मां प्रेक्षते । ]

शकारः—

किं शे शक्के वालिपुत्ते महिन्दे लम्भापुत्ते कालणेमी शुबन्धू ।
लुद्दे लाआ दोणपुत्ते जडाऊ चाणक्के वा धुन्धुमाले तिशङ्कू ॥३४॥

अधवा एदे वि दे ण लक्खन्ति ।

चाणक्केण जधा शीदा मालिदा भालदे जुए ।
एव्वं दे मोडइश्शामि जडाऊ विअ दोव्वदिम् ॥३५॥

વસન્તસેના : એમાં સંદેહ શું ? (નીચે મુખે–"ઓ દુષ્ટ ચારિત્ર્યવાળા !" વગેરે (૮-૩૨,૩૩) એ શ્લોક બોલે છે.)

પાપ કરતો તું મને અહીં ધનથી શાને લોભાવે છે? સારાં કરેલાં કર્મવાળા અને વિશુદ્ધ દેહ ધારતાં કમળને ખરેખર ભ્રમરો ત્યજતા નથી. (૩૨)

કુળવાન અને ચારિત્ર્યવાન મનુષ્ય દરિદ્ર હોય તો પણ પ્રયત્નથી સેવવા યોગ્ય છે. યોગ્ય પુરુષને અનુલક્ષીને થયેલો સ્નેહ ખરેખર ગણિકા સ્ત્રીઓની શોભા છે. (૩૩)

તદુપરાંત, આંબાનું વૃક્ષ સેવીને હું પલાશ વૃક્ષ નહિ સ્વીકારું.

શકાર : ઓ દાસીની છોકરી ! ગરીબ ચારુદત્તને આંબાનું વૃક્ષ બનાવ્યો. જ્યારે મને પલાશ કહ્યો; કિંશુક પણ ન કહ્યો ! મને ગાળો દેતી તું હજુ સુધી પણ આમ તે જ ચારુદત્તને યાદ કરે છે.

વસન્તસેના : હૃદયમાં જ રહેલો કેમ યાદ ન આવે વારુ ?

શકાર : હજી સુધી પણ તારા હૃદયમાં રહેલાને અને તને સાથે જ મારી નાખું છું. તેથી ઓ દરિદ્ર વેપારી માણસને પ્રેમ કરનારી ! ઊભી રહે, ઊભી રહે.

વસન્તસેના : કહે, કહે. ફરીથી પણ કહે. એ અક્ષરો વખાણવા લાયક છે.

શકાર : દાસીપુત્ર દરિદ્ર ચારુદત્ત તને ભલે બચાવતો.

વસન્તસેના : જો મને જુએ તો બચાવે.

શકાર :

શું તે ઇન્દ્ર, વાલિપુત્ર, મહેન્દ્ર, રંભાપુત્ર, કાલનેમિ, સુબન્ધુ, રાજા, રુદ્ર, દ્રોણ, જટાયુ, ચાણક્ય, ધુન્ધમાર કે ત્રિશંકુ છે ? (૩૪)

અથવા આ પણ તને ન બચે.

જેમ ચાણક્યે ભારતયુગમાં સીતાને મારી હતી, જટાયુએ જેમ દ્રૌપદીને (મારી હતી) તેમ તને કચડી નાખીશ. (૩૫)

[ किं स शक्रो वालिपुत्रो महेन्द्रो रम्भापुत्रः कालनेमिः सुबन्धुः ।
रुद्रो राजा द्रोणपुत्रो जटायुश्चाणक्यो वा धुन्धुमारस्त्रिशङ्कुः ॥
अथवा एतेऽपि त्वा न रक्षन्ति ।
चाणक्येन यथा सीता मारिता भारते युगे ।
एवं त्वां मोटयिष्यामि जटायुरिव द्रौपदीम् ॥ ] ( इति ताडयितुमुद्यतः )

वसन्तसेना—हा अत्ते कहिं सि । हा अज्जचारुदत्त एसो जणो असंपुण्णमणोरधो ज्जेव विवज्जदि । ता उद्धं अक्कन्दइस्सम् । अथवा वसन्तसेणा उद्धं अक्कन्दति त्ति लज्जणीअं क्खु एदम् । णमो अज्जचारुदत्तस्स । [ हा मातः कुत्रासि । हा आर्यचारुदत्त एष जनोऽसंपूर्णमनोरथ एव विपद्यते । तदूर्ध्वमाक्रन्दयिष्यामि । अथवा वसन्तसेनोर्ध्वमाक्रन्दतीति लज्जनीयं खल्वेतत् । नमः आर्यचारुदत्ताय ।]

शकारः—अज्जवि गब्भदाशी तश्श ज्जेव पावश्श णामं गेण्हदि । ( इति कण्ठे पीडयन् ) शुमल गब्भदाशि शुमल । [ अद्यापि तस्यैव पापस्य नाम गृह्णाति ।... स्मर गर्भदासि स्मर । ]

वसन्तसेना—णमो अज्जचारुदत्तस्स । [ नमः आर्यचारुदत्ताय । ]

शकारः—मल गब्भदाशि मल । ( नाट्येन कण्ठं निपीडयन्मारयति । ) [ म्रियतां गर्भदासि म्रियताम् । ]

( वसन्तसेना मूर्च्छिता निश्चेष्टा पतति । )

शकारः—( सहर्षम् )

एदं दोशकलण्डिअं अविणअश्शावाशभूदं खलं
लत्तं तश्श किलागदश्श लमणे कालागदं आअदम् ।
किं एशे शमुदाहलामि णिअअ बाहूण शूलत्तणं
णीशाशे वि मलेइ अम्ब शुमला शीदा जधा भालदे ॥३६॥
इच्छन्तं मम णेच्छति चि गणिआ लोशेण मे मालिदा
शुण्णे पुप्फकलण्डके त्ति शहशा पाशेण उत्ताशिदा ।
शेवावञ्चिद भादुके मम पिदा मादेव शा दोप्पदी
जे शे पेक्खदि णेदिशं ववशिदं पुत्ताह शूलत्तणम् ॥३७॥

भोदु । श्पदं वुड्ढखोडे आगमिश्शदि त्ति । ता ओशलीअ चिट्ठामि ।
[एतां दोषकरण्डिकामविनयस्यावासभूतां खलां
रक्तां तस्य किलागतस्य रमणे कालागतामागताम् ।

(મારવા તૈયાર થાય છે.)

**વસન્તસેના :** અરે રે ! માડી ! (તું) કયાં છે ? ઓરે ! આર્ય ચારુદત્ત ! મનોરથ પૂરા થયા નથી ને જ આ જનને મારી નાખવામાં આવે છે. તો મોટથી બૂમ પાડીશ. અથવા વસન્તસેના મોટથી રડે એમ એ ખરેખર શરમજનક છે. પ્રણામ (મારા) આર્યચારુદત્ત.

**શકાર :** હજી પણ ગર્ભદાસી તે જ પાપીનું નામ લે છે. (ગળું દબાવીને) શંભાર, જન્મની દાસી ! શંભાર.

**વસન્તસેના :** નમસ્કાર ! આર્ય ચારુદત્ત.

**શકાર :** મરી જા ! ગર્ભદાસી ! મરી જા (અભિનયથી ગળું દબાવી મારી નાખે છે.)

(વસન્તસેના મૂર્છિત થઈ, નિશ્ચેષ્ટ થઈ પડે છે.)

**શકાર :** (સહર્ષ)

દોષની ટોપલી, અવિનયના નિવાસરૂપ, બનેલીને, ઠગારીને, અનુરક્તાને, મેં શાંભળ્યું છે તે પ્રમાણે (ત્યાં) આવેલા (ચારુદત્ત) સાથે મન માણવા આવેલીને, (પણ) કામને શરણ થયેલીને, (આને મેં મારી નાખી) પોતાના બાહુનું પરાક્રમ અહીં શું બતાવું ? તેમ ભારતમાં શીતા (મરી હતી) તેમ, બિચારી સ્ત્રી ! બરાબર મૂઈ છે–છેક શ્વાસ સુધી મૂઈ છે. (૩૬)

તેને ઇચ્છતા મને નથી ઇચ્છતી એમ કરી, પુષ્પકરંડક શુનો છે એમ જોઈને, ભય પામેલીને, એકદમ ડુંપો દઈને ગુસ્સાથી મેં મારી નાખી. મારો ભાઈ, (મારો) બાપ અને માતા જેવી પેલી દ્રૌપદી (એ) આનંદથી વંચિત થયા છે– (કે) તેમણે પુત્રનો આવો પ્રયત્ન (અને આવું) પરાક્રમનું કાર્ય જોયું નથી. (૩૭)

નાસ, હવે ઘરડો શિયાળ આવશે એમ તેથી દૂર જઈને ઊભો રહું. (તેમ કરે છે.)

किमेष समुदाहरामि निजकं बाह्यः शूरत्वं
निःश्वासोऽपि प्रयतेऽम्बा सुमृता सीता यथा भारते ॥
इच्छन्तं मां नेच्छसीति गणिका रोषेण मया मारिता
शून्ये पुष्पकरण्डके इति साहसा पाशेनाशासिता ।
सेवावञ्चितो भ्राता मम पिता मातेव सा द्रौपदी
योऽसौ पश्यति नेदृशं व्यवसितं पुत्रस्य शूरत्वम् ॥

भवतु । साम्प्रतं वृद्धशृगाल आगमिष्यतीति ततोऽपसृत्य तिष्ठामि ।] (तथा करोति ।)

(प्रविश्य चेटेन सह)

विटः—अनुनीतो मया स्थावरकश्चेटः । तद्यावत्काणेलीमातरं पश्यामि । (परिक्रम्यावलोक्य च) अये मार्गे एव पादपो निपतितः । अनेन च पतता स्त्री व्यापादिता । भो पाप किमिदमकार्यमनुष्ठितं त्वया । तवापि पतिनः पतनात्स्त्रीवधदर्शनेनातीव पातिता वयम् । अनिमित्तमेतत् । यत्सत्यं वसन्तसेना प्रति शङ्कितं मे मनः । सर्वथा देवताः स्वस्ति करिष्यन्ति । (शकारमुपसृत्य) काणेलीमातः एवं मयाऽनुनीतः स्थावरकश्चेटः ।

शकारः—भावे शाअद दे । पुत्तका थावलका चेडा तवावि शाअदम् । [भाव स्वागत ते । पुत्रक स्थावरक चेट तवापि स्वागतम् ।]

चेटः—अध इं । [अथ किम् ।]

विटः—मदीयं न्यासमुपनय ।

शकारः—कीदिशे णाशे । [कीदृशो न्यासः ।]

विटः—वसन्तसेना ।

शकारः—गडा । [गता]

विटः—क्व ।

शकारः—भावश्शा उजेव पिस्टदो । [भावस्यैव पृष्ठतः ।]

विटः—(सवितर्कम्) ■ गता खलु सा तया दिशा ।

शकारः—तुमं कदमाए दिशाए । गडे । [त्वं कतमया दिशा गतः ।]

विटः—पूर्वया दिशा ।

शकारः—शा वि दक्खिणाए गडा । [साऽपि दक्षिणया गता ।]

विटः—अहं दक्षिणया ।

शकारः—शा वि उत्तलाए । साऽप्युत्तरया ।]

विटः—अत्याकुलं कथयसि । न शुध्यति मेऽन्तरात्मा । तत्कथय सत्यम् ।

(પ્રવેશ કરીને ચેટ સાથે)

વિટ : સ્થાવરક ચેટને હું લઈ આવ્યો છું. તેથી જરા કાણેલીપુત્રને મળું. (ફરીને અને જોઈને) અરે ! રસ્તામાં જ વૃક્ષ પડ્યું છે. એણે પડતાં (પડતાં) સ્રીને મારી નાખી છે. અરે ! પાપી ! આ કુકર્મ શું તેં કર્યું ? તારા પાપીના પણ પડવા કરતાં સ્રીએ આ અપશુકન છે. જો સાચું કહું તો, મારું મન વસન્તસેના તરફ શંકા રાખે છે. દરેક રીતે દેવના કલ્યાણ કરશે. (શકાર પાસે જઈને) આ કાણેલીપુત્ર ! આમ હું સ્થાવરક ચેટને પાછો લઈ આવ્યો છું.

શકાર : ભાવજી ! તમને સ્વાગત ! બેટા ! સ્થાવરક ! ચેટ ! તને પણ સ્વાગત.

ચેટ : છે.

વિટ : મારી થાપણ લાવો.

શકાર : કેની થાપણ ?

વિટ : વસન્તસેના.

શકાર : ગઈ.

વિટ : ક્યાં ?

શકાર : ભાવની પાછળ જ.

વિટ : (વિચારપૂર્વક) તે ખરેખર તે દિશામાં ગઈ નથી.

શકાર : તું કઈ દિશામાં ગયેલો ?

વિટ : પૂર્વદિશામાં

શકાર : તે પણ દક્ષિણમાં ગઈ છે.

વિટ : હું દક્ષિણમાં ?

શકાર : તે પણ ઉત્તરમાં

વિટ : બહુ ગોટાળાભરેલું બોલે છે. મારું મન સંતોષાતું નથી. તેથી સાચું કહે.

शकार—शवामि भावस्स शीश अत्तणकेलकेहिं पादेहिं। ता शंठावेसि हिअअम्। एशा मए मालिदा। [शपे भावस्य शीर्षमात्मीयाभ्यां पादाभ्याम्। ततः संस्थापय हृदयम्। एषा मया मारिता।]

विट—(सविषादम्) सत्यं त्वया व्यापादिता।

शकार—जइ मम वअणे ण पत्तिआअशि ता पेक्ख पढम लट्ठिअशालशंठाणाह शूलत्तणम्। [यदि मम वचने न प्रत्ययसे तत्पश्य प्रथमं राष्ट्रियश्यालसंस्थानस्य शूरत्वम्।] (इति दर्शयति)

विट—हा हतोऽस्मि मन्दभाग्यः। (इति मूर्छितः पतति।)

शकार—ही ही। उवलदे भावे। [ही ही। उपरतो भावः।]

चेट.—शमश्शशदु शमश्शशदु भावे। अविचलिअं पवहणं अणन्तेण ज्जेव मए पढम मालिदा। [समाश्वसितु समाश्वसितु भावः। अविचारितं प्रवहणमानयतैव मया प्रथमं मारिता।]

विट—(समाश्वस्य सकरुणम्) हा वसन्तसेने

दाक्षिण्योदकवाहिनी विगलिता याता स्वदेशं रति-
र्हा हालंकृतभूषणे सुवदने क्रीडारसोद्भासिनि।
हा सौजन्यनदि प्रहासपुलिने हा मादृशामाश्रये
हा हा नश्यति मन्मथस्य विपणिः सौभाग्यपण्याकरः॥३८॥

(सास्रम्) कष्टं भो कष्टम्।

किं नु नाम भवेत्कार्यमिदं येन त्वया कृतम्।
अपापा पापकल्पेन नगरश्रीर्निपातिता॥ ३९॥

(स्वगतम्) अये कदाचिदयं पाप इदमकार्यं मयि संक्रामयेत्। भवतु। इतो गच्छामि। (इति परिक्रामति।)

विट—पाप मा मा स्प्राक्षीः। अलं त्वया। गच्छाम्यहम्।

(शकार उपगम्य धारयति।)

शकारः—अले वशन्तशेणिअं शअं ज्जेव मालिअ मं दूशिअ कहिं पलाअशि। शंपदं ईदिशे हग्गे अणाधे पाविदे। [अरे वसन्तसेनां स्वयमेव मारयित्वा मां दूषयित्वा कुत्र पलायसे। साम्प्रतमीदृशोऽहमनाथः प्राप्तः।]

विट.—अपध्वस्तोऽसि।

શકાર : ભાવજીના માથાના (અને) મારા પગના શમ ખાઉં તો હૃદય ઠેકાણે રાખજો. મેં એને મારી નાખી.

વિટ : (ખેદથી) તેં સાચેસાચ મારી નાખી?

શકાર : જો મારા વચન પર વિશ્વાસ ન બેસતો હોય તો રાજાના શાળા શંસ્થાનકનું પહેલુ પરાક્રમ જોઈ લે. (બતાવે છે.)

વિટ : અરરર! હું હણાયો! (હું) મંદભાગી છું. (મૂર્છા ખાઈને પડે છે.)

શકાર : હી હી! ભાવજી મરી ગયા.

ચેટ : શાંત થાઓ, ભાવજી! શાંત થાઓ. વગર વિચાર્યે ગાડી લાવવામાં જ મેં પહેલાં મારી નાખી.

વિટ : (સ્વસ્થ થઈને ખેદથી) અરેરે! વસન્તસેના!

વિનયરૂપી જળવાળી રતિ પોતાને દેશ ગઈ છે. અરેરે! આભૂષણોનું આભૂષણ એ સુમુખી! એ ક્રીડાના રસથી ચમકતી! અરેરે! હાસ્યરૂપી રેતીના કિનારાવાળી! સૌજન્યની નદી! અરેરે! અરેરે! મારા જેવાનો આશ્રય! રે! રે! અનંગનું બજાર, સૌભાગ્યનો ખજાનો નાશ પામ્યો છે. (૩૮)

(આંસુ સાથે) અરેરે! અરેરે! શિવ શિવ!

(એવો તે) શો ઉદ્દેશ હશે વારુ (કે) જેથી, તેં આ કર્યું? લગભગ પાપ જેવાએ (તેં) નિષ્પાપ, નગરદેવતાને મારી નાખી. (૩૯) (સ્વગત) અરે! કદાચ આ પાપી આ કુકર્મ મને ઓઢાડશે. વારુ, અહીંથી જાઉં છું. (એમ કહી ફરે છે.)

(શકાર પાસે જઈને રોકે છે.)

વિટ : પાપી! મને સ્પર્શતો નહીં. તારાથી બસ, હું જાઉં છું.

શકાર : અરે! પોતે જ વસન્તસેનાને મારીને મને ગુન્હેગાર ઠરાવીને ક્યાં ભાગે છે? આમ હવે હું અનાથ થઈ ગયો.

વિટ : તું ધિક્કારને યોગ્ય છે.

शकारः—

अद्धं शदं देमि शुवण्णअं दे कहावणं देमि शबोडिअं दे।
एशे दुश्चद्वाण पलक्कमे मे शामाण्णए भोदु मणुश्शआणम् ॥४०॥

[अर्थं शतं ददामि सुवर्णकं ते कार्षापणं ददामि सवोडिकं ते।
एष दोषस्थान पराक्रमो मे सामान्यको भवतु मनुष्यकाणाम् ॥]

विटः—धिक् तवैवास्तु।

चेटः—शान्तं पावम्। [शान्तं पापम्।]

(शकारो हसति।)

विटः—

अप्रीतिर्भवतु विमुच्यतां हि हासो
धिक्प्रीतिं परिभवकारिकामनार्याम्।
मा भूच्च त्वयि मम संगतं कदाचि-
दाच्छिन्नं धनुरिव निर्गुणं त्यजामि ॥४१॥

शकारः—भावे पशीद पशीद। एहि। णलिणीए पविशिअ कीलेम्ह। [भाव प्रसीद प्रसीद एहि नलिन्यां प्रविश्य क्रीडाव।]

विटः—

अपतितमपि तावत्सेवमानं भवन्तं
पतितमिव जनोऽयं मन्यते मामनार्यम्।
कथमहमनुयायां त्वां हतस्त्रीकमेनं
पुनरपि नगरस्त्रीशङ्कितार्धाक्षिदृष्टम् ॥४२॥

(सकरुणम्) वसन्तसेने।

अन्यस्यामपि जातौ मा वेश्या भूस्त्वं हि सुन्दरि।
चारित्र्यगुणसम्पन्ने जायेथा विमले कुले ॥ ४३ ॥

शकारः—मम केलके पुप्फकलण्डकजिण्णुज्जाणे वसन्तशेणिअं मालिअ कहिं पला-अशि एहि। मम आवुत्तश्श अग्गदो ववहालं देहि। [मदीये पुष्पकरण्डकजीर्णोद्याने वसन्तसेनां मारयित्वा कुत्र पलायसे। एहि। मम आवुत्तस्याग्रतो व्यवहारं देहि।] (इति धारयति।)

विटः—आः तिष्ठ जाल्म। (इति खड्गमाकर्षति।)

શકાર .

તને શો સોનામહોરનું દ્રવ્ય આપીશ. તને કિંમતનાં ચાંદીના સિક્કા આપીશ. દોષના સ્થાનરૂપી આ મારુ પરાક્રમ લોકોને (લોકો માટે) સામાન્ય થાઓ. (૪૦)

વિટ : ફટ્ ! તારી પાસે જ રહેવા દે.

ચેટ : પાપ શાંત થાઓ.

વિટ :

અપ્રીતિ ભલે થાઓ. હસવું છોડી દે. ખરેખર અપકીર્તિ લાવનારી હલકી, (તારી) પ્રીતિને ધિક્કાર છે. વળી મારો તારી સાથે કદાપિ સંગ ન થાઓ. દોરી વગરના ભાંગેલા ધનુષ્યની માફક (તને ગુણ વગરનાને) ત્યજું છુ. (૪૧)

શકાર : ભાવજી ! પ્રસન્ન થાઓ. પ્રસન્ન થાઓ. ચાલો, કમળસરોવરમાં ઊતરીને મોજ માણીએ.

વિટ ·

ત્યારે તને સેવનાર મને, આ લોકો પડેલો ન હોવા છતાં પડેલા જેવો હલકટ માને છે, જેણે સ્રીને મારી છે એવા અને વળી નગરની નારીઓથી શંકાને લીધે અર્ધાં મીંચેલી આંખે જોવાતા એવા તને કેવી રીતે અનુસરું ? (૪૨)

(ખેદથી) ઓ વસન્તસેના !

ઓ સુંદરી ! ખરેખર તું બીજા જન્મમાં પણ વેશ્યા ન થઈશ. ચારિત્ર્ય અને ગુણ ધરાવતા (કોઈ) નિર્મળ કુળમાં જન્મ પામજે. (૪૩)

શકાર મારા જૂના પુષ્પકરંડક બાગમા વસન્તસેનાને મારી નાખી કયા નાતે છે ? ચાલ, મારા બનેવી આગળ ફરિયાદ માટે ઊભો રહે. (તેને પકડે છે.)

વિટ : અરે ! ઊભો રહે રાક્ષસ ! (તલવાર ખેંચે છે.)

शकारः—(समयमपसृत्य) किं ले भीदेशि । ता गच्छ । [किं रे भीतोऽसि । तद्गच्छ ।]

विटः—(स्वगतम्) न युक्तमवस्थातुम् । भवतु । यत्रार्यशर्विलकचन्दनकप्रभृतयः सन्ति तत्र गच्छामि । (इति निष्क्रान्तः ।)

शकारः—णिधणं गच्छ । अले थावलआ पुत्तका कीलिशे मए कडे । [निधनं गच्छ । अरे स्थावरक पुत्रक कीदृशं मया कृतम् ।]

चेटः—भट्टके महन्ते अकज्जे कडे । [भट्टक महदकार्यं कृतम् ।]

शकारः—अले चेडे किं भणाशि अकज्जे कडेत्ति । भोदु । एव्वं दाव । (नानाभरणान्यवतार्य) गेण्ह एदं अलंकारअम् । मए दाव दिण्णे । जेत्तिके वेले अलंकलेमि तेत्तिकं वेल मम । अण्ण तव । [अरे चेट किं भणस्यकार्यं कृतमिति । भवतु । एवं तावत् । गृहाणेममलंकारम् । मया तावद्दत्तम् । यावत्या वेलायामलंकरोमि तावती वेला मम । अन्यदा तव ।]

चेटः—भट्टके ज्जेव एदे शोहन्ति । किं मम एदेहिं । [भट्टक एवैते शोभन्ते । किं ममैतैः ।]

शकारः—ता गच्छ । एदाइं गोणाइं गेण्हिअ मम केलकाए पाशादबालग्गपदोलिकाए चिट्ठ । जाव हग्गे आअच्छामि । [तद्गच्छ । एतौ वृषभौ गृहीत्वा मदीयायां प्रासादबालाग्रप्रतोलिकाया तिष्ठ । यावदहमागच्छामि ।]

चेटः—जं भट्टके आणवेदि । (इति निष्क्रान्तः) [यद्भट्टक आज्ञापयति ।]

शकारः—अत्तपलित्ताणे भावे गदे अदंशणम् । चेडं वि पाशादबालग्गपदोलिकाए णिगलपूलिदं कदुअ थावइश्शम् । एव्वं मन्ते लक्खिदे भोदि । ता गच्छामि । अध वा पेक्खामि दाव एदम् । किं एशा मला आदु पुणो वि मालइश्शम् । (अवलोक्य) कध शुमला । भोदु । एदिणा पावालएण पच्छादेमि णम् । अध वा णामङ्किदे एशे । ता के वि अज्जपुलिशे पच्चहिजाणेदि । भोदु । एदिणा वादाली-पुञ्जिदेण शुक्खपण्णपुडेण पच्छादेमि । (तथा कृत्वा । विचिन्त्य) भोदु । एव्व दाव शंपद अधिअलणं गच्छिअ ववहालं लिहावेमि जहा अत्थश्श कालणादो शत्थवाहचालुदत्तेण मम केलकं पुप्फकलण्डकजिण्णुय्याणं पवेशिअ वशन्तशेणिआ वावादिदे त्ति ।

चारुदत्तविणाशाय कलेमि कवडं णवम् ।
णअलीए विशुद्धाए पशुघादं व दालुणम् ॥४४॥

શકાર : (ભયથી ખસી જઈને) કેમ રે ! ડરી ગયો ? તો જ.

વિટ : (સ્વગત) રોકાવું યોગ્ય નથી. અચ્છા જ્યાં આર્ય શર્વિલક, ચન્દનક વગેરે છે ત્યાં જાઉં છું. (ગકાર જાય છે.)

શકાર . મરી જા. અરે ! સ્થાવરક ! બેટા ! મેં કેવું કર્યું ?

ચેટ : શેઠજી ! બહુ ખરાબ કામ કર્યું.

શકાર : અરે ! ચેટ ! શું અકાર્ય કર્યું એમ કહે છે ? અચ્છા, એમ ત્યારે. (જુદાં જુદાં ઘરેણાં ઊતારીને) લો, આ ઘરેણાં મેં ત્યારે (તને) આપી દીધાં. જેટલો વખત (મારી જાતે) પહેરું તેટલો વખત મારાં, બાકી (બાકીને વખતે) તારાં.

ચેટ : એ શેઠજીને જ શોભે છે. મને એનાથી શું ?

શકાર : તો જા. આ બળદ લઈને, મારા મહેલની નાની અગાસીના ખંડમાં ઊભો રહેજે. દરમ્યાન હું આવુ છું

ચેટ : જેવી શેઠજીની આજ્ઞા. (બહાર જાય છે.)

શકાર : પોતાની જાતને બચાવવા, ભાવજી ન દેખાવા જતા રહ્યા. ચેટને પણ મહેલની નાની અગાશીમા બેડીમા જકડીને રાખીશ. આમ છૂપી વાત રક્ષાયેલી રહેશે તેથી જાઉં. અથવા જરા આને જોઉં. શું આ મરી ગઈ છે ? નહિ તો વળી પાછી મારી નાખું. (જોઈને) શું ? બરાબર મરી ગઈ છે. ભલે, તો આ ઉપરણાથી એને ઢાંકી દઉં. અથવા આ નામવાળી છે તેથી કોઈ પણ સાધુ પુરુષ ઓળખી જશે. ઠીક, આ પવનના વંટોળી પાથી ભેગા થયેલા સૂકાં પાંદડાંથી ઢાંકી દઉં. (તેમ કરીને વિચારીને) ઠીક એમ કરું. ત્યારે હવે અદાલતમાં જઈને એવી ફરિયાદ લખાવું કે પૈસા માટે શેઠ ચારુદત્તે મારા જૂના પુષ્પકરંડક બાગમાં પ્રવેશીને વંશતશેનાને મારી નાખી.

**ચારુદત્તના વિનાશ માટે પવિત્ર નગરીમાં પશુવધ જેવું ભયંકર નવું કપટ કરું. (૪૪)**

भोदु । गच्छामि । (इति निष्क्रम्य दृष्ट्वा सभयम्) अविद मादके । जेण जेण गच्छामि मग्गेण तेण ज्जेव एदे दुट्ठशमणके गहिदकशाआदक चीवल गेण्हिअ आअच्छदि । ऐशे मए णशि च्छिदिअ वाहिदे किदवेले कदावि म पक्खिअ एदेण मालिदेत्ति पआशइश्शदि । ता कध गच्छामि । (अवलोक्य) भोदु । ए॰ अद्ध पडिद पाआलखण्ड वल्लङ्घिअ गच्छामि ।

एशे म्हि तुलिदतुलिदे लङ्काणअलीए गअणे गच्छन्ते ।
भूमिए पाआले हणूमशिहले विअ महेन्दे ॥४५॥

[आत्मपरित्राणे भावो गतोऽदर्शनम् । चेटमपि प्रासादबालाग्रप्रतोलिकाया निगड पूरित कृत्वा स्थापयिष्यामि । एव मन्त्रो रक्षितो भवति । तद्गच्छामि । अथवा पश्यामि तावदेनाम् । किमेषा मृता अथवा पुनरपि मारयिष्यामि । कथ सुमृता । भवतु । एतेन प्रावारकेण प्रच्छादयाम्येनाम् । अथवा नामाङ्कित एष । तत्कोऽप्यार्यपुरुष प्रत्यभिज्ञास्यत । भवतु । एतेन वातालीपुञ्जितेन शुष्कपर्णपुटेन प्रच्छादयामि । भवतु एव तावत् । साम्प्रतमधिकरण गत्वा व्यवहारं लेखयामि यथाऽर्थस्य कारणात्सार्थवाहकचारुदत्तकेन मदीय पुष्पकरण्डक जीर्णोद्यान प्रवेश्य वसन्तसेना व्यापादितेति ।

चारुदत्तविनाशाय करोमि कपट नवम् ।
नगर्यां विशुद्धाया पशुघातमिव दारुणम् ॥

भवतु गच्छामि । अविद मादके । येन येन गच्छामि मार्गेण तेनैव दुष्ट श्रमणको गृहीतकषायोदक चीवरं गृहीत्वाऽऽगच्छति । एष मया नासा छित्वा वाहित कृतवैर कदापि मा प्रेक्ष्यैतेन मारितेति प्रकाशयिष्यति । तत्कथ गच्छामि । भवतु । एतमर्धपतित प्राकारखण्डमुल्लङ्घ्य गच्छामि ।

एषोऽहं त्वरितत्वरितो लङ्कानगर्यां गगने गच्छन् ।
भूम्या पाताले हनूमच्छिखर इव महेन्द्र ॥] (इति निष्क्रान्त ।)

(प्रविश्यापटीक्षेण)

संवाहको भिक्षु —पक्खालिदे एशे मए चीवलखण्डे । कि णु क्खु शाहाए शुक्खावइश्शम् । ■■ वाणला विलुम्पन्ति । किं णु क्खु भूमीए । धूलीदोशे होदि । ता कहिं पशालिअ शुक्खावइश्शम् । (दृष्ट्वा) भोदु । इध वादालीपुञ्जिदे शुक्खपण्णचए पशालइश्शम् । (तथा कृत्वा) णमो बुद्धश्श । (इत्युपविशति) भोदु । धम्मक्खलाइ उदाहलामि । (पञ्चजण जेण मालिदा ८/२ इत्यादि पूर्वोक्त पठति ।) अध वा अल मम एदेण शग्गेण । जाव ताए वशन्तशेणिआए बुद्धोवाशिआए पच्चुवकाल ण कलेमि जाए दशाण शुवण्णकाण किदे जूदिअलेहिं णिक्कीदे । तदो पहुदि ताए कीद विअ अत्ताणअ अवगच्छामि । (दृष्ट्वा) कि णु क्खु पण्णोदले शमुश्शशदि । अथवा

અચ્છા, જાઉં છું. (બહાર જઈને, જોઈને ભયથી) ઓ બાપ ! જે જે રસ્તે જાઉં છું ત્યાં જ (તે જ રસ્તે) આ દુષ્ટ ચાબુડો લાલ રંગના પાણીમાં બોળેલું કપડું લઈને આવે છે. મેં નાક કાપીને હાંકી કાઢેલો વેરભાવવાળો આ કદાચ મને જોઈને 'આણે મારી' એમ જાહેર કરી દેશે. તો કેવી રીતે જાઉં ? (જોઈને) ઠીક, અર્ધી પડેલી દિવાલનો આ ભાગ કૂદીને જાઉં.

આકાશમાં, ભૂમિ ઉપર, પાતાળમાં (અને) હનુમતના શિખર ઉપરથી લંકા માફક આ હું જલદી જલદી (જાઉં છું). (૪૫)

*(બહાર જાય છે.)

(પડદો ખસેડીને પ્રવેશ કરીને)

સંવાહક ભિક્ષુ : આ કપડાનો કટકો મેં ધોઈ નાખ્યો. શું ખરેખર ડાળી ઉપર સૂકવું કે ? અહીં વાંદરા કૂદે છે. શું ખરેખર જમીન ઉપર કે ? ધૂળથી ખરાબ થાય. તો પહોળું કરીને ક્યાં સૂકવું ? (જોઈને) વારુ, અહીં પવનનાં એકઠાં થયેલાં સૂકાં પાદડાંના ઢગ ઉપર પહોળું કરીશ. (તેમ કરીને) બુદ્ધને નમસ્કાર ! (બેસે છે.) ઠીક ધર્મના અક્ષર બોલીશ.

(જેવું પાંચ માર્યા...૮:૨ વગેરે ફરીથી પહેલાં બોલેલું બોલે છે) અથવા નને એ સ્વર્ગથી બસ. જ્યાં સુધી જેણે દસ નોનામહોર માટે જુગારી પાસેથી ખરીદ્યો હતો તે બુદ્ધની ઉપાસિકા વસન્તસેના ઉપર પ્રત્યુપકાર ન કરું, ત્યાં સુધી મારી જાતને તેનાથી ખરીદાયેલી હોય એવી માનું છું. (જોઈને) ખરેખર પાંદડાંની વચ્ચે શું હાલ્યું હશે વારુ ? અથવા,

वादादवेण तत्ता चीवलत्तोएण तिम्मिदा पत्ता।
एदे विथिरणपत्ता मरणे पत्ता विअ फुलन्ति ॥४६॥

[प्रक्षालितमेतन्मया चीवरखण्डम्। किं नु खलु शाखाया शुष्कं करिष्यामि। इह वानरा विलुम्पन्ति। किं नु खलु भूम्याम्। धूलीदोषो भवति। तत्कुत्र प्रसार्य शुष्कं करिष्यामि।....भवतु। धर्माक्षराण्युदाहरामि।..अथवाऽलं ममैतेन स्वर्गेण। यावत्तस्या वसन्तसेनाया बुद्धोपासिकायाः प्रत्युपकारं न करोमि यया दशानां सुवर्णकानां कृते द्यूतकराभ्या निष्क्रीत. तत प्रभृति तया क्रीतमिवात्मानमवगच्छामि।...किं नु खलु पर्णान्तरे समुच्छ्वसितीति। अथ वा

वातातपेन तप्तानि चीवरतोयेन स्तिमितानि पत्राणि।
एतानि विस्तीर्णपत्राणि मन्ये पत्राणीव स्फुरन्ति ॥]

(वसन्तसेना सज्ञा लब्ध्वा हस्तं दर्शयति।)

भिक्षु—हा हा शुद्धालङ्कालभूशिदे इत्थिआहत्थे णिक्कमदि। कथम्। दुदिए वि हत्थे। (बहुविध निर्वर्ण्य) पच्चभिआणामि विअ एद हत्थम्। अथ वा किं विचालेण। शच्चं शे ज्जेव हत्थ जेण मे अभअं दिण्णम्। भोदु। पेक्खिस्शम्। (नाट्येनोद्घाट्य दृष्ट्वा प्रत्यभिज्ञाय च) शा ज्जेव बुद्धोवाशिआ। [हा हा शुद्धालङ्कारभूषितः स्त्रीहस्तो निष्कामति। कथम्। द्वितीयोऽपि हस्तः....प्रत्यभिजानामीवैत हस्तम्। अथ वा किं विचारेण। सत्यं स एव हस्तो येन मेऽभयं दत्तम्। भवतु पश्यामि...सैव बुद्धोपासिका।]

(वसन्तसेना पानीयमाकाङ्क्षति।)

भिक्षुः—कधं उदअं मग्गेदि। दूले च दिग्घिआ। किं दाणिं एत्थ कलइश्शम्। भोदु। चीवल शे उवलि गाल्हइश्शम्। [कथं उदक याचते। दूरे च दीर्घिका। किमिदानीमत्र करिष्यामि। भवतु। एतच्चीवरमस्या उपरि गालयिष्यामि।]

(वसन्तसेना सज्ञा लब्ध्वोत्तिष्ठति। भिक्षुः पटान्तेन वीजयति।)

वसन्तसेना—अज्ज का तुमम्। [आर्य कस्त्वम्।]

भिक्षुः—किं मं ण शुमलेदि बुद्धोवाशिआ दशशुवण्णक्कीदम्।

[किं मा न स्मरति बुद्धोपासिका दशसुवर्णनिष्क्रीतम्।]

वसन्तसेना—सुमरामि। ण उण जधा अज्जो भणादि। वरं अहं उवरदा ज्जेव।' [स्मरामि। न पुनर्यथाऽऽर्यो भणति। वरमहमुपरतैव।]

भिक्षु—बुद्धोवाशिके किं ण्णेदम्।]

वसन्तसेना—(सनिर्वेदम्) ज शरिशं वेशभावस्स। [यत्सदृशं वेशभावस्य।]

(હું) ધારું છું કે પવનથી (અને) તડકાથી સુકાઈ ગયેલાં, કપડાના પાણીથી ભીંજાયેલા આ પાંદડા, જેના જેના પીંછા પહોળા થયા છે તેવી પાંખની માફક હાલે છે (૪૬)

ભિક્ષુ અરે! અરે શુદ્ધ અલંકારથી શણગારાયેલો, સ્ત્રીનો હાથ બહાર આવે છે શું બીજો હાથ પણ? (જુદી જુદી રીતે વર્ણવીને) આ હાથને જાણે ઓળખું છું. અથવા વિચારવાથી શું? સાચું, તે જ હાથ છે (કે) જેણે મને અભય આપ્યું વારુ, જોઉં. (અભિનયથી ખોલીને, જોઇને અને ઓળખીને) તે તે જ બુદ્ધની ઉપાસિકા।

(વસન્તસેના પાણી માગે છે)

ભિક્ષુ : શું? પાણી માગે છે? પણ વાવ દૂર છે. અહીં હવે શું કરું? વારુ, આ કપડું આના ઉપર નીચોવું (તેમ કરે છે)

(વસન્તસેના ભાનમાં આવી બેઠી થાય છે ભિક્ષુ કપડાના છેડાથી પવન નાખે છે)

વસન્તસેના : આર્ય! તમે કોણ?

ભિક્ષુ દસ સોનામહોરથી ખરીદેલા મને શું બુદ્ધની ઉપાસિકા ઓળખતા નથી?

વસન્તસેના . સાભરે છે પણ આર્ય કહે છે તેમ નહીં. હું મરી ગઈ હોત તો જ વધારે સારુ.

ભિક્ષુ બુદ્ધોપાસિકા! આ શું વાતું?

વસન્તસેના (ખેદથી) ગણિકાના ધધાને જે યોગ્ય છે (તે)

वादादवेण तत्ता चीवलत्तोएण तिम्मिदा पत्ता।
एदे विथिरणपत्ता मरणे पत्ता विअ फुलन्ति ॥४६॥

[प्रक्षालितमेतन्मया चीवरखण्डम्। किं नु खलु शाखाया शुष्कं करिष्यामि। इह वानरा विलुम्पन्ति। किं नु खलु भूम्याम्। धूलीदोषो भवति। तत्कुत्र प्रसार्य शुष्कं करिष्यामि।....भवतु। धर्माक्षराण्युदाहरामि।...अथवाऽलं ममैतेन स्वर्गेण। यावत्तस्या वसन्तसेनाया बुद्धोपासिकायाः प्रत्युपकारं न करोमि यया दशानां सुवर्णकानां कृते द्यूतकराभ्यां निष्क्रीतः ततः प्रभृति तया क्रीतमिवात्मानमवगच्छामि।...किं नु खलु पर्णोदरे समुच्छ्वसितीति। अथ वा

वातातपेन तप्तानि चीवरतोयेन स्तिमितानि पत्राणि।
एतानि विस्तीर्णपत्राणि मन्ये पत्राणीव स्फुरन्ति॥]

(वसन्तसेना संज्ञां लब्ध्वा हस्तं दर्शयति।)

भिक्षुः—हा हा शुद्धालंकालभूषिदे इत्थिआहत्थे णिक्कमदि। कधम्। दुदिए वि हत्थे। (बहुविधं निर्वर्ण्य) पच्चभिआणामि विअ एदं हत्थम्। अथ वा किं विचालेण। सच्चं शे ज्जेव हत्थे जेण मे अभअं दिण्णम्। भोदु। पेक्खिस्शम्। (नाट्येनोद्घाट्य दृष्ट्वा प्रत्यभिज्ञाय च) शा ज्जेव बुद्धोवाशिआ। [हा हा शुद्धालंकारभूषितः स्त्रीहस्तो निष्क्रामति। कथम्। द्वितीयोऽपि हस्तः....प्रत्यभिजानामीवैतं हस्तम्। अथ वा किं विचारेण। सत्यं स एव हस्तो येन मेऽभयं दत्तम्। भवतु पश्यामि...सैव बुद्धोपासिका।]

(वसन्तसेना पानीयमाकाङ्क्षति।)

भिक्षुः—कधं उदअं मग्गेदि। दूले च दिग्घिआ। किं दाणि एत्थ कलइश्शम्। भोदु। चीवलं शे उवलि गालइश्शम्। [कथं उदकं याचते। दूरे च दीर्घिका। किमिदानीमत्र करिष्यामि। भवतु। एतच्चीवरमस्या उपरि गालयिष्यामि।]

(वसन्तसेना संज्ञां लब्ध्वोत्तिष्ठति। भिक्षुः पटान्तेन वीजयति।)

वसन्तसेना—अज्ज को तुमम्। [आर्य कस्त्वम्।]

भिक्षुः—किं मं ण शुमलेदि बुद्धोवाशिआ दशशुवण्णक्कीदम्।
[किं मां न स्मरति बुद्धोपासिका दशसुवर्णनिष्क्रीतम्।]

वसन्तसेना—सुमरामि। ण उण जधा अज्जो भणादि। वरं अहं उवरदा ज्जेव। [स्मरामि। न पुनर्यथाऽऽर्यो भणति। वरमहमुपरतैव।]

भिक्षुः—बुद्धोवाशिके किं ण्णिदम्।

वसन्तसेना—(सनिर्वेदम्) जं सरिसं वेसभावस्स। [यत्सदृशं वेशभावस्य।]

(હું) ધારું છું કે પવનથી (અને) તડકાથી સુકાઈ ગયેલા, કપડાના પાણીથી ભીંજાયેલા આ પાદડા, જેના જેનાં પીછાં પહોળાં થયા છે તેવી પાંખની માફક હાલે છે (૪૬)

ભિક્ષુ અરે! અરે શુદ્ધ અલંકારથી શણગારાયેલો, સ્ત્રીનો હાથ બહાર આવે છે. શું બીજો હાથ પણ? (જુદી જુદી રીતે વર્ણવીને) આ હાથને જાણે ઓળખું છું. અથવા વિચારવાથી શું? સાચું, તે જ હાથ છે (કે) જેણે મને અભય આપ્યું વારુ, જોઉં. (અભિનયથી બોલીને, જોઈને અને ઓળખીને) તે તે જ બુદ્ધની ઉપાસિકા!

(વસન્તસેના પાણી માગે છે.)

ભિક્ષુ : શું? પાણી માગે છે? પણ વાવ દૂર છે. અહીં હવે શું કરું? વારુ, આ કપડું આના ઉપર નીચોવું. (તેમ કરે છે)

(વસન્તસેના ભાનમાં આવી બેઠી થાય છે ભિક્ષુ કપડાના છેડાથી પવન નાખે છે)

વસન્તસેના : આર્ય! તમે કોણ?

ભિક્ષુ દસ સોનામહોરથી ખરીદેલા મને શું બુદ્ધની ઉપાસિકા ઓળખતા નથી?

વસન્તસેના સાભરે છે પણ આર્ય કહે છે તેમ નહી. હું મરી ગઈ હોત તો જ વધાર સારું

ભિક્ષુ - બુદ્ધોપાસિકા! આ શું વારુ?

વસન્તસેના. (ખેદથી) ગણિકાના ધંધાને જે યોગ્ય છે (તે)

भिक्षुः— उट्ठेदु उट्ठेदु बुद्धोवाशिआ एद पादवशमीवजादं लदं ओलम्बिअ। [उत्तिष्ठतूत्तिष्ठतु बुद्धोपासिकैतां पादपसमीपजातां लतामवलम्ब्य ।] (इति लतां नामयति। वसन्तसेना गृहीत्वोत्तिष्ठति।)

भिक्षुः—एदस्शिं विहाले मम धम्मबहिणिआ चिट्ठदि । तहिं शमश्शशिदमणा भविअ उवाशिआ गेहं गमिश्शदि। ता शोणं शोणं गच्छदु बुद्धोवाशिआ। (इति परिक्रामति। दृष्ट्वा) ओशलध अज्ज ओशलध। एशा तलुणी इत्थिआ एशो भिक्खु त्ति शुद्धे मम एशे धम्मे ।

हत्थशंजदो मुहशंजदो इन्दियशंजदो शे क्खु माणुशे ।
किं कलेदि लाअउले तश्श पललोओ हत्थे णिच्चले ॥४७॥

[एतस्मिन्विहारे मम धर्मभगिनी तिष्ठति । तत्र समाश्वस्तमना भूत्वोपासिका गेहं गमिष्यति । तच्छनैः शनैर्गच्छतु बुद्धोपासिका । .. अपसरत आर्या अपसरत । एषा तरुणी स्त्री एषा भिक्षुरिति शुद्धो ममैव धर्मः ।
हस्तसंयतो मुखसंयत इन्द्रियसंयतः स खलु मनुष्यः ।
किं करोति राजकुलं तस्य परलोको हस्ते निश्चलः ॥ ]

(इति निष्क्रान्ताः सर्वे ।)

इति वसन्तसेनामोटनो नामाष्टमोऽङ्कः ।

ભિક્ષુ : ઊઠો બુદ્ધોપાસિકા ! આ પગ પાસે રહેલી લતાને ટેકે ઊઠો. (લતા નમાવે છે.)

(વસન્તસેના આધાર લઈને ઊભી થાય છે.)

ભિક્ષુ : આ વિહારમાં મારી ધર્મની બહેન રહે છે. ત્યાં સ્વસ્થ ચિત્તવાળા થઈ ઉપાસિકા ઘેર જઈ શકે. તેથી બુદ્ધોપાસિકા ધીમે ધીમે ચાલો (જાય છે. જોઈને) ખસો, ભાઈઓ ! ખસો, ભાઈઓ ! ખસો, આ યુવાન સ્ત્રી છે. (અને) આ ભિક્ષુ છે. એન મારો આ ધર્મ શુદ્ધ છે (યોગ્ય છે).

જે હાથમાં સંયમવાળો મુખમાં સંયમવાળો (અને) ઇન્દ્રિયમા સંયમવાળો છે તે ખરેખર મનુષ્ય છે. તેને રાજકુળ શું કરે ? (તેના) હાથમાં પરલોક નિશ્ચિત છે. (૪૭)

(બધાં બહાર જાય છે.)

"વસન્તસેનામોટન" નામનો આઠમો અંક સમાપ્ત

# नवमोऽङ्कः

(ततः प्रविशति शोधनकः ।)

शोधनक—आणत्तम्हि अधिअरणभोइएहिं—अरे सोहणआ ववहारमण्डवं गदुअ आसणाइं सज्जीकरेहि त्ति । ता जाव अधिअरणमण्डवं सज्जिदुं गच्छामि । (परिक्रम्यावलोक्य च) एदं अधिअरणमण्डवम् । एत्थ पविसामि । (प्रविश्य समार्ज्यासनमाधाय) विवित्तं कारिदं मए अधिअरणमण्डवम् । विरइदाइं मए आसणाइं । ता जाव अधिअरणिआण उण णिवेदेमि । (परिक्रम्यावलोक्य च) कधं एसो रट्ठिअस्सालो दुट्ठदुज्जणमनुस्सो इदो एव्व आअच्छदि । ता दिट्ठिपधं परिहरिअ गमिस्सम् । [आज्ञप्तोऽस्म्यधिकरणभोजकैः—अरे शोधनक व्यवहारमण्डपं गत्वाऽऽसनानि सज्जीकुरु इति । तद्यावदधिकरणमण्डपं सज्जितुं गच्छामि । एषोऽधिकरणमण्डपः । एतं प्रविशामि । ... विविक्तः कारितो मयाऽधिकरणमण्डपः । विरचितानि मयाऽऽसनानि । तद्यावदधिकरणिकानां पुनर्निवेदयामि । ...कथम् एष राष्ट्रियश्यालो दुष्टदुर्जनमनुष्य इत एवागच्छति । तद्दृष्टिपथं परिहृत्य गमिष्यामि ।] (इत्येकान्ते स्थितः ।)

(ततः प्रविशत्युज्ज्वलवेषधारी शकारः ।)

शकारः—

ण्हादेह्यं शलिलजलेहिं पाणिएहिं उज्जाणे उवरणकाणणे णिशण्णे ।
णालीहिं शह जुवदीहिं इत्थिआहिं गन्धव्वेव्व शुविहिदेहिं अङ्गकेहिं ॥

खणेण गण्ठी खणजूलके मे खणेण वाला खणकुन्तले वा ।
खणेन मुक्के खण उद्धचूडे चित्ते विचित्ते हगे लाअशाले ॥२॥

अवि अ । विशागण्ठिआअपविट्ठेण विअ कीडएण अन्तलं मग्गमाणेण पाविदं मए महदन्तलम् । ता कश्श एदं किविणचेट्ठिअं पाडइश्शम् । (स्मृत्वा) आं शुमलिदम् मए । दलिद्दचालुदत्तश्श एदं किविणचेट्ठिअं पाडइश्शम् । अण्णं च । दलिद्दे खु शे । तश्श शव्वं शंभावीअदि । भोदु । अधिअलणमण्डवं गदुअ अग्गदो ववहालं लिहावइश्शं जधा चालुदत्ताकेण वशन्तशेणिआ मोडिअ मालिदा । ता जाव अधिअलणमण्डवं ज्जेव्व गच्छामि । (परिक्रम्यावलोक्य च) एदं तं अधिअलणमण्डवम् । एत्थ पविशामि । (प्रविश्यावलोक्य च) कधं आशणाइं दिण्णाइं चिट्ठन्ति । जाव आअश्शन्ति अधिअलणभोइआ दाव एदश्शिं दुव्वचत्तले मुहुत्तअं उवविशिअ पडिवालइश्शम् ।

# અંક ૯

(પછી શોધનક પ્રવેશ કરે છે.)

શોધનક ન્યાયાધીશોએ મને હુકમ કર્યો છે કે "અરે શોધનક, ન્યાયાલયના જઈને આસન ઠીક કર તેથી લાવ ત્યારે કચેરી તૈયાર કરવા જાઉં. (ફરીને અને જોઈને) આ રહી કચેરી. તો પ્રવેશ કર. (પ્રવેશ કરી, વાળીને, આસન ગોઠવીને) મે ન્યાયાલય ચોખ્ખું કર્યું, મે બેઠકો ગોઠવી, તથા હવે પાછો ન્યાયાધીશોને જણાવું. (ફરીને અને જોઈને) શું આ દુષ્ટ નીચ માણસ, રાજાનો સાળો અહીં જ આવે છે? તેની નજર ટાળીને જઈશ (એકાંતમાં ઊભો રહે છે)

(પછી ભભકાબંધ પોશાકમાં શકાર પ્રવેશ કરે છે)

શરશ દેખાવના (કે સરસ શણગારેલા) અંગવાળા ગાંધર્વની માફક વાડીમા, બાગમા (અને) વનમા નારી, યુવતી (અને) સ્ત્રીઓની સાથે બેઠેલો હું પાણીમાં, જળમા (અને) શલિલમા નાહ્યો (૧).

ઘડીકમા ચોટલી, ઘડીકમા અંબોડી, ઘડીકમા માથા લાંબા વાળ, ઘડીકમા વાંકડિયા વાળ, ઘડીકમા છૂટા (તો) ઘડીકમાં ઊંચો ચોટલો! હું રાજાનો શાળો ચિત્રવિચિત્ર છુ. (૨)

અને ઉપરાંત, મેરી વેલના અંદરના ભાગના પ્રવેશેલા અને માર્ગ ગોધતા કીડાની નાઈ ને મોટો નાર્ગ કર્યો છે. તો આ ભૂંડું કામ કોના ઉપર ઢોળું? (યાદ કરીને) હા, મને સાંભર્યું ગરીબ ચારુદત્ત ઉપર આ કરપીણ કામ ઢોળીશ. અને બીજું તો ખરેખર દરિદ્ર પણ છે. તેને માટે બધું સંભવે છે. વારુ. કચેરીના જઈને હું પહેલી ફરિયાદ લખીશ કે ચારુદત્તે વસન્તસેનાને ટૂંપો દઈને મારી નાખી. તો હવે કચેરીમા જ જાઉં. (ફરીને અને જોઈને) આ રહી કચેરી. અહીં પ્રવેશ કરું. (પ્રવેશ કરીને અને જોઈને) શું! આસનો ગોઠવેલાં છે. જ્યાં સુધી ન્યાયાધીશો આવે ત્યાં સુધી આ ઘરોના ચોકડાના ઘાસ પર બેસીને વાટ જોઉં. (તેમ બેસે છે.)

[स्नातोऽहं सलिलजलैः पानीयैरुद्यान उपवनकानने निषण्णः।
नारीभिः सह युवतीभिः स्त्रीभिर्गन्धर्व इव सुविहितैरङ्गकैः॥
क्षणेन ग्रन्थिः क्षणजुटको मे क्षणेन बालाः क्षणकुन्तला वा।
क्षणेन मुक्ताः क्षणमूर्ध्वचूडाश्चित्रो विचित्रोऽहं राजश्यालः॥

अपि च। विषग्रन्थिगर्भप्रविष्टेनेव कीटकेनान्तरमार्गमाणेन प्राप्तं मया महदन्तरम्। तत्कस्येद कृपणचेष्टितं पातयिष्यामि।....आम् स्मृतं मया। दरिद्रचारुदत्तस्येदं कृपणचेष्टितं पातयामि। अन्यच्च। दरिद्रः खलु सः। तस्य सर्वं संभाव्यते। भवतु। अधिकरणमण्डपं गत्वाऽग्रतो व्यवहारं लेखयिष्यामि यथा चारुदत्तेन वसन्तसेना मोटयित्वा मारिता। तद्यावदधिकरणमण्डपमेव गच्छामि।....एष सोऽधिकरणमण्डपः। अत्र प्रविशामि। कथम् आसनानि दत्तानि तिष्ठन्ति।...यावदागच्छन्त्यधिकरणभोजकाः तावदेतस्मिन्दूर्वाचत्वरे मुहूर्तमुपविश्य प्रतिपालयिष्यामि।] (तथा स्थितः।)

शोधनकः—(अन्यतः परिक्रम्य पुरो दृष्ट्वा) एदे अधिअरणिआ आअच्छन्ति। ता जाव उवसप्पामि। [एतेऽधिकरणिका आगच्छन्ति। तद्यावदुपसर्पामि।]

(ततः प्रविशति श्रेष्ठिकायस्थादिपरिवृतोऽधिकरणिकः।)

अधिकरणिकः—भो भोः श्रेष्ठिकायस्थौ।

श्रेष्ठिकायस्थौ—आणवेदु अज्जो। [आज्ञापयत्वार्यः।]

अधिकरणिकः—अहो व्यवहारपराधीनतया दुष्करं खलु परचित्तग्रहणमधिकरणिकैः।

छन्नं कार्यमुपक्षिपन्ति पुरुषा न्यायेन दूरीकृतं
स्वान्दोषान्कथयन्ति नाधिकरणे रागाभिभूताः स्वयम्।
तैः पक्षापरपक्षवर्धितबलैर्दोषैर्नृपः स्पृश्यते
संक्षेपादपवाद एव सुलभो द्रष्टुर्गुणो दूरतः॥३॥

अपि च।

छन्नं दोषमुदाहरन्ति कुपिता न्यायेन दूरीकृताः
स्वान्दोषान्कथयन्ति नाधिकरणे सन्तोऽपि नष्टा ध्रुवम्।
ये पक्षापरपक्षदोषसहिताः पापानि संकुर्वते
संक्षेपादपवाद एव सुलभो द्रष्टुर्गुणो दूरतः॥४॥

यतः अधिकरणिकः खलु—

શોધનક : (બીજી તરફ ફરીને, આગળ જોઈને) ન્યાયાધીશો આ આવે. તેથી જરા દૂર પાસે જાઉં, (પાસે જાય છે)

(પછી શ્રેષ્ઠી, કાયસ્થ વગેરેથી વીંટળાયેલ ન્યાયાધીશ પ્રવેશે છે.)

ન્યાયાધીશ : અરે ! અરે ! શ્રેષ્ઠી અને કાયસ્થ !

શ્રેષ્ઠિ અને કાયસ્થ . આપ સાહેબ ફરમાવો.

ન્યાયાધીશ : અહો ! વ્યવહાર ઉપર અવલંબિત હોવાથી ખરેખર, બીજાનું મન જાણવું ન્યાયાધીશો માટે મુશ્કેલ છે.

ન્યાયથી દૂર કરેલું કાર્ય લોકો છાવરીને રજૂ કરે છે. સ્વાર્થથી લંપટ થયેલા પોતે પોતાના દોષ ન્યાયાલયમાં જણાવતા નથી. વાદી અને પ્રતિવાદીના પક્ષથી વધેલા બળવાળા (નિંદા ઇત્યાદિ) દોષો રાજાને સ્પર્શે છે. ટૂંકમાં ન્યાયાધીશ માટે અપવાદ જ સુલભ છે. ગુણ (વખાણ) દૂર છે. (૩)

અને વળી,

ન્યાયથી વેગળા રહેલા, ગુસ્સે થયેલા માણસો (બીજાના) ગૂઢ દોષો જણાવે છે, પક્ષ અને પ્રતિવાદના દોષવાળા જે માણસો પાપ કરે છે, તે પણ નષ્ટ થયાં હોય તેમ ન્યાયાલયમાં જણાવતા નથી. ટૂંકમાં ન્યાયાધીશને નિંદા મળવી સહેલી છે, પણ ગુણ તો દૂર છે. (૪)

शास्त्रज्ञः कपटानुसारकुशलो वक्ता न च क्रोधन-
स्तुल्यो मित्रपरस्वकेषु चरितं दृष्ट्वैव दत्तोत्तरः ।
क्लीबान्पालयिता शठान्व्यथयिता धर्म्यो न लोभान्वितो
द्वार्भावे परतत्त्वबद्धहृदयो राज्ञश्च कोपापहः ॥५॥

श्रेष्ठिकायस्थौ—अज्जस्स वि णाम गुणे दोसो त्ति वुच्चदि । जइ एव्व ता चन्दालोए वि अन्धआरो त्ति वुच्चदि । [आर्यस्यापि नाम गुणे दोष इत्युच्यते । यद्येव तदा चन्द्रालोकेऽप्यन्धकार इत्युच्यते ।]

अधिकरणिकः—भद्र शोधनक अधिकरणमण्डपस्य मार्गमादेशय ।

शोधनक—एदु एदु अधिअरणभोइआ एदु । [एत्वेत्वधिकरणभोजक एतु] (इति परिक्रामन्ति ।)

शोधनक—एद अधिअरणमण्डवम् । ता पविसन्तु अधिअरणभोइआ । [अयमधिकरणमण्डप । तत्प्रविशन्त्वधिकरभोजकाः ।]

अधिकरणिक—भद्र शोधनक बहिर्निष्क्रम्य ज्ञायता क क कार्यार्थी इति ।

शोधनक—ज अज्जो आणवेदि । (इति निष्क्रम्य) अज्ज अधिअरणिआ भणन्ति—को को इध कज्जत्थी त्ति । [यदार्य आज्ञपयति । आर्या अधिकरणिका भणन्ति—क क इह कार्यार्थी इति ।]

शकार—(सहर्षम्) उवस्थिए अधिअलणिए । (साटोपं परिक्रम्य) हग्गे वलपुलिशे मणुश्शे वाशुदेवे लट्ठिअशाले लाअशाले कज्जत्थी । [उपस्थिता अधिकरणिका । अहं वरपुरुषो मनुष्यो वासुदेवो राष्ट्रियश्यालो राजश्याल. कार्यार्थी ।]

शोधनक—(ससंभ्रमम्) हीमादिके पढम ज्जेव रट्ठिअशालो कज्जत्थी । भोदु । अज्ज मुहुत्त चिट्ठ । दाव अधिअरणिआण णिवेदेमि । (उपगम्य) अज्जा एसो क्खु रट्ठिअशालो कज्जत्थी ववहार उवत्थिदो । [हन्त प्रथममेव राष्ट्रियश्याल कार्यार्थी । भवतु । आर्य मुहूर्तं तिष्ठ । तावदधिकरणिकानां निवेदयामि । आर्या एष खलु राष्ट्रियश्याल कार्यार्थी व्यवहारमुपस्थित. ।]

अधिकरणिक—कथम् । प्रथममेव राष्ट्रियश्याल कार्यार्थी । यथा सूर्योदय उपरागो महापुरुषनिपातमेव कथयति । शोधनक व्याकुलेनाद्य व्यवहारेण भवितव्यम् । भद्र निष्क्रम्योच्यताम् गच्छ अद्य न दृश्यते तव व्यवहार इति ।]

शोधनकः—ज अज्जो आणवेदि । (इति निष्क्रम्य शकारमुपगम्य) अज्ज अधिअरणआ भणन्ति अज्ज गच्छ । ण दीसदि तव ववहारो । [यदार्य आज्ञापयति । आर्य अधिकरणिका भगन्ति अद्य गच्छ । न दृश्यते तव व्यवहार ।]

શાસ્ત્રનો જાણકાર, પ્રપંચ જાણી લેવામાં કુશળ, વક્તા, ગુસ્સો ન કરે તેવો, વસ્તુ પૂરી તપાસીને જ નિર્ણય આપનારો, ધર્મયુક્ત, નિર્લોભી, દરેક રસ્તે ખરા સત્ય ઉપર જેનું મન પરોવાયું છે તેવો અને રાજાના કોપ શમાવનારો (હોવો જોઈએ). (૫)

શ્રેષ્ઠી-કાયસ્થ : આપશ્રીના ગુણમાં પણ ખરેખર દોષ (છે) એમ કહેવાય ? જો એમ છે તો ચંદ્રનું અજવાળું હોય ત્યારે પણ અંધકાર (છે) એમ કહેવાય.

ન્યાયાધીશ : ભાઈ શોધનક ! અદાલતનો માર્ગ બતાવ.

શોધનક : આવો, આવો, ન્યાયાધીશ સાહેબ ! આવો. (જાય છે.)

શોધનક : આ રહી અદાલત. તો ન્યાયાધીશ સાહેબ ! પ્રવેશ કરો.

ન્યાયાધીશ : ભાઈ શોધનક ! બહાર જઈને જો કે કોણ કોણ અરજદાર છે ?

શોધનક : જેવી સાહેબની આજ્ઞા. (બહાર જઈને) ભાઈઓ ! ન્યાયાધીશો કહે છે કે અહીં કોણ કોણ ફરિયાદી છે ?

શકાર : (સહર્ષ) ન્યાયાધીશો આવી ગયા. (આજુબાજુ રોફથી ચાલતા) હું મનુષ્યોમાં શ્રેષ્ઠ મનુષ્ય, વાસુદેવ, રાષ્ટ્રીય શાળો, રાજાનો શાળો ફરિયાદી છું.

શોધનક : (ગભરાટથી) અરે ! પહેલો જ રાજાનો સાળો અરજદાર ! ઠીક. મહેરબાન ! ઘડી થોભો. જરા હું ન્યાયાધીશોને નિવેદન કરું. (પાસે જઈને) સાહેબ, આ રાજાના સાળાજી ખરેખર ફરિયાદી છે. (તે) અદાલતમાં આવ્યા છે.

ન્યાયાધીશ : શું ! પહેલો જ રાજાનો સાળો ફરિયાદી ? સૂર્યોદયે ગ્રહણની માફક મહાપુરુષનો વિનાશ જ સૂચવે છે. શોધનક ! આજ (અદાલતનું) કામ ખૂબ રહેશે. ભાઈ ! બહાર જઈને કહે કે જાઓ, આજે તમારી ફરિયાદ નહિ લેવાય.

શોધનક : જેવી આપશ્રીની આજ્ઞા. (બહાર જઈને શકાર પાસે જઈને) સાહેબ ! ન્યાયાધીશો કહે છે. “જાઓ, આજે તમારું કામ નહીં જોવાય.”

शकार.—(सक्रोधम् ) आः किं ण दीशदि मम ववहाले। जइ ण दीशदि तदो आवुत्ते लआण पालअ बहिणीवदिं विण्णविअ बहिणिं अत्तिकं च विण्णविअ एद अधिअलणिअं दूले फेलिअ एत्थ अण्ण अधिअलणिअं ठावइश्शम्। [आः किं न दृश्यते मम व्यवहारः। यद् न दृश्यते तदाऽऽवुत्त राजानं पालकं भगिनीपतिं विज्ञाप्य भगिनीं मातरं च विज्ञाप्यैतमधिकरणिकं दूरीकृत्यात्रान्यमधिकरणिकं स्थापयिष्यामि। (इति गन्तुमिच्छति)।

शोधनकः—अज्ज रट्ठिआलअ मुहुत्तअ चिट्ठ। दाव अधिअरणिआणं णिवेदेमि। (अधिकरणिकमुपगम्य) एसो रट्ठिअशालो कुविदो भणादि। [आर्य राष्ट्रियश्यालः कुपितो भणति। (इति तदुक्तं भणति।)

अधिकरणिकः—(स्वगतम्) सर्वमस्य मूर्खस्य संभाव्यते। भद्र उच्यताम्—आगच्छ दृश्यते तव व्यवहार.।

शोधनकः—(शकारमुपगम्य) अज्ज अधिअरणिआ भणन्ति — आगच्छ। दीसदि तव ववहारो। ता पविसदु अज्जो। [आर्य अधिकरणिका भणन्ति—आगच्छ। दृश्यते तव व्यवहारः। तत्प्रविशत्वार्यः।]

शकारः—पढमं भणन्ति ण दीशदि शम्पदं दीशदि त्ति। ता णाम भीदभीदा अधिअलणभोइआ। जेत्तिअं हग्गे भणिश्शं तेत्तिअं पत्तिआवइश्शम्। भोदु। पविशामि। (प्रविश्योपसृत्य) शुशुह अम्हाणं तुम्हाणं पि शुहं देम ण देमि अ। [प्रथमं भणन्ति न दृश्यते साम्प्रतं दृश्यत इति। तन्नाम भीतभीता अधिकरणभाजकाः अहं यद् भणिष्यामि तत्तत्प्रत्याययिष्यामि। भवतु। प्रविशामि। सुसुखमस्माकं युष्माकमपि सुखं ददामि न ददामि च।]

अधिकरणिकः—(स्वगतम्) अहो स्थिरसंस्कारता व्यवहारार्थिनः। (प्रकाशम्) उपविश्यताम्।

शकार.—आ अत्तणकेलका शे भूमी। ता जहिं मे लोअदि तहिं उवविशामि। (श्रेष्ठिनं प्रति) एश उवविशामि। (शोधनकं प्रति) ण एत्थ उवविशामि। (इत्यधिकरणिकमस्तके हस्तं दत्वा) एश उवविशामि। [आं आत्मीयैषा भूमिः। तद्यत्र मह्यं रोचते तत्रोपविशामि।...एष उपविशामि।.. नन्वत्रोपविशामि।....एष उपविशामि।] (इति भूमावुपविशति।)

अधिकरणिकः—भवान्कार्यार्थी।

शकारः—अध इ। (अथ किम्।)

अधिकरणिकः—तत्कार्यं कथय।

શકાર : (ક્રોધથી) હું...શું મારું કામ નહીં ચાલે તો બનેવી રાજાજી પાલકને, (મારી) બહેનના પતિને કહીને અને બહેનને (તથા) માતાને કહીને આ ન્યાયાધીશ દૂર કરીને અહીં બીજો ન્યાયાધીશ નીમીશ. (જવા ફરે છે.)

શોધનક : મહેરબાન રાજાના સાળાજી ! ઘડીક થોભો. જરા ન્યાયાધીશોને કહું. (ન્યાયાધીશ પાસે જઈને) આ રાજાના સાળા ગુસ્સે થઈને કહે છે. (તેનું કહેલું કહે છે)

ન્યાયાધીશ : (સ્વગત) બધું આ મૂર્ખ માટે સંભવે છે ભાઈ ! કહે, "આવો, તમારું કામ ચાલશે".

શોધનક : (શકાર પાસે જઈને) સાહેબ ! ન્યાયાધીશો કહે છે, "આવો, તમારું કામ ચાલશે". તેથી આપ સાહેબ અંદર પધારો.

શકાર : પહેલાં કહે છે નહીં ચાલે ! હવે ચાલશે, એમ ! ત્યારે ચોક્કસ ન્યાયાધીશો ખૂબ ડરી ગયા છે. જે જે હું કહીશ તે તે સાચું મનાવડાવીશ. અચ્છા, જાઉં. (પ્રવેશીને, પાસે જઈને) અમે બહુ મઝામાં છીએ. તમને સુખ આપુ ને ન પણ આપુ.

ન્યાયાધીશ : (સ્વગત) વાહ રે ! ફરિયાદીના દૃઢ સંસ્કાર ! (મોટેથી) બેસો.

શકાર : અરે ! આ ભૂમિ મારી પોતાની છે. તેથી જ્યાં મને ગમશે ત્યાં બેસીશ. (શ્રેષ્ઠિ તરફનું) આ બેસું છું. (શોધનક તરફ) કહું છું. અહીં બેસું છું. (ન્યાયાધીશના માથા પર હાથ મૂકીને) અહીં બેસું. (જમીન પર બેસે છે.)

ન્યાયાધીશ : તમે ફરિયાદી છો ?

શકાર : અલબત્ત.

ન્યાયાધીશ : તો કાર્ય કહો.

शकार.—कण्णे कज्ज कधइरशम्। एव्व बहुदके मल्लकप्पमाणाह कुले हग्गे जादे।

लाअशुले मम पिदा लाआ तादश्श होइ जामादा।
लाअशिआले हग्गे ममावि बहिणीवदी लाआ ॥६॥

[कर्णे कार्यं कथयिष्यामि। एवं बृहति मल्लकप्रमाणस्य कुलेऽहं जातः।
राजश्वशुरो मम पिता राजा तातस्य भवति जामाता।
राजश्यालोऽहं ममापि भगिनीपती राजा ॥]

अधिकरणिकः—सर्वं शायते।

किं कुलेनोपदिष्टेन शीलमेवात्र कारणम्।
भवन्ति नितरां स्फीताः सुक्षेत्रे कण्टकिद्रुमाः ॥७॥

तदुच्यता कार्यम्।

शकार.—एव्व भणामि। अवलद्धाह वि ण अ मे किं पि कलइश्शादि। तदो तेण बहिणीवदिणा परितुष्टेण मे कीलिदुं लक्खिदु शव्वुज्जाणाणं पवले पुप्फकलण्डक-जिण्णुज्जाणे दिण्णे। तहिं च पेक्खिदु अणुदिअहं शोधावेदुं शोधावेदु पोश्टावेदु लुणावेदुं गच्छामि। देव्वजोएण पेक्खामि ण पेक्खामि वा इत्थआशलील णिवडिदम्। [एवं भणामि। अपराद्धस्यापि न च मे किमपि करिष्यति। ततस्तेन भगिनीपतिना परितुष्टेन मे क्रीडितु रक्षितु सर्वोद्यानानां प्रवर पुष्पकरण्डकजीर्णोद्यान दत्तम्। तत्र च प्रेक्षितुमनुदिवस शुष्क कारयितु शोधयितुम पुष्ट कारयितुं लून कारयितु गच्छामि। दैवयोगेन पश्यामि न पश्यामि वा स्त्रीशरीर निपतितम्।]

अधिकरणिक—अथ शायते का स्त्री विपन्नेति।

शकार.—हहो अधिअलणभोइआ कित्ति ण आणामि त तादिशि णअलमण्डणं कञ्चणशदभूशणिअं। केण वि कुपुत्तेण अत्थकल्लवत्तश्श कालणादो शुण्ण पुप्फकलण्डक-जिण्णुज्जाणं पवेशिअ बाहुपाशबल्क्कालेण वशन्तशेणिआ मालिदा। ण मए। [अहो अधिकरणभोजकाः किमिति न जानामि ता तादृशीं नगरमण्डना काञ्चनशतभूषणाम्। केनापि कुपुत्रेणार्थकल्यवर्तस्य कारणाच्छून्य पुष्पकरण्डजीर्णोद्यान प्रविश्य बाहुपाशबलात्कारेण वसन्तसेना मारिता। न मया।] (इत्यर्धोक्ते मुखमावृणोति।)

अधिकरणिक.—अहो नगररक्षिणा प्रमादः। भोः श्रेष्ठिकायस्थौ न भणेति व्यवहारपदं प्रथममभिलिख्यताम्।

कायस्थः—ज अज्जो आणवेदि। (तथा कृत्वा) अज्ज लिहिदम्। [यदार्य आज्ञापयति। ..आर्य लिखितम्।]

શકાર: કામ કાનમાં કહીશ. આમ મલ્લક (જેવા) પ્રમાણિત ઉચ્ચ કુળમાં હું જન્મ્યો છું

રાજાનો શશરો મારો બાપ છે. રાજા (મારા) બાપનો જમાઈ થાય, હું રાજાનો શાળો છું, મારો બનેવી પણ રાજા છે. (૬)

ન્યાયાધીશ : બધું જાણીએ છીએ.

કુળ બતાવવાથી શું ? અહીં ચારિત્ર્ય જ કારણ છે. સારા ખેતરમાં કાંટાનાં ઝાડ ખૂબ ફાલે છે. (૭)

તો ફરિયાદ કહો.

શકાર : આમ કહું છું. હું અપરાધી હોવા છતાં મને કંઈ પણ ન કરી શકે. તેથી તે બનેવીએ સંતુષ્ટ થઈને મને શોખ કરવાને અને શાચવવાને બધા બાગમાં શ્રેષ્ઠ (એવો) જૂનો પુષ્પકરંડક બાગ આપ્યો છે. અને ત્યાં રોજ જોવા, શૂકો કરાવવા, શાફશફ કરાવવા, ફૂલ્યોફાલ્યો કરાવવા, કાપ-કૂપ કરાવવા જાઉં છું. દૈવયોગે સ્ત્રીનું શરીર પડેલું દીઠું કે ન દીઠું.

ન્યાયાધીશ : વારુ, કોણ સ્ત્રી મરેલી છે તે જાણો છો ?

શકાર : અરે ! ન્યાયાધીશો ! તે તેની શો શો શોનાના દાગીનાવાળી, નગરના આભૂષણને કેમ ન ઓળખું વારુ ! કો'ક કુપુત્તરે પૈશા જેવી તુચ્છ બાબત માટે શૂના જૂના પુષ્પકરંડક બાગમાં પ્રવેશીને ગળે ટૂંપો દઈને વશન્તશેનાને મારી નાખી, મેં નહીં.

(અર્ધું બોલી મોં ઢાંકી દે છે.)

ન્યાયાધીશ : અહો ! નગરના ચોકીદારોની કેવી બેદરકારી ! અરે ! શ્રેષ્ઠી-કાયસ્થ ! 'મેં નહીં' એમ વ્યવહારનો મુદ્દો પડેલો લખો.

કાયસ્થ : જેવી સાહેબની આજ્ઞા ! (તેમ કરીને) સાહેબ લખ્યું.

शकारः—(स्वगतम्) होमादिके। उत्तलाअन्तेण विअ पाअशपिण्डालकेण अज्ज मए अत्ता एव्व णिग्गाशिदो। भोदु। एव्वं दाव। (प्रकाशम्) अहो अधिअलणभोईआ ण भणामि मए व्वेव दिट्ठा। किं कोलाहलं। (होमादिके। उत्त्वराय-माणेनेव पायसपिण्डारकेणाद्य मयाऽऽत्मैव निर्गमितः। भवतु। एवं तावत्।...अहो अधिकरणभोजकाः ननु भणामि मयैव दृष्टा। किं कोलाहलं कुरुत।] (इति पादेन लिखित प्रोञ्छति।)

अधिकरणिकः—कथ त्वया ज्ञात यथा खल्वर्थनिमित्तं बाहुपाशेन व्यापादिता।

शकारः—हहो णूणं शुणशुणाए मोषट्ठाणाए गीवालिआए णिश्शुवण्णकेहि आहलणट्ठाणेहिं तक्केमि। [हंहो नूनं शूनशूनया मोषस्थानया ग्रीवालिकया निःसुवर्णैराभरण-स्थ नैस्तर्कयामि।]

श्रेष्ठिकायस्थौ—जुज्जदि विअ। [युज्यत इव।]

शकारः—(स्वगतम्) दिट्टिआ पच्चुज्जीविदम्हि। अवदि मादिके। [दिष्ट्या प्रत्युज्जीवितोऽस्मि।]

श्रेष्ठिकायस्थौ—भो कं एशो ववहारो अवलम्बदि। [भोः कमेव व्यवहारोऽवलम्बते।]

अधिकरणिकः—इह हि द्विविधो व्यवहारः।

श्रेष्ठिकायस्थौ—केरिसो। [कीदृशः।]

अधिकरणिकः—वाक्यानुसारेण अर्थानुसारेण च। यस्तावद्वाक्यानुसारेण स खल्वर्थिप्रत्यर्थिभ्यः। यश्चार्थानुसारेण स चाधिकरणिकबुद्धिनिष्पाद्यः।

श्रेष्ठिकायस्थौ—ता वसन्तसेणामादरं अवलम्बदि ववहारो। [तद्वसन्तसेनामातरमवलम्बते व्यवहारः।]

अधिकरणिकः—एवमिदम्। भद्र शोधनक वसन्तसेनामातरमनुद्वेजयन्नाह्वय।

शोधनकः—तथा। (इति निष्क्रम्य गणिकामात्रा सह प्रविश्य) एदु अज्जा। [तथा।...एत्वेत्वार्या।]

वृद्धा—गदा मे दारिआ मित्तघरअं अत्तणो जोव्वणं अणुभविदुम्। एसो उण दीहाऊ भणादि—आअच्छ। अधिअरणिओ सद्दावेदि। ता मोहपरवसं विअ अत्ताणअं अवगच्छामि। हिअअं मे थरथरेदि। अज्ज आदेसेहि मे अधिअरणमण्डवस्स मग्गम्। [गता मे दारिका मित्रगृहमात्मनो यौवनमनुभवितुम्। एष पुनर्दीर्घायुर्भणति—आगच्छ। अधिकरणिक आह्वयति। तन्मोहपरवशमिवात्मानमवगच्छामि। हृदयं मे प्रकम्पते। आर्य आदिश ममाधिकरणमण्डपस्य मार्गम्।]

शोधनकः—एदु एदु अज्जा। [एत्वेत्वार्या।]

(उभौ परिक्रामतः।)

**શકાર** : (સ્વગત) અરે ! ઉતાવળને લીધે ખીરના લોભી ભિખારીની જેમ આજ મેં જ મારી જાતનો નાશ કર્યો. ઠીક, ત્યારે એમ. (મોટેથી) અહો ! ન્યાયાધીશો ! કહું છું, 'મેં નથી જોઈ' (એમ) કહેતો હતો. ગરબડ કેમ કરો છો ! (લખેલું પગથી લૂંછી નાખે છે.)

**ન્યાયાધીશ** : તમે કેવી રીતે જાણ્યું કે ખરેખર પૈસા માટે ટૂંપો દઈને મારી નાખી ?

**શકાર** : અરે ! ખરેખર થઈ ગયેલી ખાલી ડોકથી (અને) ઘરેણાંની જગ્યા સોનાના દાગીના વગરની જોઈને અનુમાન કરું છું.

**શ્રેષ્ઠી-કાયસ્થ** : બનવા જોગ છે.

**શકાર** : (સ્વગત) સદ્ભાગ્યે હું ફરીથી જીવ્યો. હા ! હા !

**શ્રેષ્ઠી-કાયસ્થ** : અરે ! આ ફરિયાદ કોને લગતી છે ?

**ન્યાયાધીશ** : અહીં ખરેખર બે પ્રકારની ફરિયાદ હોય છે.

**શ્રેષ્ઠી-કાયસ્થ** : કેની !

**ન્યાયાધીશ** : વાક્યાનુસાર અને (બીજી) અર્થાનુસાર. જે પૈકી વાક્યાનુસાર છે તે ખરેખર વાદીપ્રતિવાદીને લગતી છે. અને જે અર્થાનુસાર છે તે ન્યાયાધીશની બુદ્ધિથી નક્કી થાય છે.

**શ્રેષ્ઠી-કાયસ્થ** : તેથી ફરિયાદ વસન્તસેનાની માતા ઉપર અવલંબે છે.

**ન્યાયાધીશ** : એ એમ છે. ભાઈ શોધનક ! વસન્તસેનાની માતાને ક્ષોભ પમાડ્યા વગર બોલાવો.

**શોધનક** : વારુ. (બહાર જઈને ગણિકાની માતા સાથે પ્રવેશ કરીને) આવો, આવો, માજી !

**વૃદ્ધા** : મારી છોકરી મિત્રને ઘેર પોતાનું યૌવન માણવા ગઈ છે. ત્યારે આ ચિરંજીવ કહે છે, "આવો. ન્યાયાધીશ બોલાવે છે". તથી મારી જાતને જાણે મૂર્છાથી વશ થયેલી જોઉં છું. મારું હૈયું ધડકે છે. ભાઈ ! મને કચેરીનો રસ્તો દેખાડો.

**શોધનક** : આવો, માજી ! આવો. (બંને જાય છે.)

शोधनकः—एदं अधिअरणमण्डवम्। एत्थ पविसदु अज्जा। [एषोऽधिकरणमण्डपः। अत्र प्रविशत्वार्या।]

(इत्युभौ प्रविशतः)

वृद्धा—(उपसृत्य) सुहं तुम्हाणं भोदु भावमिस्साणम्। [सुखं युष्माकं भवतु भावमिश्राणाम्।]

अधिकरणिकः—भद्रे स्वागतम्। आस्यताम्।

वृद्धा—तथा। [तथा।] (इत्युपविष्टा।)

शकारः—(साक्षेपम्) आगदाशि बुड्ढकुट्टिणि आगदाशि। [आगताऽसि वृद्धकुट्टिनि आगताऽसि।]

अधिकरणिकः—अये त्वं किल वसन्तसेनाया माता।

वृद्धा—अध इं। [अथ किम्।]

अधिकरणिकः—अयेदानीं वसन्तसेना क्व गता।

वृद्धा—मित्तघरअम्। [मित्रगृहम्।]

अधिकरणिकः—किंनामधेयं तस्या मित्रम्।

वृद्धा—(स्वगतम्) हद्धी हद्धी। अदिलज्जणीअं क्खु एदम्। (प्रकाशम्) जनस्स पुच्छणीओ अअं अत्थो ण उण अधिअरणिअस्स। [हा धिक् हा धिक्। अतिलज्जनीयं खल्वेतद्।... जनस्य पृच्छनीयोऽयमर्थः न पुनरधिकरणिकस्य।]

अधिकरणिकः—अलं लज्जया व्यवहारस्त्वा पृच्छति।

श्रेष्ठिकायस्थौ—ववहारो पुच्छदि। णत्थि दोसो। कधेहि। [व्यवहारः पृच्छति। नास्ति दोषः। कथय।]

वृद्धा—कधं ववहारो। जइ एव्वं ता सुणन्तु अज्जमिस्सा। सो क्खु सत्थवाहविणअदत्तस्स णत्तिओ साअरदत्तस्स तणओ सुगहिदणामहेओ अज्जचारुदत्तो णाम सेट्ठिचत्तरे पडिवसदि। तहिं मे दारिआ जोव्वणसुहं अणुभवदि। [कथं व्यवहारः। यद्येवं तदा शृण्वन्त्वार्यमिश्राः। स खलु सार्थवाहविनयदत्तस्य नप्ता सागरदत्तस्य तनयः सुगृहीतनामधेय आर्यचारुदत्तो नाम श्रेष्ठिचत्वरे प्रतिवसति। तत्र मे दारिका यौवनसुखमनुभवति।]

शकारः—शुदं अज्जेहिं। लिहीअन्तु एदे अक्खला। चालुदत्तेन सह मम विवादे। [श्रुतमार्यैः। लिख्यन्तामेतान्यक्षराणि। चारुदत्तेन सह मम विवादः।]

श्रेष्ठिकायस्थौ—चारुदत्तो मित्तो त्ति णत्थि दोसो। [चारुदत्तो मित्रमिति नास्ति दोषः।]

अधिकरणिकः—व्यवहारोऽयं चारुदत्तमवलम्बते।

श्रेष्ठिकायस्थौ—एवं विअ। [एवमिव।]

શોધનક : આ (રહી) કચેરી. આપ અહીં પ્રવેશ કરો. (બંને પ્રવેશ છે.)

વૃદ્ધા : (જોઈને) બાપજી, તમને સુખ થાઓ.

ન્યાયાધીશ : માજી ! પધારો, બેસો.

વૃદ્ધા : વારુ.. (બેસે છે.)

શકાર : (કટાક્ષપૂર્વક) તું આવી ? કુટણી ડોશી ! આવી ?

ન્યાયાધીશ : અરે ! તમે ખરેખર વસન્તસેનાનાં માતા છો ?

વૃદ્ધા : હા જી.

ન્યાયાધીશ : હવે અત્યારે વસન્તસેના ક્યાં ગઈ છે ?

વૃદ્ધા : મિત્રને ઘેર.

ન્યાયાધીશ : તેના મિત્રનું નામ શું !

વૃદ્ધા : (સ્વગત) અરેરે ! રામ રામ ! ખરેખર આ બહુ શરમાવા જેવું છે. (મોટેથી) આ બાબત (સાધારણ) માણસે પૂછવાની છે; નહિ કે ન્યાયાધીશે.

ન્યાયાધીશ : શરમની જરૂર નથી, કાયદો તમને પૂછે છે.

શ્રેષ્ઠી-કાયસ્થ : કાયદો પૂછે છે. દોષ નથી, કહો.

વૃદ્ધા : શું કાયદો ! જો એમ છે તો આપ મહેરબાન સાંભળો. ખરેખર તે શ્રેષ્ઠી વિનયદત્તના પૌત્ર (અને) સાગરદત્તના પુત્ર શુભનામવાળા આર્ય ચારુદત્ત નામના છે (અને) નગરચોકમાં રહે છે. મારી છોકરી ત્યાં યૌવનસુખ માણે છે.

શકાર : સાંભળ્યું મહેરબાનો ! આ અક્ષરો લખો મારી ફરિયાદ ચારુદત્ત સામે છે.

શ્રેષ્ઠી-કાયસ્થ : ચારુદત્ત મિત્ર છે એટલે દોષ નથી.

ન્યાયાધીશ : આ ફરિયાદ ચારુદત્તને લગતી છે.

શ્રેષ્ઠિકાયસ્થ : એમ, એવું !

अधिकरणिकः—धनदत्त वसन्तसेनाऽऽर्यचारुदत्तस्य गृहं गतेति लिख्यतां व्यवहारस्य प्रथमः पादः। कथम् आर्यचारुदत्तोऽप्यस्माभिराह्वाययितव्यः। अथ वा व्यवहारस्तमाह्वयति। भद्र शोधनक गच्छ। आर्यचारुदत्तं स्वैरमसम्भ्रान्तमनुद्विग्नं सादरमाहूय प्रस्तावेन-अधिकरणिकस्त्वां द्रष्टुमिच्छति इति।

शोधनकः—ज अज्जो आणवेदि। (इति निष्क्रम्य। चारुदत्तेन सह प्रविश्य च) एदु एदु अज्जो। [यदार्य आज्ञापयति।...एत्वेत्वार्यः।]

चारुदत्तः—(विचिन्त्य)

परिज्ञातस्य मे राज्ञा शीलेन च कुलेन च।
यत्सत्यमिदमाह्वानवस्थामभिशङ्कते ॥८॥

(सवितर्कं स्वगतम्)

ज्ञातो नु किं स खलु बन्धनविप्रयुक्तो
मार्गागतः प्रवहणेन मयाऽपनीतः।
चारेक्षणस्य नृपतेः श्रुतिमागतो वा
येनाहमेवमभियुक्त इव प्रयामि ॥९॥

अथवा किं विचारितेन। अधिकरणमण्डपमेव गच्छामि। भद्र शोधनक अधिकरणस्य मार्गमादेशय।

शोधनकः—एदु एदु अज्जो। [एत्वेत्वार्यः।] (इति परिक्रामतः।)

चारुदत्तः—(सशङ्कम्) तत्किमपरम्।

रूक्षस्वरं वाशति वायसोऽयममात्यभृत्या मुहुराह्वयन्ति।
सव्यं च नेत्रं स्फुरति प्रसह्य ममानिमित्तानि हि खेदयन्ति ॥१०॥

शोधनकः—एदु एदु अज्जो सैरं असंभन्तम्। (एत्वेत्वार्यः स्वैरमसम्भ्रान्तम्।)

चारुदत्तः—(परिक्रम्याग्रतोऽवलोक्य च)

शुष्कवृक्षस्थितो ध्वाङ्क्ष आदित्याभिमुखस्तथा।
मयि चोदयते वामं चक्षुर्घोरमसंशयम् ॥११॥

(पुनरन्यतोऽवलोक्य) अये कथमयं सर्पः।

मयि विनिहितदृष्टिर्भिन्ननीलाञ्जनाभः
स्फुरितविततजिह्वः शुक्लदंष्ट्राचतुष्कः।
अभिपतति सरोषो जिह्मिताध्मातकुक्षि-
र्भुजगपतिरयं मे मार्गमाक्रम्य सुप्तः ॥ १२॥

ન્યાયાધીશ : ધનદત્ત ! "વસન્તસેના આર્ય ચારુદત્તને ઘેર ગઈ છે" એમ તપાસનો પહેલો મુદ્દો લખો. શું આર્ય ચારુદત્તને પણ આપણે બોલાવડાવવા પડશે? અથવા તેમને કાયદો બોલાવે છે. ભાઈ ! ભાઈ ! શોધનક ! જા "ન્યાયાધીશ તમને મળવા માગે છે" એવા પ્રસ્તાવથી શ્રીમાન ચારુદત્તને ધીમે રહીને ફાળ ન પડે તેમ ક્ષોભ પમાડ્યા વગર માન આપી બોલાવો.

શોધનક : જેવી સાહેબની આજ્ઞા. (બહાર જાય છે અને ચારુદત્ત સાથે પ્રવેશ કરે છે.) આવો આર્ય ! આવો.

ચારુદત્ત : (વિચારીને)

ચારિત્ર્ય અને કુળથી રાજાને પરિચિત (એવા) મને (કરવામાં) આવેલું તેડું, જો સાચું કહું તો, (ગરીબાઈની) દયાની શંકા છે. (૮)

(વિચાર સાથે, સ્વગત)

બંધનમાંથી મુક્ત થયેલો, રસ્તા ઉપર આવેલો, (અને મારી) ગાડીમાં, મારાથી નસાડાયેલો તે શું ખરેખર ઓળખાયો હશે વારુ ? કે જાસૂસરૂપી આંખવાળા રાજાને કાને આવ્યો હશે ? (કે) જેથી હું આમ બંદિવાનની માફક જાઉં છું ?(૯)

અથવા વિચારવાથી શું ? (હું) ન્યાયાલયમાં જ જાઉં છું ભાઈ ! શોધનક ! ન્યાયાલયનો માર્ગ બતાવ.

શોધનક : આવો, આપશ્રી, આવો. (જાય છે.)

ચારુદત્ત : (શંકા સાથે) આ બીજું શું ?

આ કાગડો કઠોર અવાજ કરે છે, પ્રધાનના નોકરો (મને) વારંવાર બોલાવે છે. અને (મારી) ડાબી આંખ જોરથી ફરકે છે. ખરેખર, અપશુકનો મને ક્ષોભ પમાડે છે. (૧૦)

શોધનક : આવો, આર્ય ! ધીને ધીને ગભરાટ વગર આવો.

ચારુદત્ત : (ફરીને અને આગળ જોઈને)

સૂકા વૃક્ષ ઉપર રહેલો અને સૂર્ય તરફ મુખવાળો કાગડો મારા તરફ ડાબી આંખ ફેરવે છે. ચોક્કસ અનિષ્ટ (છે) (૧૧)

(ફરીથી બીજી તરફ જોઈને) અરે ! આ શું ! સાપ !

મારા તરફ દૃષ્ટિ નાંખતો, વાટેલા કાળા સુરમા જેવા રંગનો, હાલતી લાંબી જીભવાળો, ચાર (ઝેરી) ચેદેદ દાઢવાળો, ગુસ્સેલા અને ગૂંચળું વળેલા પેટવાળો આ સાપ ગુસ્સામાં ફૂદે છે(અને) મારો માર્ગ રોકીને સૂતો છે. (૧૨)

अपि च इदम् ।

स्खलति चरणं भूमौ न्यस्तं न चार्द्रतमा मही
स्फुरति नयनं वामो बाहुर्मुहुश्च विकम्पते ।
शकुनिरपरश्चायं तावद्विरौति हि नैकशः
कथयति महाघोरं मृत्युं न चात्र विचारणा ॥१३॥

सर्वथा देवता. स्वस्ति करिष्यन्ति ।

शोधनकः—एदु एदु अज्जो । इमं अधिअरणमण्डवं पविसदु अज्जो । [एत्वेत्वार्यः । इममधिकरणमण्डपं प्रविशत्वार्यः ।]

चारुदत्तः—(प्रविश्य समन्तादवलोक्य) अहो अधिकरणमण्डपस्य परा श्रीः । इह हि,

चिन्तासक्तनिमग्नमन्त्रिसलिलं दूतोर्मिशङ्खाकुलं
पर्यन्तस्थितचारनक्रमकरं नागाश्वहिंसाश्रयम् ।
नानावाशककङ्कपक्षिनिचितं कायस्थसर्पास्पदं
नीतिक्षुण्णतटं च राजकरणं हिंस्रैः समुद्रायते ॥१४॥

भवतु । (प्रविशञ्छिरोघातमभिनीय सवितर्कम्) अहह इदमपरम् ।

सव्यं मे स्पन्दते चक्षुर्विरौति वायसस्तथा ।
पन्थाः सर्पेण रुद्धोऽयं स्वस्ति चास्मासु दैवतम् ॥१५॥

तावत्प्रविशामि । (इति प्रविशति ।)

अधिकरणिकः—अयमसौ चारुदत्तः । य एषः

घोणोन्नतं मुखमपाङ्गविशालनेत्रं
नैतद्धि भाजनमकारणदूषणानाम् ।
नागेषु गोषु तुरगेषु तथा नरेषु
न ह्याकृतिः सुसदृशं विजहाति वृत्तम् ॥१६॥

चारुदत्तः—भोः अधिकृतेभ्यः स्वस्ति । हंहो नियुक्ताः अपि कुशलं भवताम् ।

अधिकरणिकः—(ससंभ्रमम्) स्वागतमार्यस्य । भद्र शोधनक आर्यस्यासनमुपनय ।

शोधनकः—(आसनमुपनीय) एदं आसनम् । एत्थ उवविसदु अज्जो । [एतदासनम् । अत्रोपविशत्वार्यः ।]

અને વળી આ,

જમીન ઉપર મૂકેલો પગ લપસે છે. પણ જમીન ઘણી ભીની નથી. (ડાબી) આંખ ફરકે છે અને ડાબો હાથ વારંવાર કંપે છે. અને વળી આ બીજું પંખી, ખરે! વારંવાર રડે છે, મોટું ઘોર મૃત્યુ સૂચવે છે. અને આમાં (કોઈ) શંકા નથી, અનેક રીતે દેવતા કલ્યાણ કરશે. (૧૩)

શોધનક : પધારો, આપ, પધારો. ન્યાયાલયમાં આપશ્રી પ્રવેશ કરો.

ચારુદત્ત : (પ્રવેશીને ચોપાસ જોઈને) વાહ ! ન્યાયાલયની (કેવી) અદ્ભુત શોભા ! અહીં ખરેખર

ચિંતામાં મગ્ન અને ડૂબેલા મંત્રીરૂપી પાણીવાળું, દૂતરૂપી મોજાં અને શંખથી ભરપૂર, (હદની) અંદર રહેલ જાસૂસરૂપી મત્સ્ય (અને) મગરવાળું હાથી, અશ્વ અને હિંસક (પ્રાણીના) આશ્રયરૂપ, જુદા જુદા ખલરૂપી કંક પક્ષીથી ભરેલું, કાયસ્થરૂપી સાપના રહેઠાણવાળું, અને નીતિ (રૂપી નદી)ના તૂટેલા કિનારાવાળું, રાજાનું ન્યાયાલય હિંસક (તત્ત્વોના) સમુદ્ર જેવું લાગે છે. (૧૪)

ઠીક. (પ્રવેશીને—માથું અફળાયું હોય તેમ અભિનય કરીને—તર્ક સાથે) અરર, આ બીજું.

મારું ડાબું નયન ફરકે છે તથા કાગડો રડે છે અને આ માર્ગ સાપે રોક્યો છે. દેવતા અમારું કલ્યાણ કરે. (૧૫)

ત્યારે અંદર જાઉં. (અંદર જાય છે.)

ન્યાયાધીશ : આ તે ચારુદત્ત ! જે આ

ઉન્નત નાકવાળું (અને) ખૂણા ઉપર વિશાળ આંખોવાળું આ મુખ ખરેખર અકારણ દોષનું સ્થાન નથી. કારણ હાથી, ગાય, અશ્વ અને માણસોમાં આકૃતિ સુંદર (આકૃતિને અનુરૂપ) ચારિત્ર્ય ત્યજતી નથી. (૧૬)

ચારુદત્ત : અરે ! અરે ! ન્યાયાધીશોનું કલ્યાણ થાઓ. અહોહો ! નિયુક્તો ! તમે કુશળ છો ને ?

ન્યાયાધીશ : (ગભરાટથી) આર્યને સ્વાગત ! ભાઈ શોધનક ! આર્યને આસન લાવી આપ.

શોધનક : (આસન લાવીને) આ આસન. આપશ્રી અહીં બેસો.

(चारुदत्त उपविशति ।)

शकारः—(सक्रोधम्) आगदेशिले इस्थिआघादआ आगदेशि । अहो णाए ववहाले अहो धम्मे ववहाले ज एदाह इस्थिआघादआह आशणे दीअदि । (सगर्वम्) भोदु । ण दीअदु । [आगतोऽसि रे स्त्रीघातक आगतोऽसि अहो न्याय्यो व्यवहारः अहो धर्म्यो व्यवहारः यदेतस्मै स्त्रीघातकायासन दीयते ।....भवतु । ननु दीयताम् ।]

अधिकरणिकः—आर्य चारुदत्त अस्ति भवतोऽस्या आर्याया दुहित्रा सह प्रसक्तिः प्रणयः प्रीतिर्वा ।

चारुदत्तः—कस्याः ।

अधिकरणिकः—अस्याः । (इति वसन्तसेनामातरं दर्शयति ।)

चारुदत्तः—(उत्थाय) आर्ये अभिवादये ।

वृद्धा—जाद चिरं मे जीव । (स्वगतम्) अअं सो चारुदत्तो । सुणिक्खित्तं क्खु दारिआए जोव्वणम् । [जात चिरं मे जीव ।...अयं स चारुदत्तः सुनिक्षिप्तं खलु दारिकया यौवनम् ।]

अधिकरणिकः—आर्य गणिका तव मित्रम्

(चारुदत्तो लज्जां नाटयति ।)

शकारः—

लज्जाए भीलुदाए वा चालित्तं अलिए णिगूहिदुम् ।
शअं मालिअ अत्थकालणा दाणिं गूहदि ण त हि भट्टके ॥१७॥

[लज्जया भीरुतया वा चारित्रमलीकं निगूहितुम् ।
स्वयं मारयित्वाऽर्थकारणादिदानीं गूहति न तद्धि भट्टकः ॥]

श्रेष्ठिकायस्थौ—अज्ज चारुदत्त भणाहि । अलं लज्जाए । ववहारो क्खु एसो । [आर्य चारुदत्त भण । अलं लज्जया । व्यवहारः खल्वेष. ।]

चारुदत्तः—(सलज्जम्) भो अधिकृता मया कथमीदृशं वक्तव्यं यथा गणिका मम मित्रमिति । अथवा यौवनमत्रापराध्यति न चारित्र्यम् ।

अधिकरणिकः—

व्यवहारः सविघ्नोऽयं त्यज लज्जां हृदि स्थिताम् ।
ब्रूहि सत्यमलं धैर्यं छलमत्र न गृह्यते ॥ ५ ॥

अलं लज्जया । व्यवहारस्त्वां पृच्छति ।

चारुदत्तः—अधिकृत केन सह मम व्यवहारः ।

शकारः—(साटोपम्) अले मए शह ववहाले । [अरे मया सह व्यवहारः ।]

चारुदत्तः—त्वया सह मम व्यवहारः सुदुःसहः ।

ચારુદત્ત બેસે છે

**શકાર :** (ક્રોધથી) તું આવી પહોંચ્યો ! ઓ સ્ત્રી-હત્યારા ! તુ આવી પહોંચ્યો ? કેવો ન્યાયી વ્યવહાર ! કેવો ધર્મયુક્ત વ્યવહાર ! કે આ સ્ત્રી-હત્યારાને આસન અપાય છે. (ગર્વથી) ઠીક, કહું છુ આપો.

**ન્યાયાધીશ :** ભાઈશ્રી ચારુદત્ત ! આપને આ માજીની પુત્રી સાથે મૈત્રી, લાગણી કે પ્રીતિ છે ?

**ચારુદત્ત :** કોની ?

**ન્યાયાધીશ :** આમની. (વસન્તસેનાની માતાને દેખાડે છે.)

**ચારુદત્ત ;** (ઊઠીને) માજી ! પ્રણામ.

**વૃદ્ધા :** બેટા ! મારા માટે ઘણું જીવો. (સ્વગત) આ રહ્યા તે ચારુદત્ત. ખરેખર બેટીએ યૌવન સારી જગ્યાએ સમર્પ્યું છે.

**ન્યાયાધીશ :** ભાઈશ્રી ! ગણિકા તમારી મિત્ર છે ?

(ચારુદત્ત લજ્જાનો અભિનય કરે છે.)

**શકાર :**

શરમથી કે ભીરુપણાથી પૈસા માટે પોતે મારીને હવે, ખરેખર, ખરાબ ચારિત્ર્ય ઢાંકવા માટે શેઠજી છુપાવે છે, નહિ ? (૧૭)

**શ્રેષ્ઠી-કાયસ્થ :** શેઠ ચારુદત્ત ! કહો, લજ્જા છોડો. આ ખરેખર વ્યવહાર છે.

**ચારુદત્ત ;** (લજ્જાથી) અરે, અધિકારીઓ ! મારાથી એમ એવું કેવી રીતે બોલાય કે ગણિકા મારી મિત્ર છે ? અથવા અહીં યૌવન અપરાધી છે, ચારિત્ર્ય નહીં.

**ન્યાયાધીશ :**

આ ન્યાયનું કામ વિઘ્નવાળું છે. મનમાં રહેલી શરમ છોડી દો સત્ય બોલો. વાર ન કરો. અહીં છળ સ્વીકારાતું નથી. (૧૮)

શરમ ન રાખો, તમને કાયદો પૂછે છે.

**ચારુદત્ત :** ન્યાયાધીશ સાહેબ ! કોની સાથે મારું કામ ચાલે છે ?

**શકાર :** (રોષથી) અરે ! મારી સાથે કામ છે.

**ચારુદત્ત :** તારી સાથે મારું કામ અત્યંત અસહ્ય છે.

शकारः—अले इत्थिआघादआ तं तादिशिं लअणशदभूशणिअं वशन्तशेणिअं मालिअ शपदं कवडकावडिके भविअ णिगूहेशि । [अरे स्त्रीघातक ता तादृशीं रत्नशतभूषणां वसन्तसेनां मारयित्वा साम्प्रतं कपटकापटिको भूत्वा निगूहसि ।]

चारुदत्तः—असंबद्धः खल्वसि ।

अधिकरणिकः—आर्यचारुदत्त अलमनेन । ब्रूहि सत्यम् । अपि गणिका तव मित्रम् ।

चारुदत्तः—एवमेव ।

अधिकरणिकः—आर्य वसन्तसेना क्व ।

चारुदत्तः—गृहं गता ।

श्रेष्ठिकायस्थौ—कधं गदा कदा गदा गच्छन्ती वा केण अणुगदा । [कथं गता कदा गता गच्छन्ती वा केनानुगता ।

चारुदत्तः—(स्वगतम्) किं प्रच्छन्नं गतेति ब्रवीमि ।

श्रेष्ठिकायस्थौ—अज्ज कधेहि । [आर्य कथय ।]

चारुदत्तः—गृहं गता । किमन्यद्ब्रवीमि ।

शकारः—ममकेलकं पुप्फकलण्डकजिण्णुज्जाणं पवेशिअ अत्थणिमित्तं बाहुपाशबलक्कालेण मालिदा । अए शपदं वदशि घलं गदे त्ति [मदीयं पुष्पकरण्डकजीर्णोद्यानं प्रविश्यार्थनिमित्तं बाहुपाशबलात्कारेण मारिता । अये साम्प्रतं वदसे गृहं गतेति ।]

चारुदत्तः—आः असंबद्धप्रलापिन्

अभ्युक्षितोऽसि सलिलैर्न बलाहकानां
चापाक्षपक्षसदृशं भृशमन्तराले ।
मिथ्यैतदाननमिदं भवतस्तथा हि
हेमन्तपद्ममिव निष्प्रभतामुपैति ॥१९॥

अधिकरणिकः—(जनान्तिकम्)

तुलनं चाद्रिराजस्य समुद्रस्य च तारणम् ।
ग्रहणं चानिलस्येव चारुदत्तस्य दूषणम् ॥२०॥

(प्रकाशम्) आर्यचारुदत्तः खल्वसौ कथमिदमकार्यं करिष्यति । (घोणो (९/१६) इत्यादि पठति ।)

शकारः—किं पक्खवादेण ववहाले दीशदि । [किं पक्षपातेन व्यवहारो दृश्यते ।]

अधिकरणिकः—अपेहि मूर्ख ।

શકાર અરે ! સ્રી હત્યારા ! પેલી એવી શો શો રત્નોથી શણગારેલી વસન્તસેનાને મારીને હવે કપટી બગભગત થઈને છુપાવે છે ?

ચારુદત્ત તમે ખરેખર અસબદ્ધ (થાઓ) છો

ન્યાયાધીશ આર્ય ચારુદત્ત ! એનાથી બસ (=એની લપ મૂકો) સાચુ કહો શુ ગણિકા તમારી મિત્ર છે ?

ચારુદત્ત હા જી

ન્યાયાધીશ શેઠજી ! વસન્તસેના ક્યા (છે) ?

ચારુદત્ત ઘરે ગઈ

શ્રેષ્ઠી કાયસ્થ કેવી રીતે ગઈ ? ક્યારે ગઈ ? (અને) ગઈ ત્યારે કોની સાથે ગઈ ?

ચારુદત્ત (સ્વગત) શુ છૂપી રીતે ગઈ હતી એમ કહુ ?

શ્રેષ્ઠિકાયસ્થ શેઠજી ! કહો

ચારુદત્ત ઘરે ગઈ બીજુ શુ કહુ ?

શકાર મારા જૂના પુષ્પકરડક બાગમા પ્રવેશીને પૈસા ખાતર ગળુ દબાવીને મારી નાખી અલ્યા, હવે કહે છે કે ઘેર ગઈ !

બગલીઓની પાંખના છેડાની માફક તુ અંત કરણમા આકાશના વાદળના પાણીથી ખૂબ છવાયો નથી, એ ખોટુ છે આમ તારુ આ મુખ શિયાળાના કમળની માફક ઝાખુ થાય છે (૧૯)

ચારુદત્ત ઓ સબધ વગરનુ બોલનારા !

ન્યાયાધીશ (બાજુ પર)

ચારુદત્તનુ કૃપણુ હિમાલય (અદ્રિરાજ)ને ઊંચકવા બરોબર છે અને સમુદ્ર તરવા બરાબર છે તથા પવનને પકડવા બરાબર છે (૨૦)

(મોટેથી) ખરેખર, આ આર્ય ચારુદત્ત છે આ કર્મ કેવી રીતે કરી શકે ! (ઉક્ત ૯–૧૬ ઇત્યાદિ ફરીથી બોલે છે)

શકાર પક્ષપાતથી કામ ચલાવવુ છે ?

ન્યાયાધીશ દૂર રહે મુરખા !

वेदार्थान्प्राकृतस्त्वं वदसि न च ते जिह्वा निपतिता
मध्याह्ने वीक्षसेऽर्कं न तव सहसा दृष्टिर्विचलिता ।
दीप्ताग्नौ पाणिमन्तः क्षिपसि स च ते दग्धो भवति नो
चारित्र्याच्चारुदत्तं चलयसि न ते देहं हरति भूः ॥२१॥

आर्यचारुदत्तः कथमकार्यं करिष्यति ।

कृत्वा समुद्रमुदकोच्छ्रयमात्रशेषं
दत्तानि येन हि धनान्यनपेक्षितानि ।
स श्रेयसां कथमिवैकनिधिर्महात्मा
पापं करिष्यति धनार्थमवैरिजुष्टम् ॥२२॥

वृद्धा—हदास जो तदाणिं णासीकिदं सुवण्णभण्डअ रत्तिं चोरेहिं अवहिदं त्ति तस्स कारणादो चदुस्समुद्दसारभूद रअणावलिं देदि सो दाणिं अत्थकल्लवत्तस्स कारणादो इमं अकज्ज करेदि । हा जादे एहि मे पुत्ति । [हताश यस्तदानीं न्यासीकृतं सुवर्णभाण्ड रात्रौ चोरैरपहृतमिति तस्य कारणाच्चतुःसमुद्रसारभूता रत्नावलीं ददाति स इदानीमथकल्यवर्तस्य कारणादिदमकार्यं करोति । हा जाते एहि मे पुत्रि ।] (इति रोदिति ।)

अधिकरणिकः—आर्य चारुदत्त किमसौ पद्भ्या गता उत प्रवहणेनेति ।

चारुदत्तः—ननु मम प्रत्यक्षं न गता । तन्न जाने किं पद्भ्यां गता उत प्रवहणेनेति ।

(प्रविश्य सामर्षः)

वीरकः—
पादप्पहारपरिभवविमाणणाबद्धगरुअवेरस्स ।
अणुसोअन्तस्स इअं कधं पि रत्ती पभादा मे ॥२३॥

ता जाव अधिअरणमण्डवं उवसप्पामि । (प्रवेशकेन) सुह अज्जमिस्साणम् ।
[पादप्रहारपरिभवविमाननाबद्धगुरुकवैरस्य ।
अनुशोचत इयं कथमपि रात्रिः प्रभाता मे ॥
तद्यावदधिकरणमण्डपमुपसर्पामि ।....सुखमार्यमिश्राणाम् ।]

अधिकरणिकः—अये नगररक्षाधिकृतो वीरकः । वीरक किमागमनप्रयोजनम् ।

वीरकः—हो ही बन्धणमेअसंभमे अज्जअं अण्णेसन्तो आवाहिदं पवहणं वच्चदि त्ति विआरं करन्तो अण्णेसन्तो अरे तुए वि आलोइदे मए वि आलोइदव्वो त्ति भणन्तो

શૂદ્ર (એવો) તું વેદાર્થની વાત કરે છે. છતાં તારી જીભ તૂટી પડતી નથી! ભર બપોરે સૂર્ય જુએ છે (છતાં) તારી આંખ એકદમ ખસી જતી નથી! સળગતા અગ્નિની અંદર હાથ નાખે છે, છતા તારો તે (હાથ) દાઝી જતો નથી! ચારુદત્તને ચારિત્ર્યમાંથી ચળાવે છે, (છતા) તારો દેહ પૃથ્વી હરી જતી નથી! (૨૧)

આર્ય ચારુદત્ત કેવી રીતે અકાર્ય કરી શકે?

સમુદ્રને માત્ર પાણીના દોષિત સમૂહવાળો બનાવીને જેણે ખરેખર અકલ્પ્ય ધન અપાવ્યું તે કલ્યાણના એક ભંડાર જેવો મહાત્મા, ધનને ખાતર, દુશ્મન (પણ) ન કરે તેવું પાપ કેવી રીતે કરે? (૨૨)

વૃદ્ધા : અરે પાપી! થાપણનો સોનાનો દાબડો રાત્રે ચોર ચોરી લઈ ગયા એમ કરી, તેને માટે જેણે તે વખતે ચાર સમુદ્રના સાર જેવી રત્નાવળી આપી હતી, તે હવે નજીવા પૈસા ખાતર આ અકાર્ય કરે? અરેરે! ઓ બેટા! આવ મારી દીકરી! (રડે છે)

ન્યાયાધીશ : શેઠજી ચારુદત્ત! શું તે પગે ચાલીને ગઈ કે રથમાં?

ચારુદત્ત : કહું છું, મારી હાજરીમાં ગઈ નથી, તેથી જાણતો નથી કે પગે ચાલીને ગઈ કે રથથી.

વીરક : (પ્રવેશ કરીને ગુસ્સાથી)

પગની લાતના અપમાનથી અપમાનિત થવાને લીધે જેને ભારે વેર બંધાયું છે તેવા મારી, શોક કરતાં કરતાં આ રાત્રિ ગમે તેમ કરી પ્રભાત થઈ. (૨૩)

તેથી ત્યારે ન્યાયાલયમાં જાઉં. (અંદર જઈને) મહેરબાન સાહેબ! કુશળ છો ને?

ન્યાયાધીશ : અરે! નગરનો કોટવાળ વીરક! વીરક, આવવાનું શું પ્રયોજન?

વીરક : અરે કારાગૃહ તૂટ્યાના ગભરાટમાં આર્યકને શોધતા "ઢાંકેલો રથ જાય છે" એમ વિચાર કરતો તપાસવા જાઉં છું–ત્યાં 'અરે! તેં તપાસ્યો છે,

ज्जेव चन्दणमहत्तरएण पादेन ताडिदो म्हि । एद मुणिअ अज्जमिस्सा पमाणम् । [ही ही बन्धनभेदनसंभ्रम आर्यकमन्वेषयन् अपवारितं प्रवहणं प्रजतीति विचारं कुर्वन्नन्वेषयन् अरे त्वयाऽप्यालोकित मयाऽप्यालोकितव्यम् इति भणन्नेव चन्दनमहत्तरकेण पादेन ताडितोऽस्मि । एतच्छ्रुत्वार्यमिश्राः प्रमाणम् ।]

अधिकरणिकः—भद्र जानीषे कस्य तत्प्रवहणमिति ।

वीरकः—इमस्स अज्जचारुदत्तस्स । वसन्तसेणा आरूढा पुप्फकरण्डकजिण्णुज्जाणं कीलिदु णीअदि त्ति पवहणवाहएण कहिदम् । [अस्यार्यचारुदत्तस्य । वसन्तसेनाऽऽरूढा पुष्पकरण्डकजीर्णोद्यानं क्रीडितुं नीयत इति प्रवहणवाहकेन कथितम् ।]

शकारः—पुणो वि शुध अज्जेहिं । [पुनरपि श्रुतमार्यैः ।]

अधिकरणिकः—

एष भो निर्मलज्योत्स्नो राहुणा ग्रस्यते शशी ।
जलं कूलावपातेन प्रसन्नं कलुषायते ॥२४॥

वीरक पश्चादिह भवतो न्याय द्रक्ष्यामः । य एषोऽधिकरणद्वार्यश्वस्तिष्ठति तमेनमारुह्य गत्वा पुष्पकरण्डकोद्यान दृश्यतामस्ति तत्र काचिद्विपन्ना स्त्री न वेति ।

वीरकः—ज अज्जो आणवेदि । (इति निष्क्रान्तः । प्रविश्य च) गदो म्हि तहिं दिट्ठं च मए इत्थिआकलेवर सावदेहिं विलुप्पन्तम् । [यदार्य आज्ञापयति ।.... गतोऽस्मि तत्र । दृष्टं च मया स्त्रीकलेवरं श्वापदैर्विलुप्यमानम् ।]

श्रेष्ठिकायस्थौ—कध तुए जाणिद इत्थिआकलेवरं त्ति । [कथ त्वया ज्ञातं स्त्रीकलेवरमिति ।]

वीरकः—सावसेसेहिं केसहत्थपाणिपादेहिं उवलक्खिदं मए । [सावशेषैः केशहस्तपाणिपादैरुपलक्षितं मया ।]

अधिकरणिकः—अहो धिग्वैषम्यं लोकव्यवहारस्य ।

यथा यथेदं निपुणं विचार्यते तथा तथा संकटमेव दृश्यते ।
अहो सुसन्ना व्यवहारनीतयो मतिस्तु गौः पङ्कगतेव सीदति ॥२५॥

चारुदत्तः—(स्वगतम्)

यथैव पुष्पं प्रथमे विकाशे समेत्य पातुं मधुपाः पतन्ति ।
एवं मनुष्यस्य विपत्तिकाले छिद्रेष्वनर्था बहुलीभवन्ति ॥२६॥

अधिकरणिकः—आर्य चारुदत्त सत्यमभिधीयताम् ।

છતાં મારે પણ તપાસવાનો છે' એમ બોલ્યો, એટલામાં જ સરદાર ચન્દનકે મને પગથી માર્યો. આ સાભળીને આપ સાહેબ પ્રમાણ છો

ન્યાયાધીશ ભાઈ! તે કોનો રથ હતો તે જાણ્યું છે?

વીરક આ શેઠ ચારુદત્તનો 'વસંતસેના બેઠી છે (અને) જુના પુષ્પકરંડક બાગમાં સહેલ કરવા લઈ જવાય છે', એમ ગાડીવાને કહ્યું

શકાર ફરીથી પણ આપશ્રીએ સાભળ્યું

ન્યાયાધીશ

અરે! આ નિર્મળ ચંદ્રિકાવાળો ચંદ્ર રાહુથી ગળાય છે. કિનારો પડવાથી ચોખ્ખું પાણી કાદવવાળું થાય છે (૨૪)

વીરક! અહીં તારો ન્યાય પછી જોઈશું આ જ ન્યાયાલયના બારણે અશ્વ ઊભો છે, તેના ઉપર જ સ્વાર થઈને પુષ્પકરંડક બાગમાં જોઈ આવો કે ત્યાં કોઈ સ્ત્રી મરેલી (પડી) છે કે નહી

વીરક જેવી આપની આજ્ઞા (બહાર જાય છે, અને આવીને) હું ત્યાં જઈ આવ્યો અને ત્યાં જાનવરોથી ખવાતું સ્ત્રીનું શરીર મે જોયું

શ્રેષ્ઠી કાયસ્થ સ્ત્રીનું શરીર છે એમ તે કેવી રીતે જાણ્યું?

વીરક બાકી રહેલા લાંબા વાળ, હાથ (અને) પગ પરથી મે ધાર્યું.

ન્યાયાધીશ. અરેરે! લોકવ્યવહારની વિષમતાને ધિક્કાર!

જેમ જેમ સૂક્ષ્મ વિચાર કરવામાં આવે છે તેમ તેમ સંકટ જ દેખાય છે અહો! ન્યાયની નીતિ સારી ઘટેલી છે પણ (મારી) બુદ્ધિ કાદવમાં ગયેલી ગાયની માફક ડૂબે છે (૨૫)

ચારુદત્ત (સ્વગત)

જેવી રીતે પ્રથમ વિકાસ સમયે ભમરા ભેગા થઈને પુષ્પને પીવા (પુષ્પરસ પીવા) ભમે છે, તેમ મનુષ્યની દુઃખની વેળાએ નબળી બાજુએ અનર્થો વધે છે (૨૬)

ન્યાયાધીશ શેઠ ચારુદત્ત, સત્ય બોલો.

चारुदत्तः—

दुष्टात्मा परगुणमत्सरो मनुष्यो
रागान्धः परमिह हन्तुकामबुद्धिः ।
किं यो यद्वदति मृषैव जातिदोषा-
त्तद्ग्राह्यं भवति न तद्विचारणीयम् ॥२७॥

अपि च,

याऽहं लतां कुसुमितामपि पुष्पहेतो-
राकृष्य नैव कुसुमावचयं करोमि ।
सोऽहं कथं भ्रमरपक्षरुचौ सुदीर्घे
केशे प्रगृह्य रुदतीं प्रमदां निहन्मि ॥२८॥

शकारः—हंहो अधिअलणभोइआ किं तुम्हे पक्खवादेण ववहाल पेक्खध ज्जेण अज्ज वि एशे हदाशचालुदत्ते आशणे धालीअदि। [हहो अधिकरणभोजकाः किं यूयं पक्षपातेन व्यवहारं पश्यत येनाद्याप्येष हताशचारुदत्त आसने धार्यते ।]

अधिकरणिकः—भद्र शोधनक एवं क्रियताम् ।

(शोधनकस्तथा करोति ।)

चारुदत्तः—विचार्यताम् । भो अधिकृताः विचार्यताम् । (इत्यासनादवतीर्य भूमावुपविशति ।)

शकारः—(स्वगतम् । सहर्षं नर्तित्वा) ही अणेण मए कडे पावे अण्णश्श मत्तके णिवडिदे । ता जहिं चालुदत्ते उवविशदि तहिं हग्गे उवविशामि । (तथा कृत्वा) चालुदत्ता पेक्ख पेक्ख मम । ता भण भण मए मालिदे त्ति । [ही अनेन मया कृत पापमन्यस्य मस्तके निपतितम् । तद्यत्र चारुदत्त उपविशति तत्राहमुपविशामि ।...चारुदत्त पश्य पश्य माम् । तद्भण भण मया मारितेति ।]

चारुदत्तः—भो अधिकृताः । (दुष्टात्मा-(९/२७) इति पूर्वोक्तं पठति । (सनिःश्वास स्वगतम्)

मैत्रेय भो किमिदमद्य ममोपघातो
हा ब्राह्मणि द्विजकुले विमले प्रसूता ।
हा रोहसेन न हि पश्यसि मे विपत्ति
मिथ्यैव नन्दसि परव्यसनेन नित्यम् ॥२९॥

**ચારુદત્ત :**

દુષ્ટ આત્માવાળો, બીજાના ગુણ તરફ—ઈર્ષ્યાવાળો, રાગાન્ધ, બીજાને મારવાની બુધ્ધિવાળો જે મનુષ્ય અહીં (પોતાના) જાતિદોષને લીધે જે સાવ ખોટું કહે તે શું સ્વીકારવા યોગ્ય થાય છે ? તે વિચારણીય નથી ? (૨૭)

અને વળી,

હું કે જે ફૂલીફાલી વેલને પણ ફૂલ માટે ખેંચીને ફૂલ એકઠાં ન કરું તે હું ભ્રમરની પાંખો જેવી કાંતિવાળા ખૂબ લાંબા વાળ પકડીને રડતી સ્ત્રીને કેવી રીતે મારું ? (૨૮)

**શકાર :** અરે ઓ કચેરીના અધિકારીઓ ! શું તમે પક્ષપાતથી કામ ચલાવો છો ? (૬) જેથી હજી સુધી પણ આ દુષ્ટ ચારુદત્તને આસન પર બેસાડી રાખ્યો છે ?

**ન્યાયાધીશ :** ભાઈ શોધનક ! એમ કરો.

(શોધનક તેમ કરે છે.)

**ચારુદત્ત :** વિચારો. અરે ! અધિકારીઓ ! વિચારો. (આસન પરથી ઊતરીને જમીન ઉપર બેસે છે.)

**શકાર :** (સ્વગત, હર્ષથી નાચીને) હી ! હી ! આથી મેં કરેલું પાપ બીજાને માથે ઢોળ્યું. તેથી જ્યાં ચારુદત્ત બેઠો હતો ત્યાં હું બેઠું છું. (તેમ કરીને) ચારુદત્ત ! જો, મને જો. તો કહે, કહે કે 'મેં મારી'.

**ચારુદત્ત :** અરે અધિકારીઓ ! (દુષ્ટ આત્માવાળો...(૯–૨૭) ઇત્યાદિ પહેલા બોલેલું બોલે છે.) (નિઃશ્વાસ સાથે સ્વગત)

અરે મૈત્રેય ! આજે મારે આ શો અનર્થ ! અરેરે ! નિર્મળ બ્રાહ્મણ કુળમાં જન્મેલી ઓ બ્રાહ્મણી ! અરેરે ! રોહસેન ! અરે, તું મારી વિપત્તિ જોતો નથી. બીજાની વિપત્તિથી તું આનંદ અનુભવે છે, તે મિથ્યા જ છે. (૨૯)

प्रेषितश्च मया तद्वार्तान्वेषणाय मैत्रेयो वसन्तसेनासकाशं शकटिकानिमित्तं च तस्य प्रदत्तान्यलंकरणानि प्रत्यर्पयितुम् । तत्कथं चिरयते ।

(ततः प्रविशति गृहीताभरणो विदूषकः ।)

विदूषकः—पेसिदोम्हि अज्जचारुदत्तेण वसन्तसेणासआसं तहिं अलंकरणाइ गेण्हिअ जधा अज्जमित्तअ वसन्तसेणाए वच्छो रोहसेणो अत्तणो अलंकारेण अलंकरिअ जणणीसिआस पेसिदो । इमस्स अपहरणं दादव्वं ण उण गेण्हिदव्वम् । ता समप्पेहि त्ति । ता जाव वसन्तसेणासआसं ज्जेव्व गच्छामि । (परिक्रम्यावलोक्य च । आकाशे) कध भावरेभिलो । भो भावरेभिल किंणिमित्तम् तुमं उव्विग्गो विअ लक्खीअसि । (आकर्ण्य) किं भणासि— पिअवअस्सो चारुदत्तो अधिअरणमण्डवे सद्दाइदो त्ति । ता ण हु अप्पेण कज्जेण होदव्वम् । (विचिन्त्य) ता पच्छा वसन्तसेणासआसं गमिस्सम् । अधिअरणमण्डवं दाव गमिस्सम् । (परिक्रम्यावलोक्य च) इद अधिअरणमण्डवम् । ता जाव पविसामि । (प्रविश्य) सुहं अधिअरणभोइआणम् । कहिं मम पिअवअस्सो । [प्रेषितोऽस्म्यार्यचारुदत्तेन वसन्तसेनासकाशं तत्रालंकरणानि गृहीत्वा यथा—आर्ये मैत्रय वसन्तसेनया वत्सो रोहसेन आत्मनोऽलंकारेणालङ्कृत्य जननीसकाशं प्रेषितः । अस्या आभरणं दातव्यं न पुनर्ग्रहीतव्यम् । तत्समर्पय इति । तद्यावद्वसन्तसेनासकाशमेव गच्छामि ।... कथ भावरेभिलः । भो भावरेभिल किंनिमित्त त्वमुद्विग्न उद्विग्न इव लक्ष्यसे । . किं भणसि—प्रियवयस्यश्चारुदत्तोऽधिकरणमण्डप आहूत इति । तन्न खल्वल्पेन कार्येण भवितव्यम् ।...तत्पश्चाद्वसन्तसेनासकाशं गमिष्यामि । अधिकरणमण्डपं तावद्गमिष्यामि । ....अयमधिकरणमण्डपः । तद्यावत्प्रविशामि ।...सुखमधिकरणभोजकानाम् । कुत्र मम प्रियवयस्यः ।]

अधिकरणिकः—नन्वेष तिष्ठति ।

विदूषकः—वअस्स सोत्थि दे । [वयस्य स्वस्ति ते ।]

चारुदत्तः—भविष्यति ।

विदूषकः—अवि क्खेमं दे । [अपि क्षेमं ते ।]

चारुदत्तः—एतदपि भविष्यति ।

विदूषकः—भो वअस्स किंणिमित्त उव्विग्गो उव्विग्गो विअ लक्खीअसि । कुदो वा सद्दाइदो । [भो वयस्य किंनिमित्तमुद्विग्न उद्विग्न इव लक्ष्यसे । कुतो वाऽऽहूतः ।]

चारुदत्तः—वयस्य

**मया खलु नृशंसेन परलोकमजानता ।**
**स्त्री रतिर्वाऽविशेषेण शेषमेषोऽभिधास्यति ॥३०॥**

અને તેના સમાચાર જાણવા અને ગાડી માટે તેણે આપેલા અલંકાર પાછા આપવા મેં મૈત્રયને મોકલ્યો છે. તે કેમ વાર લગાડે છે ?

(પછી ઘરેણાં લઈ વિદૂષક પ્રવેશે છે.)

વિદૂષક : "ભાઈ મૈત્રય ! પોતાના અલંકારથી લાડકા રોહસેનને શણગારીને વસન્તસેનાએ મા પાસે મોકલ્યો હતો. એને ઘરેણાં ભલે આપે. પણ લેવાય નહીં. તેથી પાછાં આપી આવ."-એમ (કહી) અલંકાર લઈ, ત્યાં વસન્તસેના પાસે મને આર્ય ચારુદત્તે મોકલ્યો છે. તો ત્યારે વસન્તસેના પાસે જાઉં છું (ચાલીને અને જોઈને-આકાશ તરફ) શું મિત્ર રેભિલ ! અરે, દોસ્ત રેભિલ ! તું શા માટે ઉદાસ ઉદાસ જેવો જણાય છે ? (સાંભળીને) શું કહે છે ? 'પ્રિયમિત્ર ચારુદત્તને કચેરીમાં બોલાવ્યો છે' એમ ? તે ખરેખર સાધારણ કામ માટે નહીં હોય. (વિચારીને) ત્યારે વસન્તસેના પાસે પછી જઈશ પહેલાં ન્યાયાલયમાં જઈશ. (ચાલીને અને જોઈને) આ (રહ્યું) ન્યાયાલય. તો હવે અંદર જાઉં. (અંદર જઈને) કચેરીના અધિકારીઓ કુશળ છો ? મારા પ્રિય મિત્ર કયાં ?

ન્યાયધીશ : ખરેખર આ ઊભા.

વિદૂષક : ભાઈ ! તમારું કલ્યાણ...

ચારુદત્ત : થશે.

વિદૂષક : તમે કુશળ છો ને ?

ચારુદત્ત : એ પણ થશે.

વિદૂષક : ઓ ભાઈ ! શા માટે ઉદ્વિગ્ન હો તેમ જણાઓ છો ! હવે શા માટે બોલાવ્યા છે ?

ચારુદત્ત : મિત્ર !

પરલોકની પરવા કર્યા વગર ખરેખર નિર્દયે મેં સ્ત્રી અથવા સાક્ષાત્ રતિને...., બાકીનું આ બોલશે. (૩૦)

विदूषकः—किं किम्। [किं किम्।]

चारुदत्तः—(कर्णे) एवमेवम्।

विदूषकः—को एव्व भणादि। [क एव भणति।]

चारुदत्तः—(संज्ञया शकारं दर्शयति।) नन्वेष तपस्वी हेतुभूतः कृतान्तो मामाहरति।

विदूषकः—(जनान्तिकम्) एव्वं कीस ण भणिअदि गेहं गदे त्ति। [एवं किमर्थं न भण्यते गृहं गतेति।]

चारुदत्तः—उच्यमानमप्यवस्थादोषान्न गृह्यते।

विदूषकः—भो भो अज्जा जेण दाव पुरट्ठावणविहारारामदेउलतडागकूवजूवेहिं अलंकिदा णअरी उज्जइणी सो अणेओ अत्थकल्लवत्तकारणादो एरिसं अकज्जं अणुचिट्ठदि त्ति। (सक्रोधम्) अरे रे काणेलीसुदा राअस्सालसंठाणआ उस्सुङ्खलआ किदजणदोसभण्डआ बहुसुवण्णमण्डिदमक्कडआ भण भण मम अग्गदो। जो दाणिं मम पिअवअस्सो कुसुमिदं माधवीलदं पि आकड्ढिअ कुसुमावचअं ण करेदि कदा वि आकिट्ठदाए पल्लवच्छेदो भोदि त्ति सो कधं एरिसं अकज्जं उहअलोअविरुद्धं करेदि। चिट्ठ रे कुट्टणिपुत्ता चिट्ठ जाव एदिणा तव हिअअकुडिलेण दण्डअट्ठेण मत्थअं दे सदखण्डं करेमि। [भो भो आर्याः येन तावत्पुरस्थापनविहारारामदेवालयतडागकूपयूपैरलङ्कृता नगर्युज्जयिनी सोऽनेकोऽर्थकल्पवर्तकारणादीदृशम् कार्यमनुतिष्ठतीति।...अरे रे कुलटापुत्र राजश्यालसंस्थानक उच्छृङ्खलक कृतजनदोषभण्ड बहुसुवर्णमण्डितमर्कटक भण भण ममाग्रतः। य इदानीं मम प्रियवयस्यः कुसुमितां माधवीलतामप्याकृष्य कुसुमावचयं न करोति कदाचिदाकृष्टतया पल्लवच्छेदो भवतीति स कथमीदृशमकार्यमुभयलोकविरुद्धं करोति। तिष्ठ रे कुट्टिनीपुत्र तिष्ठ। यावदेतेन तव हृदयकुटिलेन दण्डकाष्ठेन मस्तकं ते शतखण्डं करोमि।]

शकारः—(सक्रोधम्) शुणन्तु अज्जमिश्शा। चालुदत्ताकेण शह मम विवादे ववहाले वा। ता कीश एशे काकपदशीशमस्तके मए शिले शदखण्डे कलेदि। मा दाव। ले दाशीएपुत्ता दुट्ठबडुका। [शृण्वन्तु शृण्वन्त्वार्यमिश्राः। चारुदत्तेन सह मम विवादो व्यवहारो वा। तत्किमर्थमेष काकपदशीर्षमस्तको मम शिरः शतखण्डं करोति। मा तावत्। रे दास्याःपुत्र दुष्टबटुक।]

(विदूषको दण्डकाष्ठमुद्यम्य पूर्वोक्तं पठति। शकारः सक्रोधमुत्थाय ताडयति। विदूषकः प्रत्येवं ताडयति। अन्योन्यं ताडयतः। विदूषकस्य कक्षादेतान्याभरणानि पतन्ति।)

शकारः—(तानि गृहीत्वा दृष्ट्वा ससाध्वसम्) पेक्खन्तु पेक्खन्तु अज्जा। एदे क्खु ताए तवश्शिणीए केलका अलंकाला। (चारुदत्तमुद्दिश्य) इमश्श अत्थकल्लवत्तश्श कालणादो एश मालिदा वावादिदा अ।

**વિદૂષક :** શું ? શું ?

**ચારુદત્ત :** (કાનમાં) આમ, આમ.

**વિદૂષક :** કોણ એવું કહે છે ?

**ચારુદત્ત :** (ઈશારાથી શકારને દેખાડે છે.) કહું છું, વિધિનું નિમિત્ત બનેલો આ બિચારો મને (એવો) કહે છે.

**વિદૂષક :** (બાજુ પર) એમ શા માટે કહેતા નથી કે ઘેર ગઈ છે ?

**ચારુદત્ત** . કહ્યું. છતાં દશાના દોષથી સ્વીકારાતું નથી.

**વિદૂષક :** અરે ! અરે ! સજ્જનો ! જેણે ત્યારે પરા, વિહાર, બાગ, દેવાલય, તળાવ, કુવા (અને) યજ્ઞસ્તંભોથી ઉજ્જયિની નગરી શોભાવી, તે નિર્ધન થવાથી, નજીવા પૈસા ખાતર આવું કુકર્મ કરે એમ ? (ક્રોધથી) અરે ! એઈ ! કુલટાપુત્ર ! રાજાના સાળા સંસ્થાનક ! ઓ ઉઠાઉગીર ! લોકોને પાપ ઓઢાડનારા ! ઓ મુરખા ! બહુ સોનાથી શણગારાયેલા માંકડા ! કહે, મારી આગળ. જે મારા પ્રિય મિત્ર ફુલીફાલી માધવી લતાને-પણ ખેંચીને–રખે ખેંચવાથી પાદડા તૂટી જાય એમ વિચારી–ફૂલ એકઠા કરતા નથી તે હવે આવું બંને લોક વિરુદ્ધનું કુકર્મ કેવી રીતે કરે ? ઊભો રહે. અરયા કૂટણીના છોકરા ! ઊભો રહે જરા તારા હૃદય જેવા વાંકા આ ડગોરાથી તારા માથાના સો સો ટૂકડા કરી નાખું છું.

**શકાર :** (ક્રોધથી) સાંભળો, સાંભળજો, મહેરબાનો ! ચારુદત્ત સાથે મારે કેમ ચાલે છે. તો શા માટે કાગડાના પંજાની નિશાનીવાળા મસ્તકવાળો (અને) શિરવાળો મારા માથાના સો કટકા કરે ? ખરેખર નહીં. ઓ દાસીપુત્ર ! દુષ્ટ પેટીઆ !

(વિદૂષક ડગોરો ઉગામીને પહેલાના જેવુ બોલે છે. શકાર ક્રોધથી ઊઠીને મારે છે. વિદૂષક સામે મારે છે. અન્યોન્ય મારે છે. વિદૂષકની બગલમાથી ઘરેણાં પડી જાય છે.)

**શકાર :** (તે લઈને, જોઈને, ભયપૂર્વક) જુઓ, શાહેબો ! જુઓ આ ખરેખર તે બિચારીનાં. (ચારુદત્તને ઉદ્દેશીને) આ નજીવા પૈસા ખાતર એને મારી અને મારી નાખી.

[पश्यन्तु पश्यन्त्वार्याः एते खलु तस्यास्तपस्विन्या अलंकाराः ।...अस्यार्यकल्यवर्तस्य कारणादेषा मारिता व्यापादिता च ।]

(अधिकृताः सर्वेऽधोमुखाः स्थिताः)

चारुदत्तः—(जनान्तिकम्)

अयमेवंविधे काले दृष्टो भूषणविस्तरः ।
अस्माकं भाग्यवैषम्यात्पतितः पातयिष्यति ॥३१॥

विदूषकः—भो कीस भूदत्थ ण णिवेदीअदि । [भोः किमर्थं भूतार्थो न निवेद्यते ।]

चारुदत्त—वयस्य ।

दुर्बलं नृपतेश्चक्षुर्नैतत्तत्त्वं निरीक्षते ।
केवलं वदतो दैन्यमश्लाघ्यं मरणं भवेत् ॥३२॥

अधिकरणिक—कष्ट भोः कष्टम् ।

अङ्गारकविरुद्धस्य प्रक्षीणस्य बृहस्पतेः ।
ग्रहोऽयमपरः पार्श्वे धूमकेतुरिवोत्थितः ॥३३॥

श्रेष्ठिकायस्थौ—(विलोक्य वसन्तसेनामातरमुद्दिश्य) अवहिदा दाव अज्जा एद सुवण्णभण्डअं अवलोएदु सो ज्जेव एसो ण वेत्ति । [अवहिता तावदार्येदं सुवर्णभाण्डमवलोकयतु तदेवेद न वेति ।]

वृद्धा—(अवलोक्य) सरिसो एसो । [redacted] उण सो । [सदृशमेतत् । न पुनस्तत् ।]

शर्विलकः—आ बुड्ढकुट्टणि अक्खीहि मन्तिद वाआए मुक्किदम् । [आः वृद्धकुट्टनि अक्षिभ्यां मन्त्रितं वाचा मुक्तिम् ।]

वृद्धा—हदास अवेहि । [हताश अपेहि ।]

श्रेष्ठिकायस्थौ—अप्पमत्तं कधेहि सो ज्जेव एसो ण वेत्ति । [अप्रमत्त कथय तदेवैतन्न वेति ।]

वृद्धा—अज्ज सिप्पिकुसलदाए ओबन्धेदि दिट्ठिम् । ण उण सो । [आर्यशिल्पिकुशलतयाऽवबध्नाति दृष्टिम् । न पुनस्तत् ।]

अधिकरणिक—भद्रे अपि जानास्येतान्याभरणानि ।

वृद्धा—ण भणामि ण हु ण हु अणभिजाणिदो । अह वा कदा वि सिप्पिणा गढिदो भवे । [ननु भणामि न खलु न खल्वनभिज्ञातः । अथवा कदापि शिल्पिना घटितो भवेत् ।]

अधिकरणिकः—पश्य श्रेष्ठिन् ।

(બધા ન્યાયાધીશો નીચું મુખ કરી રહે છે.)

ચારુદત્ત : (બાજુ પર)

આવા સમયે દેખાયેલો, (અને) અમારા અવળા નસીબને લીધે પડેલો આ દાગીનાનો સમૂહ (મને) પાડશે. (31)

વિદૂષક : અરે ! શા માટે સાચી વાત જણાવતા નથી ?

ચારુદત્ત : ભાઈ !

રાજાની આંખ નબળી છે. એ સાચું જોતી નથી. કેવળ દીનતા-ભર્યું બોલું તો અપકીર્તિભર્યું મરણ થાય. (32)

ન્યાયાધીશ : હરિ હરિ ! અરે રામ !

અંગારકની વિરુદ્ધનો, નષ્ટ થતાં બૃહસ્પતિની પાસે આ બીજો ગ્રહ ધૂમકેતુની માફક ઊગ્યો છે. (33)

શ્રેષ્ઠિકાયસ્થ : (જોઈને–વસંતસેનાની માતાને ઉદ્દેશીને) માજી ! જરા ધ્યાનથી જુઓને કે આ ઘરેણાં એ પેલા જ છે કે નથી.

વૃદ્ધા : (જોઈને) આ એવાં છે, પણ એ જ નથી.

શકાર : એઇ ! બુઢ્ઢી કૂટણી ! જીભ ચુપ રહી (પણ) આંખોએ કહ્યું.

વૃદ્ધા : હટ, મૂરખા.

શ્રેષ્ઠિ–કાયસ્થ : ભૂલ વગર કહો કે આ તે જ છે કે નથી.

વૃદ્ધા : સાહેબ ! કારીગરની કુશળતાથી દૃષ્ટિ ઠરે છે. પણ તે નથી.

ન્યાયાધીશ : માજી ! આ ઘરેણાં (તમે) ઓળખો છો કે ?

વૃદ્ધા : વારું' કહું છું. ખરેખર 'ના'. ખરેખર 'ના'. (હું) જાણતી નથી. અથવા કદાચ (એક જ) શિલ્પીએ ઘડ્યાં હશે.

ન્યાયાધીશ : જુઓ, શેઠજી !

वस्त्वन्तराणि सदृशानि भवन्ति नूनं
रूपस्य भूषणगुणस्य च कृत्रिमस्य ।
दृष्ट्वा क्रियामनुकरोति हि शिल्पिवर्गः
सादृश्यमेव कृतहस्ततया च दृष्टम् ॥ ३४ ॥

श्रेष्ठिकायस्थौ—अज्जचारुदत्तस्स केरकाइं एदाइं । [आर्यचारुदत्तीयान्येतानि ।]

चारुदत्तः—न खलु न खलु ।

श्रेष्ठिकायस्थौ—ता कस्स । [ तदा कस्य ।]

चारुदत्त —इहात्रभवत्या दुहितुः ।

श्रेष्ठिकायस्थौ—कधं इदाइं ताए विओअं गदाइं । [कथमेतानि तस्या वियोगं गतानि ।]

चारुदत्तः—एवं गतानि । आ इदम् ।

श्रेष्ठिकायस्थौ—अज्जचारुदत्त एत्थं सच्चं वत्तव्वम् । पेक्ख पेक्ख ।

सच्चेण सुहं क्खु लब्भइ सच्चालावे ण होइ पादअम् ।
सच्चं त्ति दुवे वि अक्खरा मा सच्च अलिएण गूहेहि ॥३५॥

[आर्यचारुदत्त अत्र सत्यं वक्तव्यम् । पश्य पश्य
सत्येन सुखं खलु लभ्यते सत्यालापेन न भवति पातकम् ।
सत्यमिति द्वे अप्यक्षरे मा सत्यमलीकेन गूहय ॥]

चारुदत्त —आभरणान्याभरणानीति । न जाने, किन्त्वस्मद्गृहादानीतानीति जाने ।

शकार —उज्जाणं पवेशिअ पढमं मालेशि । कवडकावडिआए शंपदं णिगूहेशि । [उद्यानं प्रवेश्य प्रथमं मारयसि । कपटकापटिकतया साम्प्रतं निगूहसि ।]

अधिकरणिक—आर्यचारुदत्त सत्यमभिधीयताम् ।

इदानीं सुकुमारेऽस्मिन्निःशङ्कं कर्कशाः कशाः ।
तव गात्रे पतिष्यन्ति सहास्माकं मनोरथैः ॥३६॥

चारुदत्तः—

अपापानां कुले जाते मयि पापं न विद्यते ।
यदि संभाव्यते पापमपापेन च किं मया ॥३७॥

(स्वगतम्) न च मे वसन्तसेनाविरहितस्य जीवितेन कृत्यम् । (प्रकाशम्) भोः किं बहुना ।

ચોક્કસ, બીજી વસ્તુઓ મળતી આવે છે. કારણ કારીગરવર્ગ ઘડેલા અલંકારના ઘાટ (અને) કળા જોઇને ક્રિયાનું અનુકરણ કરે છે. અને હાથ બેસી ગયો હોવાથી મળતાપણું જ દેખાય છે. (૩૪)

શ્રેષ્ઠિ-કાયસ્થ : આ આર્ય ચારુદત્તનાં છે ?

ચારુદત્ત : ના, ખરેખર, નહીં જ.

શ્રેષ્ઠિ-કાયસ્થ : ત્યારે કોનાં ?

ચારુદત્ત : અહીં આ માજીની પુત્રીનાં.

શ્રેષ્ઠિ-કાયસ્થ : એની પાસેથી આ કેવી રીતે અલગ થયાં ?

ચારુદત્ત : આમ થયાં, અરે આમ.

શ્રેષ્ઠિ-કાયસ્થ : શેઠ ચારુદત્ત ! અહીં સાચું બોલવું જોઈએ. જુઓ,

ખરેખર, સત્યથી સુખ મેળવાય છે. સત્ય બોલવાથી પાપ નથી થતું. સત્ય એમ બે અક્ષરો જ અમર છે. સત્યને જૂઠાણાથી ઢાંકવું જોઈએ નહિ. (૩૫)

ચારુદત્ત : ઘરેણાં ! શેઠ, હું જાણતો નથી. પરંતુ અમારે ઘેરથી લાવવામાં આવ્યાં છે તે જાણું છું.

શકાર : બાગમાં પ્રવેશીને પહેલાં મારી નાખે છે. હવે કપટની ચાલાકીથી ઢાંકી દે છે ?

ન્યાયાધીશ : આર્ય ચારુદત્ત ! સાચું કહો.

હવે આ તમારા સુકોમળ દેહ ઉપર ચોક્કસ અમારા મનોરથો સાથે, ભારે ચાબૂક પડશે. (૩૬)

ચારુદત્ત :

પાપ વગરના કુળમાં જન્મેલા મારામાં પાપ નથી. જો પાપ ધારવામાં આવે તો પાપરહિત મારાથી શું ? (હું પાપરહિત હોઉં તો શું ?) (૩૭)

(સ્વગત) વસન્તસેના વગરના જીવનથી મને અર્થ નથી. (મોટેથી)

मया किल नृशंसेन लोकद्वयमजानता ।
स्त्रीरत्नं च विशेषेण शेषमेषोऽभिधास्यति ॥३८॥

शकार —वावादिदा । अले तुम पि भण मए वावादिदेत्ति । [व्यापादिता । अरे त्वमपि भण मया व्यापादितेति ।]

चारुदत्त —त्वयैवोक्तम् ।

शकार —शुणेध शुणेध भट्टालका एदेण मालिदा । एदेण ज्जेव शंशए छिण्णे । एदश्श दलिद्दचालुदत्तश्श शालीले दण्डे धालीअदु । [शृणुत शृणुत भट्टारकाः एतेन मारिता । एतेनैव संशयश्छिन्नः । एतस्य दरिद्रचारुदत्तस्य शारीरो दण्डो धार्यताम् ।]

अधिकरणिक —शोधनक यथाऽऽह राष्ट्रीय । भो राजपुरुषा गृह्यतामयं चारुदत्त ।

(राजपुरुषा गृह्णन्ति ।)

वृद्धा—पसीदन्तु पसीदन्तु अज्जमिस्सा । (जो तदाणिं चोरेहिं अवहिद त्ति (९–२२–१) इत्यादि पूर्वोक्तं पठति ।) ता जदि वावादिदा मम दारिआ वावादिदा । जीवदु मे दीहाऊ । अण्ण च । अत्थिपच्चत्थिण्णं ववहारो । णह अत्थिणी । ता मुञ्चध एदम् । [प्रसीदन्तु प्रसीदन्त्वार्यमिश्राः । तद्यदि व्यापादिता मम दारिका, व्यापादिता जीवतु मे दीर्घायु । अन्यच्च । अर्थिप्रत्यर्थिनोर्व्यवहार । अहमर्थिनी । तन्मुञ्चतैनम् ।]

शकार —अवहि गब्भदाशि गच्छ । किं तव एदिणा । [अपेहि गर्भदासि गच्छ । किं तवैतेन ।]

अधिकरणिक —आर्ये गम्यताम् । हे राजपुरुषा निष्कामयतैनाम् ।

वृद्धा—हा जाद हा पुत्तअ । [हा जात हा पुत्रक ।] (इति रुदती निष्क्रान्ता।)

शकार —(स्वगतम्) कडं मए एदश्श अत्तणो शलिशम् । शंपद गच्छामि । [कृत मयैतस्यात्मन सदृशम् । सांप्रत गच्छामि ।] (इति निष्क्रान्त.)

अधिकरणिक —आर्य चारुदत्त निर्णये वय प्रमाणम् । शेषे तु राजा । तथापि शोधनक विज्ञाप्यता राजा पालक —

अयं हि पातकी विप्रो न वध्यो मनुरब्रवीत् ।
राष्ट्रादस्मात्तु निर्वास्यो विभवैरक्षतैः सह ॥३९॥

शोधनक —ज अज्जो आणवेदि । (इति निष्क्रम्य पुन प्रविश्य । सास्रम्) अज्जा गदम्हि तहिं । राआ पालओ भणादि—जेण अत्थकल्लवत्तस्स कालणादो वसन्तसेणा वावादिदा त ताइ ज्जेव आहरणाइ गळे बन्धिअ डिण्डिमं ताडिअ दक्खिण-

બંને લોકની પરવા કર્યા વગર ખરેખર મેં – દરિદ્ર્યે સ્ત્રીરત્નને અને ખાસ કરીને—બાકીનું આ કહેશે (૩૮)

શકાર મારી નાખી અરે ! તું પણ કહે કે મેં મારી

ચારુદત્ત . તે જ કહ્યું

શકાર સાભળો સાભળો—મહેરબાનો ! આણે મારી આણે જ સંશય કાઢ્યો આ દરિદ્ર ચારુદત્તને શારીરિક શિક્ષા કરો

ન્યાયાધીશ શોધનક ! જેમ રાજાના સાળા કહે છે તેમ (કરો) સિપાઈઓ ! ચારુદત્તને પકડો

(સિપાઈઓ પકડે છે)

વૃદ્ધા પ્રસન્ન થાઓ બાપજી ! પ્રસન્ન થાઓ (જેણે તે વખતે ન્યાસ મૂકેલા – ઇત્યાદિ ફરીથી બોલે છે) તો જો મારી છે તો મારી દીકરીને મારી છે મારો દીર્ઘાયુ ભલે જીવતો અને બીજું વાદી પ્રતિવાદી વચ્ચે ફરિયાદ છે હું વાદી છું તેથી આને છોડો

શકાર હટ રે ગર્ભદાસી ! જા, તારે એનાથી શું ?

ન્યાયાધીશ માજી ! જાઓ એઈ સિપાઈઓ ! આને બહાર કાઢો

વૃદ્ધા અરે દીકરા ! ઓ બેટા ! (રડતી રડતી જાય છે)

શકાર (સ્વગત) મેં આને માટે યોગ્ય કર્યું હવે જાઉં (જાય છે)

ન્યાયાધીશ શેઠજી ! નિર્ણયમાં અમે પ્રમાણ છીએ પણ બાકીનામાં રાજા છતાં શોધનક ! રાજા પાલકને વિનંતી કર—

ખરેખર, આ પાપી બ્રાહ્મણ છે મનુએ કહ્યું છે (તે મુજબ) મારવો જોઈએ નહીં પણ બધી સમૃદ્ધિ સાથે આ રાષ્ટ્રમાંથી (તેને) કાઢી મૂકવો જોઈએ (૩૯)

શોધનક જેવી સાહેબની આજ્ઞા (બહાર જઈને પાછો આવીને આંસુ સાથે) સાહેબ ! હું ત્યાં જઈ આવ્યો રાજા પાલક કહે છે કે જેણે તુચ્છ પૈસા

मंसाणं गहअ सूले भज्जेध त्ति। जो को वि अवरो एरिस अकज्जं अणुचिट्ठदि सो एदिणा सणिआरदण्डेण सासीअदि। [यदार्य आज्ञापयति।....आर्याः गतोऽस्मि तत्र। राजा पालको भणति–येनार्थकल्यवर्तस्य कारणाद्वसन्तसेना व्यापादिता तं तान्येवाभरणानि गले बद्ध्वा डिण्डिमं ताडयित्वा दक्षिणश्मशानं नीत्वा शूले भङ्क्त। यः कोऽप्यपर ईदृशमकार्यमनुतिष्ठति स एतेन सनिकारदण्डेन शास्यते।]

चारुदत्तः—अहो अविमृश्यकारी राजा पालकः। अथवा

**ईदृशे व्यवहाराग्नौ मन्त्रिभिः परिपातिताः।**
**स्थाने खलु महीपाला गच्छन्ति कृपणां दशाम् ॥४०॥**

अपि च।

**ईदृशैः श्वेतकाकीयै राज्ञः शासनदूषकैः।**
**अपापानां सहस्राणि हन्यन्ते च हतानि च ॥४१॥**

सखे! मैत्रेय गच्छ। मद्वचनादम्बामपश्चिमभिवादयस्व। पुत्रं च मे रोहसेन परिपालयस्व।

विदूषकः—मूले छिण्णे कुदो पादवस्स पालणम्। [मूले छिन्ने कुतः पादपस्य पालनम्।]

चारुदत्तः—मा मैवम्।

**नृणां लोकान्तरस्थानां देहप्रतिकृतिः सुतः।**
**मयि यो वै तव स्नेहो रोहसेने स युज्यताम् ॥४२॥**

विदूषकः—भो वअस्स अहं ते पिअवअस्सो भविअ तुए विरहिदाइं पाणाइं धारेमि। [भो वयस्य अहं ते प्रियवयस्यो भूत्वा त्वया विरहितान्प्राणान्धारयामि।]

चारुदत्तः—रोहसेनमपि तावद्दर्शय।

विदूषकः—एव्वम्। जुज्जदि। [एवम्। युज्यते।]

अधिकरणिकः—भद्र शोधनक अपसार्यतामय बटुः।

(शोधनकस्तथा करोति।)

अधिकरणिक—कः कोऽत्र भोः। चाण्डालाना दीयतामादेशः।

(इति चारुदत्तं विसृज्य निष्क्रान्ता सर्वे राजपुरुषाः।)

शोधनकः—इदो आअच्छदु अज्जो। [इत आगच्छत्वार्यः।]

चारुदत्तः—(सकरुणम्। मैत्रेय भोः किमिदमद्य (९/२९) इत्यादि पठति।

માટે વસન્તસેનાને મારી, તેને તે જ અલંકાર ગળે બાધીને, (અને) ઢંઢેરો પીટીને દક્ષિણ (તરફના) સ્મશાનમા લઈ જઈને શૂળીએ ચડાવો. જે કોઈ પણ બીજો આવું કુકર્મ કરશે તેને એવી અપમાનભરી સજા થશે.

**ચારુદત્ત** : અહો ! રાજા પાલક વિચાર વગર (કાર્ય) કરનારા છે. અથવા,

મંત્રીઓથી આવા વ્યવહારાગ્નિમાં નંખાયેલા રાજાઓ ખરેખર યોગ્ય રીતે દયનીય દશા પામે છે. (૪૦)

અને ઉપરાંત,

આવા, રાજાના ન્યાયને દોષિત કરનારા સફેદ કાગડાઓથી, હજારો નિર્દોષ વ્યક્તિઓ મરાય છે, અને મરાયા છે. (૪૧)

ભાઈ મૈત્રય ! જા, મારા વચનથી માતાજીને છેલ્લા પ્રણામ કરજે અને મારા પુત્ર રોહસેનને પાળજે.

**વિદૂષક** : મૂળ નાશ પામ્યુ હોય ત્યારે વૃક્ષનું પોષણ કેવું !

**ચારુદત્ત** : ના. એમ નહિ !

પરલોકે સીધાવેલા માણસોની પ્રતિકૃતિ એનો પુત્ર છે. તારો ખરેખર મારા તરફ જે સ્નેહ હતો તે રોહસેન તરફ રાખજે. (૪૨)

**વિદૂષક** : અરે ભાઈ ! હું તમારો પ્રિય મિત્ર થઈને તમારા વગર પ્રાણ ટકાવીશ !

**ચારુદત્ત** : જરા રોહસેનને તો બતાવ.

**વિદૂષક** . ભલે, બરાબર છે.

**ન્યાયાધીશ** : ભાઈ શોધનક ! આ બટુકને અહીંથી દૂર કરો.

(શોધનક તે પ્રમાણે કરે છે.)

**ન્યાયાધીશ** : અરે ! કોણ, કોણ છે ? ચાડાળોને હુકમ આપો.

(ચારુદત્તને મૂકી બધા રાજપુરુષો જાય છે.)

**શોધનક** : આર્ય ! અહીં આવો.

**ચારુદત્ત** : (કરુણતાથી) અરે મૈત્રેય ! આજે આ શું ? (૯.૨૯) વગેરે, ફરીથી બોલે છે. (આકાશમાં જોઈને)

(आकाशे)

विषसलिलतुलाग्निप्रार्थिते मे विचारे
क्रकचमिह शरीरे वीक्ष्य दातव्यमद्य ।
अथ रिपुवचनाद्वा ब्राह्मणं मां निहंसि
पतसि नरकमध्ये पुत्रपौत्रैः समेतः ॥४३॥

अयमागतोऽस्मि ।

(इति निष्क्रान्ताः सर्वे) ।

इति व्यवहारो नाम नवमोऽङ्कः



(ततः प्रविशति चाण्डालद्वयेनानुगम्यमानश्चारुदत्तः ।)

उभौ—

तर्वि्क ण कलअ कालण णवबह्वबन्धणअणे णिउणा ।
अचिलेण शीशछेअणशूलोणेवेशु कुशलम्ह ॥१॥

ओशलध अज्ज ओशलध । एशे अज्जचालुदत्ते

दिण्णकलवीलदामे गिहिदे अम्हेहिं वज्झपुलिसेहिं ।
दीवे व्व मन्दणेहे थोअं थोअं खअं जादि ॥२॥

[तर्किं न कलय कारण नववधबन्धनयने निपुणौ ।
अचिरेण शीर्षच्छेदनशूलारोपेषु कुशलौ स्वः ॥

अपसरतार्याः अपसरत । एष आर्यचारुदत्तः

दत्तकरवीरदामा गृहीत आवाभ्यां वध्यपुरुषाभ्याम् ।
दीप इव मन्दस्नेहः स्तोकं स्तोकं क्षयं याति ॥]

चारुदत्तः—(सविषादम्)

नयनसलिलसिक्तं पांशुरूक्षीकृताङ्गं
पितृवनसुमनोभिर्वेष्टितं मे शरीरम् ।
विरसमिह रटन्तो रक्तगन्धानुलिप्तं
बलिमिव परिभोक्तुं वायसास्तर्कयन्ति ॥३॥

चाण्डालौ—ओशलध अज्जा ओशलध ।

किं पेक्खध छिज्जन्तं शप्पुलिशं कालपलशुधालाहिं ।
शुअणशउणाधिवाशं शज्जणपुलिशद्दुमं एदम् ॥४॥

आअच्छ ले चालुदत्ता आअच्छ । [अपसरतार्याः अपसरत ।

किं पश्यथ छिद्यमानं सत्पुरुषं कालपरशुधाराभिः ।
सुजनशकुनाधिवासं सज्जनपुरुषद्रुममेतम् ॥

आगच्छ रे चारुदत्त आगच्छ ।]

चारुदत्तः—पुरुषभाग्यानामचिन्त्याः खलु व्यापाराः, यदहमीदृशीं दशामनुप्राप्तः ।

सर्वगात्रेषु विन्यस्तै रक्तचन्दनहस्तकैः ।
पिष्टचूर्णावकीर्णश्च पुरुषोऽहं पशूकृतः ॥५॥

## અંક ૧૦

(પછી બે ચાંડાળોથી અનુસરાતો ચારુદત્ત પ્રવેશ કરે છે.)

બંને :

તો શું ? કારણુનો વિચાર ન કરો. નવાને (નવા વધને) મારવામાં, બાંધવામાં અને લઈ જવામાં (અમે બે) કુશળ છીએ. ટૂંક સમયમાં વધ કરવામાં (અને) શૂળીએ ચડાવવામાં અમે બે પાવરધા છીએ. (૧)

દૂર ખસો, ભાઈઓ ! દૂર ખસો. આ શ્રીમાન્ ચારુદત્ત.

કરેણુની માળા પહેરાવેલા, અમારા જેવા ચાંડાળોથી પકડાયેલા, થોડા તેલવાળા દીવાની જેમ ધીમે ધીમે નાશ પામે છે. (૨)

ચારુદત્ત : (ખેદ સાથે)

અશ્રુજળથી સીંચાયેલું, રેતીથી રુક્ષ થયેલા અવયવોવાળું, સ્મશાનનાં પુષ્પોથી ચોપાસ છવાયેલું, લાલ ચંદનયુક્ત મારું શરીર અહીં કર્કશ રટતા કાગડાઓ બલિની માફક ખાઈ જવા વિચારે છે. (૩)

ચાંડાળો : દૂર ખસો, મહેરબાનો ! આઘા જાવ.

સજ્જનરૂપી વિહંગોનું નિવાસસ્થાન બનેલા સજ્જનવૃક્ષને કાળરૂપી ફરસીની ધારથી રહેંસાતું શું જોઈ રહ્યા છો ? (૪)

આવો, ચારુદત્ત, આવો.

ચારુદત્ત : પુરુષના ભાગ્યનો વ્યવહાર, ખરેખર અચિંતનીય છે કે (જેથી) હું આવી દશાને પામ્યો.

બધા અવયવો ઉપર લગાડેલા લાલ ચંદનના છાપાથી અને દળેલો (ચોખાનો) આટો લગાડેલો હું પુરુષ છતાં પશુ બનાવાયો છું. (૫)

(अग्रतो निरूप्य) अहो तारतम्यं नराणाम् । (सकरुणम्)

अमी हि दृष्ट्वा मदुपेतमेतन्मर्त्यं धिगस्त्वित्युपजातबाष्पाः ।
अशक्नुवन्तः परिरक्षितुं मां स्वर्गं लभस्वेति वदन्ति पौराः ॥६॥

चाण्डालौ—ओशलध अज्जा ओशलध । किं पेक्खध ।

इन्दे प्पवाहिअन्ते गोप्पसवे संकमं च ताळाणम् ।
शुपुलिशपाणविपत्ती चत्तालि इमे ण दट्टव्वा ॥७॥

[अपसरतार्याः अपसरत । किं पश्यथ ।
इन्द्रः प्रवाह्यमाणो गोप्रसवः संक्रमश्च ताराणाम् ।
सुपुरुषप्राणविपत्तिश्चत्वार इमे न द्रष्टव्याः ॥]

एकः—हण्डे अरहीन्ता पेक्ख पेक्ख ।

णअलीपधाणभूदे वज्झोअन्ते कदन्तअण्णाए ।
किं लुअदि अन्तलिक्खे आदु अणब्भे पडदि वज्जे ॥८॥

[अरे आहीन्त पश्य पश्य ।
नगरीप्रधानभूते वध्यमाने कृतान्ताज्ञया ।
किं रोदित्यन्तरिक्षमथवाऽनभ्रे पतति वज्रम् ]

द्वितीयः—अले गोही ।

ण अ लुअदि अन्तलिक्खे णेअ अणब्भे पडदि वज्जे ।
महिलाशमूहमेहे निवडदि णअणम्बु धाराहि ॥९॥

अवि अ

वज्झम्मि णीअमाणे जणश्श शव्वश्श लोदमाणश्श ।
णअणशलिलेहिं शित्ते लच्छादो ण उण्णमइ लेणू ॥१०॥

[अरे गोह ।
न च रोदित्यन्तरिक्षं नैवानभ्रे पतति वज्रम् ।
महिलासमूहमेघान्निपतति नयनाम्बु धाराभिः ॥
अपि च ।
वध्ये नीयमाने जनस्य सर्वस्य रुदतः ।
नयनसलिलैः सिक्तो रथ्यातो नोन्नमति रेणुः ॥]

चारुदत्तः—(निरूप्य सकरुणम्)

(આગળ જોઈને) વાહ રે ! લોકોની નિષ્કર્ષ બુદ્ધિ ? (ખેદથી)

ખરે ! મારા ઉપર આવી પડેલું આ (દુઃખ) જોઈ, 'મર્ત્યલોકને ધિક્કાર છે' એમ જેમને આંસું આવ્યાં છે તેવા આ નાગરિકો મને બચાવવા અશક્તિમાન હોવાથી "સ્વર્ગ મેળવ", એમ (મને) કહે છે. (૬)

બંને ચાંડાળો : દૂર ખસો, ભાઈઓ હટી જાઓ. શું જુઓ છો ?

લઈ જવાતો ઇન્દ્રધ્વજ, ગાયની પ્રસૂતિ અને તારાનું ખરવું (અને) સજ્જનના પ્રાણ ઉપરની આપત્તિ-આ ચાર ન જોવાં જોઈએ. (૭)

એક : અરે આહિન્ત ! જો, જો.

નગરમાં અગ્રગણ્ય બનેલાનો, જ્યારે વિધિના આદેશથી વધ થાય [redacted] ત્યારે શું આકાશ રડે છે ? કે મેઘ વગર વજ્ર પડે છે ? (૮)

બીજો : અરે બળદિયા,

નથી આકાશ રડતું કે નથી મેઘ વગર વજ્ર પડતું. નારીવૃંદરૂપી મેઘની અશ્રુધારાઓ પડે છે. (૯)

અને વળી,

વધ લઈ જવામાં આવી રહ્યો છે અને બધાં રડી રહ્યાં [redacted] ત્યારે જળથી ભીંજાયેલી શેરીઓમાંથી ધૂળ ઊડતી નથી. (૧૦)

ચારુદત્ત : (જોઈને સકરુણ)

**एताः पुनर्हर्म्यगताः स्त्रियो मां वातायनार्धेन विनिःसृतास्याः ।**
**हा चारुदत्तेत्यभिभाषमाणा बाष्पं प्रणालीभिरिवोत्सृजन्ति ॥११॥**

चाण्डालौ—आअच्छ ले चालुदत्ता आअच्छ इमं घोषणट्ठाणम् । आहणेध डिण्डिमम् । घोषध घोणम् [आगच्छ रे चारुदत्त आगच्छ । इदं घोषणस्थानम् । आहत डिण्डिमम् । घोषयत घोषणाम् ।]

उभौ—शुणाध अज्जा शुणाध । एशे शत्थवाहविणअदत्तश्श णत्तिके शाअलदत्तश्श पुत्तके अज्जचालुदत्ते णाम । एदिणा किल अकज्जकालिणो गणिआ वशन्तशेणा अत्थकल्लवत्तश्श कालणादो शुण्ण पुप्फकलण्डजिण्णुज्जाणं पवेशिअ बाहुपाशबलक्कालेण मालिदे त्ति एशे शलोत्ते गहिदे शअं अ पडिवण्णे । तदो लण्णा पालएण अम्हे आणत्ता एदं मालेदुम् । जदि अवले ईदिशं उभअलोअविलुद्धं अकज्जं कलेदि तं पि लाआ पालए एव्वं ज्जेव शाशदि । [शृणुतार्याः शृणुत । एष सार्थवाहविनयदत्तस्य नप्ता सागरदत्तस्य पुत्रक आर्यचारुदत्तो नाम । एतेन किलाकार्यकारिणा गणिका वसन्तसेनाऽर्थकल्यवर्तस्य कारणाच्छून्य पुष्पकरण्डकजीर्णोद्यानं प्रवेश्य बाहुपाशबलात्कारेण मारितेति एष सलोप्त्रो गृहीत्वा स्वयं च प्रतिपन्नः । ततो राज्ञा पालकेन वयमाज्ञप्ता एतं मारयितुम् । यद्यपर ईदृशमुभयलोकविरुद्धमकार्यं करोति तमपि राजा पालक एवमेव शास्ति ।]

चारुदत्तः—(सनिर्वेदं स्वगतम्)

**मखशतपरिपूतं गोत्रमुद्भासितं मे**
**सदसि निबिडचैत्यब्रह्मघोषैः पुरस्तात् ।**
**मम मरणदशायां वर्तमानस्य पापै-**
**स्तदसदृशमनुष्यैर्घुष्यते घोषणायाम् ॥१२॥**

(उद्वीक्ष्य कर्णौ पिधाय) हा प्रिये वसन्तसेने ।

**शशिविमलमयूखशुभ्रदन्ति सुरुचिरविद्रुमसन्निभाधरोष्ठि ।**
**तव वदनभवामृतं निपीय कथमवशो ह्ययशोविषं पिबामि ॥१३॥**

उभौ—ओशलध अज्जा ओशलध ।

**एशे गुणलअणणिही शज्जणदुक्खाण उत्तलणशेदू ।**
**अशुवण्ण मण्डणअं अवणीअदि अज्ज णअलीदो ॥१४॥**

વળી મહેલમાં રહેલી આ સ્ત્રીઓ અર્ધબારીમાંથી મુખ બહાર કાઢીને 'હા ! ચારુદત્ત !' એમ મને (અનુલક્ષીને) કહેતી; જાણે આંસુનાં પૂર વહાવે છે. (શબ્દશઃ– જાણે નહેરો વાટે આંસુ વહાવે છે.) (૧૧)

ચાંડાળો : ચાલો ! રે ચારુદત્ત ! ચાલો. અહીં ઘોષણાનું સ્થાન છે. ઢોલ વગાડો, ઢંઢેરો પીટાવો.

બંને : સાંભળો, ભાઈઓ સાંભળો. સાર્થવાહ વિનયદત્તના પૌત્ર,(અને) સાગરદત્તના આર્ય ચારુદત્ત નામે આ પુત્ર છે કહે છે કે અકાર્ય કરનાર એમણે પૈસા જેવી તુચ્છ બાબત માટે ગણિકા વસન્તસેનાને જૂના (અને) સૂના પુષ્પકરંડક બાગમાં પ્રવેશ કરાવીને ગળે ટૂંપો દઈને મારી નાંખી, એમ મુદ્દામાલ સાથે પકડાયા છે અને એમણે પોતે કબૂલ કર્યું છે. પછી રાજા પાલકે આમને મારવાની અમને આજ્ઞા કરી છે જો બીજો કોઈપણ આવું બંને લોકની વિરુદ્ધનું કામ કરશે તો તેને પણ રાજા પાલક આવી રીતે જ શિક્ષા કરશે.

ચારુદત્ત : (ખિન્ન થઈને, સ્વગત)

સેંકડો યજ્ઞથી પવિત્ર થયેલું (અને) પહેલાં યજ્ઞમંડપમાં બ્રાહ્મણોથી ભરચક વેદી પાસે મોટેથી ઉચ્ચારાતા વેદ સાથે ગવાયેલું, મારું તે ગોત્ર, હું મરણની વેળાએ ઊભો છું ત્યારે પાપી, અયોગ્ય માણસો ઢંઢેરામાં ઉચ્ચારે છે. (૧૨)

(ઉદ્વેગ અનુભવીને કાન બંધ કરીને) હાય, પ્રિય વસન્તસેના !

ચંદ્રનાં નિર્મળ કિરણો જેવા પ્રકાશિત દાંતવાળી, અતિરમ્ય પરવાળા જેવા અધરોષ્ઠવાળી, તારા મુખમાંથી ઉદ્‌ભવેલું અમૃત પીને (હવે) પરવશ હું ખરે ! કેવી રીતે અપયશનું વિષપાન કરું ? (૧૩)

બંને : ખસી જાવ, ભાઈઓ ! દૂર હટો.

આ ગુણ રૂપી રત્નોનો ભંડાર, સજ્જનોનો દુઃખ તરવાનો સેતુ, સોના વિનાનું આભૂષણ, આજે નગરની બહાર લઈ જવાય છે. (૧૪)

अण्ण च

शव्वे क्खु होइ लोए लोए शुहशंठिदाण तच्चिल्लः ।
विणिवडिदाण णलाणं पिअकाली दुल्लहो होदि ॥१५॥
[अपसरतार्याः अपसरत ।
एष गुणरत्ननिधिः सज्जनदुःखानामुत्तरणसेतुः ।
असुवर्णं मण्डनकमपनीयतेऽद्य नगरीतः ॥
अन्यच्च
सर्वं खलु भवति लोके लोकः सुखसंस्थितानां चिन्तायुक्तः ।
विनिपतितानां नराणां प्रियकारी दुर्लभो भवति ॥]

चारुदत्तः—(सर्वतोऽवलोक्य)

अमी हि वस्त्रान्तनिरुद्धवक्त्राः प्रयान्ति मे दूरतरं वयस्याः ।
परोऽपि बन्धुः समसंस्थितस्य मित्रं न कश्चिद्विषमस्थितस्य ॥१६॥

चाण्डालौ—ओशालण किदम् । विवित्ते लाअमग्गम् । ता आणेध एदं दिण्णवज्झचिण्हम् । [अपसरणं कृतम् । विविक्तो राजमार्गः । तदानयैतं दत्तवध्यचिह्नम् ।]

(चारुदत्तो निःश्वस्य मैत्रेय भोः किमिदमद्य (९/२९) इत्यादि पठति ।)

(नेपथ्ये)

हा ताद हा पिअवअस्स । [हा तात हा प्रियवयस्य ।]

चारुदत्त—(आकर्ण्य सकरुणम्) भोः स्वजातिमहत्तर इच्छाम्यहं भवतः सकाशात्प्रतिग्रहं कर्तुम् ।

चाण्डालौ—किं अम्हाणं हत्थादो पडिग्गह कलेशि । [किमस्माकं हस्तात्प्रतिग्रहं करोषि ।]

चारुदत्तः—शान्त पापम् । नापरीक्ष्यकारी दुराचारः पालक इव चाण्डालः । तत्परलोकार्थं पुत्रमुखं द्रष्टुमभ्यर्थये ।

चाण्डालौ—एव्वं कलीअदु । [एवं क्रियताम् ।]

(नेपथ्ये)

हा ताद हा आवुक । [हा तात हा पितः ।]

(चारुदत्तः श्रुत्वा सकरुणम् 'भोः स्वजातिमहत्तर (१०-१६-५)' इत्यादि पठति ।)

चाण्डालौ—अले प उला खणं अन्तलं देध । एशे अज्ज । चालुदत्त पुत्तमुहं पेक्खदु (नेपथ्याभिमुखम्) अज्ज इदो इदो । आअच्छ ले दालआ आअच्छ । [अरे पौराः क्षणमन्तरं दत्त । एष आर्यचारुदत्तः पुत्रमुखं पश्यतु । ...आर्य इत इतः । आगच्छ रे दारक आगच्छ ।]

અને બીજું

'ખરેખર, દુનિયામાં બધા લોકો સુખથી રહેનારા (માણસો) માટે ચિન્તાયુક્ત થાય છે. વિનાશ પામતા મનુષ્યોનું ભલું કરનાર મળવો મુશ્કેલ છે. (૧૫)

**ચારુદત્ત** : (ચોપાસ જોઈને)

ખરે ! વસ્ત્રોના છેડાથી મુખ છુપાવીને આ મારા મિત્રો વધારે દૂર ચાલ્યા જાય છે. સુખમાં રહેનારનો અજાણ્યો પણ મિત્ર બને છે. દુઃખ પડેલાને કોઈ મિત્ર નથી.' (૧૬)

**ચાંડાળો** : લોકોને ખસેડી દીધા. રાજમાર્ગ ખાલી છે. તેથી વધ્યના સાજ સજાવીને આને લાવ. (ચારુદત્ત નિઃશ્વાસ મૂકીને, ઓ મૈત્રેય, આ મારો આ.... ઇત્યાદિ (૯-૨૯ પ્રમાણે) બોલે છે.)

(પડદા પાછળ)

ઓ બાપુ ! ઓ વ્હાલા ભાઈ !

**ચારુદત્ત** : (સાંભળીને સકરુણ) ઓ પોતાની જાતિના મહેતર (પોતાની જાતિના નાયક) ! હું તમારી પાસે દાન લેવા ઇચ્છું છું.

**ચાંડાળો** : શું અમારા હાથનું દાન લેશો ?

**ચારુદત્ત** : શાન્તમ્ પાપમ્. પાલકની માફક ચાંડાલ અવિચારી અને દુરાચારી નથી. તેથી પરલોક માટે હું (મારા) પુત્રનું મુખ જોવા માંગુ છું.

**ચાંડાળો** : ભલે એમ કરો.

(પડદા પાછળ)

ઓ બાપુ ! ઓ તાત !

(ચારુદત્ત સાંભળીને "ઓ પોતાની જાતિના નાયક !' ઇત્યાદિ બોલે છે.)

**ચાંડાળો** : ઓ પુરવાસીઓ ! સહેજ 'માર્ગ' આપો. આ આર્ય ચારુદત્તને પુત્રનું મુખ જોવા દો. (પડદા તરફ ફરીને) ભાઈ ! આ બાજુ. આ તરફ આવ. ઓ ભાઈ ! આવ.

(ततः प्रविशति दारकमादाय विदूषकः ।)

विदूषकः—तुवरदु तुवरदु भद्दमुहो । पिदा दे मारिदुं णीअदि । [त्वरतां त्वरतां भद्रमुखः । पिता ते मारयितुं नीयते ।]

दारकः—हा ताद हा आवुक । [हा तात हा पितः ।]

विदूषकः—हा पिअवअस्स कहिं मए तुमं पेक्खिदव्वो । [हा प्रियवयस्य कुत्र मया त्वं द्रष्टव्यः ।]

चारुदत्तः—(पुत्रं मित्रं च वीक्ष्य) हा पुत्र हा मैत्रेय । (सकरुणम्) भोः कष्टम् ।

चिरं खलु भविष्यामि परलोके पिपासितः ।
अत्यल्पमिदमस्माकं निवापोदकभोजनम् ॥१७॥

किं पुत्राय प्रयच्छामि । (आत्मानमवलोक्य । यज्ञोपवीतं दृष्ट्वा) आम् इदं ताव-दस्ति मम च ।

अमौक्तिकमसौवर्णं ब्राह्मणानां विभूषणम् ।
देवतानां पितॄणां च भागो येन प्रदीयते ॥१८॥

(इति यज्ञोपवीतं ददाति)

चाण्डालः—आअच्छ ले चालुदत्ता आअच्छ । [आगच्छ रे चारुदत्त आगच्छ ।]

द्वितीयः—अले अज्जचालुदत्तं णिलुवपदेण णामेण आलवेशि । अले पेक्ख । अण्णं च ।

अब्भुदए अवसाणे तहेअ लत्तिंदिवं अहदमग्गा ।
उद्दामे व्व किशोली णिअदी क्खु पडिच्छिदुं जादि ॥१९॥

अण्णं च ।

शुक्खा ववदेशा शे किं विणमिअमत्थए ण काअव्वम् ।
लाहुगहिदे वि चन्दे ण वन्दणीए जणपदश्श ॥२०॥

[अरे आर्यचारुदत्तं निरुपपदेन नाम्नाऽऽलपसि । अरे पश्य ।
अभ्युदयेऽवसाने तथैव रात्रिंदिवमहतमार्गा ।
उद्दामेव किशोरी नियतिः खलु प्रत्येषितुं याति ॥
अन्यच्च ।
शुष्का व्यपदेशा अस्य किं विनमितमस्तकं न कर्तव्यम् ।
राहुगृहीतोऽपि चन्द्रो न वन्दनीयो जनपदस्य ॥]

(પછી છોકરાને લઈને વિદૂષક પ્રવેશ કરે છે.)

**વિદૂષક :** ઉતાવળ કર, ઓ ભદ્રમુખ ! ઉતાવળ કર, તારા પિતાને મારવા લઈ જાય છે.

**દારક :** ઓ બાપુ ! ઓ બાપુ !

**વિદૂષક :** હાય રે ! પ્રિય મિત્ર ! તમે મને ક્યાં મળશો ?

**ચારુદત્ત :** (પુત્રને અને મિત્રને જોઈને) હા ! પુત્ર ! હા ! મૈત્રેય ! (સકરુણ) અરે રામ !

પરલોકમાં હું ખરેખર લાંબો કાળ તરસ્યો રહીશ. તર્પણના પાણીનું ભોજન અમારે માટે બહુ થોડું હશે. (૧૭)

પુત્રને શું આપું ? (પોતાના શરીર તરફ જોઈને–જનોઈ જોઈને) હા. આ છે મારી પાસે છે.

વગર મોતનું, સુવર્ણવિહીન (છતા) બ્રાહ્મણોનું આભૂષણ (અને) જેનાથી દેવતાઓનો અને પિતૃઓનો ભાગ અપાય છે. (૧૮)

(જનોઈ આપે છે.)

**એક ચાંડાળ :** ચાલો ઓ ચારુદત્ત ! ચાલો.

**બીજો ચાંડાળ :** અરે ! આર્ય ચારુદત્તને (માનસૂચક) વિશેષણ વગર નામ લઈ બોલાવે છે ! અરે જો,

ઉન્નતિમાં અને અવનતિમાં, અહોરાત જેનો માર્ગ રોકાતો નથી તે વિધિ, છૂટી મૂકેલી યુવાન ઘોડીની જેમ ખરેખર (માનવ) ઉપર સવાર થઈને જાય છે. (૧૯)

અને બીજું,

આના બધા માન મરતબા ખલાસ થઈ ગયા. (એટલે) શું (એને માટે) માથું ન નમાવવું જોઈએ ? ચંદ્રને રાહુ ગળી ગયો હોય તોયે લોકોને વંદનીય નથી ? (૨૦)

दारकः—अरे रे चाण्डाला कहिं मे आवुकं णेध । [अरे रे चाण्डालौ कुत्र मम पितरं नयथः ।]

चारुदत्तः—वत्स ।

अंसेन बिभ्रत्करवीरमालां स्कन्धेन शूलं हृदयेन शोकम् ।
आघातमद्याहमनुप्रयामि शामित्रमालब्धुमिवाध्वरेऽजः ॥२१॥

चाण्डलः—दालआ

ण हु अम्हे चाण्डालकुलम्मि जादपुव्वा वि ।
जे अहिभवन्ति शाहुं ते पावा ते अ चाण्डाला ॥२२॥

[दारक ।
न खलु वयं चाण्डालाश्चाण्डालकुले जातपूर्वा अपि ।
येऽभिभवन्ति साधुं ते पापास्ते च चाण्डालाः ।]

दारकः—ता कीस मारेध आवुकम् । [तत्किमर्थं मारयथः पितरम् ।]

चाण्डालः—दीहाओ अत्त लाअणिओओ क्खु अवलज्झदि ण क्खु अम्हे । दीर्घायुः अत्र राजनियोगः खल्वपराध्यति न खलु आवाम् ।]

दारकः—वावादेध मम् । मुञ्चध आवुकम् । [व्यापादयतं माम् । मुञ्चतं पितरम् ।]

चाण्डालः—दीहाओ एवं भणन्ते चिलं मे जीव । [दीर्घायुः एवं भणंश्चिरं मे जीव ।]

चारुदत्तः—(सास्रं कण्ठे गृहीत्वा)

इदं तत्स्नेहसर्वस्वं सममाढ्यदरिद्रयोः ।
अचन्दनमनौशीरं हृदयस्यानुलेपनम् ॥२३॥

(असेन बिभ्रत्-(१०/२१) इत्यादि पुनः पठति । अवलोक्य स्वगतम् । अमी हि वस्त्रान्तनिरुद्धवक्त्राः । (१०/१६) इत्यादि पुनः पठति....।

विदूषकः—भो भद्दमुहा मुञ्चध पिअवअस्सं चारुदत्तम् । मं वावादेध । [भो भद्रमुखौ मुञ्चत प्रियवयस्यं चारुदत्तम् । मां व्यापादयतम् ।]

चारुदत्तः—शान्तं पापम् । (दृष्ट्वा स्वगतम्) अद्यावगच्छामि । (समसंस्थित (१०/१६) इत्यादि पठति ।) (प्रकाशम्) (एताः पुनर्हर्म्यगताः स्त्रियो माम् (१०/११) इत्यादि पुनः पठति ।)

દારક : અરે ! અરે ! ઓ ચાંડાલો ! મારા બાપુને ક્યાં લઈ જાવ છો ?

ચારુદત્ત : બેટા !

ગળામાં કરેણની માળા, ખભા ઉપર શૂળી (અને) હૃદયમાં શોક ધારણ કરતો હું આજ, યજ્ઞના વધસ્થાન આગળ મારવા માટે લઈ જવાતા બકરાની જેમ વધસ્થાને પાછળ પાછળ જાઉં છું. (૨૧)

ચાંડાળ : ભાઈલા !

ચાંડાળ કુળમાં જન્મ્યા હોવા છતાં અમે ખરેખર ચાંડાળ નથી. જેઓ સજ્જનનું અપમાન કરે છે તે પાપીઓ છે અને તે ચાંડાળ છે. (૨૨)

દારક : તો બાપુને શા માટે મારો છો ?

ચાંડાળ : ઓ ચિરંજીવી ! અહીં ખરેખર રાજાની આજ્ઞા અપરાધી છે, અમે નહિ.

દારક : મને મારી નાખો. બાપુને છોડો.

ચાંડાલ : ચિરંજીવ ! આવું બોલતો (તું) મારે માટે ઘણું જીવ.

ચારુદત્ત : (આંસુ સાથે પુત્રને કોટે વળગાડી)

ધનવાન કે દરિદ્રને સૌને માટે સમાન, ચન્દન કે ઉશીર નહિ એવો હૃદયનો (શીતળ) લેપ સ્નેહનું સર્વસ્વ – તે આ, (૨૩)

(ખભા ઉપર કરેણ...... (૧૦-૨૧) વગેરે ફરીથી બોલે છે.)

વિદૂષક : અરે ભાઈઓ ! (મારા) વહાલા મિત્ર ચારુદત્તને છોડી દો. મને મારી નાખો.

ચારુદત્ત : હરિ હરિ ! (જોઈને સ્વગત) આજ સમજ્યો છું. (સમસંસ્થિત .......(૧૦-૧૬)-ઇત્યાદિ બોલે છે.)

(મોટેથી) ("આ ઘરમા રહેલી સ્રીઓ" (૧૦-૧૧) ઇત્યાદિ ફરીથી બોલે છે.)

चाण्डालः—ओशलघ अज्जा ओशलघ ।

किं पेक्खध शप्पुलिशं अज्जशवशेण प्पणट्ठजीवाशम् ।
कूवे खण्डिदपाशं कञ्चणकलशं व्वि डुब्बन्तम् ॥२४॥

[अपसरतार्याः अपसरत ।
किं पश्यथ सत्पुरुषमयशोवशेन प्रनष्टजीवाशम् ।
कूपे खण्डितपाशं काञ्चनकलशमिव मज्जन्तम् ॥]

(चारुदत्तः सकरुणम् शशिविमलमयूख.... (१०/१३) इत्यादि पठति)

अपरः—अले पुणोवि घोशेहि । [अरे पुनरपि घोषय ।]

(चाण्डालस्तथा करोति ।)

चारुदत्तः—

प्राप्तोऽहं व्यसनकृतां दशामनार्यां
यदिदं फलमपि जीवितावसानम् ।
एषा च व्यथयति घोषणा मनो मे ।
श्रोतव्यं यदिदमसौ मया हतेति ॥२५॥

(ततः प्रविशति प्रासादस्थो बद्धः स्थावरकः।)

स्थावरकः—(घोषणामाकर्ण्य सवैक्लव्यम्) कधं अणावे चालुदत्त वावादीअदि । हग्गे णिअलेण शामिणा बन्धिदे । भोदु । आक्कन्दामि । शुणाध अज्जा शुणाध । अत्थि दाणि मए पावेण पवहणपडिवत्तेण पुप्फकलण्डअजिण्णुज्जाणं वशन्तशेणा णीदा । तदो मम शामिणा म ण कामेशित्ति कदुअ बाहुपाशबलक्कालेण मालिदा ण उण एदिणा अज्जेण । कधम् । विदूलदाए ण को वि शुणादि । ता किं कलेमि । अत्ताणअ पाडेमि । (विचिन्त्य) जइ एव्वं कलेमि तदा अज्जचालुदत्त ण वावादीअदि । भोदु । इमादो पाशादबालग्गपदोलिकादो एदिणा जिण्णगवक्खेण अत्ताणअ णिक्खिवामि । वलं हग्गे उवलदे ण उण एशे कुलपुत्तविहगाण वाशपादवे अज्जचालुदत्ते । एव्वं जइ विवज्जामि लद्धे मए पललोए । (इत्यात्मान पातयित्वा) ही ही । ण उवलदम्हि । भग्गे मे दण्डणिअले । ता चाण्डालघोशं शमण्णेशामि । (दृष्ट्वोपसृत्य) हंहो चाण्डाला अन्तलं अन्तलम् । [कथमनार्यश्चारुदत्तो व्यापाद्यते अहं निगडेन स्वामिना बद्धः । भवतु । आक्रन्दामि । शृणुतार्याः शृणुत । अस्तीदानीं मया पापेन प्रवहणपरिवर्तेन पुष्पकरण्डकजीर्णोद्यानं वसन्तसेना नीता । ततो मम स्वामिना मां न कामयस इति कृत्वा बाहुपाशबलात्कारेण मारिता न पुनरेतेनार्येण । कथम् । विदूरतया

ચાંડાળ :

હટી જાઓ. ભાઈઓ ! આઘા ખસો. અપયશને વશ થયેલા (અને) જીવનની આશા ખોઈ બેઠેલા, દોરડું કપાતાં કૂવામાં ડૂબતા સુવર્ણકળશ પેઠે (આ) સજ્જન (પુરુષ)ને શા માટે નિરખો છો ? (૨૪)

(ચારુદત્ત સકરુણ 'ચંદ્રનાં નિર્મળ કિરણ જેવાં'–(૧૦–૧૩) વગેરે બોલે છે.)

બીજો : અરે ! એક વખત ફરી દાંડી પીટો.

(ચાંડાલ તેમ કરે છે.)

ચારુદત્ત :

દુઃખને લીધે ખરાબ અને ધિક્કારવા યોગ્ય દશાને હું પામ્યો કે જ્યાં ફળ પણ આ જીવનનો અંત છે અને આ ઢંઢેરો મારું મન વ્યથિત કરે છે કે "એને મેં મારી" એમ સાંભળવાનું. (૨૫)

(પછી મહેલમાં રહેલો બાંધેલો સ્થાવરક પ્રવેશ કરે છે.)

સ્થાવરક : (ઢંઢેરો સાંભળીને દુઃખથી) શું નિર્દોષ ચારુદત્ત મરાય છે ? મને શેઠજીએ સાંકળથી બાંધ્યો છે. અચ્છા. બૂમ પાડું. સાંભળો ! ભાઈઓ ! સાંભળો. હવે એમ થયું કે રથ બદલાઈ જવાથી હું પાપી વસન્તસેનાને જૂના પુષ્પકરંડક બાગમાં લઈ ગયો. પછી મારા શેઠજીએ "મને પ્રેમ નથી કરતી", એમ ગળે ટૂંપો દઈને મારી નાખી, નહિ કે આ શ્રીમાને. શું ? દૂર હોવાથી કોઈપણ સાંભળતું નથી ત્યારે શું કરું ? મારી જાતે પડતું મૂકું ! (વિચારીને) જો એમ કરું તો આર્ય ચારુદત્તનો વધ ન થાય. વારુ. આ મહેલની નાની અગાસીને છેડેથી આ જૂની બારીએથી મારી જાતે પડતું મૂકું બહેતર : મરી

न कोऽपि शृणोति । वरिकं करोमि । आत्मानं पातयामि ।...यद्येवं करोमि तदाऽऽर्यचारुदत्तो न व्यापाद्यते । भवतु । अस्याः प्रासादबालाग्रप्रतोलिकात एतेन जीर्णगवाक्षेणात्मानं निक्षिपामि । वरमहमुपरतः न पुनरेष कुलपुत्रविहगानां वासपादप आर्यचारुदत्तः । एवं यदि विपत्त लब्धो मया परलोकः ।....आश्चर्यम् । नोपरतोऽस्मि । भग्नो मे दण्डनिगडः । तच्चाण्डालघोषं समन्विष्यामि । हहो चाण्डालौ अन्तरमन्तरम् ।]

चाण्डालौ—अले के अन्तलं मग्गेदि । [अरे कोऽन्तरं याचते ।] (चेटः शृणोत (१०-२५-४) इति पूर्वोक्तं पठति ।)

चारुदत्तः—अये

कोऽयमेवंविधे काले कालपाशस्थिते मयि ।
अनावृष्टिहते सस्ये द्रोणमेघ इवोदितः ॥२६॥

भोः श्रुत भवद्भिः ।

न भीतो मरणादस्मि केवलं दूषितं यशः ।
विशुद्धस्य हि मे मृत्युः पुत्रजन्मसमो भवेत् ॥२७॥

अन्यच्च

तेनास्म्यकृतवैरेण क्षुद्रेणाल्पबुद्धिना ।
शरेणेव विषाक्तेन दूषितेनापि दूषितः ॥२८॥

चाण्डालौ—थावलअ अवि शच्चं भणाशि । [स्थावरक अपि सत्यं भणसि ।]

चेटः—शच्चम् । हग्गे वि मा कश्श वि कधइश्शशि त्ति पाशादबालग्गपदोलिआए दण्डणिअलेण बन्धिअ णिक्खित्ते । [सत्यम् । अहमपि मा कस्यापि कथयिष्यसीति प्रासादबालाग्रप्रतोलिकायां दण्डनिगडेन बध्वा निक्षिप्तः ।]

(प्रविश्य)

शकारः—(सहर्षम्)

मंशेण तिक्खामिलकेण भत्ते शाकेण शूपेण शमच्छकेण ।
भुत्तं मए अत्तणअश्श गेहे शालिश्शकूलेण गुलोदणेण ॥२९॥

(कर्णं दत्वा) भिण्णकंशशद्दलणाए चाण्डालवाआए शलशंजोए । जधा अ एशो ऊक्खालिदे वज्झडिण्डिमशद्दे पडहाणं अ शुणीअदि तथा तक्केमि दलिद्दचालुदत्ताके वज्झट्ठाणं णीअदि त्ति । ता पेक्खिश्शम् । शत्तुविणाशे णाम मम महन्ते हलक्कश्श पलिदोशे होदि । शुद अ मए जे वि किल शत्तुं वावादअन्तं पेक्खदि तश्श अण्णश्शिं जम्मन्तले अक्खिलोगे ण होदि । मए क्खु विशगण्ठिगब्भपविट्ठेण विअ कीडएण किं पि अन्तलं मग्गमाणेण उप्पादिदे ताह दलिद्दचालुदत्ताह विणाशे । शंपदं अत्तणकेलिकाए

જાઉં; પણ આ કુળવાન મનુષ્યરૂપી પક્ષીઓનું વિશ્રામસ્થાન વૃક્ષ એવા આર્ય ચારુદત્ત નહિ. આમ જો મરું તો મને સ્વર્ગ મળશે. (નીચે પડતું મૂકે છે.) ઓહો! હું ન મર્યો. મારી બંધનની બેડીઓ તૂટી ગઈ, તો ચાંડાલની દાંડી (ની જગ્યા) શોધું. (જોઈને પાસે જાય છે.) અરે! અરે! ચાંડાળો! સબૂર! સબૂર!

ચાંડાળો : અરે! કોણ ઊભા રાખે છે?

(ચેટ 'સાંભળો....' વગેરે પહેલાં ઉચ્ચારેલું બોલે છે.)

ચારુદત્ત : અરે!

પાક દુષ્કાળથી સુકાઈ ગયો હોય ત્યારે જેમ દ્રોણ મેઘ ચઢી (આવે) તેમ જ્યારે હું મૃત્યુપાશથી બંધાયો છું ત્યારે આ કોણ આવી ચડયું? (૨૬)

અરે! તમે સાંભળ્યું?

હું મરણથી બીતો નથી. કેવળ યશને કલંક લાગ્યું. ખરે! હું વિશુદ્ધ હોઉં ત્યારે મને મૃત્યુ આવે તે પણ પુત્રજન્મ જેવું લાગે. (૨૭)

અને બીજું,

(તે પોતે) દૂષિત હોવા છતાં (મેં) જેની સાથે વેર નથી બાંધ્યું તેવા તે નીચ તુચ્છ બુદ્ધિવાળાએ વિષયુક્ત બાણથી જાણે મને કલંકિત કર્યો. (૨૮)

બંને ચાંડાળો : સ્થાવરક! શું તું સાચું કહે છે?

ચેટ : સાચું. "કોઈને પણ કહેતો નહિ" એમ કહીને મને પણ બેડીથી જકડીને મહેલની નાની અગાસીને છેડે નાખી રાખ્યો.

(પ્રવેશ કરીને)

શકાર : (હર્ષથી)

(આજ) મેં મારે ઘેર તીખું અને ખાટું માંસ, ચોખા, શાક, મચ્છી અને સૂપ ઉકાળેલા શાલીચોખા અને ગોળભાત ખાધા. (૨૯)

(કાન દઈને) ભાંગેલા કાંસ જેવી ખણખણતી ચાંડાળની વાણીનો અવાજ સંભળાય છે. કારણ કે મોટેથી આવતો આ વધના ઢોલનો તથા ડિંડિમનો અવાજ સંભળાય છે. તેથી ધારું છું કે ભિખારવા ચારુદત્તને વધસ્થાને લઈ જવામાં આવે છે. તો જોઉં. ખરેખર, શત્રુનો વિનાશ મારા હૃદયનો મોટા સંતોષ છે, અને મેં સાંભળ્યું છે કે જે ખરેખર, શત્રુને મરતો જુએ છે તેને બીજા

पासादबालग्गपदोलिकाए अहिलुहिअ अत्तणो पलक्कमं पेक्खामि । (तथा कृत्वा दृष्ट्वा च) ही ही एदाह दलिद्दचालुदत्ताह वज्झं णीअमाणाह एवड्ढे जणसंमद्दे । जं वेलं अम्हालिशे पवले वलमणुश्शे वज्झं णीअदि तं वेलक्कीदिशे भवे । (निरीक्ष्य) कधम् । एशे शे णववलद्दके विअ मण्डिदे दक्खिणं दिशं णीअदि । अध किंणिमित्तं मम-केलिकाए पाशादबालग्गपदोलिकाए शमीवे घोशणा णिवडिदा णिवालिदा अ । (विलोक्य) कध थावलके चेडे वि णत्थि इध । मा णाम तेण इदो गदुअ मन्तभेदे कडे भविश्शदि । ता जाव णं अण्णेशामि ।

(इत्यवतीर्योपसर्पति ।)

[मांसेन तिक्ताम्लेन भक्तं शाकेन सूपेन समत्स्यकेन ।
भुक्तं मयाऽऽत्मनो गेहे शालीयकूरेण गुडौदनेन ॥
भिन्नकांस्यखङ्खणायाश्चाण्डालवाचायाः स्वरसंयोगः यथा चैष उद्गीतो वध्य-डिण्डिमशब्दः पटहानां च श्रूयते तथा तर्कयामि दरिद्रचारुदत्तको वध्यस्थानं नीयत इति । तत्प्रेक्षिष्ये । शत्रुविनाशो नाम मम महान्हृदयस्य परितोषो भवति । श्रुतं च मया योऽपि किल शत्रुं व्यापाद्यमानं पश्यति तस्यान्यस्मिञ्जन्मान्तरेऽक्षिरोगो न भवति । मया खलु विषग्रन्थिगर्भप्रविष्टेनेव कीटकेन किमप्यन्तरं मृगयमाणेनोत्पादितस्तस्य दरिद्र-चारुदत्तस्य विनाशः । साम्प्रतमात्मीयाया प्रासादबालाग्रप्रतोलिकायामधिरुह्यात्मनः पराक्रमं दर्शयामि ।...ही ही एतस्य दरिद्रचारुदत्तस्य वध्यं नीयमानस्यैतावज्जनसंमर्दः । यस्यां वेलायामस्मादृशः प्रवरो वरमानुषो वध्यं नीयते तस्यां वेलायां कीदृशो भवेत् ।... कथम् । एष स नववलीवर्द इव मण्डितो दक्षिणां दिशं नीयते । अथ किंनिमित्तं मदी-यायाः प्रासादबालाग्रप्रतोलिकायाः समीपे घोषणा निपतिता निवारिता च ।...कथं स्थाव-रकश्चेटोऽपि नास्तीह । मा नाम तेनेतो गत्वा मन्त्रभेदः कृतो भविष्यति । तद्यावदेन-मन्विष्यामि ।]

चेटः—(दृष्ट्वा) भट्टालका एशे शे आगदे । [भट्टारकाः एष स आगतः ।]

चाण्डालौ—

ओशलध देध मग्गं दालं ढक्केध होध तुण्हीआ ।
अविणअतिक्खविशाणे दुट्ठबइल्ले इदो एदि ॥३०॥

[अपसरत दत्त मार्गं द्वारं पिधत्त भवत तूष्णीकाः ।
अविनयतीक्ष्णविषाणो दुष्टबलीवर्द इत एति ॥]

शकारः—अले अले अन्तलं अन्तलं देध । (उपसृत्य) पुत्तका थावलका चेडा एहि । गच्छम्ह । [अरे अरे अन्तरमन्तरं दत्त ।... पुत्रक स्थावरक चेट एहि । गच्छावः ।]

જન્મમાં આંખનો રોગ થતો નથી. ખરેખર, વિષથી ભરેલા વનસ્પતિનાં અંદરના ભાગમાં પેઠેલા કીડાની માફક કંઈ પણ રસ્તો કાઢતા મેં તે ગરીબ ચારુદત્તનો વિનાશ કરાવ્યો. હવે મારા મહેલની નાની અગાશીને છેડે ચડીને મારું પરાક્રમ જોઉં. (તેમ કરીને અને જોઈને) અધધધ ! વધ માટે લઈ જવાતા આ દરિદ્ર ચારુદત્તને મારે લોકોની ઠઠ છે તો જે વેળાએ અમારા જેવા શ્રેષ્ઠ (અને) મોટા માણસને વધ માટે લઈ જવાય તે વેળાએ કેવી (ઠઠ) હને ? (જોઈને) શું નવા બળદની માફક શણગારેલો પેલો એ દક્ષિણ દિશા તરફ લઈ જવાય છે. અરે ! મારા મહેલની નાની અગાશીના છેડા પાસે શામાટે દાંડી પીટાઈ અને બંધ થઈ ગઈ ! (જોઈને) શું ? સ્થાવરક ચેટ પણ અહીં નથી ! ઇચ્છું છું કે અહીંથી જઈને છુપી વાતનો સ્ફોટ કર્યો હશે. તો જરા એને શોધું. (ઊતરીને જાય છે.)

ચેટ : (જોઈને) ભાઈઓ ! આ તે આવ્યો.

બંને ચાંડાળ :

દૂર હટો. જગ્યા કરો. બારણાં બંધ કરો. શાંત રહો. અવિનય-રૂપી અણીદાર શીંગડાવાળો આ દુષ્ટ બળદ અહીં આવે છે. (૩૦)

શકાર : જોઈ ! જોઈ ! જગા કરો. (પાને જઈને) જન્મ સ્થાવરક ! ચેટક ! આવો. અહીંઆ

चेट—ही ही अणज्ज वशन्तशेणिअ मालिअ ण पलितुट्टेशि। शपद पण-इजणकप्पपादव अज्जचालुदत्तं माल्इदु ववशिदे। [ही ही अनार्य वसन्तसेना मारयित्वा न परितुष्टोऽसि। साम्प्रत प्रणयिजनकल्पपादपमार्यचारुदत्त मारयितु व्यवसितोऽसि।]

शकारः—ण हि लअणकुम्भशलिशे हग्गे इत्थिअं वावादेमि। [न हि रत्नकुम्भसदृशोऽहं स्त्रियं व्यापादयामि।]

सर्वे—अहो तुए मारिदा। ण अज्जचारुदत्तेण। [अहो त्वया मारिता। नार्यचारुदत्तेन।]

शकार—के एव्व भणादि। [क एवं भणति।]

सर्वे—(चेटमुद्दिश्य) ण एसो शाहू। [नन्वेष साधुः।]

शकार—(अपवार्य सभयम्) अविदमादिके अविदमादिके कध थावलके चेडे शुट्ठु ण मए शंजदे। एशे क्खु मम अकज्जश्श शक्खी। (विचिन्त्य) एव्व दाव कलइश्शम्। (प्रकाशम्) अलिअं भस्टालका। हहो एशे चेडे शुवण्णचोलिआए मए गहिदे पिस्टदे मालिदे बद्धे अ। ता किदवेले एशे ज भणादि किं शच्चम्। (अपवारितकेन चेटस्य कटकं प्रयच्छति। स्वैरकम्) पुत्तका थावलका चेडा एदं गेण्हिअ अण्णधा भणाहि। [हन्त कथ स्थावरकश्चेट सुष्ठु न मया संयत। एष खलु ममाकार्यस्य साक्षी। एव तावत्करिष्यामि। अलीकं भट्टारका। अहो एष चेट सुवर्णचोरिकया मया गृहीतस्ताडितो मारितो बद्धश्च। तत्कृतवैर एष यद्भणति किं सत्यम्। ... पुत्रक स्थावरक चेट एतद्गृहीत्वाऽन्यथा भण।]

चेट—(गृहीत्वा) पेक्खध पेक्खध भट्टालका। हहो शुवण्णेण मं पलोभेदि। [पश्यत पश्यत भट्टारका। अहो सुवर्णेन मा प्रलोभयति।]

शकार—(कटकमाच्छिद्य) एशे शे शुवण्णके जश्श कालणादो मए बद्धे। (सक्रोधम्) हहो चाण्डाला मए क्खु एशे शुवण्णभण्डाले णिउत्त शुवण्ण चोलअन्ते मालिदे पिस्टदे। ता जदि ण पत्तिआअध ता पिस्टिं दाव पेक्खध। [एतत्तत्सुवर्णकं यस्य कारणात् मया बद्ध। ... हहो चाण्डाला मया खल्वेष सुवर्णभाण्डारे नियुक्त सुवर्णं चोरयन्मारितस्ताडित। तद्यदि न प्रत्ययेथे तदा पृष्ठ तावत्पश्यतम्।]

चाण्डालौ—(दृष्ट्वा) शोहण भणादि। वितत्ते चेडे किं ण प्पलवदि। [शोभन भणति। वितप्तश्चेटः किं न प्रलपति।]

चेट—हीमादिके ईदिशे दाशभावे जं शच्चं कंपि ण पत्तिआअदि। (सकरुणम्) अज्ज चालुदत्त एत्तिके मे विहवे। [हन्त ईदृशो दासभावो यत्सत्य कमपि न प्रत्याययति। आर्य चारुदत्त एतावान्मे विभव।] (इति पादयो पतति।)

ચેટ : હા ! હા! અનાર્ય ! વસંતસેનાને મારીને સંતુષ્ટ થયો નથી ? હવે અર્થીજનોનું કલ્પવૃક્ષ એવા આર્ય ચારુદત્તને મરાવવા તૈયાર થયો છે ?

શકાર : ખરેખર, રત્નના ઘડા જેવો હું સ્ત્રીને ન મારું.

બધા : અરે ! તેં મારી છે, આર્ય ચારુદત્તે નહિ.

શકાર : એવું કોણ કહે છે ?

બધા : (ચેટને બતાવીને) વાહ ! આ ભલો માણસ (કહે છે).

શકાર : (બાજુ ઉપર) (ભયથી) અરે રામ ! શું સ્થાવરક ચેટને મેં બરાબર બાંધ્યો ન હતો ! ખરેખર ખરાબ કામનો આ સાક્ષી છે. (વિચારીને) ત્યારે એમ કરીશ. (મોટેથી) જૂઠું, ભાઈઓ ! (જૂઠું). વાહ ! સોનાની ચોરી કરતાં આ ચેટજીને મેં પકડ્યો, માર્યો અને બાંધ્યો. તેથી જેણે વેર રાખ્યું છે એવો આ જે બોલે તે શું સાચું ? (છાનામાનો ચેટને કડું આપે છે.) (કાનમાં) બેટા સ્થાવરક ! ચેટજી ! આ લઈને જૂઠું બોલ.

ચેટ : (લઈને) જુઓ ! જુઓ ! ભાઈઓ ! વાહ રે ! સોનાથી મને લોભાવે છે.

શકાર : (કડું ખૂચવી લઈને) આ પેલું સોનું (કે) જેને માટે મેં બાંધ્યો હતો. (ક્રોધથી) અલ્યા ચાંડાળો ! ખરેખર મેં આને સોનાના ભંડાર ઉપર નીમ્યો હતો. સોનું ચોર્યું એટલે માર્યો. ટીપ્યો. તેથી જો વિશ્વાસ ન બેસતો હોય તો જરા (એની) પીઠ તપાસો.

બંને ચાંડાળ : (જોઈને) બરાબર કહે છે. બળેલો નોકર શું ન બકે ?

ચેટ : અરે ભગવાન ! દાસપણું આવું (દોષ છે) કે સાચું કોઈ પણ ન માને. (બોધી) આર્ય ચારુદત્ત ! આટલું મારું ગજું. (પગે પડે છે.)

चारुदत्तः—(सकरुणम्)

उत्तिष्ठ भो पतितसाधुजनानुकम्पि-
न्निष्कारणोपगतबान्धव धर्मशील ।
यत्नः कृतोऽपि सुमहान्मम मोक्षणाय
दैवं न संवदति किं न कृतं त्वयाऽद्य ॥३१॥

चाण्डालौ—भट्टके पिट्टिअ एदं चेडं णिक्कालेहि । [भट्टक ताडयित्वैत चेटं निष्काशय ।]

शकारः—णिक्कम ले । (इति निष्कामयति) अले चाण्डाला किं विलम्बेध । मालेध एदम् । [निष्काम रे ।....अरे चाण्डालौ किं विलम्बेथे । मारयतमेतम् ।]

चाण्डालौ—जदि तुवलसि ता सअं ज्जेव मालेहि । [यदि त्वरयसे तदा स्वयमेव मारय ।]

रोहसेनः—अले चाण्डाला मं मारेध । मुञ्चध आवुकम् । [अरे चाण्डालौ मां मारयतम् । मुञ्चतं पितरम् ।]

शकारः—सपुत्त ज्जेव एदं मालेध । [सपुत्रमेवैतं मारयतम् ।]

चारुदत्तः—सर्वमस्य मूर्खस्य सम्भाव्यते । तद्गच्छ पुत्र मातुः समीपम् ।

रोहसेनः—किं मए गदेण कादव्वम् । [किं मया गतेन कर्तव्यम् ।]

चारुदत्तः—

आश्रमं वत्स गन्तव्यं गृहीत्वाऽद्यैव मातरम् ।
मा पुत्र पितृदोषेण त्वमप्येवं गमिष्यसि ॥३२॥

तद्वयस्य गृहीत्वैनं व्रज ।

विदूषकः—भो वअस्स एव्वं तुए जाणिद तुए विणा अहं पाणाइं धारेमि त्ति । [भो वयस्य एवं त्वया ज्ञातं त्वया विनाऽहं प्राणान्धारयामीति ।]

चारुदत्तः—वयस्य स्वाधीनजीवितस्य न युज्यते तव प्राणपरित्यागः ।

विदूषकः—(स्वगतम् जुत्तं णेदम् । तधा वि ण सक्कुणोमि पिअवअस्सविरहिदो पाणाइं धरेदुं त्ति । ता बम्हणीए दारअं समप्पिअ पाणपरिच्चाएण अत्तणो पिअवअस्सं अणुगमिस्सम् । (प्रकाशम्) भो वअस्स पराणेमि एदं लहुम् । [युक्तं न्विदम् । तथाऽपि न शक्नोमि प्रियवयस्यविरहितः प्राणान्धर्तुमिति । तद्ब्राह्मण्यै दारकं समर्प्य प्राणपरित्यागेनात्मनः प्रियवयस्यमनुगमिष्यामि ।.. भो वयस्य परानयाम्येतं लघु ।]

(इति सकण्ठग्रहं पादयोः पतति दारकोऽपि रुदन्पतति ।)

ચારુદત્ત : (સકરુણ)

રે દુઃખી ! સજ્જન તરફ દયા કરનાર, નિઃસ્વાર્થ રીતે આવેલા ઓ સ્વજન ! ઓ ધાર્મિક ! ઊઠ. મને છોડાવવા માટે પ્રયત્ન કરવા છતાં પણ વિધિ અનુકૂળ નથી. તેં આજ શું નથી કર્યું ? (31)

બંને ચાંડાળો : શેઠજી ! આ ચેટને મારીને બહાર કાઢો.

શકાર : નીકળ રે ! (કાઢી મૂકે છે.) અલ્યા ચાંડાળો કેમ વાર લગાડો છો ? આને મારો.

બંને ચાંડાળો : જો ઉતાવળ છે તો જાતે જ મારો.

રોહસેન : અરે ચાંડાળો ! મને મારો. પિતાજીને છોડી મૂકો.

શકાર : એને પુત્ર સાથે જ મારી નાખો.

ચારુદત્ત : આ મૂર્ખનું બધું સંભવિત છે. તેથી જા બેટા ! માતા પાસે.

રોહસેન : મારે જઈને શું કરવું છે ?

ચારુદત્ત :

બેટા ! માતાને લઈને આજે જ (તારે) આશ્રમમાં જવું. પિતાના દોષથી તું પણ આવું (દશાપરિવર્તન) ન પામતો. (32)

તો ભાઈ ! આને લઈને જા.

વિદૂષક : અરે ભાઈ ! તું એમ જાણે છે કે તારા વગર હું પ્રાણ ટકાવીશ !

ચારુદત્ત : ભાઈ ! સ્વાધીન જીવનવાળા તને પ્રાણત્યાગ ઘટતો નથી.

વિદૂષક : (સ્વગત) એ ખરેખર બરાબર છે. છતાં પણ વહાલા મિત્ર વગર પ્રાણ ધારવા હું શક્તિમાન નથી. તેથી બ્રાહ્મણીને છોકરો સોંપી હું પ્રાણત્યાગ કરી મારા મિત્ર પાછળ જઈશ. (મોટેથી) ઓ ભાઈ ! આને જલદી લઈ જાઉં. (એમ ડોક ભેટી ફેરે છે અને પગે પડે છે)

(છોકરો પણ રડતો પગે પડે છે.)

शकार:—अले ण भणामि शपुत्तक चालुदत्तकं वावादेध त्ति । [अरे ननु भणामि सपुत्रक चारुदत्त व्यापादयतमिति ।] (चारुदत्तो भय नाटयति ।)

चाण्डालौ—णहि अम्हाणं ईदिशी लाआण्णत्ती जधा शपुत्त चालुदत्त वावादेध त्ति । ता णिक्कम ले दालआ णिक्कम । (इति निष्क्रामयतः) न ह्यस्माकमीदृशी राजाज्ञप्तिः यथा इम सपुत्र चारुदत्त व्यापादयतमिति । तन्निष्क्राम रे दारक निष्क्राम ।... इद तृतीय घोषणास्थानम् । ताडयत डिण्डिमम् ।]

(पुनर्घोषयत. ।)

शकार.—(स्वगतम्) कध एदो ण पत्तिआअन्ति पौला । (प्रकाशम्) हडो चालुदत्ता बडुका ण पत्तिआअदि एशे पौलजणे । ता अत्तणकेलिकाए जीहाए भणाहि मए वशन्तशेणा मालिदत्ति । [कथमेते न प्रत्ययन्ते पौरा. ।... अरे चारुदत्त बटुक न प्रत्ययत एष पौरजन । तदात्मीयया जिह्वया भण मया वसन्तसेना मारितेति ।]

(चारुदत्तस्तूष्णीमास्ते । )

शकार.—अले चाण्डाल गोहे ण भणादि चालुदत्तबडुके । ता भणावेध इमिणा जज्जलवशखण्डेण शङ्खलेण तालिअ तालिअ । [अरे चाण्डाल मनुष्य न भणति चारुदत्तबटुक । तद्भणयतमनेन जर्जरवशखण्डेन शङ्खलेन ताडयित्वा ताडयित्वा।]

चाण्डालौ—(प्रहारमुद्यम्य) भो चालुदत्त भणाहि । [भोश्चारुदत्त भण ।]

चारुदत्त·—(सकरुणम्)

*प्राप्य तद्व्यसनमहार्णवमपारं*

न त्रासो न च मनसोऽस्ति मे विषादः ।

एको मा दहति जनापवादवह्नि-

र्वैक्तव्यं यदिह मया हता प्रियेति ॥३३॥

*(शकार· पुनस्तथैव ।)*

चारुदत्त —भो भो· पौरा· । (मया खलु नृशंसेन (९–३०, ९–३८) इत्यादि पुन· पठति ।)

शकार.—वावादिदा । [व्यापादिता ।]

चारुदत्त —एवमस्तु ।

प्रथमचाण्डाल:—*अले तव अज्ज वज्झपालिआ ।* [*अरे तवात्र वध्यपालिका ।*]

द्वितीयचाण्डाल.—अले तव । [अरे तव ।]

प्रथम —अले लेक्खअ कलेम्ह । (इति बहुविध लेखकं कृत्वा) अले जदि ममकेलिका वज्झपालिआ ता चिट्ठदु दाव मुहुत्तअम् । [अरे लेख कुर्मः ।...अरे यदि मदीया वध्यपालिका तदा तिष्ठतु तावन्मुहूर्तकम् ।]

શકાર : અરે ખરું કહું છું કે ચારુદત્તને છોકરા સાથે મારી નાખો.
(ચારુદત્ત ભય દાખવે છે.)

બંને ચાંડાળ : ખરેખર, અમને રાજાની એ પ્રમાણે આજ્ઞા નથી કે ચારુદત્તને પુત્ર સાથે મારવો તેથી જતા રહે. તો ઓ બાપુ ! જતા રહે (બંને બહાર જાય છે.) આ ત્રીજું ચકલું (ઘોષણાનું સ્થાન) આવ્યું. દાંડી પીટો.

(ફરીથી દાંડી પીટાય છે.)

શકાર : (સ્વગત) શું આ નગરજનો માનતા નથી ? (મોટેથી) અરે ચારુદત્ત ! પોરિયા ! આ શહેરના લોકો માનતા નથી. તેથી તારી (પોતાની) જીભથી કહે કે વસન્તસેનાને મેં મારી. (ચારુદત્ત શાંત રહે છે.)

શકાર : અલ્યા ચાંડાળો ! ચારુદત્ત બેટો બોલતો નથી. તેથી આ જૂના વાંસના કકડાથી (ઢોલના દાંડિયાથી) મારી મારીને બોલાવો.

ચાંડાળ : (પ્રહાર ઉગામીને) ઓ ચારુદત્ત ! બોલો.

ચારુદત્ત : (સકરુણ)

આ દુઃખના મહાસાગરમાં પડવાનું પ્રાપ્ત કરીને મને ત્રાસ નથી, અને મનનો વિષાદ નથી. એક લોકનિંદાનો અગ્નિ જ મને બાળે છે કે અહીં "મેં પ્રિયાને મારી" એમ કહેવું પડે છે. (33)
(શકાર ફરીથી તે પ્રમાણે જ બોલે છે.)

ચારુદત્ત : અરે ઓ નગરજનો ("મેં નૃશંસે ખરેખર (૯-૩૦)" પ્રમાણે બોલે છે.)

શકાર : મારી નાખી.

ચારુદત્ત : ભલે એમ થાઓ.

પહેલો ચાંડાળ : અલ્યા અહીં ઘા કરવાનો તારો વારો છે.

બીજો ચાંડાળ : અરે તારો.

પહેલો : ચાલ લીટી દોરી ગણતરી કરીએ. (જુદી જુદી રીતે લીટી દોરીને) અરે ! જો ઘા કરવાનો મારો વારો છે. તો જરા (એક) ક્ષણ થોભ.

द्वितीयः—किंणिमित्तम् । [किंनिमित्तम् ।]

प्रथमः—अले भणिदं म्हि पिदुणा शग्गं गच्छन्तेण जधा पुत्त वीरअ जइ तुह वज्झपालिआ होदि मा शहशा वावादइश्शि वज्झम् । [अरे भणितोऽस्मि पित्रा स्वर्गं गच्छता यथा पुत्र वीरक यदि तव वध्यपालिका भवति मा सहसा व्यापादयसि वध्यम् ।]

द्वितीयः—अले किंणिमित्तम् । [अरे किंनिमित्तम् ।]

प्रथमः—कदावि कोवि शाहू अत्थं दइअ वज्झं मोआवेदि । कदावि लण्णो पुत्ते भोदि तेण वद्धावेण शव्ववज्झाणं मोक्खे होदि । कदावि हत्थी बन्धं खण्डेदि तेण शंभमेण वज्झे मुक्के होदि । कदावि लाअपलिवत्ते होदि तेण शव्ववज्झाणं मोक्खे होदि । [कदाऽपि कोऽपि साधुरर्थं दत्त्वा वध्यं मोचयति । कदाऽपि राज्ञः पुत्रो भवति तेन वृद्धिमहोत्सवेन सर्ववध्यानां मोक्षो भवति । कदाऽपि हस्ती बन्धं खण्डयति तेन संभ्रमेण वध्यो मुक्तो भवति । कदाऽपि राजपरिवर्तो भवति तेन सर्ववध्यानां मोक्षो भवति ।]

शकारः—किं किं लाअपलिवत्ते होदि । [किं किं राजपरिवर्तो भवति ।]

चाण्डालः—अले वज्झपालिआए लेक्खअं कलेम्ह । [अरे वध्यपालिकाया लेखं कुर्मः ।]

शकारः—अले शिग्घं मालेध चालुदत्तकम् । [अरे शीघ्रं मारयत चारुदत्तम् ।]

(इत्युक्त्वा चेटं गृहीत्वैकान्ते स्थितः ।)

चाण्डालः—अज्ज चालुदत्त लाअणिओओ क्खु अवलज्झदि ण क्खु अम्हे चाण्डाला । ता शुमलेहि जं शुमलिदव्वम् । [आर्य चारुदत्त राजनियोगः खल्वपराध्यति न खलु वयं चाण्डालाः । तस्मर यत्स्मर्तव्यम् ।]

चारुदत्तः—

प्रभवति यदि धर्मो दूषितस्यापि मेऽद्य
प्रबलपुरुषवाक्यैर्भाग्यदोषात् कथंचित् ।
सुरपतिभवनस्था यत्र तत्र स्थिता वा
व्यपनयतु कलङ्कं स्वस्वभावेन सैव ॥३४॥

भो ! तावन्मया गन्तव्यम् ।

चाण्डालः—(अग्रतो दर्शयित्वा) अले एद दीशदि दक्खिणमशाणं जं पेक्खिअ वज्झा झत्ति पाणाइं मुञ्चन्ति । पेक्ख पेक्ख ।

अद्धं कलेवलं पडिवुत्तं कड्ढन्ति दीहगोमाआ ।
अद्धं पि शूललग्गं वेशं विअ अट्टहाशश्श ॥३५॥

બીજો : અરે શા માટે ?

પહેલો : કદાચ કોઈપણ સાધુ પૈસા આપીને વધ્યને છોડાવે. કદાચ રાજાને (ત્યાં) પુત્ર જન્મે તેથી વૃદ્ધિ મહોત્સવને લીધે બધા વધ્યનો છુટકારો થાય. કદાચ હાથી બંધન તોડે તેથી ગરબડમાં વધ્ય મુક્ત થાય. કદાચ રાજા બદલાય તેથી બધા વધ્યનો મોક્ષ થાય.

શકાર : શું ? શું ? રાજા બદલાઈ જવાનો ?

ચાંડાળ : એઈ ! મારવાના વારાની (લીટી દોરીને) ગણતરી કરીએ.

શકાર : અરે ! જલ્દી ચારુદત્તને મારી નાખો. (એમ બોલીને ચેટને લઈને એક ખૂણામાં ઊભો રહે છે.)

ચાંડાળ : ભયો ચારુદત્ત ! ખરેખર રાજાની આજ્ઞા અપરાધી છે; ખરે ! અમે ચાંડાળ નથી. તેથી જે યાદ કરવાનું હોય તે યાદ કર.

ચારુદત્ત :

આજે બળવાન માણસોના વચનથી કે ભાગ્યના દોષથી ગમે તે રીતે કલંકિત હોવા છતાં જો મારો (કંઈ) ધર્મ હોય તો ઇન્દ્રના ભવનમાં રહેલી કે ગમે ત્યાં રહેલી તે (વસન્તસેના) જ પોતાના સ્વભાવથી (મારું) કલંક દૂર કરો. (૩૪)

અચ્છા ! ત્યારે મારે ક્યાં જવાનું છે ?

ચાંડાળ : (આગળ બતાવીને) અરે ! આ દેખાય દખણીયું મશાણ. જુઓ જે જોઈને વધ્યો એકદમ પ્રાણ ત્યજી દે છે. જુઓ.

શિયાળવાં લાંબાં થઈને અર્ધું નીચે લટકતું શબ ખેંચે છે. (બીજું) અર્ધું પણ અટ્ટહાસ્યવાળાનો (મૃત્યુનો) વેશ હોય તેમ શૂળીએ લાગ્યું છે. (૩૫)

[अरे एतद्दृश्यते दक्षिणश्मशानं यत्प्रेक्ष्य वध्या झटिति प्राणान्मुञ्चन्ति । पश्य पश्य ।

अर्धं कलेवरं प्रतिवृत्तं कर्षन्ति दीर्घगोमायवः ।

अर्धमपि शूललग्नं वेश इवाट्टहासस्य ॥

चारुदत्तः—हा हतोऽस्मि मन्दभाग्य । (इति सवेगमुपविशति)

शकारः—ण दाव गमिश्शम् । चालुदत्ताकं वावादअन्तं दाव पेक्खामि (परिक्रम्य दृष्ट्वा) कध ज्ञ्वनिशट्टे । (न तावद्गमिष्यामि । चारुदत्तकं व्यापाद्यमानं तावत्पश्यामि ।....कथमुपविष्टः ।]

चाण्डालः—चालुदत्ता किं भीदेशि । [चारुदत्त किं भीतोऽसि ।]

चारुदत्तः—(सहसोत्थाय) मूर्ख । [न भीतो मरणादस्मि केवलं दूषितं यशः । (१०/२७) इत्यादि पुनः पठति ।)

चाण्डाल.—अज्ज चालुदत्त गअणदले पडिवशन्ता चन्दशुज्जा वि विपत्तिं लहन्ति । किं उण जणा मलणभीलुआ माणशा वा । लोए कोवि उट्ठिदो पडदि कोवि पडिदोवि उट्ठेदि ।

उट्ठन्तपडन्ताह लशणपाडिआ शवश्श उण अत्थि ।

एदाइं हिअए कदुअ संधालेहि अत्ताणअम् ॥३६॥

(द्वितीयचाण्डाल प्रति) एदं चउत्थं घोशणट्ठाणम् । ता उग्घोशम्ह । [आर्य चारुदत्त गगनतले प्रतिवसन्तौ चन्द्रसूर्यावपि विपत्तिं लभेते । किं पुनर्जना मरणभीरुका मानवा वा । लोके कोऽप्युत्थितः पतति कोऽपि पतितोऽप्युत्तिष्ठते ।

उत्तिष्ठत्पततो वसनपातिका शवस्य पुनरस्ति ।

एतानि हृदये कृत्वा संधारयात्मानम् ॥...

एतच्चतुर्थं घोषणास्थानम् । तदुद्घोषयावः ।]

(पुनस्तथैवोद्घोषयत्)

चारुदत्तः—हा प्रिये वसन्तसेने । (शशिविमलमयूख (१०/१२) इत्यादि पठति ।)

(ततः प्रविशति ससंभ्रमा वसन्तसेना भिक्षुश्च ।)

भिक्षुः—हीमाणहे । अट्ठाणपलिश्शन्तं शमश्शाशिअ वशन्तशेणिअ णअन्ते अणुग्गहिदम्हि पव्वज्जाए । उवाशिके कहिं तुमं णइश्शम् । [आश्चर्यम् । अस्थानपरिश्रान्तां समाश्वास्य वसन्तसेनिकां नयन्ननुगृहीतोऽस्मि प्रव्रज्यया । उपासिके कुत्र त्वां नेष्यामि ।]

वसन्तसेना—अज्जचारुदत्तस्स ज्जेव गेहम् । तस्स दंसणेण मिअलञ्छणस्स विअ कुमुदिणि आणन्देहि मम् । [आर्यचारुदत्तस्यैव गेहम् । तस्य दर्शनेन मृगलाञ्छनस्येव कुमुदिनीमानन्दय माम् ।

ચારુદત્ત : હાય ! કમનસીબ હું મરાયો. (શોકથી બેસે છે.)

શકાર :'ત્યાં સુધી જઈશ નહિ જ્યાં સુધી ચારુદત્તિયાને મરાતો જોઈશ નહિ. (ફરીને જોઈને) શું ? બેઠા છે ?

ચાંડાળ : ચારુદત્ત ! કેમ ડરી ગયા ?

ચારુદત્ત : (એકદમ ઊઠીને) મુરખા ! ("હું મૃત્યુથી બીતો નથી. કેવળ યશને કલંક લાગ્યું" (૧૦-૨૭) ઇત્યાદિ ફરીથી બોલે છે.)

ચાંડાળ : આર્ય ચારુદત્ત ! આકાશમાં રહેતા સૂરજચંદરને પણ આફત આવે છે. તો પછી માનવોની કે મરણથી ડરતા લોકોની શી વાત ?

દુનિયામાં કોઈ ચડેલો પડે છે; કોઇક પડેલો પણ ચડે છે. વળી ઊઠતા, પડતા શબની કપડું કાઢવા જેવી ક્રિયા છે. આ મનમાં વિચારીને તમારી જાતને તૈયાર કરો. (૩૬)

આ ચોથું ચકલું (દાંડી પીટવાની જગ્યા), તો દાંડી પીટો.

(ફરીથી તેવી જ રીતે દાંડી પીટે છે.)

ચારુદત્ત : હાય ! પ્રિયા વસન્તસેના ! ("ચંદ્રના નિર્મળ કિરણ જેવા...." (૧૦–૧૪)પ્રમાણે ફરી બોલે છે.)

(પછી ગભરાયેલી વસન્તસેના અને ભિક્ષુ પ્રવેશે છે.)

ભિક્ષુ : વાહ વાહ ! અસ્થાને થાકી ગયેલી વસન્તસેનિકાને ભાનમાં લાવીને માર્ગ દેખાડતા મારી પ્રવ્રજ્યાથી હું ખરેખર ઉપકૃત થયો છું. ઉપાસિકે ! તને ક્યાં લઈ જાઉં ?

વસન્તસેના : આર્ય ચારુદત્તને જ ઘેર. ચંદ્ર જેમ કુમુદિનીને તેમ તેના દર્શનથી મને આનંદ આપો.

भिक्षुः—(स्वगतम्) कदलेण मग्गेण पविशामि । (विचिन्त्य) लाअमग्गेण ज्जेव पविशामि । उवाशिके एहि । इमं लाअमग्गम् । (आकर्ण्य) किं णु क्खु एशे लाअमग्गे महन्ते कलअले शुणीअदि । [कतरेण मार्गेण प्रविशामि ।...राजमार्गेणैव प्रविशामि । उपासिके एहि । अयं राजमार्गः ।...किं नु खल्वेष राजमार्गे महान्कलकलः श्रूयते ।]

वसन्तसेना—(अग्रतो निरूप्य) कध पुरदो महाजणसमूहो । अज्ज जाणाहि दाव किं णेदं त्ति । विसमभरक्कन्ता विअ वसुंधरा एअवासोण्णदा उज्जइणी वट्टदि । [कथ पुरतो महाजनसमूहः । आर्य जानीहि तावत्किं न्विदमिति । विषमभराक्रान्तेव वसुंधरा एकवासोन्नतोज्जयिनी वर्तते ।]

चाण्डालः—इम अ पच्छिमं घोशणट्ठाणम् । ता तालेध डिण्डिमम् । उग्घोशेध घोशणम् । (तथा कृत्वा) भो चारुदत्त पडिवालेहि । मा भाआहि । लहुं ज्जेव मालीअशि । [इदं च पश्चिमं घोषणास्थानम् । तत्ताडयत डिण्डिमम् । उद्घोषयत घोषणाम् ।...भो चारुदत्त प्रतिपालय । मा भैषीः । शीघ्रमेव मार्यसे ।]

चारुदत्तः—भगवत्यो देवताः ।

भिक्षुः—(श्रुत्वा ससंभ्रमम्) उवाशिके तुमं किल चालुदत्तेण मालिदाशि त्ति चालुदत्ते मालिदुं णीअदि । [उपासिके त्वं कील चारुदत्तेन मारितासीति चारुदत्तो मारयितुं नीयते ।]

वसन्तसेना—(ससंभ्रमम्) हद्ध । कधं मम मन्दभाइणीए कीदे अज्जचालुदत्तो वावादीअदि । भो तुलिदं आदेसेहि मग्गम् । [हा धिक् हा धिक् । कथं मम मन्दभागिन्याः कृत आर्यचारुदत्तो व्यापाद्यते । भोः त्वरितं त्वरितमादिश मार्गम् ।]

भिक्षुः—तुवलदु तुवलदु बुद्धोवाशिका अज्जचालुदत्तं जीअन्तं शमश्शाशिदुम् । अज्जा अन्तलं अन्तलं देध । [त्वरतां त्वरतां बुद्धोपासिकार्यचारुदत्तं जीवन्तं समाश्वासयितुम् । आर्याः अन्तरमन्तरं दत्त ।]

वसन्तसेना—अन्तरम् अन्तरम् । [अन्तरमन्तरम् ।]

चाण्डालः—अज्जचालुदत्त शामिणिओओ अवलज्झदि । ता शुमलेहि जं शुमलिदव्वम् । [आर्यचारुदत्त स्वामिनियोगोऽपराध्यति । तत्स्मर यत्स्मर्तव्यम् ।]

चारुदत्तः—किं बहुना । (प्रभवति)....१०/३४) इत्यादि श्लोकं पठति ।)

चाण्डालः—(खड्गमाकृष्य) अज्जचालुदत्त उत्ताणे भविअ समं चिट्ठ एक्कप्पहालेण मालिअ तुमं शग्गं णेम्ह । [आर्यचारुदत्त उत्तानो भूत्वा समं तिष्ठ एकप्रहारेण मारयित्वा त्वां स्वर्गं नयावः ।] (चारुदत्तस्तथा तिष्ठति ।)

चाण्डालः—(प्रहर्तुमीहते । खड्गपतनं हस्तादभिनयन्) ही कधम् ।

**आअड्ढिदे शलोशं मुट्ठीए मुट्ठीणा गहीदे वि ।**

**धलणीए कीश पडिदे दालुणके अशणिशंणिहे खग्गे ॥३७॥**

ભિક્ષુ : (સ્વગત) ક્યાં માર્ગે પ્રવેશું ? (વિચાર કરીને) રાજમાર્ગે જ પ્રવેશું. ઉપાસિકે ! આવો આ (રહ્યો) રાજમાર્ગ. (સાંભળીને) ખરે ! આ રાજમાર્ગ ઉપર શોરબકોર શેનો સંભળાતો હશે વારુ ?

વસન્તસેના : (આગળ બતાવીને) શું ? આગળ માણસોની મેદની છે ! ભાઇ જુઓને જરા કે આ શું છે વારુ ? પૃથ્વી જાણે વિષમ ભારથી દબાઇ ગઈ હોય તેમ ઉજ્જયિની (જાણે) એક બાજુ ઊંચી થઈ છે.

ચાંડાળ : અને આ છેલ્લું ચકલું (દાંડી પીટવાનું સ્થાન). તેથી ઢોલ વગાડો. દાંડી પીટો) (તેમ કરીને) અરે ચારુદત્ત ! થોભો. બીશો નહિ. જલદીથી જ મારી નાખીએ છીએ.

ચારુદત્ત : ભગવતી ! દેવતા !

ભિક્ષુ : (સાંભળીને–ગભરાટથી) ઉપાસિકે ! કહે છે કે, તને ચારુદત્તે મારી નાખી છે એમ કરી ચારુદત્તને મારવા લઈ જાય છે.

વસન્તસેના : (ગભરાટથી) ઓ માડી રે ! ઓ બાપ ! શું કમનસીબ મારે માટે આર્ય ચારુદત્ત મરાય છે ? અરે ! ઝટ ઝટ રસ્તો બતાવો.

ભિક્ષુ : જલ્દી કરો. બુદ્ધોપાસિકા જલ્દી કરો–જીવતા આર્ય ચારુદત્તને આશ્વાસન આપવા. ભાઈઓ માર્ગ આપો, માર્ગ આપો.

વસન્તસેના : રસ્તો કરો, માર્ગ આપો.

ચાંડાળ : બાપુ ચારુદત્ત ! માલિકના હુકમનો ગુનેગાર છે. તેથી સંભારવાનું સંભારો.

ચારુદત્ત : વધારે બોલવાથી શું ? (જો મારો ધર્મ છે તો (૧૦–૩૪) વગેરે ફરીથી બોલે છે.)

ચાંડાળ : (તલવાર ખેંચીને) આર્ય ચારુદત્ત ! ટટ્ટાર થઈ બરાબર ઊભા રહો. એક ઝાટકે તને મારીને સ્વર્ગે લઈ જઈએ. (ચારુદત્ત તેમ કરે છે.)

ચાંડાળ : (મારવા જાય છે. હાથમાંથી તલવાર પડી હોય તેમ અભિનય કરીને) હે ! શું ?

મુઠ્ઠીથી ગુસ્સાથી કાઢ્યું, (અને) મુઠ્ઠીમાં (રાખી) પકડ્યું હોવા છતાં દારુણ (અને) વજ્ર જેવું ખડ્ગ જમીન ઉપર શા માટે પડ્યું ? (૩૭)

जधा एद संवुत्तं तधा तक्केमि ण विवज्जदि अज्जचालुदत्ते त्ति । भअवदि सज्झवाशिणि पशीद पशीद । अवि णाम चालुदत्तश्श मोक्खे भवे तदा अणुगहिदं तुए चाण्डालउल भवे । [ही कथम्

आकृष्टः सरोष मुष्टौ मुष्टिना गृहीतोऽपि ।
धरण्यां किमर्थं पतितो दारुणकोऽशनिसंनिभः खड्गः ॥

यथैतत्संवृत्तं तथा तर्कयामि न विपद्यत आर्यचारुदत्त इति । भगवति सह्यवासिनि प्रसीद प्रसीद । अपि नाम चारुदत्तस्य मोक्षो भवेत् तदानुगृहीतं त्वया चाण्डालकुलं भवेत् ।]

अपरः—जधाणत्तं अणुचिठ्ठम्ह । [यथाज्ञप्तमनुतिष्ठावः ।]

प्रथमः—भोदु । एव्व कलेम्ह । [भवतु । एवं कुर्वः ।]

(इत्युभौ चारुदत्तं शूले समारोपयितुमिच्छतः ।)

(चारुदत्त. प्रभवति....(१०/३४) इत्यादि पुनः पठति।)

भिक्षुर्वसन्तसेना च—(दृष्ट्वा) अज्जा मा दाव मा दाव । अज्ज एसा अहं मन्दभाइणी जाए कारणादो एसो वावादीअदि । [आर्याः मा तावन्मा तावत् । आर्याः एषाऽहं मन्दभागिनी यस्याः कारणादेष व्यापाद्यते ।

चाण्डालः—(दृष्ट्वा)

का उण तुलिदं एशा अंशपडन्तेन चिउलभालेण ।
मा मेत्ति वाहलन्ती उद्विदहत्था इदो एदि ॥३८॥

[का पुनस्त्वरितमेषांऽसपतता चिकुरभारेण ।
मा मेति व्याहरन्त्युत्थितहस्तेत एति ॥]

वसन्तसेना—अज्ज चारुदत्त किं ण्णेदम् । [आर्य चारुदत्त किं न्विदम् ।] (इत्युरसि पतति ।)

भिक्षु.—अज्ज चारुदत्त किं ण्णेदम् । [आर्य चारुदत्त किं न्विदम् ।] (इति पादयोः पतति ।)

चाण्डाल.—(सभयमपसृत्य) कधम् वशन्तशेणा । ण क्खु अम्हेहिं शाहु ण वावादिदे । [कथं वसन्तसेना । ननु खल्वावाभ्यां साधुर्न व्यापादितः ।]

भिक्षुः—(उत्थाय) अले जीवदि चालुदत्ते । [अरे जीवति चारुदत्त. ।]

चाण्डालः—जीवदि वश्शशदम् । [जीवति वर्षशतम् ।]

वसन्तसेना—(सहर्षम्) पच्चुज्जीविदम्हि । [प्रत्युज्जीवितास्मि ।]

चाण्डाल.—ता जाव एद वुत्त राइण्णो जण्णवाडगदश्श णिवेदेम्ह । तद्यावदेतद्वृत्त राज्ञो यज्ञवाटगतस्य निवेदयावः ।] (इति निष्क्रान्तौ ।)

જ્યારે આમ થયું છે ત્યારે ધારું છું કે આર્ય ચારુદત્ત નહિ મરાય. હે માતા સહ્યવાસિનિ! પ્રસન્ન થા, પ્રસન્ન થા. ખરેખર જો ચારુદત્તનો છુટકારો થશે તો તેં ચાંડાળજાતિ ઉપર મહેર કરી ગણાશે.

બીજો : આજ્ઞા પ્રમાણે કરીએ.

પહેલો : ઠીક એમ કરીએ.

(બંને ચારુદત્તને શૂળીએ ચડાવવા ઇચ્છે છે.)

(ચારુદત્ત 'જો મારો ધર્મ હોય તો...'પ્રમાણે (૧૦–૩૪) ફરીથી બોલે છે.)

ભિક્ષુ અને વસન્તસેના : (જોઈને) ભાઈઓ! સબૂર કરો, સબૂર કરો. ભાઈઓ! જેને કારણે આ મરાય છે તે અભાગણી હું આ રહી.

ચાંડાળ : (જોઈને)

ખભા ઉપર પડેલા વાળના જથ્થાવાળી "થોભો, થોભો," એમ હાથ ઊંચો કરીને કહેતી આ વળી કોણ અહીં આવે છે? (૩૮)

વસન્તસેના : આર્ય ચારુદત્ત! આ શું વારુ? (વક્ષઃસ્થળ ઉપર પડે છે)

ભિક્ષુ : આર્ય ચારુદત્ત! આ શું વારુ? (પગે પડે છે.)

ચાંડાળ : (ભયથી દૂર ખસીને) શું? વસન્તસેના? સારું, ખરેખર અમે સજ્જનને ન માર્યો.

ભિક્ષુ : (ઊઠીને) અરે! ચારુદત્ત જીવે છે?

ચાંડાળ : સો વર્ષ જીવે છે.

વસન્તસેના : (હર્ષથી) જીવમાં જીવ આવ્યો.

ચાંડાળ : ત્યારે આ સમાચાર યજ્ઞશાળામાં ગયેલા રાજાજીને પહોંચાડીએ. (બહાર જાય છે.)

शकारः—(वसन्तसेना दृष्ट्वा सत्रासम्) हीमादिके ! केण गब्भदाशी जीवाविदा । उक्कन्ताइ मे पाणाइं । भोदु । पलाइश्शम् । [आश्चर्यम् । केन गर्भदासी जीवनं प्रापिता । उत्क्रान्ता मे प्राणाः । भवतु । पलायिष्ये ।] (इति पलायते ।)

चाण्डालः—(उपसृत्य) अले णं अम्हाण ईदिशी लाआणत्तीजेण शा वावादिदा त मालेध त्ति । ता लट्ठिअशालअ ज्जेव अण्णेशम्ह । [अरे नन्वावयोरीदृशी राजाज्ञप्तिः, येन सा व्यापादिता त मारयेवेति । तद्राष्ट्रियश्यालमेवान्विष्यावः ।] (इति निष्क्रान्तौ ।)

चारुदत्तः—(सविस्मयम्)

केयमभ्युद्यते शस्त्रे मृत्युवक्त्रगते मयि ।
अनावृष्टिहते सस्ये द्रोणवृष्टिरिवागता ॥३९॥

(अवलोक्य च)

वसन्तसेना किमियं द्वितीया समागता सेव दिवः किमित्थम् ।
भ्रान्तं मनः पश्यति वा ममैनां वसन्तसेना न मृताऽथ सैव ॥४०॥

अथवा ।

किं नु स्वर्गात्पुनः प्राप्ता मम जीवातुकाम्यया ।
तस्या रूपानुरूपेण किमुतान्येयमागता ॥४१॥

वसन्तसेना—(सास्रमुत्थाय पादयोर्निपत्य) अज्ज चालुदत्त सा ज्जेव्व अहं पावा जाए कारणादो इअ तुए असरिसी अवत्था पाविदा । [आर्य चारुदत्त सैवाहं पापा यस्याः कारणादिय त्वयाऽसदृश्यवस्था प्राप्ता ।]

(नेपथ्ये)

अच्चरिअं अच्चरिअम् । जीवदि वसन्तसेणा । [आश्चर्यम् आश्चर्यम् । जीवति वसन्तसेना ।] (इति सर्वे पठन्ति ।)

चारुदत्तः—(आकर्ण्य सहसोत्थाय स्पर्शसुखमभिनीय निमीलिताक्ष एव हर्षगद्गदाक्षरम्) प्रिये वसन्तसेने त्वम् ।

वसन्तसेना—सा ज्जेव्वाहं मन्दभाआ । [सैवाहं मन्दभाग्या ।]

चारुदत्तः—(निरूप्य सहर्षम्) कथं वसन्तसेनैव । (सानन्दम्)

कुतो बाष्पाम्बुधाराभिः स्नपयन्ती पयोधरौ ।
मयि मृत्युवशं प्राप्ते विद्येव समुपागता ॥४२॥

**શકાર :** (વસન્તસેનાને જોઈને બીકથી)આશ્ચર્ય ! આ ગર્ભદાસીને કોણે જીવતી કરી ? મારો જીવ ઊડી ગયો. અચ્છા ભાગી જઈશ. (નાસે છે.)

**ચાંડાળ :** (પાસે જઈને) અરે ! સાચું, આપણને એવી રાજ-આજ્ઞા હતી કે જેણે તેને મારી હોય તેને મારો. તેથી રાજાજીના સાળાને જ શોધીએ. (બહાર જાય છે.)

**ચારુદત્ત :** (વિસ્મયથી)

દુકાળથી સુકાઈ ગયેલા પાક ઉપર દ્રોણ વૃષ્ટિની જેમ, શસ્ત્ર ઉગામ્યું છે ત્યારે મૃત્યુના મુખમાં ગયેલા મારી પાસે આ કોણ આવી છે ? (૩૯) (અને જોઈને)

શું આ બીજી વસન્તસેના છે ? શું આમ તે જ સ્વર્ગમાંથી પાછી આવી છે ? કે મારું ભ્રાન્ત મન તેને જુએ છે ? (કે) વસંતસેના મરી નથી (અને) તે જ આ છે ? (૪૦)

કે પછી મને જીવાડવાની ઇચ્છાથી તે સ્વર્ગમાંથી ફરી આવી છે ? કે શું તેના રૂપને મળતી આ બીજી (કોઈ) આવી છે ! (૪૧)

**વસન્તસેના :** (આંસુ સાથે ઊઠીને પગે પડીને) આર્ય ચારુદત્ત ! હું તે જ પાપિણી છું (કે) જેને કારણે તમે આ અયોગ્ય દશાને પ્રાપ્ત કરી. (પડદા પાછળ) આશ્ચર્ય ! વસન્તસેના જીવે છે. (બધા એમ બોલે છે.)

**ચારુદત્ત :** (સાંભળીને) એકદમ ઊઠીને સ્પર્શસુખનો અભિનય કરીને, મીંચેલી આંખોએ જ હર્ષથી ગદ્‌ગદિત વાણીસહિત) પ્રિયે ! વસન્તસેના ! તું !

**વસન્તસેના :** હું તે જ અભાગણી.

**ચારુદત્ત :** (બરાબર જોઈને સહર્ષ) શું વસન્તસેના જ ! (આનંદથી)

હું મૃત્યુને વશ થયો છું ત્યારે, આંસુના જળની ધારાથી વક્ષ:સ્થળ ભીંજવતી (તું) વિદ્યાની જેમ ક્યાંથી આવી પહોંચી ? (૪૨)

प्रिये वसन्तसेने ।

त्वदर्थमेतद्विनिपात्यमानं देहं त्वयैव प्रतिमोचितं मे ।
अहो प्रभावः प्रियसंगमस्य मृतोऽपि को नाम पुनर्म्रियेत ॥४३॥

अपि च । प्रिये पश्य

रक्तं तदेव वरवस्त्रमियं च माला
कान्तागमेन हि वरस्य यथा विभाति ।
एते च वध्यपटहध्वनयस्तथैव
जाता विवाहपटहध्वनिभिः समानाः ॥४४॥

वसन्तसेना—अदिदक्खिणदाए किं ण्णेदं ववसिदं अज्जेण । [अतिदक्षिणतया किं न्विदं व्यवसितमार्येण ।]

चारुदत्तः—प्रिये त्वं किल मया हतेति—

पूर्वानुबद्धवैरेण शत्रुणा प्रभविष्णुना ।
नरके पतता तेन मनागस्मि निपातितः ॥४५॥

वसन्तसेना—(कर्णौ पिधाय) सन्तं पावम् । तेण म्हि राअसालेण वावादिदा । [शान्तं पापम् । तेनास्मि राजश्यालेन व्यापादिता ।]

चारुदत्तः—(भिक्षुं दृष्ट्वा) अयमपि कः ।

वसन्तसेना—तेण अणज्जेण वावादिदा । एदिणा अज्जेण जीवाविदम्हि । [तेनानार्येण व्यापादिता । एतेनार्येण जीवं प्रापिताऽस्मि ।

चारुदत्तः—कस्त्वमकारणबन्धुः ।

भिक्षुः—ण पच्चभिजाणादि मं अज्जो । अहं शे अज्जश्श चलणशंवाहचिन्तए शंवाहके णाम । जूदिअलेहिं गहिदे एदाए उवाशिकाए अज्जश्श केलके त्ति अलंकालपणणिक्कीदे म्हि । तेण अ जूदणिव्वेदेण शक्कशमणके शवुत्ते म्हि । एशावि अज्जा पवहणविपज्जासेण पुप्फकलण्डकजिण्णुज्जाणं गदा । तेण अ अणज्जेण ण मं बहु मण्णेशि त्ति बाहुपाशबलक्कालेण मालिदा । मए दिट्ठा । [न प्रत्यभिजानाति मामार्यः । अहं स आर्यस्य चरणसंवाहचिन्तकः संवाहको नाम । द्यूतकरैर्गृहीत एतयोपासिकयार्यस्यात्मीय इत्यलंकारपणनिष्क्रीतोऽस्मि । तेन च द्यूतनिर्वेदेन शाक्यश्रमणकः संवृत्तोऽस्मि । एषाप्यार्या प्रवहणविपर्यासेन पुष्पकरण्डकजीर्णोद्यानं गता । तेन चानार्येण न मां बहु मन्यस इति बाहुपाशबलात्कारेण मारिता । मया दृष्टा ।]

(नेपथ्ये कलकलः)

પ્રિયે ! વસન્તસેના !

તારે માટે નાશ પામતા આ મારા દેહને તેં જ મુક્ત કર્યો છે. અહો ! પ્રિયના મિલનનો કેવો પ્રભાવ ? ખરેખર ! મૃત્યુ પામેલો હોય છતાં ફરીથી કોણ જીવાડાય ? (૪૩)

અને વળી, પ્રિય ! જો

આ માળા ખરેખર પ્રિયના આગમનથી વરની (માળા) હોય તેવી લાગે છે અને તેવી જ રીતે આ વધના ઢોલના અવાજ વિવાહના ઢોલના અવાજ જેવા થયા છે. (૪૪)

વસન્તસેના : અતિશય વિનયને કારણે આપશ્રીએ આ શું ધાર્યું વાર ?

ચારુદત્ત : પ્રિય ! કહે છે કે તને મેં મારી.

પહેલાં જેણે વેર બાંધ્યું હતું તેવા તે શક્તિશાળી શત્રુએ નરકમાં (પોતે) પડતાં પડતાં મને લગભગ પાડ્યો છે. (૪૫)

વસન્તસેના : (કાન ઢાંકીને) અરે રામ, રામ ! પેલા રાજાના સાળાએ મને મારી નાખી.

ચારુદત્ત : (ભિક્ષુને જોઈને) આ વળી કોણ ?

વસન્તસેના : પેલા ભીમાને મારી નાખી, આ ભાઈએ મને જીવન આપ્યું.

ચારુદત્ત : નિઃસ્વાર્થ સ્વજન જેવા તમે કોણ છો ?

ભિક્ષુ : મને આપશ્રી ઓળખતા નથી ? હું આપશ્રીનો સંવાહક નામનો પગચંપી કરનારો. જુગારીથી પકડાયેલો આપશ્રીનો આત્મીય છું એમ ગણી દાગીનાનું વગતર આપી આ ઉપાસિકાએ મને છોડાવ્યો અને એ જુગારના દુઃખે હું બૌદ્ધ સાધુ થઈ ગયો છું. રથની અદલા-બદલીથી આ બહેન પણ જૂના પુષ્પકરંડક બાગમાં ગયાં હતાં. મને માનથી એની નથી એમ કરી તે ભીમાને પણ મરે હું બૌદ્ધ દઈને સારી જે જોયાં.

(પડદા પાછળ પોકાર)

जयति वृषभकेतुर्दक्षयज्ञस्य हन्ता
तदनु जयति भेत्ता षण्मुखः क्रौञ्चशत्रुः ।
तदनु जयति कृत्स्नां शुभ्रकैलासकेतुं
विनिहतवरवैरी चार्यको गां विशालाम् ॥४६॥

(प्रविश्य सहसा)

शर्विलकः—

हत्वा तं कुनृपमहं हि पालकं भो-
स्तद्राज्ये द्रुतमभिषिच्य चार्यकं तम् ।
तस्याज्ञां शिरसि निधाय शेषभूतां
मोक्ष्येऽहं व्यसनगतं च चारुदत्तम् ॥४७॥

हत्वा रिपुं तं बलमन्त्रिहीनं पौरान्समाश्वास्य पुनः प्रकर्षात् ।
प्राप्तं समग्रं वसुधाधिराज्यं राज्यं बलारेरिव शत्रुराज्यम् ॥४८॥

(अग्रतो निरूप्य) भवतु । अत्र तेन भवितव्यं यत्रायं जनपदसमवायः । अपि नामायमारम्भः क्षितिपतेरार्यकस्यार्यचारुदत्तस्य जीवितेन सफलः स्यात् । (त्वरिततरमुपसृत्य) अपयात जाल्माः । (दृष्ट्वा सहर्षम्) अपि ध्रियते चारुदत्तः सह वसन्तसेनया । संपूर्णाः खल्वस्मत्स्वामिनो मनोरथाः ।

दिष्ट्या भो व्यसनमहार्णवादपारा-
दुत्तीर्णं गुणधृतया सुशीलवत्या ।
नावेव प्रियतमया चिरान्निरीक्ष्ये
ज्योत्स्नाढ्यं शशिनमिवोपरागमुक्तम् ॥४९॥

तत्कृतमहापातकः कथमिवैनमुपसर्पामि । अथवा सर्वत्रार्जवं शोभते । (उपसृत्य बद्धाञ्जलिः प्रकाशम्) आर्य चारुदत्त ।

चारुदत्तः—ननु को भवान् ।

शर्विलकः—

येन ते भवनं भित्त्वा न्यासापहरणं कृतम् ।
सोऽहं कृतमहापापस्त्वामेव शरणं गतः ॥५०॥

चारुदत्तः—सखे मैवम् । त्वयाऽसौ प्रणयः कृतः । (इति कण्ठे गृह्णाति ।)

દક્ષયજ્ઞના સંહારક શિવનો જય થાઓ. તે પછી ક્રૌંચનો શત્રુ અને (તેના) ભેદનાર કાર્તિકેય (ષણ્મુખનો) જય થાઓ. અને તે પછી જેણે પ્રબળ શત્રુને માર્યો છે તેવા આર્યક શુભ્ર કૈલાસરૂપી ધજાવાળી વિશાલ સમસ્ત પૃથ્વી જીતે છે. (૪૬)

(પ્રવેશ કરીને એકદમ)

શર્વિલક :

અરે ! ખરેખર, તે ખરાબ રાજા પાલકને મારીને મેં તેના રાજ્ય પર ઉપર તે આર્યકને એકદમ બેસાડીને અને તેની આજ્ઞા (મૂર્તિ ઉપરથી લીધેલ પવિત્ર ફૂલની માળાની જેમ) (ભગવાનના) નિર્માલ્યની પેઠે માથે ચડાવીને હું દુઃખમાં પડેલા ચારુદત્તને છોડાવીશ. (૪૭)

લશ્કર અને મંત્રી વગરના તે શત્રુને મારીને, લોકોને ફરીથી ખૂબ આશ્વાસન આપીને જેમ ઇન્દ્રને શત્રુનું રાજ્ય (મળે) તેમ પૃથ્વીના આધિપત્ય સાથેનું સમગ્ર રાજ્ય પ્રાપ્ત કર્યું છે. (૪૮)
(આગળ બતાવીને) વારૂ જ્યાં આ લોકોનું ટોળું છે ત્યાં અહીં તે હશે. આર્ય ચારુદત્તના જીવનથી મહારાજ આર્યકનો આ પ્રયત્ન સફળ થશે કે ? (એકદમ પાસે જઈને) ઓ અવિચારીઓ ! દૂર હટો. (જોઈને સહર્ષ) શું ચારુદત્ત વસન્તસેના સાથે જીવે છે ! ખરેખર, અમારા સ્વામીના મનોરથ સફળ થયા.

અરે ! ગ્રહણથી મુક્ત થયેલા (અને) ખૂબ ચાંદનીવાળા ચંદ્ર જેવા (તેમને) સદ્ભાગ્યે લાંબે સમયે, (સારા દોરડાવાળી અને સારી બાંધણીની) નાવ જેવી ગુણવતી (અને) સદ્ચારિત્ર્યવાળી પ્રિયતમાથી દુઃખરૂપી અપાર સાગરમાંથી પાર ઊતરેલા નિહાળું છું. (૪૯)

તો જેણે મહાપાપ કર્યું છે તેવો હું કેવી રીતે જાતે આમની પાસે જાઉં ! અથવા બધે સત્ય શોભે છે. (પાસે જઈને હાથ જોડીને મોટેથી) આર્ય ચારુદત્ત !

ચારુદત્ત : કહું છું. તમે કોણ છો ?

શર્વિલક :

જેણે તમારું ઘર ફોડીને ન્યાસનું હરણ કર્યું હતું તે મહાપાપ કરનારો હું તમારે જ શરણે આવ્યો છું. (૫૦)

ચારુદત્ત : મિત્ર ! એમ નહિ. તેં એ ઉપકાર કર્યો હતો. (ગળે વળગાડે છે.)

शर्विलकः—अन्यच्च ।

**आर्यकेणार्यवृत्तेन कुलं मानं च रक्षता ।**
**पशुरयज्ञवाटस्थो दुरात्मा पालको हतः ॥५१॥**

चारुदत्तः—किम् ।

शर्विलकः—

**त्वद्यानं यः समारुह्य यातस्त्वां शरणं पुरा ।**
**पशुर्विततते यज्ञे हतस्तेनाद्य पालकः ॥५२॥**

चारुदत्तः—शर्विलक योऽसौ पालकेन घोषादानीय निष्कारणं कूटागारे बद्ध आर्यकनामा त्वया मोचितः ।

शर्विलकः—यथाह तत्रभवान् ।

चारुदत्तः—प्रियं नः प्रियम् ।

शर्विलकः—प्रतिष्ठितमात्रेण सुहृदार्यकेणोज्जयिन्यां वेणातटे कुशावत्यां राज्यमतिसृष्टम् । तत्प्रतिमान्यतां प्रथमः सुहृत्प्रणयः । (परिवृत्य) अरे रे आनीयतामयं पापो राष्ट्रियशठः । (नेपथ्ये) यथाज्ञापयति शर्विलकः ।

शर्विलकः—आर्य नन्वयमार्यको राजा विज्ञापयति-इदं मया युष्मद्गुणोपार्जितं राज्यम् । तदुपयुज्यताम् ।

चारुदत्तः—अस्मद्गुणोपार्जितं राज्यम् ।

( नेपथ्ये ) अरे रे राष्ट्रियश्यालक एह्येहि । स्वस्याविनयस्य फलमनुभव ।

( ततः प्रविशति पुरुषैरधिष्ठितः पश्चाद्बाहुबद्धः शकारः ।)

शकारः—हीमादिके

**एव्वं दूलमदिक्कन्ते उद्दामे विअ गद्दहे ।**
**आणीदे बद्धु हगे बद्धे दुट्ठे अण्णे व्व दुक्कले ॥५३॥**

(दिशोऽवलोक्य) समन्तदो उवट्ठिदे एशे लट्ठिअबन्धे । ता क दाणिं अशलणे शलणं वजामि । (विचिन्त्य) भोदु । तं ज्जेव अब्भुववण्णशलणवच्छलं गच्छामि । (इत्युपसृत्य) अज्जचालुदत्त पलित्ताआहि पलित्ताआहि । [आश्चर्यम् ।

एवं दूरमतिक्रान्त उद्दाम इव गर्दभः ।
आनीतः खल्वहं बद्धः कुक्कुरोऽन्य इव दुष्करः ॥

....समन्तत उपस्थित एष राष्ट्रियबन्धः । तत्कमिदानीमशरणः शरणं व्रजामि । ...भवतु । तमेवाभ्युपपन्नशरणवत्सलं गच्छामि ।....आर्यचारुदत्त परित्रायस्व परित्रायस्व परित्रायस्व । ] (इति पादयोः पतति ।)

શર્વિલક : અને જોઉં.

કુળ અને માન રક્ષનારા સદાચારી આર્યકે યજ્ઞસ્થાનમાં રહેવા દુષ્ટ પાલકને પશુની માફક માર્યો. (૫૧)

ચારુદત્ત : શું ?

શર્વિલક :

જે પહેલાં, તમારા રથમાં બેસીને તમારે શરણે આવ્યો હતો તેણે આજે યજ્ઞ આરંભાયો હતો ત્યારે, (યજ્ઞના) પશુની જેમ પાલકને માર્યો. (૫૨)

ચારુદત્ત : શર્વિલક ! આર્યક નામના જેને પાલકે ગામડામાંથી લાવીને કારણ વિના ક્રૂર કારાગરમાં કેદ કર્યો હતો (અને) તને છોડાવ્યો તે જ કે ?

શર્વિલક : આપશ્રી જે પ્રમાણે કહો છો તેમ.

ચારુદત્ત : બહુ સરસ. અમને તો બહુ ગમ્યું.

શર્વિલક : રાજ્ય ઉપર અધિષ્ઠિત થતાં જ તમારા મિત્ર આર્યકે ઉજ્જયિનીનાં વેણાને તીરે કુશાવતીનું રાજ્ય (તમને) અર્પણ કર્યું છે. તેથી મિત્રની પહેલી વિનંતી સ્વીકારો (ફરીને) અરે. એ.... પેલા પાપી દુષ્ટ રાજાના સાળાને લઈ આવો.

(પડદા પાછળ)

જેવી શર્વિલકની આજ્ઞા.

શર્વિલક : ભાઈ ! કહું છું આ આર્યક રાજા વિનંતી કરે છે—આ રાજ્ય મેં તમારા ગુણને લીધે મેળવ્યું છે. તેથી ભોગવો.

ચારુદત્ત : અમારા ગુણથી મેળવેલું રાજ્ય ! (નેપથ્યમાં) અરે એઈ ! રાજાના સાળા ! આવ પોતાના અવિનયનું ફળ ભોગવ.

(પછી માણસોથી રક્ષાતો (અને) જેના હાથ
પાછળ બાંધ્યા છે તેવો શકાર પ્રવેશે છે.)

શકાર : બાપ રે !

છૂટા ગધેડાની માફક આમ દૂર ગયેલો હું ખરેખર બીજા ખરાબ કૂતરાની માફક બાંધી લવાયો છું. (૫૩)

(દિશાઓમાં જોઈને) આ રાજાના સાળા ચારેબાજુથી જકડાયા છે. તેથી નિરાધાર (હું) હવે કોને શરણે જાઉં ? (વિચારીને) ઠીક શરણે આવેલા તરફ વત્સલ એવા તેમની જ પાસે જાઉં. (પાસે જઈને) આર્ય ચારુદત્ત ! બચાવો ! (પગે પડે છે.)

(नेपथ्ये) अज्जचालुदत्त मुञ्च मुञ्च । वावदेम्ह एदम्। [आर्यचारुदत्त मुञ्च मुञ्च । व्यापादयामैतम् । ]

शकारः- (चारुदत्त प्रति) भो अशलणशलणे पलित्ताहि । [भो अशरणशरण परित्रायस्व । ]

चारुदत्तः- (सानुकम्पम्) अहह अभयमभयं शरणागतस्य ।

शर्विलकः- (सावेगम्) आः अपनीयतामय चारुदत्तपार्श्वात् । (चारुदत्त प्रति) ननूच्यतां किमस्य पापस्यानुष्ठीयतामिति ।

आकर्षन्तु सुबद्ध्वैनं श्वभिः संखाद्यतामथ ।
शूले वा तिष्ठतामेषः पाट्यतां क्रकचेन वा ॥५४॥

चारुदत्तः-किमहं यद्ब्रवीमि तत्क्रियते ।

शर्विलकः-कोऽत्र संदेहः ।

शकारः-भट्टालआ चालुदत्त शलणागदे म्हि । ता पलित्ताहि पलित्ताहि । जं तुए शलिशं तं कलेहि। पुणो ण ईदिशं कलिदशम् । [भट्टारक चारुदत्त शरणागतोऽस्मि। तत्परित्रायस्व प्रतित्रायस्व। यत्तव सदृशं तत्कुरु। पुनर्नेदृशं करिष्यामि। ]

(नेपथ्ये पौराः) वावादेव। किंणिमित्तं पादकी जीआवीअदि। [पौराः व्यापादयत । किंनिमित्तं पातकी जीव्यते । ]

(वसन्तसेना वध्यमाला चारुदत्तस्य कण्ठादपनीय शकारस्योपरि क्षिपति ।)

शकारः-गब्भदाशीधीए पशीद पशीद। ण उण मालइश्शम् । ता पलित्ताआहि [गर्भदासीपुत्रि प्रसीद प्रसीद । न पुनर्मारयिष्यामि । तत्परित्रायस्व । ]

शर्विलकः-अरे रे अपनयत। आर्यचारुदत्त आज्ञाप्यताम्, किमस्य पापस्यानुष्ठीयताम् ।

चारुदत्तः-किमहं यद्ब्रवीमि तत्क्रियते ।

शर्विलकः-कोऽत्र संदेहः ।

चारुदत्तः-सत्यम् ।

शर्विलकः-सत्यम् ।

चारुदत्तः- यद्येवं शीघ्रमयम्

शर्विलकः-किं हन्यताम्

चारुदत्तः-नहि नहि । मुच्यताम् ।

शर्विलकः-किमर्थम् ।

चारुदत्तः-

शत्रुः कृतापराधः शरणमुपेत्य पादयोः पतितः ।
शस्त्रेण न हन्तव्यः

(પડદા પાછળ)

ચારુદત્ત : ભાઈ ! છોડો છોડો. અમે એને મારી નાખીએ છીએ.

શકાર : (ચારુદત્ત પ્રતિ) ઓ અશરણના શરણ ! બચાવો.

ચારુદત્ત : (દયાથી) અરે ! અરે ! શરણાગતને અભય છે.

શર્વિલક : (ક્રોધથી) અરે ! આને ચારુદત્ત પાસેથી હઠાવો. (ચારુદત્તને) કહું છું. બોલો કે આ નીચનું શું કરવું.

એને સારી રીતે બાંધીને ખેંચે ? કે કૂતરાથી ફાડી ખવાય ? કે એને શૂળીએ ચડાવીએ ? કે કરવતથી વહેરાવીએ ? (૫૪)

ચારુદત્ત : શું, હું જે કહું છું તે થશે !

શર્વિલક : એમાં સંદેહ શું ?

શકાર : શેઠજી ચારુદત્ત ! હું શરણે આવ્યો છું. તેથી બચાવો, બચાવો. જે તમને ઘટે તે કરો, હું આવું ફરીથી નહિ કરું.

(પડદા પાછળ)

હે નગરજનો ! મારી નાખો. પાપી શા માટે જીવે છે ? (વસન્તસેના વધ્યની માળા ચારુદત્તના ગળામાંથી કાઢીને શકાર ઉપર નાખે છે.)

શકાર : અરે ! દાસીપુત્રી ! પ્રસન્ન થા. ફરીથી નહિ મારું. તેથી બચાવો.

શર્વિલક : અરે ! અરે ! દૂર કરો. આર્ય ચારુદત્ત ! આ પાપીનું શું કરવું છે ?

ચારુદત્ત : શું હું જે કહું છું, તે થશે ?

શર્વિલક : એમાં સંદેહ શું ?

ચારુદત્ત : ખરેખર ?

શર્વિલક : ખરેખર.

ચારુદત્ત : જો એમ છે તો આને જલદી,

શર્વિલક : મારી નાખીએ શું ?

ચારુદત્ત : નહિ નહિ. છોડી મૂકો.

શર્વિલક : શા માટે ?

ચારુદત્ત :

જેણે અપરાધ કર્યો છે તેવો શત્રુ શરણે આવીને પગે પડે તો શસ્ત્રથી ન મારવો જોઈએ.

शर्विलकः—एवम् । तर्हि श्वभिः खाद्यताम् ।

**उपकारहतस्तु कर्तव्यः ॥५५॥**

चारुदत्तः—नहि ।

शर्विलकः—अहो आश्चर्यम् । किं करोमि । वदत्वार्यः ।

चारुदत्तः—तन्मुच्यताम् ।

शर्विलकः—मुक्तो भवतु ।

शकारः—हीमादिके । पच्चुज्जीविदेम्हि । [ आश्चर्यम् । प्रत्युज्जीवितोऽस्मि । (इति पुरुषैः सह निष्क्रान्तः ।)

(नेपथ्ये कलकल.)

(पुनर्नेपथ्ये)

एसा अज्जचारुदत्तस्स बहुआ अज्ज धूदा पदे वसणञ्चले विलग्गन्तं दारअं अक्खिवन्ती बाप्फभरिदणअणेहिं जणेहिं णिवारिज्जमाणा पज्जलिदे पावए पविसदि । [एषार्यचारुदत्तस्य वधूरार्या धूता पदे वसनाञ्चले विलग्नन्तम् दारकमाक्षिपन्ती बाष्पभरितनयनैर्निवार्यमाणा प्रज्वलिते पावके प्रविशति । ]

शर्विलकः—(आकर्ण्य नेपथ्याभिमुखमवलोक्य) कथं चन्दनकः । चन्दनक किमेतत् ।

चन्दनकः—(प्रविश्य) किं ण पेक्खदि अज्जो । महाराअप्पासादं दक्खिणेण महन्तो जणसंमद्दो वट्टदि । (एसा इत्यादि पुनः पठति ।) कधिदं अ मए तीए जधा—अज्जे मा साहसं करेहि जीवदि अज्जचारुदत्त त्ति । परन्तु दुक्खावावुडदाए को सुणेदि को पत्तिआअदि । [किं न पश्यत्यार्यः महाराजप्रासादं दक्षिणेन महाञ्जनसंमर्दो वर्तते… कथितं च मया तस्यै यथा—आर्ये मा साहसं कुरुष्व । जीवत्यार्यचारुदत्त इति । परन्तु दुःखव्यापृततया कः शृणोति कः प्रत्ययते । ]

चारुदत्तः—(सोद्वेगम्) हा प्रिये जीवत्यपि मयि किमेतद्व्यवसितम् ।

(ऊर्ध्वं दीर्घं च निश्वस्य)

**न महीतलस्थितिसहानि भवच्चरितानि चारुचरिते यदपि ।**
**उचितं तथाऽपि परलोकसुखं न पतिव्रते तव विहाय पतिम् ॥५६॥**

(*इति मोहमुपगता*)

शर्विलकः—अहो प्रमादः ।

**त्वरया सर्पणं तत्र मोहमायोऽत्र चागतः ।**
**॥ धिक्प्रयत्नवैफल्यं दृश्यते सर्वतोमुखम् ॥५७॥**

શર્વિલક : એમ તો કૂતરા ભલે ફાડી ખાતા.

ચારુદત્ત : નહિ.

પણ ઉપકારથી મારવો જોઈએ. (૫૫)

શર્વિલક : અહો ! આશ્ચર્ય ! શું કરે ? આપશ્રી કહો.

ચારુદત્ત : તો છોડી મૂકો.

શર્વિલક : ભલે મુક્ત થાય.

શકાર : ઓત્તારી ! હું જીવતો રહ્યો ! (માણસો સાથે જતો રહે છે.)

(પડદા પાછળ કોલાહલ)

(ફરીથી પડદા પાછળ)

શોકથી આંસુભરી આંખે રોકાતી આ આર્ય ચારુદત્તની ભાર્યા આર્યા ધૂતા પગે અને વસ્ત્રને પાલવે અટવાતા બાળકને દૂર કરતી, સળગતા અગ્નિમાં પ્રવેશે છે.

શર્વિલક : (સાંભળીને પડદા તરફ જોઈને) શું ? ચન્દનક ? ચન્દનક ! આ શું ?

ચન્દનક : (પ્રવેશ કરીને) આપશ્રી શું જોતા નથી ? રાજમહેલની દક્ષિણે લોકોનું મોટું ટોળું છે. (આ....વગેરે ફરીથી બોલે છે.) અને મેં તેમને એમ કહ્યું કે 'આર્યા ! સાહસ કરો મા. આર્ય ચારુદત્ત જીવે છે'. પરંતુ દુઃખમાં ગરકાવ થયેલા કોણ સાંભળે ? કોણ માને ?

ચારુદત્ત : (ખેદથી) અરે રે રે ! પ્રિયે ! હું જીવતો છું છતાં આ શું નિર્ધાર્યું છે ! (ઊંચે જોઈને અને લાંબો નિસાસો મૂકીને)

ઓ સદાચારિણી ! જો કે તારાં કર્મો પૃથ્વી ઉપરનો નિવાસ સહેવાને યોગ્ય નથી, છતાં પણ ઓ પતિવ્રતા ! (તારા) પતિને ત્યજીને પરલોકનું સુખ તને ઉચિત નથી. (૫૬)

(મૂર્છા પામે છે.)

શર્વિલક : કેવી આપત્તિ !

ત્યાં સત્વર જવું (છે.) પણ આ આર્ય મૂર્છિત થયા છે. અરે રામ ! બધી બાજુથી પ્રયત્નો નિષ્ફળ જાય છે. (૫૭)

वसन्तसेना–समस्ससिदु अज्जो । तत्त गदुअ जीवावेदु अज्जाम् । अण्णधा अधीरत्तणेण अणत्थो संभावीअदि । [समाश्वसित्वार्यः तत्र गत्वा जीवयत्वार्याम् । अन्यथाधीरत्वेनानर्थः संभाव्यते । ]

चारुदत्त.–(समाश्वस्य सहसोत्थाय) हा प्रिये क्वासि । देहि मे प्रतिवचनम् ।

चन्दनकः–इदो इदो अज्जो । [इत इत आर्यः ।]

(इति सर्वे परिक्रामन्ति ।)

*(ततः प्रविशति यथानिर्दिष्टा धूता चेलाञ्चलमाकर्षन्विदूषकेणानुगम्यमानो रोहसेनो रदनिका च ।)*

धूता– (सास्रम्) जाद मुञ्चेहि मम् । मा विग्घं करेहि । भीआमि अज्जउत्तस्स अमङ्गलाकण्णादो । [जात मुञ्च माम् । मा विघ्नं कुरुष्व । बिभेम्यार्यपुत्रस्यामङ्गलाकर्णात् ।] (इत्युत्थायाञ्चलमाकृष्य पावकाभिमुखं परिक्रामति ।)

रोहसेनः–माद अज्जए पडिवालेहि मम् । तुए विणा ण सक्कुणोमि जीविदुं धारेदुम् । [मातरार्ये प्रतिपालय माम् । त्वया विना न शक्नोमि जीवितं धर्तुम् ।] (इति त्वरितमुपसृत्य पुनरञ्चलं गृह्णाति ।)

विदूषकः–भोदिए दाव बम्हणीए भिण्णत्तणेण चिदाधिरोहणं पावं उदाहरन्ति रिसीओ । [भवत्यास्तावद् ब्राह्मण्या भिन्नत्वेन चिताधिरोहणं पापमुदाहरन्ति ऋषयः ।]

धूता– वर पापचरणे । ण उण अज्जउत्तस्स अमङ्गलाकण्णम् । [वरं पापाचरणम् । न पुनरार्यपुत्रस्यामङ्गलाकर्णनम् । ]

शर्विलकः–(पुरोऽवलोक्य) आसन्नहुतवहाऽऽर्या । तत्त्वर्यतां त्वर्यताम् ।

(चारुदत्तस्त्वरितं परिक्रामति ।)

धूता–रअणिए अवलम्ब दारअ । जाव अहं समीहिदं करेमि । [रदनिके अवलम्बस्व दारकम् । यावदहं समीहितं करोमि । ]

चेटी–(सकरुणम्) अहं पि जधोवदेसिणि हिं भट्टिणीए । [अहमपि यथोपदेशिन्यस्मि भट्टिन्याः ।]

धूता–(विदूषकमवलोक्य) अज्जो दाव अवलम्बेदु । (आर्यस्तावदवलम्बताम् ।]

विदूषकः– (सावेगम्) समीहिदसिद्धिए पउत्तेण बम्हणो अग्गदो कादव्वो । अदो भोदीए अहं अग्गणो होमि । [समीहितसिद्धयै प्रवृत्तेन ब्राह्मणोऽग्रे कर्तव्यः । अतो भवत्या अहमग्रणीर्भवामि ।]

धूता–कधं पच्चादिट्ठम्हि दुवेहिं । (बालकमालिङ्ग्य) जाद तुमं ज्जेव पज्जवट्ठवेहि अत्ताणं अम्हाण तिलोदअदाणाअ । अदिक्कन्ते किं मणोरहेहिं । (सनिःश्वासम्) ण क्खु अज्जउत्तो तुमं पज्जवट्ठाविस्सदि । [कथं प्रत्यादिष्टाऽस्मि द्वाभ्याम् ।

**વસન્તસેના :** આપશ્રી ધીરજ ધરો, ત્યાં જઈને આર્યાને જીવાડો. નહિ તો ધીરજ હારી જવાથી અનર્થ થવા સંભવ છે.

**ચારુદત્ત :** (સ્વસ્થ થઈને ત્વરિત ઊઠીને) અરે રે પ્રિયે ! ક્યાં છે ? મને જવાબ આપ.

**ચન્દનક :** આ તરફ આર્ય ! આ તરફ

(બધાં જાય છે.)

(પછી કહ્યા પ્રમાણે ધૂતા, (તેના) વસ્ત્રનો છેડો ખેંચતો રોહસેન, અને પાછળ વિદૂષક તથા રદનિકા પ્રવેશ કરે છે.)

**ધૂતા :** (આંસુ સાથે) બાપુ ! મને છોડ. વિઘ્ન ન કર. આર્યપુત્રનું અમંગળ સાંભળીને મને ભય લાગે છે. (ઊઠીને છેડો—ખેંચીને અગ્નિ તરફ જાય છે.)

**રોહસેન :** માડી ! માતાજી ! મારી વાટ જુઓ. તમારા વિના હું નહિ જીવી શકું. એકદમ જઈને ફરીથી છેડો પકડે છે.)

**વિદૂષક :** ત્યારે ભવતીના, બ્રાહ્મણના જુદા ચિતારોહણને ઋષિઓ પાપ માને છે.

**ધૂતા :** પાપ કરવું સારું. પણ આર્યપુત્રનું અમંગળ સાંભળવું નહિ (સારું)

**શર્વિલક :** (આગળ જઈને) આર્યા અગ્નિની પાસે છે. તો ઝટ કરો, ઝટ કરો. (ચારુદત્ત જલ્દી જાય છે.)

**ધૂતા :** રદનિકા ! બાળકને પકડ; જેથી હું ઇચ્છિત (કાર્ય) કરું.

**ચેટી :** (કરુણતાપૂર્વક) હું પણ દેવીના ઉપદેશ પ્રમાણે કરનારી છું.

**ધૂતા :** (વિદૂષક તરફ જોઈને) ત્યારે આપશ્રી પકડો.

**વિદૂષક :** (આવેગથી) ઇચ્છિત (વસ્તુ)ની સિદ્ધિ માટે પ્રવૃત્ત થયેલાએ બ્રાહ્મણને આગળ કરવો જોઈએ. તેથી હું તમારી આગળ થાઉં છું.

**ધૂતા :** શું ? બંને વડે હું નકારાઈ ? (બાળકને ભેટીને) 'બેટા ! અમને તિલોદક આપવા માટે તું જ તારી જાતને સંભાળ. જે (વસ્તુ) દૂર હોય ત્યારે અભિલાષાઓથી શું ? (નિઃશ્વાસ સાથે) ખરેખર ! મારા સ્વામી તારી દેખભાળ નહિ રાખે.'

....जात त्वमेव पर्यवस्थापयास्मानस्माकं विलोदकदानाय । अतिक्रान्ते किं मनोरथैः ।
....न खल्वार्यपुत्रस्त्वां पर्यवस्थापयिष्यति । ]

चारुदत्तः– (आकर्ण्य सहसोपसृत्य) अहमेव पर्यवस्थापयामि बालिशम् । (इति बालकं बाहुभ्यामुत्थाप्य वक्षस्यालिङ्गति ।)

धूता–(विलोक्य) अम्हे । अज्जउत्तस्स ज्जेव सरसंजोओ । (पुनर्निपुणं निरूप्य सहर्षम्) दिआ अज्जउत्तो ज्जेव्व्‌ एसो । पिअं मे पिअम् । [आश्चर्यम् । आश्चर्यम् । आर्यपुत्रस्यैव स्वरसयोगः ।...दिष्ट्यार्यपुत्र एवैषः प्रियं मे प्रियम् । ]

बालकः–(विलोक्य सहर्षम्) अम्मो आवुको मं परिस्सजदि । (धूतां प्रति) अज्जए वड्ढवीअसि । आवुको ज्जेव मं पज्जवड़ावेदि । [आश्चर्यम् । तातो मां परिष्वजति । ....आर्ये एवं वर्धसे । तात एव मां पर्यवस्थापयति ।] (इति प्रत्यलिङ्गति ।)

चारुदत्तः–(धूतां प्रति)

हा प्रेयसि प्रेयसि विद्यमाने कोऽयं कठोरो व्यवसाय आसीत् ।
अम्भोजिनीलोचनमुद्रणं किं भानावनस्तंगमिते करोति ॥५८॥

धूता–अज्जउत्त अदो ज्जेव सा अचेतणेत्ति चुम्बीअदि । [आर्यपुत्र अत एव साऽचेतनेति चुम्ब्यते । ]

विदूषकः (दृष्ट्वा सहर्षम्) ही ही भो एदेहिं ज्जेव अच्छीहिं पिअवअस्सो पेक्खीअदि । अहो सदीए पहावो अदो जलणप्पवेसव्ववसाएण ज्जेव पिअसमागम पाविदा । (चारुदत्तं प्रति) जेदु जेदु पिअवअस्सो । [आश्चर्यं भोः एताभ्यामेवाक्षिभ्यां प्रियवयस्यः प्रेक्ष्यते । अहः सत्याः प्रभावो यतो ज्वलनप्रवेशव्यवसायेनैव प्रियसमागमं प्रापिता ।...जयतु जयतु प्रियवयस्यः ।]

चारुदत्तः–एहि मैत्रेय । (इत्यालिङ्गति ।)

चेटी–अहोसविधाणअम् । अज्ज वन्दामि । [ अहो संविधानकम् आर्यं वन्दे । (इति चारुदत्तस्य पादयोः पतति । )

चारुदत्तः–(पृष्ठे करं दत्वा) रदनिके उत्तिष्ठ । (इत्युत्थापयति ।)

धूता–(वसन्तसेनां दृष्ट्वा दिट्ठिआ कुसलिणी बहिणिआ । [दिष्ट्या कुशलिनी भगिनी । ]

वसन्तसेना–अहुणा कुसलिणी सवुत्तम्हि । [अधुना कुशलिनी संवृत्तास्मि । ]

(इत्यन्योन्यमालिङ्गतः ।)

शर्विलकः–दिष्ट्या धीवितसुहृद्वर्ग आर्यः ।

चारुदत्तः–युष्मत्प्रसादेन ।

ચારુદત્ત : (સાંભળીને એકદમ પહોચીને) હું એ વ્હાલા પુત્રનું પાલન કરીશ. (બાળકને હાથથી પકડી ભેટે છે.)

ધૂતા : (જોઈને) ઓ હો ! આર્યપુત્ર જેવો અવાજ ! (ફરીથી બરાબર જોઈને સહર્ષ) સદ્‌ભાગ્યે આ આર્યપુત્ર છે. સરસ, મને ગમ્યું.

બાળક : (જોઈને સહર્ષ) વાહ વાહ ! બાપુજી મને ભેટે છે. (ધૂતા પ્રત્યે) મા ! (તને) લાભ થયો. બાપુજી જ મને સંભાળશે. (ફરીથી ભેટે છે.)

ચારુદત્ત : (ધૂતાને)

અરેરે ! પ્રિયે ! પ્રિયતમ જીવતાં છતાં આ કઠોર નિશ્ચય કેવો હતો ! સૂર્ય આથમ્યો ન હોય ત્યારે શું કમલિની (કમળની પાંકડીરૂપી) નયન ખીડી દેશે ? (૫૮)

ધૂતા : આર્યપુત્ર ! એટલે જ તો અચેતન છે એમ કરીને તે ચૂમાય છે.

વિદૂષક : (જોઈને હર્ષસહિત) અરે વાહ, વાહ આ જ નયનોથી પ્રિય મિત્ર જોવાય છે. અહો સતીનો (કેવો) પ્રભાવ ! કારણ અગ્નિમા પ્રવેશવાના નિશ્ચયથી જ પ્રિયસમાગમ પ્રાપ્ત કર્યો, (ચારુદત્ત તરફ) જય, જય પ્રિય મિત્ર ! જય જય ! (આલિંગે છે.)

ચારુદત્ત : આવ મૈત્રેય !

રદનિકા : અહો કેવી ઘટના ! આર્ય, પ્રણામ. (ચારુદત્તને પગે પડે છે.)

ચારુદત્ત : (પીઠ ઉપર હાથ મૂકીને) રદનિકા ! ઊઠ. (ઉઠાડે છે.)

ધૂતા : (વસન્તસેનાને જોઈને) ભગવાનની દયાથી બ્હેન કુશળ છે ?

વસન્તસેના : હવે કુશળ થઈ છું.

(અન્યોન્ય આલિંગે છે.)

શર્વિલક : સદ્‌ભાગ્યે આપશ્રીનો મિત્રવર્ગ જીવંત છે.

ચારુદત્ત : તમારી કૃપાથી

शर्विलकः—आर्ये वसन्तसेने परितुष्टो राजा भवतीं वधूशब्देनानुगृह्णाति ।

वसन्तसेना—अज्ज कदत्थम्हि । [ आर्य कृतार्थास्मि । ]

शर्विलकः—(वसन्तसेनामवगुठण्य चारुदत्तं प्रति) आर्य किमस्य भिक्षोः क्रियताम्।

चारुदत्तः—भिक्षो किं तव बहुमतम् ।

भिक्षुः—इमं ईदिशं अणिच्चत्तणं पेक्खिअ दिउणतले मे पव्वज्जाए बहुमाणे संवुत्तम् । [इदमीदृशमनित्यत्वं प्रेक्ष्य द्विगुणतरो मम प्रव्रज्याया बहुमानः संवृत्तः ।

चारुदत्तः—सखे दृढोऽस्य निश्चयः । तत्पृथिव्या सर्वविहारेषु कुलपतिरयं क्रियताम्।

शर्विलकः—यदाहार्यः ।

भिक्षुः— पिअं णो पिअम् । [ प्रियं नः प्रियम् । ]

वसन्तसेना—सपदं जीवाविदम्हि । [ साम्प्रतं जीवापिताऽस्मि । ]

शर्विलकः—स्थावरकस्य किं क्रियताम् ।

चारुदत्तः—सुवृत्तः अदासो भवतु । चाण्डालाः सर्वचाण्डालानामधिपतयो भवन्तु । चन्दनको पृथ्वीदण्डपालको भवतु । तस्य राष्ट्रियश्यालस्य यथैव क्रिया पूर्वमासीत् वर्तमाने तथैवास्यास्तु ।

शर्विलकः—एवं यथाहार्यः । परमेनं मुञ्च मुञ्च । व्यापादयामि ।

चारुदत्तः—अभयं शरणागतस्य । (शत्रुः कृतापराधो (१०–५५) इत्यादि पठति ।)

शर्विलकः—तदुच्यतां किं ते भूयः प्रियं करोमि ।

चारुदत्तः—अतः परमपि प्रियमस्ति ।

लब्धा चारित्रशुद्धिश्चरणनिपतितः शत्रुरप्येष मुक्तः
प्रोत्खाताराातिमूलः प्रियसुहृदचलामार्यकः शास्ति राजा ।
प्राप्ता भूयः प्रियेयं प्रियसुहृदि भवान्संगतो मे वयस्यो
लभ्यं किं चातिरिक्तं यदपरमधुना प्रार्थयेऽहं भवन्तम् ॥५९॥

कांश्चित्तुच्छयति प्रपूरयति वा कांश्चिन्नयत्युन्नतिं
कांश्चित्पातविधौ करोति च पुनः कांश्चिन्नयत्याकुलान् ।
अन्योन्यं प्रतिपक्षसंहतिमिमां लोकस्थितिं बोधय-
न्नेष क्रीडति कूपयन्त्रघटिकान्यायप्रसक्तो विधिः ॥६०॥

શર્વિલક : આર્યા વસંતસેના ! સંતુષ્ટ થયેલા મહારાજા તમને 'વધૂ' પદ આપે છે.

વસન્તસેના : ભાઈ ! કૃતાર્થ થઈ.

શર્વિલક : (વસન્તસેના ઉપર કપડું ઓઢાડીને—ચારુદત્ત પ્રતિ) આર્ય ! આ સાધુનું શું કરવાનું છે ?

ચારુદત્ત : ઓ સાધુ મહારાજ ! તમને અત્યંત પ્રિય શું છે ?

ભિક્ષુ : આ આવી અનિત્યતા નિહાળીને મને પ્રવ્રજ્યા તરફ બમણું માન ઉપજ્યું છે.

ચારુદત્ત : મિત્ર ! એનો નિશ્ચય દૃઢ છે. તેથી પૃથ્વી ઉપર બધા વિહારમાં આને કુલપતિ બનાવો.

શર્વિલક : જેવી આર્યની ઇચ્છા.

ભિક્ષુ : સરસ, મને ગમ્યું.

વસન્તસેના : હવે મને જીવાડી.

શર્વિલક : સ્થાવરકનું શું કરવાનું છે ?

ચારુદત્ત : સદાચારીને મુક્ત કરોઃ પેલા ચાંડાળો બધા ચાંડાળોના ઉપરી થાય. પેલા રાજાના સાળાનું જેવું પહેલાં કામ હતું તેવું જ હમણાં તેને આપો.

શર્વિલક : જેમ આર્ય કહે છે તેમ. પણ એને છોડો. હું મારી નાખું.

ચારુદત્ત : શરણાગતને અભય છે. (જેણે અપરાધ કર્યો છે તેવા શત્રુને.... (૧૦–૫૫) વગેરે બોલે છે.)

શર્વિલક : તો કહો તમારું હજુ શું પ્રિય કરું ?

ચારુદત્ત : આનાથી વધારે પણ પ્રિય છે ?

ચારિત્ર્યશુદ્ધિ મળી. ચરણે પડેલો આ શત્રુ પણ મુક્ત થયો. દુશ્મનનું મૂળ ઉખેડી નાખનાર પ્રિય મિત્ર આર્યક રાજા બની પૃથ્વીનું શાસન કરે છે. આ પ્રિયા ફરીથી મળી. પ્રિય મિત્ર સાથે સંકળાયેલો તું મારો મિત્ર થયો. અને આથી વધારે શું મેળવવાનું કે હવે હું તારી પાસેથી બીજું માગું ? (૫૯)

કોઈકને રંક કરે કે કોઈકને ધનવાન કરે. કોઈકને ચડાવે છે, કોઈકને પાડે છે અને વળી કોઈકને મૂંઝવે છે. પરસ્પર વિરુદ્ધ દ્વન્દ્વોની આ દુન્યવી ઘટમાળ બતાવીને રેંટના ન્યાયે રહેલો આ વિધિ (મનુષ્યો સાથે) ખેલે છે. (૬૦)

तथापीदमस्तु ।

(भरतवाक्यम्)

क्षीरिण्यः सन्तु गावो भवतु वसुमती सर्वसंपन्नसस्या
पर्जन्यः कालवर्षी सकलजनमनोनन्दिनो वान्तु वाताः ।
मोदन्तां जन्मभाजः सततमभिमता ब्राह्मणाः सन्तु सन्तः
श्रीमन्तः पान्तु पृथ्वीं प्रशमितरिपवो धर्मनिष्ठाश्च भूपाः ॥६१॥

(इति निष्क्रान्ताः सर्वे ।)

इति संहारो नाम दशमोऽङ्कः ।

॥ समाप्तं मृच्छकटिकम् ॥



છતાં પણ આમ થાઓ.

(ભરતવાક્ય)

ગાયો દૂઝણી થાઓ, પૃથ્વી દરેક રીતે ધાન્યવાળી બનો. વાદળ સમયસર વરસાદ વરસાવો. સર્વના મનનું રંજન કરનાર વાયુ વહો. જન્મ લેનારા આનંદ કરો. સદા સારા બ્રાહ્મણો બહુમાન પામો. શ્રીમંતો પૃથ્વીનું પાલન કરો. અને જેમના શત્રુઓનું શમન થયું છે તેવા અધિપતિઓ ધર્મનિષ્ઠ બનો. (૬૧)

(બધાં જાય છે.)

'સંહાર' નામનો દશમો અંક સમાપ્ત.

## મૃચ્છકટિક સમાપ્ત.



## ટિપ્પણ :

### પ્રથમ અંક :

શ્લો. ૧. નાન્દીસ્તવનના માંગલિક શ્લોક સાથે આ નાટકનો આરંભ થાય છે.

શ્લો. ૧ અન્વય:—पर्यङ्क...शम्भोः, अन्तः....न्द्रियस्य आत्मनि आत्मानम् एव तत्त्वदृष्ट्या व्यपगतकरणं पश्यतः शंभोः शून्येक्षणघटितलयब्रह्मलग्नः समाधिः वः पातु ।

સ્રગ્ધરા છંદ છે. ભગવાન શંભુની સમાધિ તમારું રક્ષણ કરે એવી મંગલાશિષ સાથે પ્રસ્તુત નાટક શરૂ થાય છે. અહીં શંકર અને તેમની સમાધિને માટે નીચેનાં વિશેષણો પ્રયોજાયાં છેઃ—

(૧) पर्यङ्क०—पर्यङ्कः (आसनविशेषः), तस्य यो ग्रन्थिः रचनं तस्य बन्धेन द्विगुणितो यो भुजगस्तस्य यः आश्लेषः संबन्धस्तेन संवीतौ आवृत्तौ जानू यस्य सः। (बहु०)

પર્યંક નામના આસનની રચનાના બંધથી બેવડા વળેલા (द्विगुणित) સાપના બંધનથી (भुजगाश्लेष) ઘૂંટણ (जानू) ઢંકાયેલા છે (संवीत) તેવા. (શંકર)

પર્યંક એટલે સમાધિ કરતાં સ્વીકારેલું એક પ્રકારનું આસન. તેને 'વીરાસન' પણ કહેવાય છે. एकपादमथैकस्मिन् विन्यस्योरुणि संस्थितम् । इतरस्मिंस्तथा चान्य वीरासनमुदाहृतम् । (वसिष्ठ)

(૨) अन्तःप्राणा०–अन्तः शरीरमध्ये प्राणानां शरीरस्य पञ्चवायूनां अवरोधेन व्युपरतानि सकल (बाह्य) ज्ञानानि अत एव रुद्धानि व्याप्तानि इन्द्रियाणि यस्यतः। (बहु०). શરીરની અંદરના પ્રાણોના અવરોધથી, બધું (બાહ્ય જ્ઞાન (सकलज्ञान) લુપ્ત થવાથી (व्युपरत) જેમની ઇન્દ્રિયો સંયમિત (रुद्ध) થઈ છે, તેવા.

અહીં શંકરની ધ્યાનસ્થ દશા વર્ણવે છે. તેમણે ૧૧ ઇન્દ્રિયો–(પાંચ જ્ઞાનેન્દ્રિયો પાંચ કર્મેન્દ્રિયો, મન) અને શરીરગત પાંચ વાયુઓ (પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન)નો નિરોધ કર્યો છે.

(૩) आत्मन्यात्मानमेव व्यपगतकरण तत्त्वदृष्ट्या पश्यतः–ઇન્દ્રિયનું જ્ઞાન લુપ્ત થાય તે રીતે (व्यपगतकरणम्) તત્ત્વદૃષ્ટિથી આત્મામાં આત્માને જ જોતા.

સમાધિસ્થ શંકરે, બાહ્ય વિષયોમાંથી મનને હટાવી લઈ, આત્માભિમુખ બનાવ્યું હતું, પરિણામે નિજ હૃદયના જ પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરતા હતા.

સમાધિનું વિશેષણ—शून्येक्षणघटितलयब्रह्मलग्न —शून्येन ईक्षणेन घटित यः लयः तेन ब्रह्मणि लग्नः समाधिः ।

શૂન્યદૃષ્ટિથી ઉદ્ભવેલી (शून्येक्षणघटित) એકાગ્ર થયેલી (लय) (ब्रह्मलग्न) સમાધિ–સમાધિ અર્થાત્ પરબ્રહ્મ ઉપર લાગેલું એકાગ્ર ધ્યાન. શિવજીની આવી સમાધિ તમારું રક્ષણ કરો–એવી મંગલાશિષ વ્યક્ત થઈ છે.

પ્રસ્તુત શ્લોકમાં શૂદ્રકે શંકરને યોગની મદદથી પોતાના આત્મામાં પરમાત્માના દર્શન કરતા વર્ણવ્યા છે. આ વર્ણનમાં શૂદ્રકનો યોગ અને વેદાંત શાસ્ત્ર ઉપરનો અધિકાર જણાઈ આવે છે.

શ્લો. ૨ गौरीभुजलता यत्र ... पातु वः ॥

અનુષ્ટુભ્ છંદ છે. આ પણ નાન્દી શ્લોક છે. શંકરનો કંઠ તમારું રક્ષણ કરો એવી શુભાશિષ વ્યક્ત થઈ છે. नीलकण्ठ —શંકર દેવો અને દાનવોએ સમુદ્રમંથન કર્યું ત્યારે ૧૪ રત્નો નીકળ્યા હતા તે પૈકી 'હાલાહલ' વિષ પણ હતું. શંકરે આ હળાહળ ઝેર પીધું અને પરિણામે, તેમના કંઠ ઉપર નીલો ડાઘ પડી ગયો, જેથી તેઓ 'નીલકંઠ' કહેવાયા.

नान्दी—नन्दन्ति देवता यस्यां तस्मान्नान्दीति कथ्यते । નાટકના પ્રારંભમાં મોટે ભાગે મંગળ શ્લોક આવે છે, જેને નાન્દી કહેવામાં આવે છે. વિઘ્નોની શાંતિને માટે આ એક જાતની ઇષ્ટદેવને પ્રાર્થના છે. ઇષ્ટ દેવ, નૃપ કે બ્રાહ્મણની સ્તુતિ કરી કવિ આશીર્વાદ આપે છે. નાટકની પૂર્વેના પૂર્વરંગ વિધિના ૨૨ અંગો પૈકીનું એક અંગ. આ એક અગત્યનો વિધિ છે, જે ૫૬ । ૫ ના ૬ ૫ છે. (વધુ માટે જુઓ સાહિત્યદર્પણ) सूत्रधार:–सूत्रं धारयति असौ सूत्रधार: । નાટકની વ્યવસ્થા, પાત્રોની વહેંચણી, આયોજન, વગેરે જેના હાથમાં હોય તે 'સૂત્રધાર' કહેવાય છે.

मृच्छकटिकं नाम प्रकरणम्–मृच्छकटिकम्–આ શબ્દ ત્રણ રીતે બનાવી શકાય (૧) ([illegible]) मृदा निर्मितं शकटमस्यास्तीति मृच्छकटिकम् । मृच्छकटिका ।(२) मृच्छकटिका यस्मिन् वर्तते तत् ।(३) मृद्- अथवा मृदा निर्मितं शकटम् मृच्छकटिका । सा एकदेशत्वेनास्ति मृच्छकटिकं प्रकरणम् । अथवा मृच्छकटिका वसन्तसेना प्राधान्येन निर्दिष्टा अस्मिन् प्रकरणे इति ।

અંક ૬ માં આવતો "માટીની ગાલ્લીનો પ્રસંગ"–એક નાનકડી વાત–આ નાટકમાં અગત્યનો ભાગ ભજવે છે–જેના ઉપરથી નાટકનું શીર્ષક રચાયું છે. પ્રણાલિકાગત શીર્ષક આપવામાંથી શૂદ્રક બાકાત રહ્યા છે, નાટ્યશાસ્ત્રના નિયમ વિરુદ્ધ જઈને પણ–તેઓ સફળ થયા છે, આનાથી વધુ કાવ્યમય–સૂચક શીર્ષક હોઈ શકે ? प्रकरणम्–દસ રૂપકો પૈકીનો એક પ્રકાર છે. તેનાં લક્ષણો માટે જુઓ વિશ્વનાથનું સાહિત્યદર્પણ. મૃચ્છકટિક 'પ્રકરણ' પ્રકારનું નાટક છે.

શ્લો. ૩ નાટ્યકાર શૂદ્રકનો પરિચય એના ત્રણ શ્લોકોમાં આપ્યો છે.

द्विरदेन्द्रगतिः–ગજરાજ જેવી ગતિવાળો. कवि અને एतत्कविः–માં એક જગ્યાએ कवि અર્થાત્ 'विद्वान्' અર્થ સમજવાથી પુનરુક્તિ થતી નથી.

શ્લો. ૪ ऋग्वेदम्....शूद्रकोऽग्निं प्रविष्टः ।... સ્રગ્ધરા છંદ. કવિ તરીકેની શાન, પ્રતિભા, લાયકાત શૂદ્રકમાં હતી. આચાર્ય મમ્મટ નોંધે છે કે કવિમાં 'लोकशास्त्र' નો અભ્યાસ હોવી જરૂરી છે. અર્થાત् लोकस्य स्थावरजङ्गमात्मकलोक-वृत्तस्य शास्त्राणां छन्दोव्याकरणाभिधानकोशकलाचतुर्वर्गगजतुरगादि लक्षणग्रधानम् ।

· કવિ તરીકે શૂદ્રક પણ વેદ તેમજ અન્ય શાસ્ત્રો, લલિતકળાઓનો અભ્યાસી હતો એ વાત પ્રસ્તુત શ્લોકમાં નિર્દેશી છે. गणितम्–ગણિતશાસ્ત્ર. वैशिकी कला–ગણિકાઓને હસ્તગત કળા–જેમ કે, નૃત્ય, ગીત વગેરે हस्तिशिक्षा–હાથીઓનું શાસ્ત્ર. अग्निं प्रविष्टः–૧૧૦ વર્ષનું દીર્ઘાયુ ભોગવીને શૂદ્રકે અગ્નિમાં પ્રવેશ કર્યો ને ઐચ્છિક મૃત્યુ મેળવ્યું.

પ્રસ્તાવનામાં પોતાને વિશે કહેલી આ વાત શૂદ્રકને વિશે ભારે સમસ્યા ઊભી કરે છે. કેટલાક કહે છે કે આત્મઘાત કરવાની મનાઈ છે. તેથી આનો અર્થ મૃત્યુ પામ્યો એમ કરી શકાય. પરંતુ પ્રાચીન કાળમાં આવું બનતું. અરે, ક્યારેક તો શાસ્ત્રકારોએ પણ આ રીતે જ જીવનનો અંત લાવવા સૂચવ્યું છે. રઘુવંશમાં, અજ, ગંગા અને સરયૂના પવિત્ર સંગમમાં પડીને જીવનનો અંત આણે છે. શૂદ્રકે પણ અશ્વમેધ કરી, જીવનની ઇચ્છા ન રહેતાં "स्वर्गादिमहाफलजिगीषया" અગ્નિપ્રવેશ કર્યો હતો. શૂદ્રકે આમ કર્યું હોય અથવા તો શ્રી કાળે કહે છે તેમ તે હતો એ દર્શાવવા 'મૃત્યુ પામ્યો'ને બદલે આ શબ્દો વાપર્યા હોય ! ગમે તેમ, અગ્નિહોત્રી પરંતુ પોતાના મૃત્યુ વિષે તે કઈ રીતે લખી શક્યો ? એ વિવાદ તો રહે છે જ. ટીકાકાર પૃથ્વીધર કહે છે તેમ આ હકીકત શૂદ્રકે જ્યોતિષના જ્ઞાનની ગણતરીથી નોંધી હશે. કદાચ સંભવિત તો એ છે કે પ્રસ્તાવનામાં આપેલી શૂદ્રકની હકીકત પાછળથી કોઈકે ઉમેરી હશે.

શ્લો. ૫. समरव्यसनी.......शूद्रको किल बभूव । ककुद्-બળદની ખૂંધ. તેથી એનો અર્થ 'ક્રોધ' થાય છે. किल बभूव--ઉપરથી અનુમાન થઈ શકે કે ભૂતકાળમાં બનેલી બીના કોઈ કહી રહ્યું છે-એટલે કે શૂદ્રક માટે લખનાર અન્ય કોઈ હશે.

શ્લો. ૬. अन्वन्तिपुर्यां ............ वसन्तसेना ।

આ નૃપાળ અને જ્ઞાની કવિએ પ્રસ્તુત નાટકમાં વર્ણવેલ વસ્તુવિષયનો ઉલ્લેખ કર્યો છે. અવન્તિનગરીમા બનેલી એક પ્રણયકથા અહીં ઉલ્લેખાઈ છે. ચારુદત્ત, અને ગણિકા વસંતસેનાની વાત છે. સામાન્ય વાતથી કોઈક ન્યારી વાતનો નિર્દેશ કરે છે. ઉપેન્દ્રવજ્રા છંદ છે.

શ્લો. ૭. तयोरिदं. . .... शूद्रको नृपः ।

વંશસ્થવિલ છંદ છે. વસંતસેના અને યુવાન વેપારી ચારુદત્તની પ્રણયકથાના નવીન વસ્તુની સાથે સાથે શૂદ્રકે આ નાટકમાં અન્ય વિષયોને પણ ગૂંથી લીધા છે-नयप्रचारम्-તત્કાલીન રાજ્યનીતિ, व्यवहारदुष्टता--ન્યાયક્ષેત્રે પ્રવર્તતું માલિન્ય, खलस्वभावम्-તત્કાલીન જનસમાજમાં શકાર જેવા ખલ જનોનો સ્વભાવ કેવાં હલકાં કામ કરે છે. भवितव्यता-સમસ્ત વિશ્વના જનગણમાં 'कूपयन्त्रघटिका' ન્યાયે ખેલતી વિધિના પણ અદ્ભુત દર્શન શૂદ્રકે કરાવ્યાં છે.

શ્લો. ૮. अपुत्रस्य गृहं शून्यं....

આર્યા છંદ છે. અપુત્ર-પુત્રવિહીન મનુષ્ય. આવો માનવી શૂન્ય છે, તેનું ઘર શૂન્ય છે. કારણકે પુત્ર વગર તેને આનન્દ નથી. આપણી સંસ્કૃતિએ પુત્રને આનન્દગ્રન્થિ' કહેલ છે. પુત્ર તો પિતાને નરકમાંથી તારનાર છે. पुन्नाम्नो नरकादस्मात् पितरं त्रायते सुतः । तस्मात् पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा ॥

પરંતુ પુત્રહીન માનવી કરતાં મિત્રહીન માનવી તો સાવ જ શૂન્ય છે. પુત્રવિહીનનું તો માત્ર ઘર જ ખાલી છે, જ્યારે મિત્ર વગરનાનું 'चिरंशून्यम्' સઘળો સમય શૂન્ય છે. મૂર્ખ વ્યક્તિની સઘળી દિશાઓ શૂન્ય છે. બુદ્ધિ વગર ચારે બાજુ શૂન્ય છે. પરંતુ શૂદ્રક કહે છે કે વધારે દયાજનક તો દરિદ્ર જન છે. દરિદ્ર મનુષ્યને બધું જ શૂન્ય છે. ઘર, દેશ અને કાળ-બધુંયે ખાલી સાચું જ કહ્યું છે કે, निर्धनता सर्वापदामास्पदम् ।

अन्यादिव संविधानकम्-ભિન્ન પ્રકારનો મામલો. શૂદ્રકે વાપરેલો શબ્દ ભાષાની પોલિશ બતાવે છે. એ પછીની સૂત્રધારની વાતોમાં કોઈ સમારંભ સમયના હિંદુ ગૃહસ્થના રસોડાનું તાદૃશ ચિત્ર ખડું થાય છે.

तरिक्रम्–પોતાના દ્વારમાં આવો મોટો ઠાઠમાઠ અને તૈયારીઓ જોઈ સૂત્રધાર કલ્પે છે કે નક્કી કોઈ પૂર્વજોએ દાટેલો ખજાનો જ મળી આવ્યો હશે, એ સિવાય આવો ભભકો ક્યાંથી હોઈ શકે? ·

नेपथ्य–ત્રણ રીતે અર્થ થઈ શકે. (૧) પડદો (૨) પ્રસાધન માટેનો ઓરડો (૩) પ્રસાધન અને નટનો પોશાક नेपथ्य स्यास्वन्यवनिका रङ्गभूमिप्रसाधनम् ।

यदिदानीमहं वरण्डलम्बूक..........पातितः

નાટકની પ્રસ્તાવનામાં સૂત્રધાર પોતાના ઘરનું રસોડું જોઈ વિચારે છે કે આજે પોતાને ભાતભાતનું વૈવિધ્યપૂર્ણ ભોજન પેટ ભરીને મળશે. પરંતુ એ બધું બજારમાં છે–એવા નટીના શબ્દોથી ભૂખ્યો સૂત્રધાર કોપાયમાન થઈને ગમે તેમ બોલે છે. નટીના શબ્દોએ ક્ષુધાતુર સૂત્રધારની આશાઓ ઊંચે ચઢી હતી, તે હવે એકદમ નીચે પટકાય છે. આને વર્ણવતાં સૂત્રધાર કહે છે કે "લટકતા ઘાસના પુળાની માફક ઊંચે ઊંચકાઈને નીચે ફેંકાયો છું."

वरण्डलम्बूक...... શબ્દો સમજાવતાં ટીકાકારોમાં મતમતાંતરો પ્રવર્તે છે. તે નીચે પ્રમાણે જુદી જુદી રીતે સમજાવાયેલ છે: – (૧) પૃથ્વીધર સમજાવે છે કે–ગામડામાં કૂવામાંથી પાણી ખેંચવાનું આ એક યંત્ર છે. (૨) આપ્ટેના શબ્દકોષમાં સમજાવ્યા પ્રમાણે એની ઢળતી દિવાલ કે જે ઊંચી ખેંચવાનાં આવે તો જરૂર પડે. (૩) કેટલાકને મતે वरण्ड એટલે મકાનની દિવાલનો મોટોભાગ અને लम्बूक એટલે બીજો ઈંટનો કે પથ્થરનો ભાગ.

પરંતુ उत्क्षिप्य અને पातित શબ્દો ઉપરોક્ત અર્થઘટનો સાથે બંધ બેસતા નથી. ભાસના ચારુદત્તમાં નીચે પ્રમાણે શબ્દો છે–अहं चण्डप्रवातविण्ढित इव वरण्डः पर्वताद् द्रुमाद्योय पातितः । આ શબ્દો ઉપરથી શુદ્રક શું કહેવા માગે છે, તેના ઉપર પ્રકાશ પડે [illegible] એટલે 'વરણ્ડ' અર્થાત્ ઘાસનો પુળો. ક્રો કારે નોંધે [illegible] તેમ કોંકણમાં વરણ્ડ આ અર્થમાં વપરાય છે. વરણ્ડલબૂક એટલે ગમે તેમ લટકતો ઘાસનો પુળો. વંટોળિયાથી આ પુળો એકદમ ઊંચે ફેંકાય અને પછી એકદમ નીચે પટકાય. સૂત્રધારની આશાઓનું પણ એવું જ બન્યું છે.

સૂત્રધારની આ પરિસ્થિતિનું વર્ણન શૂદ્રકની નાટ્યકલાની ઝાંખી કરાવે છે સૂત્રધાર સૂત્રધાર છે છતાં સૂત્રધારોમાં નોખો વરતાય છે. એની સાધારણ સ્થિતિમાં પણ એને ભોજન જોઈને હરખાતો તથા ભૂખ ન સહન કરી શકતો–એમ એક જુદો જ માનવી બતાવ્યો છે.

नत्रमिवसंविधानकं वर्तते...... આશબ્દો વારંવાર પ્રયોજીને થડક પોતાના નાટકમાં આવતુ નવીન સંવિધાન સૂચવે છે. અલબત્ત, પ્રસ્તુત વસ્તુ-સ્થિતિ જોતા આ શબ્દો સૂત્રધારના મુખમા સ્વાભાવિક રીતે જ આવી ગયા છે, ખાસ પ્રયોજાયા હોય એમ લાગતું નથી.

पञ्चवर्णकुसुमो०...... શ્રી કાળે માને છે તેમ અહીં નાટકને અંતે પાંચ ઇચ્છિત વસ્તુઓ સધાય છે તેનું સૂચન છે. અંક ૧૦ શ્લોક ૫૮માં ગણાવ્યું છે તે પ્રમાણે પાચ વસ્તુઓ આ પ્રમાણે છે,–(૧) ચારુદત્ત નિર્દોષ પુરવાર થયો. (૨) શત્રુ શકારને જીવતદાન મળ્યું (૩) પાલકને મારીને આર્યક રાજા થયો. (૪) વસંતસેનાને વધૂપદ મળ્યું, ચારુદત્ત–વસંતસેનાનું મિલન, (૫) શર્વિલક જેવા મિત્રની પ્રાપ્તિ.

जूर्णवृद्ध करा तु खलु.........

પોતાના જ ખર્ચે પરલોકનો સ્વામી મેળવવો એવો નટીનો ઉત્તર સૂત્રધારને ક્રોધિત કરે છે. વળી, આવો ખર્ચવાળો ઉપવાસ બતાવનાર જૂર્ણવૃદ્ધ છે, એમ જાણી, તેના ઉપર જ સૂત્રધાર ગુસ્સો ઠાલવતા આ વાકય ઉચ્ચારે છે. જૂર્ણવૃદ્ધને બદલે चूर्णवृद्ध પાઠફેર છે. પોતાને વ્યક્તિગત લાભ વગરના આવા મોટા વ્રતના ખર્ચમાં ઉતારવા બદલ પોતાનો મિત્ર જૂર્ણવૃદ્ધ નવવધૂના કેશની માફક રાજા પાલકને હાથે કપાઈ જાય તેમ ઇચ્છે છે. રાજા પાલકને નવવધૂના વાળ કપાયેલા જોવાનો શોખ હશે. અલબત્ત, હિંદનાં દેશી રજવાડાઓમાં આ પ્રથા દેખાય છે. તો પછી, રાજા પાલક માટે તે અસંભવિત ન હોય. આવા બળાત્કારને લીધે જ કદાચ એને ગાદી ઉપરથી દૂર કરવાનું કાવતરું રચાયું હોય।

આમ, પ્રથમ અંકથી જ રાજા પાલકના દમનની, અત્યાચારની સહેજસાજ ઝાંખી થાય છે. અને એ રીતે નાટકનું રાજકીય–ગૌણ કથાનક પણ અહીં આછેરી વિદ્યુલ્લેખાની માફક ચમકી જાય છે. આવા દમનને કારણે જ પ્રજામાં પાલક વિરુદ્ધ અસંતોષ જાગ્યો હોય. પરિણામે બળવો પોકાર્યો હોય.

आमुखम्–પ્રસ્તાવના, જે પ્રયોગાતિશય પ્રકારની છે. અહીં નાટકનું મુખ્ય કથાનક, ગૌણવસ્તુ અને નાટકની અન્ય અગત્યની બાબતોનું સૂચન થાય છે. જેમ કે સૂત્રધારની ગરીબાઈ દ્વારા ચારુદત્તની ગરીબાઈ, પાલકના ઉલ્લેખ દ્વારા ગૌણવસ્તુનું સૂચન, સૂત્રધારના રસોડાના વર્ણન દ્વારા વસંતસેનાના આવાસનું એક દૃશ્ય, નવવધૂના કેશવપન દ્વારા વસંતસેનાનું મૃત્યુ–એમ વિવિધ સૂચનો

રહેલાં છે. ભાસના 'ચારુદત્ત'માંના આ પ્રસંગ કરતાં મૃચ્છકટિકનો આ પ્રસંગ વધુ રસપ્રદ બન્યો છે.

મુખ્ય દૃશ્યઃ–

**अथवा मयापि...** એક વખતનો ઉજ્જયિનીનો ધનિક શેઠિયો ચારુદત્ત આજે સાધારણ સ્થિતિમાં છે. ત્યારે તેનો મિત્ર મૈત્રેય તેનો સાથી છે. આ મૈત્રેયને આજે ભોજન માટે અન્યનાં આમંત્રણને શોધવાં પડે છે, ત્યારે પોતાની હાલની આ સ્થિતિ ઉપર જીવ બાળતો પ્રવેશ કરે છે. તે પોતાના સુખી દિવસો યાદ કરે છે. 'ते हि नो दिवसा गताः ।' કવિ કલાપીએ કહ્યું જ છે કે "માણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું". મૈત્રેય સુખી દિવસોનાં સંભારણાંને માણે છે, ને દુઃખી બને છે. ક્યાં એના એ સુખી દિવસો કે જ્યારે એને આવાં ભોજનનાં નોતરાંની કંઈ પડી નહોતી ! ચારુદત્તની સમૃદ્ધિમાં પોતે મનમાન્યાં મિષ્ટાન્ન ઉડાવતો અને આજે એને ભોજન માટે આમંત્રણની વાટ જોવી પડે છે ! મૈત્રેયની પણ આ દશા !

**हा अवस्थे तूलयसि..........** રે અવસ્થા ! માણસને હલકો બનાવનાર તું જ છે. કોઈકે સાચું જ કહ્યું છે કે "મનુષ્ય પરિસ્થિતિનો દાસ છે". રંકને રાય અને રાયને રંક બનાવતી ભવિતવ્યતાનાં આ પ્રથમ પ્રવેશથી જ દર્શન થાય છે. મૈત્રેય એનો એ જ, પણ મિત્ર ચારુદત્તની સ્થિતિ ખરાબ થઈ છે. સમૃદ્ધિ દાનમાં ગુમાવી છે, જેની અસર મૈત્રેય જેવાઓ ઉપર પણ થઈ છે. મનમાન્યાં મિષ્ટાન્ન જમનારો મૈત્રેય આજે નોતરાં ઉપર પેટ ભરનારો બ્રાહ્મણ થઈ ગયો છે ! મૈત્રેય આ પરિસ્થિતિ માટે કહે છે કે અવસ્થા જ મનુષ્યને હલકો બનાવે છે ! ખરે ! વિધિ ચોક્કસ બળવાન છે જ. तूलयसि तुल् ક્રિયાપદ ઉપરથી નહિ પણ तूल (=રૂ) નામ ઉપરથી નામધાતુ છે. "હલકું લેખવું" અથવા 'મૂર્ખ બનાવવું.' तुलयसि तुला "ત્રાજવા" ઉપરથી નામધાતુ–ત્રાજવામાં આપવું', આપવું' એટલે કે હલકું પાડવું. અવસ્થાએ જ ચારુદત્તને હલકો પાડ્યો છે. જો અવસ્થા આનું કારણ ન હોય તો ચારુદત્તની સમૃદ્ધિમાં અહોરાત્ર ફાવે તેમ ફાવે તેટલી ડીશો ચડાવનાર મૈત્રેયની આ દશા હોય ખરી ?

चतुःशालक—ચારે બાજુ ચાર ખંડવાળું ચોકઠું. मल्लक–પ્યાલો. ચિત્રકારને રંગના પ્યાલા, જ્યારે વિદૂષકને ભોજનના રસ ભરેલા પ્યાલા. સુગંધિત લાડવા ખાઈને ધરાયેલો વિદૂષક, ચોકઠામાં બેઠો બેઠો ભોજનના પ્યાલાને ખાવા શોધતો નહિ. ચિત્રકાર જેમ એક રંગના પ્યાલામાંથી માત્ર

ચોડો જ રંગ લઈ, બાકીનો ખસેડી દે તેમ વિદૂષક પણ જરા ચાખીને બાકીની વાનગી અપચાને ભયે છોડી દેતો!

गृहपारावत इव—મસ્ત મૈત્રેયની દશા ઘરના કબૂતર જેવી થઈ છે ઘરનું કબૂતર દિવસે ફાવે તેમ ફરીને, રાતે પોતાને રહેઠાણે આવે, તેમ મૈત્રેય પણ ભોજનની શોધમાં દિવસ પસાર કરીને રાતે ચારુદત્તને ઘરે સૂવા જતો.

મૈત્રેય અહીં વિદૂષક છે. શાસ્ત્રોક્ત વિદૂષકના લક્ષણો પ્રમાણે અહીં એનો ભોજનપ્રિય અને લોકપ્રિય સ્વભાવ દેખાય છે. પરંતુ એ પરંપરામાં પણ નવીનતા એ છે કે એ વિદૂષકના લક્ષણો દ્વારા જ ચારુદત્તની કરુણ દશાનું ચિત્ર ખડું થાય છે. એટલે શૂદ્રકનો વિદૂષક કેવળ શાસ્ત્રોક્ત નથી તે સંસ્કૃત સાહિત્યમાં નોખું સ્થાન ધરાવે છે. ભાસ કરતાં શૂદ્રકની આ રચનામાં વિનોદ તથા કરુણતા સુંદર રીતે વ્યક્ત થાય છે.

શ્લો. ૯: વસન્તતિલકા છંદ છે. ચારુદત્તની બદલાયેલી દશાનું સુરેખ અને સુંદર ચિત્ર છે. ચારુદત્ત હંમેશા બલિ આપતો. અલબત્ત, અત્યારે પણ આપે છે, પરંતુ પહેલાં તે બલિ નાખતો, તેનું પ્રમાણ એટલું બધું હતું કે મોટા હંસો ને સારસોનાં ટોળાં એ બલિ પડે કે તરત ઊંચકી જતાં. જ્યારે આજે? આજે એ જ ઉંબરા પર બલિ તો પડે છે. પણ માત્ર મૂઠી જેવડો જ, જે હંસો અને સારસોને તો દેખાય પણ નહિ. એટલે માત્ર કીડા-મંકોડા જ એ વીણી ખાય છે. देहलीनां-બ. વ. સૂચવે [redacted] કે બલિ ઘરના બધા બારણાંને ઉંબરે પડતા અને પડે છે. મમ્મટના મતે અહીં પર્યાય અલંકાર છે.

अये। सर्वकालमित्रं मैत्रेयः प्राप्तः।

મૃચ્છકટિકનો વિદૂષક-મૈત્રેય કેવળ શાસ્ત્રોક્ત મૂર્ખ વિદૂષક નથી, એનું પોતાનું આગવું વ્યક્તિત્વ છે. ભોજનપ્રીતિ કે બોલકણાપણાની જ માત્ર એની પરંપરાગત ટેવો નથી, ચારુદત્તનો એ પરમ મિત્ર છે, ચારુદત્તની દુર્દશામાં પણ એને તે છોડતો નથી. એના વૈભવની મોજ તેણે માણી છે, અને હવે દરિદ્રતાના દુઃખમાં એનો સાથીદાર બની રહે છે. આવા સાથી મિત્ર મૈત્રેયને જોતાં જ ચારુદત્તના હૃદયનો ઉદ્ગાર નીકળી પડે છે—"અહો! બધા વખતનો સાથી, મારો મૈત્રેય આવ્યો છે! આમ વિદૂષક મૈત્રેય એનું આગવું વ્યક્તિત્વ લઈને આપણી સન્મુખ આવે છે અને એ જ આ નાટકની વિશિષ્ટતાને વધારનાર છે જે સમગ્ર સંસ્કૃત સાહિત્યમાં ભાગ્યે જ જોવા મળે છે. ટૂંકમાં અહીં શૂદ્રક લોકવ્યવહારનું અનોખું દર્શન કરાવે છે.

શ્લો. ૧૦ ગાઢ અંધકારમાં દીવાનો પ્રકાશ જોઈ આનંદ થાય તેમ દુઃખ ભોગવીને સુખ મળે તો વધારે આનંદ થાય આમ અહીં ઉપમા અલંકાર છે, વંશસ્થવિલ છંદ છે

શ્લો. ૧૧: આર્યા છંદ છે. દારિદ્ર્ય કરતા મૃત્યુ વધારે સારું છે. કારણ કે મૃત્યુ તો અલ્પકાલીન દુઃખ આપનાર છે. જ્યારે દરિદ્રતાનુ દુઃખ તો અનંત છે.

प्रणयिजनसंक्रामितविभवस्य ..

દરિદ્રતાના દુઃખથી પીડાતા ચારુદત્તને આશ્વાસન આપતા વિદૂષક કહે છે, ભાઈ, તમારો વૈભવ તમે ભલે અર્થીઓને આપી દીધો, પરંતુ તમે આ દશામાં પણ શોભો છો તો ખરા જ. જેમ દેવોએ પીતા બાકી વધેલો પડવાના ચંદ્રનો ક્ષય પણ રમણીય લાગે તેમ ચારુદત્ત પણ રમણીય લાગે છે

આપણી પૌરાણિક માન્યતા મુજબ ચંદ્રમાં અમૃત રહેલુ છે. વાયુપુરાણ કહે છે તેમ, તે સૂર્યમાંથી તેજ લઈને શુક્લ પક્ષમાં વધે છે. પૂનમને દિવસે એક દિવસ દેવો તેને પૂજે છે. પૂનમ પછી દેવો પિતૃઓ અને ઋષિઓ સાથે મળીને જ્યાં સુધી ચંદ્રમાનુ બધું જ અમૃત ખલાસ થાય ત્યાં સુધી રોજે રોજ તેની એક એક કળા પીએ છે અમાવાસ્યાને દિને સુધાપાનથી ચંદ્રનો ક્ષય થાય છે, અને છતાં તેની સુંદરતામાં કોઈ ઊણપ વરતાતી નથી તેમ, મૈત્રેય કહે છે કે ચારુદત્તની નિર્ધનતા એના ઔદાર્યને કારણે છે અને પરિણામે એના તેજથી તે રમણીય લાગે છે. ચંદ્ર પ્રાણીઓને માટે ભોગ આપે છે, અને એટલે લોકો 'प्रतिपच्चन्द्र'ને જોવા ઉત્સુક હોય છે. ચારુદત્તની ગરીબાઈ પણ એને માટે શોભારૂપ છે. ભાસના ચારુદત્તમાં આવો જ વિચાર મળે છે– आत्ममुद्धयानविपन्न विभवस्य बहुलपक्षचन्द्रस्य ज्योत्स्नापरिक्षय इव भवत एव रमणीयोऽयं दरिद्रभावः ।

શ્લો. ૧૨ ચારુદત્તને નિર્ધનતાનું દુઃખ નથી, પરંતુ પોતાને ધનહીન જાણીને અતિથિઓ તેનું ઘર તજે છે એનો એને સંતાપ છે. ઔદાર્યની તે કેવી ને કેટલી સીમા ! ચારુદત્તનું ઘર ટાળનારા ઉપરોક્ત અતિથિઓને અહીં ભ્રમર સાથે સરખાવ્યા છે. ભમતા મધુકરો મદસ્રાવનો સમય જતા હાથીઓના ગંડસ્થળ છોડી દે છે. તેમ અતિથિઓ પણ ચારુદત્તનું ઘર તજે છે. આમ અહીં ભ્રમરોને અતિથિઓ સાથે, ચારુદત્તના ધનહીન ઘરને હાથીના सगुष्कदानमदलेख कपोल સાથે સરખાવ્યા છે તેથી ઉપમા અલંકાર છે. વસન્તતિલકા છંદ છે

एतं तत्तु—ચારુદત્તને નિર્ધનતાનું દુઃખ નથી, એ જાણી હવે, વિદૂષક રંગમાં આવે છે તે ધનને ધિક્કારે છે. જેમ ભ્રમરથી બીનેલા જંગલમાના

ગોપાલદારકો જ્યાં ન કરડાય ત્યાં જાય તેવી રીતે પૈસા જ્યાં જરૂર ન હોય ત્યાં જ ઉભરાય. આથી એ પૈસાને દાસીપુત્ર એટલે કે તુચ્છ લેખે છે.

अर्थकल्यवर्त–कल्ये वर्तते अनेन । સવારે જે જીવન આપે છે તે, સવારનો નાસ્તો. એ કંઈ જરૂરી નથી, તે તુચ્છ વસ્તુ છે. આમ, વિદૂષક સમજે છે તેમ પૈસા એ સવારના નાસ્તા જેવી તુચ્છ વસ્તુ છે. ટૂંકમાં 'कल्यवर्त' એટલે નજીવી વસ્તુ गोवाल्दारका–'गोपाल' શબ્દ સૂચક છે. એ દ્વારા હવે આવનાર, ગોપાલદારક આર્યકનું સૂચન થાય છે. આર્યક પણ ગોપાલપુત્ર હતો. આમ, શૂદ્રકે અહીં કુશળતાથી ગૌણ રાજકીય વસ્તુનું સૂચન પ્રથમથી જ કરી દીધું છે.

શ્લો. ૧૩: વિદૂષક ધારે છે તેવું પૈસા ગુમાવ્યાનું દુઃખ નથી. પરંતુ ધનહીન હોવાને કારણે મિત્રો પણ ત્યજી દે છે, એનું ચારુદત્તને મોટું દુઃખ છે. 'સુહૃદો' પણ મૈત્રી ત્યજે છે એનું કારણ नष्टधनाश्रयस्य'માં કાવ્યમય રીતે આપ્યું છે. તેથી અહીં કાવ્યલિંગ અલંકાર છે. ભાસના ચારુદત્ત (૧-૫)માં થોડાક ફેરફાર સાથે આ શ્લોક મળે છે. અલબત્ત, શૂદ્રકનો શ્લોક વધુ કાવ્યમય છે. છંદ વસન્તતિલકા.

શ્લો. ૧૪ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. અહીં, જીવનની બધી આપત્તિઓનું મૂળ નિર્ધનતાને બતાવી છે. निधनता निवृत्तं धनं यस्मात् स निधनः तस्य भावः। दुःख दुःखानुबन्धीति न्यायेन दारिद्र्यमन्यामपि दुःखपरम्परामनुकरातीत्याह। –(धर्मनिवासाचार्य)

શ્લો. ૧૫ : દરિદ્રતા કેવાં કેવાં દુઃખોને આણે છે, તેનું અહીં વર્ણન કર્યું છે. ચારુદત્તના હૃદયમાં શોકાગ્નિ પ્રજ્વળી રહ્યો છે, પરંતુ એ અગ્નિ બાળનારો નથી, પણ પીડે છે. બાળતો હોય તો તો એકદમ ભસ્મ થઈ જવાય, પરંતુ આ તો પીડાકારી બને છે. અહીં દારિદ્ર્યને ચિન્તાનો નિવાસ, परारिभव,अपरं वैरम्, मित्राणां जुगुप्सा કહ્યું છે. એથી માલારૂપક અલંકાર છે. શિખરિણી છંદ છે, વાંચો, वरं वनं व्याघ्रगजेन्द्रसेवितम् ।

શ્લો. ૧૬ : तपसा मनसा......किं विचारितैः ।

અનુષ્ટુભ છંદ છે. વિદૂષકની હવે ઈશ્વરીય આસ્થા ખળભળી ગઈ છે. બલિ આપી, ભજવા છતાં પ્રસન્ન ન થાય એને પૂજવાથી શું ફાયદો ? ત્યારે ચારુદત્ત કહે છે કે બલિ આપવો એ ગૃહસ્થનું નિત્યકર્મ છે. તે તો અવશ્યમેવ કર્તવ્ય. એમાં કોઈ શંકા કે વિચાર હોય જ નહિ,

(૧) नित्य—રોજ કરવાનાં કર્મ જેમ કે સંધ્યાવંદન, બલિપ્રદાન વગેરે. (૨) नैमित्तिक–અમુક વખતે જ કરવાનાં જેમ કે ઉપનયન. (૩) काम्य–કોઈક ઇચ્છાની પૂર્તિ માટે કરાતાં કર્મો.

मम पुनर्ब्राह्मणस्य–વિદૂષક પોતે જ પોતાની કમનસીબી વર્ણવતાં જણાવે છે કે અરે ભાઈ હું એવો કમનસીબ છું કે જે કંઈ કરવા જાઉં તે થાય નહિ પણ તેનાથી ઊંધું જ થાય. જેમ દર્પણમાં પ્રતિબિંબ હોય તે કરતાં ઊંધું દેખાય તેમ વિદૂષકનું કામ ઊંધું જ થતું.

नासूचितः पात्रप्रवेशो भवेत् । એવા નાટ્યશાસ્ત્રના નિયમ અનુસાર વિટ, ચેટ અને રાજવલ્લભ વગેરે શબ્દોથી હવે પછી પ્રવેશનાર વિટ, ચેટ અને શકારનું સૂચન થાય છે.

तस्मान्मण्डूकलुब्धस्य॰—વિદૂષકનું શાસ્ત્રોક્ત લક્ષણ અહીં દેખા દે છે. સંસ્કૃત નાટ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે વિદૂષક ડરપોક, ભીરુ હોય. સંધ્યા સમયે ચારુદત્ત મિત્રને બલિ આપવાનું કહે છે. પરંતુ વિદૂષકથી એ કેમ બને ? રાજમાર્ગ ઉપર અત્યારે તો ગણિકા, ચેટ, રાજપુરુષ વગેરે કેટલાય લોકો હોય, જે પીધેલી હાલતમાં હોય અને પરિણામે વિદૂષકને હેરાન કરે. સાપના મુખમાં સામેથી આવી પડેલા ઊંદર જેવી જ એની દશા થાય તો !

अहं समाधिं निर्वर्तयामि ।— આ એક નાટ્યવિધાનનો સુંદર નમૂનો છે ! આ જ રંગમંચ ઉપર વસંતસેના વગેરે પ્રવેશવાનાં છે. તો એ દરમિયાન મૈત્રેય અને ચારુદત્ત શું કરે ? વિદૂષક બલિ આપવા એકલો નથી જતો પણ ચારુદત્તને સાથે આવવા કહે છે. ચારુદત્ત કહે છે, ઘડીક થોભ, હું સમાધિ પતાવી લઉં. આમ, વસંતસેના, વિટ, ચેટ અને શકારનું હવે પછીનું જે દશ્ય આવવાનું છે તે દરમ્યાન ચારુદત્ત સમાધિ પતાવે અને મૈત્રેય તેમના માટે વાટ જોતો ઊભો રહે. કેવી સુંદર જોગવાઈ ! કેવું સુંદર નાટ્યવિધાન ! એક જ સ્ટેઈજ ઉપર આમ આ દશ્ય-નિરૂપણ દરમ્યાન ચારુદત્ત અને મૈત્રેય આમ શાંત અને મૂંગા રહે છે.

દશ્ય : ૨

વિટ—સંસ્કૃત નાટકોનું આ એક વિશિષ્ટ પાત્ર છે. વિશ્વનાથના મત પ્રમાણે તેનાં લક્ષણો આ પ્રમાણે છે : संभोगहीनसंपद् विटस्तु धूर्तः कलैकदेशज्ञः । वेशोपचारकुशलो वाग्मी मधुरोऽथ बहुमतो गोष्ठ्याम् ॥ ચેટ—નોકર.

शकार :—

मदमूर्खताभिमानी दुष्कुलतैश्वर्यसंयुक्तः ।
सोऽयमनूढो भ्राता राज्ञः स्यालः शकार इत्युक्तः ॥–સાહિત્યદર્પણ.

રાજાના સગપણને લીધે તે પદવી ધરાવતો હોય છે. તે શકારી ભાષા બોલે છે તેથી પણ શકાર કહેવાય છે. અયોગ્ય, સબંધ વગરનું, વ્યર્થ બોલે પુનરુક્તિ કરે, શાસ્ત્રવિરુદ્ધ બોલે, ખોટી ઉપમા આપે, દેશ કલા ન્યાય અને સમયથી ઊંધું બોલે છે.

આ નાટકનો વિટ આમ તો શાસ્ત્રોક્ત પાત્ર છે પરંતુ અહીં શૂદ્રકે તેને નિજી વ્યક્તિત્વ અર્પ્યું છે. આ શકાર દુષ્ટ, ઘાતકી અને પોતાની સત્તા અને હોદ્દાનો દુરુપયોગ કરનારો છે.

શ્લો. ૧૭ : ભયથી ભાગતી વસન્તસેનાનું વર્ણન છે. વિટ તેને શિકારીથી ડરીને નાસતી હરિણી સાથે સરખાવે છે. વસંતતિલકા છંદ છે. વિસૃષ્ટને સ્થાને નિસૃષ્ટ પાઠફેર મળે છે. ભાસ સાથે અહીં સામ્ય નોંધી શકાય તેમ છે. વાંચો (ચારુદત્ત ૧ : ૯.)

શ્લો. ૧૮ : અહીં પણ નાસતી, દોડતી, પડતી વસન્તસેનાની હાલતનું વર્ણન છે. ભાસના ચારુદત્તમાં શકારનો આ શ્લોક પ્રથમ આવે છે. જેમ કે कि याति प्रधावसि प्रस्खलन्ती, वासु प्रसीद न मार्यसे तिष्ठ तावत् ।

અહીં જોઈ શકાય કે ભાસ કરતાં શૂદ્રક કવિની ભાષામાં પોલિશ વધુ છે વસંતતિલકા છંદ છે.

શ્લો. ૧૯ : ઉપજાતિ છંદ છે. જેવું પાત્ર તેવી તેના મુખમાં ઉપમા, એ શૂદ્રકની શૈલીની વિશિષ્ટતા છે. हीनाना हीनोपमैव नैसर्गिकी । ચેટ નોકરડો છે, તેથી તેના મુખમાં શોભે તેવી જ ઉપમા વાપરે છે. એ વસંતસેનાને ત્રાસેલી ગ્રીષ્મની સાથે સરખાવે છે.

શ્લો. ૨૦ : વસંતતિલકા છંદ છે. रक्तोत्पल०—रक्तोत्पलप्रकरवद् कुड्मलान् कुड्मलच्छदप्रस्तररजण्डान् उत्क्षिपन्ती । —લાલ કમળની કળી જેવા કટકા ફેંકતી. टङ्क—દરથી टङ्क पाषाणदारण ।—અમરકોષ.

વસંતસેનાએ લાલ વસ્ત્રો પહેર્યાં છે અને લાલ કમળની માળા ધારણ કરેલી છે. તે ભયથી ધ્રૂજે છે, નાસે છે. આથી તેને નાની કેળ સાથે (बालकदली) સરખાવી છે. વળી, નાસતી વસંતસેનાની કમળની માળામાંથી લાલ કળીઓ નીચે પડતી હતી. આથી તેને મહાશિલાની ગુફા સાથે સરખાવી છે કારણ મહાશિલ લાલ છે. તેને ફરસીથી કાપે ત્યારે તેમાંથી પણ લાલ કમળની કળી જેવા કટકા ફેંકાય છે. આમ આ ઉપમા યોગ્ય છે. અહીં વસન્તસેના માટે વિટે બે ઉપમાન આપ્યા છે. આથી અહીં માલોપમા છે.

શ્લો. ૨૧ : માલિની છંદ. અહીં શકારનાં લક્ષણો દષ્ટિગોચર થાય છે. મદન, અનંગ, મન્મથ વિગેરેમાં તેની પુનરુક્તિ છે, તો रावणस्येव कुन्तीમાં રાજા રાવણ અને કુન્તીની શાસ્ત્રવિરુદ્ધ વાત છે. આથી हीनोपमा છે. અહીં, આવી ઉપમાઓમાં શકારની જણાતી મૂર્ખાઈ પાછળ સ્પષ્ટ રીતે તો હિંદુધર્મ અને સંસ્કૃતભાષા પરત્વેનો શૂદ્રકનો કટાક્ષ નથી શું ?

શ્લો. ૨૨ : વસંતતિલકા છંદ છે पतगेन्द्र–ગરુડ, તેનાથી બીનેલી. व्यालीव- સાપણની જેમ વ્યાલ–સાપ, વ્યાલી–સાપણ. મેદલિઙ્ગ. शठे व्यालः पुंसि श्वापद- सर्पयोः—અમરસાર ૪૭૨.

न रुन्ध्याम्– निरुन्ध्याम् એવા બે પાઠભેદ મળે છે.

निरुन्ध्याम्–'પકડી પાડું'–એમ સીધી જ વાત છે. જ્યારે न रुन्ध्याम्માં કાકુ–ઉક્તિ છે. 'પકડી ન શકું શું ?' અર્થાત્ ચોક્કસપણે પકડી શકું. એ રીતે આ પાઠ વધારે ભાવદર્શક, ભારદર્શક તેમ જ કાવ્યમય લાગે છે. તેથી न रुन्ध्या એ વધુ યોગ્ય છે.

વિટ કહે છે– વસન્તસેના ! જો હું દોડું અને ધારું તો પવનને પણ પકડી પાડું,તો તું શું વિસાતમાં ? પણ તને પકડવાનો મારો પ્રયત્ન જ નથી. અર્થાત્ એ સૂચવાય છે કે વિટને વસંતસેના માટે ઊંડી ઊંડી પણ લાગણી છે.

શ્લો. ૨૩. शार्दूलविक्रीडित છંદ છે. દેવદેવીઓને પ્રસન્ન કરવા આપણે ત્યાં એમના નામનાં સ્તોત્રો રચાયાં છે. તો वसन्तसेनिकाને પ્રસન્ન કરવા શકારજી દશ નામ ગણાવે છે.

(૧) नाणकमोषी–પૃથ્વીધર પ્રમાણે, પૈસા પડાવી લેનારો કામદેવનો પાશ. नाणं शिवाङ्क टङ्का दिवितं तस्य मोषणशीलः कामो । तस्य कशिका ।

(૨) नाणक मुद्राचिह्नित निष्कादिक, तस्य मोषणशीलस्तस्करः, । तस्य यः कामः । तस्य कशिका ताडनी । कामनाशिनीत्यर्थः । પૈસા ચોરનારનો કામ નાશ કરનારી (અર્થાત્ ચોરનો કામ તોષનારી)—રામરાય શર્મા

(૩) પરબ પણ આવું જ અર્થઘટન બતાવે છે : नाणकं बहुमूल्यं रत्नविशेष मुष्णाति इति नाणकमोषी तस्करः । तस्य कामकशिका कामनाशिनी ।

(૪) नाणकस्य मोषिणी । सा च कामस्य कशिका च ।

(૫) કાળેનો અર્થ વધુ સારો લાગે છે કે — नाणकानि मुष्णन्तीति नाणकमोषिणः । तेषां कामस्य कषिका लासिका नर्तकी ।

નિર્નાશા-ખૂચી. શકારની દૃષ્ટિમાં બધું વિપરીત જ ભાસતું લાગે છે. ખૂચું નાક એને સૌંદર્યયુક્ત લાગ્યું ! यद्यप्युचतत्वमेव नासिकायाः सौन्दर्यं तथापि शकारवचसि वैपरीत्य न दूषणम् ।–શ્રીનિવાસાચાર્ય. कुलनाशिका કુળનો નાશ કરનારી.

વેશવધૂ, સુવેશનિલયા, વેશાઙ્ગના, વેશિકાવગેરેમા શકારની પુનરુક્તિ ગણાય છે અલમત્ત, અહીં નામની સંખ્યા અગિયાર થાય છે. પણ શકાર ગપ્તિનો કાચો લાગે છે. આ દ્વારા પણ ચહકે સહસ્રનામ, દશાવનાર વગેરેની વિરુદ્ધ જબ્બર કટાક્ષ કર્યો છે

શ્લો. ૨૪ : પુષ્પિતાગ્રા છંદ છે.

विटजन०—विटजनस्य नखै र्घट्टिता । વિટ મનુષ્યોના નખથી ઘસાયેલી વીણાની માફક.जलधर . सारसीव– जलधरस्य गर्जितात् भीता सारसी इव। વાદળના ગર્જનથી બીનેલી સારસીની માફક અહીં વસંતસેનાને વીણા તથા સારસી સાથે સરખાવી છે જેથી માલોપમા થઈ ગણાય.

શ્લો. ૨૫ : પુરાણ અને મહાભારતની કથા શકારે સાભળી હશે, પરંતુ અહીં પોતાની યાદદાસ્ત પ્રમાણે એ એનો તાલ બેસાડે છે! ક્યાં દ્રૌપદી ને કયા રામ ? મહાભારત અને રામાયણનું મિશ્રણ !

વિશ્વાવસુ મહાભારતમા આવતો ગંધર્વ છે, એને સુભદ્રા સાથે કોઈ સંબધ નથી. આમ આ મેળ પણ શાસ્ત્રવિરુદ્ધ હોવાથી અહી हीनोपमम् છે.

શ્લો. ૨૬ : માત્રાસમક છંદ છે. શકારનું ચારિત્ર્યદર્શન અનોખું છે! ચેટ જેવુ હલકું પાત્ર તેના જેવા જ વિચારો સેવે છે! તેને મન માછલાં ને માંસ ખાવા મળે, એ જીવનનો પરમ આનંદ! અહીં તે કહે છે કે શકારને ઘેર એટલા માછલા ને માસ છે કે કૂતરાં પણ ધરાઈ જાય છે ને શબ નાખ્યું જોતા સુદ્ધા નથી.

શ્રીનિવાસાચાર્ય આ ભિન્ન રીતે સમજાવે છે. તેઓ અહીં કાકુ ઉક્તિ સમજે છે. न सेवन्ते ? सेवन्त एव । માન વગેરે આપનાર સ્વામીને શું કૂતરાં નથી સેવતાં ? સેવે છે જ. તેમ જ દ્રવ્ય આપનાર શકારનો તું સ્વીકાર કર. જો કે આ અર્થઘટન મારી મચેડીને કર્યું હોય તેવું લાગે છે.

શ્લો. ૨૭ : વસંતતિલકા છંદ છે. निर्यपि० निर्यपिता (ટપી જતી) चूर्णमन.शिला (ચૂરો કરેલો મનશીલ) વસંતસેનાનું મુખ ભયથી લાલ થઈ ગયું હતું. त्रस्तादृग्नम् ને બદલે त्रस्तादृग्नं પાઠ પણ છે, જે સારો લાગે છે કારણ

**શ્લો. ૨૧ :** માલિની છંદ. અહીં શકારનાં લક્ષણો દષ્ટિગોચર થાય છે. મદન, અનંગ, મન્મથ વિગેરેમાં તેની પુનરુક્તિ છે, તો रावणस्येव कुन्तीमां રાજા રાવણ અને કુન્તીની શાસ્ત્રવિરુદ્ધ વાત છે. આથી હીનોપમા છે. અહીં, આવી ઉપમાઓમાં શકારની જણાતી મૂર્ખાઈ પાછળ સ્પષ્ટ રીતે તો હિંદુધર્મ અને સંસ્કૃતભાષા પરત્વેનો શૂદ્રકનો કટાક્ષ નથી શું ?

**શ્લો. ૨૨ :** વસંતતિલકા છંદ છે. पतगेन्द्र-ગરુડ, તેનાથી બીનેલી. व्यालीव-સાપણની જેમ व्याल-સાપ, व्याली-સાપણ. મેદનિ: शठे व्यालः पुंसि श्वापद-सर्पयोः—અમરસાર ૪૭૨.

न रुन्ध्याम् – निरुन्ध्याम् એવા બે પાઠભેદ મળે છે.

निरुन्ध्याम्–'પકડી પાડું'–એમ સીધો જ વાત છે. જ્યારે न रुन्ध्याम्માં કાકુ–ઉક્તિ છે. 'પકડી ન શકું શું ?' અર્થાત્ ચોક્કસપણે પકડી શકું. એ રીતે આ પાઠ વધારે ભાવદર્શક, ભારદર્શક તેમ જ કાવ્યમય લાગે છે. તેથી न रुन्ध्या એ વધુ યોગ્ય છે.

વિટ કહે છે– વસન્તસેના ! જો હું દોડું અને ધારું તો પવનને પણ પકડી પાડું,તો તું શું વિસાતમાં ? પણ તને પકડવાનો મારો પ્રયત્ન જ નથી. અર્થાત્ એ સૂચવાય છે કે વિટને વસંતસેના માટે ઊંડી ઊંડી પણ લાગણી છે.

**શ્લો. ૨૩.** शार्दूलविक्रीडित છંદ છે. દેવદેવીઓને પ્રસન્ન કરવા આપણે ત્યાં એમના નામનાં સ્તોત્રો રચાયાં છે. તો वसन्तशोणिकाને પ્રસન્ન કરવા શકારજી દશ નામ ગણાવે છે.

(૧) नाणकमोषी–પૃથ્વીધર પ્રમાણે, પૈસા પડાવી લેનારો કામદેવનો પાશ. नाणं धिवाङ्क टङ्का दिवितं तस्य मोषणशीलः कामो । तस्य कशिका ।

(૨) नाणक मुद्राचिह्नित निष्कादिकं, तस्य मोषणशीलस्तस्करः, । तस्य यः कामः । तस्य कशिका ताडनी । कामनाशिनीत्यर्थः । પૈસા ચોરનારનો કામ નાશ કરનારી (અર્થાત્ ચોરનો કામ સંતોષનારી)—રામરાય શર્મા

(૩) પરબ પણ આવું જ અર્થઘટન બતાવે છે: नाणकं बहुमूल्यं रत्नविशेष मुष्णाति इति नाणकमोषी तस्करः । तस्य कामकशिका कामनाशिनी ।

(૪) नाणकस्य मोषिणी । सा च कामस्य कशिका च ।

(૫) કાળેનો અર્થ વધુ સારો લાગે છે કે — नाणकानि मुष्णन्तीति नाणकमोषिणः । तेषां कामस्य कषिका त्रासिका नर्तकी ।

निर्नासा-ખૂચી. શકારની દૃષ્ટિમાં બધું વિપરીત જ ભાસતું લાગે છે. ખૂચું નાક એને સૌંદર્યયુક્ત લાગ્યું ! यद्यप्युन्नतत्वमेव नासिकायाः सौन्दर्यं तथापि शकारवचसि वैपरीत्यं न दूषणम् ।–શ્રીનિવાસાચાર્ય. कुलनाशिका કુળનો નાશ કરનારી.

वेशवधू, सुवेशनिलया, वेशाङ्गना, वेश्यिकावગેરેમાં શકારની પુનરુક્તિ ગણાય છે. અલબત્ત, અહીં નામની સંખ્યા અગિયાર થાય છે. પણ શકાર ગણિતનો કાચો લાગે છે. આ દ્વારા પણ થદકે સહસ્રનામ, દશાવતાર વગેરેની વિરુદ્ધ જબ્બર કટાક્ષ કર્યો છે.

શ્લો. ૨૪ : પુષ્પિતાગ્રા છંદ છે.

विटजन०—विटजनस्य नखैः घट्टिता । વિટ મનુષ્યોના નખથી ઘસાયેલી વીણાની માફક.जलधर.. सारसीव— जलधरस्य गर्जितात् भीता सारसी इव । વાદળના ગર્જનથી બીનેલી સારસીની માફક. અહીં વસંતસેનાને વીણા તથા સારસી સાથે સરખાવી છે જેથી માલોપમા થઈ ગણાય.

શ્લો. ૨૫ : પુરાણ અને મહાભારતની કથા શકારે સાંભળી હશે, પરંતુ અહીં પોતાની યાદદાસ્ત પ્રમાણે એ એનો તાલ બેસાડે છે ! કયાં દ્રૌપદી ને કયાં રામ ? મહાભારત અને રામાયણનું મિશ્રણ !

વિશ્વાવસુ મહાભારતમાં આવતો ગંધર્વ છે, એને સુભદ્રા સાથે કોઈ સંબંધ નથી. આમ આ મેળ પણ શાસ્ત્રવિરુદ્ધ હોવાથી અહીં हीनोपमम् છે.

શ્લો. ૨૬ : માત્રાસમક છંદ છે. શકારનું ચારિત્ર્યદર્શન અનોખું છે ! ચેટ જેવું હલકું પાત્ર તેના જેવા જ વિચારો ગેરે છે ! તેને મન માછલાં ને માંસ ખાવા મળે, એ જીવનનો પરમ આનંદ ! અહીં તે કહે છે કે શકારને ઘેર એટલા માછલાં ને માંસ છે કે કૂતરાં પણ ધરાઈ જાય છે ને શબ માથું જોતાં સુદ્ધાં નથી.

શ્રીનિવાસાચાર્ય આ ભિન્ન રીતે સમજાવે છે. તેઓ અહીં કાકુ ઉક્તિ સમજે છે. न सेवन्ते ? सेवन्त एव । માંસ વગેરે આપનાર સ્વામીને શું કૂતરાં નથી સેવતાં ? સેવે છે જ. તેમ જ દ્રવ્ય આપનાર શકારનો તું સ્વીકાર કર. જો કે આ અર્થઘટન મારી મચેડીને કર્યું હોય તેવું લાગે છે.

શ્લો. ૨૭ : વસંતતિલકા છંદ છે. *निर्पिष्ट०* *निर्पिष्टा* (દૂધી જતી) चूर्णमनःशिला (ચૂરો કરેલો મણશીલ) વસંતસેનાનું મુખ ભયથી લાલ થઈ ગયું હતું. रक्तादृतम् ને બદલે प्रस्तादृतं પાઠ પણ છે, જે સારો લાગે છે. કારણ

નગરદેવતા સાથે સરખાવી હોવાથી પાઠ યોગ્ય લાગે છે. અહી 'નણુશીલ' ઉપમાન કરતા મુખને વધારે સુંદર કહ્યું છે. તેથી વ્યતિરેક અલંકાર થયો.

શ્લો. ૨૮ : ઉપેન્દ્રવજ્રા છંદ છે. કૂતરાં શિયાળની પાછળ ન પડે તેથી આ હતોપમા છે. शीघ्रं त्वरितं सवेगंमा શકારની પુનરુક્તિની લાક્ષણિકતા છે સ્ત્રીણા शतं...... શૂદ્રકનો હાસ્યરસ અહી નોંધનીય છે। શકારજી કહે છે, તે એવો શૂરો છે કે પોતે સો સ્ત્રીઓને મારી નાખે. આગળ, હજી હમણા જ, માણસોથી ડરી ગયેલા શકારની આ ઉક્તિ પ્રેક્ષકોમા હાસ્યરસના ફુવારા જરૂર ઉરાડો શૂદ્રકે માત્ર નિયમોના જડ ચોકઠામાંથી જ પાત્રસૃષ્ટિ સર્જી નથી. દરેક પાત્ર એક નિજી વ્યક્તિત્વથી દીપે છે! અને એ જ તેની નાટચકાર તરીકેની મહત્તા ગણાય!

वसन्तसेनिके विलप विलप... શકાર મૂર્ખ નહિ પણ એક ખલપાત્ર છે તેની અહી પ્રતીતિ થાય છે. पल्लवक– વસન્તમાસમા દેખાતા નવા પલ્લવ. परभृतिका-કોયલ. તે પોતાના ઈંડા કાગડાના માળામા મૂકે છે. આથી તેને परभृतिका કહી છે. माधविका–વસંતમાં ફાલતી એક વેલ, वासन्ती माधवी लता ।–અમરકોશ

વસંતસેનાના પરિજનો પણ આ નામના જ હોય છે. પરંતુ શકાર અહીં વસન્તમાસનો સંબંધ લઈ અધાઈપૂર્વક બોલે છે કે જોઉં છું, તને કોણ છોડાવે છે.

શ્લો. ૨૯ : ઇન્દ્રવજ્રા છંદ છે. અહી ફરીથી શકાર અસંબંધ ઉલ્લેખો કરે છે. જમદગ્નિનો પુત્ર પરશુરામ હતો, ભીમસેન નહિ. કુન્તીનો પુત્ર રાવણ નહિ, પાંડવો છે. केशहस्त–વાળનો ભારો પાશ. पक्षश्च हस्तश्च कलापार्थाः कचात् परे । વાળ અર્થવાળા શબ્દ પછી हस्त, पक्ष, पाश વગેરે શબ્દ આવે તો એનો 'કલાપ' અર્થ થાય છે.

શ્લો. ૩૦ ઉપજાતિ છંદ છે

શકારની દુષ્ટતા, ઘાતકીપણાનું કેવું રૂપ! વસંતસેનાને મારવા કેટલી સહેલાઈથી તૈયાર થયો છે! આગામી આઠમા અંકના બનાવનું અહીં સૂચન છે. શકાર કહે છે કે જેને મારવા ઇચ્છે છે એને એ મારે છે જ અને વાસ્તવમા અંક-૮માં આ નજરોનજર જણાય છે જ અહી मुण्डं વગેરેમા હિન્દુ ધર્મની ભાવના તરફનો શૂદ્રકનો કટાક્ષ જોઈ શકાય છે. ભાસના ચારુદત્તમા આવો જ શ્લોક છે.

अत एव ...... વસંતસેના અબળા છે. માટે જ જીવે છે, એવા વિટના શબ્દો શકારને યોગ્ય ન લાગ્યા. તેથી એ કહે છે કે अत एव न मार्यसे (તેથી જ મારી નથી નંખાઈ!).

શ્લો. ૩૧ : ગણિકા કોઈ માલિકીવાળી ઉદ્યાનલતા જેવી નથી, પણ માર્ગમા ઊગેલી લતા જેવી છે. તેથી ગમે તે એને વખાણી શકે છે, ભોગવી શકે.

શ્લો. ૩૨ : તત્કાલીન, સમાજની ધર્મચુસ્તતા અહીં પ્રતિબિંબિત થઈ હોય તેમ લાગે છે. वर्णाधमः અને इतरे શબ્દો જ્ઞાતિવાદ માટેની ચુસ્તતા દર્શાવે છે. શૂદ્રનું સ્થાન તદ્દન હલકું હશે, જ્યારે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય ઊંચા ગણાતા હશે.

नाम्यति—નેરૂરકર કહે છે તેમ અહીં नम् ના પ્રેરકરૂપ नमयति ને બદલે અનિયમિત 'नाम्यति' છે. પરંતુ કાળે સમજાવે કે તેમ नामने कण्ड्वादि વર્ગનો શબ્દ લેવાથી તે ક્રિયાપદ અને નામ બંને તરીકે વપરાય, જ્યારે ક્રિયાપદ તરીકે વપરાય ત્યારે લે છે. તે વખતે य ણે પણ નામ નો अ લોપાય. તેથી नाम्यति થાય. પરંતુ નામ ઉપરથી य ઉમેરી નામધાતુ લઈ સમજાવવું વધારે સુગમ છે.

गुणः खलु०—વસંતસેના ભલે વેશ્યા છે, પરંતુ તેનો સ્નેહ કંઈ બળાત્કારે ન મેળવાય. અલબત્ત, ગણિકાનો સ્નેહ સામાન્યતઃ પૈસા માટે જ હોય છે. પરંતુ આ ગણિકા તો નિર્નિરાળી છે. એને શરીર વેચવું નથી, તેમ બળાત્કારથી તેનો સ્નેહ મળે તેમ પણ નથી. તે પોતે જ કહે છે કે પ્રેમનું કારણ ગુણ જ બની શકે. વસંતસેના દશકુમારચરિતની રાગમંજરી જેવી છે. गुणशुल्का हि न धनशुल्का। દશ૦-ચારુદત્ત ની વસંતસેના પણ એવી જ છે : शीलपरितोषपक्षीविनी गणिका खल्वहम्।

रत्नं०—વસંતસેના ચારુદત્ત ઉપર અનુરાગવાળી છે એ શકાર જાણે છે. અને ચારુદત્તનું ઘર ડાબી બાજુ છે એટલે રખેને તે છટકી જાય! એની પૂરી તકેદારી રાખવા વિટને જણાવે છે. ત્યારે વિટ વિચારે છે કે વસંતસેનાનો ચારુદત્ત સાથેનો પ્રણય ઉચિત જ છે. રત્ન આવે રત્ન ભલે જતું. મહાકવિ કાલિદાસ પણ કહે છે કે रत्नं समागच्छतु काचनेन ।

काणेलीमातः०—વસંતસેના ચારુદત્તને ઘેર જઈ શકે એટલા માટે વિટ ખાસ આ શબ્દો પ્રયોજે છે. काणेलीमातः—અપરિણીત સ્ત્રીનો પુત્ર, काणेली—(૧) અપવિત્ર, અસતી સ્ત્રી, (૨) कन्यका, अनूढा-કાયદેસર ન પરણેલી સ્ત્રી.

उपकृत—વસંતસેનાને તો "વેરયો વૈકુંઠ" મળવા જેવું થયું! ચારુદત્તનું ઘર ડાબી બાજુ છે, એમ કહીને શકારે ઉપકાર જ કર્યો છે. નહિ તો પ્રિયનો સમાગમ ક્યાંથી થાત? વસંતસેનાના પ્રેમનો આ ઉદ્ગાર છે!

શ્લો. ૩૩ . આર્યા છંદ છે તિમિર૰–તિમિરે પ્રવેશેન નષ્ટા અંધારામા પ્રવેશ થવાથી કપાઈ જતી. અહી ઉત્પ્રેક્ષા છે.

શ્લો. ૩૪ . અનુષ્ટુપ છંદ છે. અંધકારનું અહી સુંદર વર્ણન છે. અંધકાર ઉપર લીપવાની અને આકાશ ઉપર કાજળ વરસાવવાની ક્રિયાની સંભાવના કરવામા આવી છે, તેથી ઉત્પ્રેક્ષા થઈ અથવા બીજી રીતે જોઈએ તો અંધકારની મૂળ ક્રિયા વ્યાપ્ત થવાની અને કાજળની નીચે પ્રસરવાની પણ તેને બંને લેપન, વર્ષણ વગેરે સંભાવના કરવામા આવી છે તેથી ઉત્પ્રેક્ષા થઈ. अत्र व्यापनादि लेपनादिरूपतया संभावितम् । – કાવ્યપ્રકાશ

અસત્પુરુષ૰ જેમ ખરાબ માણસની સેવા નકામી જાય તેમ દષ્ટિ અંધકારને લીધે નિષ્ફળ થઈ છે ઉપમા અલંકાર છે ભાસના ચારુદત્તમા આ શ્લોક છે, પરંતુ ત્યા 'વિકલતા'ને બદલે નિષ્ફલતા પાઠ છે. દંડીના કાવ્યાદર્શમા પણ આ જ શ્લોક છે.

लिम्पतीव तमोऽङ्गानि वर्षतीवाञ्जनं नभ । इतीदमपि ॥ આ ઉપરથી પ્રો. પિશલ માને છે કે મૃચ્છકટિક પણ દંડીની રચના હશે. જો કે 'સરસ્વતીકંઠાભરણ'માં પણ આ શ્લોક મળે છે

અહી असत्पुरुष૰ દ્વારા આઠમા અંકમા વિટ ઉપર આવનાર મુશ્કેલીનુ સૂચન છે.

શ્લો. ૩૫ . વસંતતિલકા છંદ છે. जलोदर૰ सौदामिनीव–जलदानाम् उदरसंधि । तस्मिन् लीना । વાદળના અંદરના ભાગમા (સંધિ) છુપાયેલી (લીના) વિદ્યુતની માફક વસંતસેના સાંજના અંધકારને લીધે દેખાતી નથી ઉપમા અલંકાર છે.

संधिलीना, सविलीना । આ બે પાઠફેર છે. 'સંવિલીના'=સાવ અદૃશ્ય થયેલી. પરંતુ એવું નથી. વાદળની અંદર રહેલી વિદ્યુત લેખા વારંવાર ઝબૂકે છે તેમ વસંતસેના ભલે અંધકારમાં ભાગતી હોય, તો પણ એનો જરા સંકેત તો જણાય છે જ. આથી 'સંધિલીના' પાઠ વધુ યોગ્ય છે. વિટ હવે પ્રશ્ને છે કે વસંતસેના જલદીથી નાસે. જેથી માળાનો સુગંધ અને ઘરેણાનો અવાજ એને શોધી આપવાના સફળ થશે અર્થાત્ તે બંને કાઢી નાખવાનું અહી સૂચન છે.

અલબત્ત, મૃચ્છકટિકનો આ શ્લોક વધુ કાવ્યમય છે.

यदस्य समाप्त૰–સ્ટેઈજક્રાફ્ટનું ચંદ્રકનું કૌશલ અહી જણાય છે. ચારુદત્તની સમાધિ પૂરી થઈ કારણ હવે વસંતસેના આવી ગઈ છે. વળી પાછું દારિદ્રનું

વર્ણન આવે છે. અલબત્ત, અહીં પુનરુક્તિ કે પુનરાવર્તન થતું લાગે, પરંતુ તેમાં શૂદ્રકની નિપુણતા રહેલી છે. આ દ્વારા આગળ અધૂરા રહેલા દશ્ય તરફ પ્રેક્ષકોને લઈ જાય છે. ભાસમાં આવું દશ્ય આવે છે, પરંતુ તે અસરકારક જણાતું નથી.

શ્લો. ૩૬ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. स्फारीभवन्ति–स्फार ઉપરથી ચ્વિ-રૂપ. વાપ कर्म ચ૦–અહીં નાટયાત્મક વક્રોક્તિમાં ભાસનું અનુકરણ જણાય છે. આગામી નવમા અંકમાં વસંતસેનાને મારવાનું આળ ચારુદત્તને શિરે આવવાનું છે. એ બનાવનું સૂચન છે કે અહીં પ્રથમ અંકથી જ નાટયાત્મક વક્રોક્તિ Dramatic Irony દ્વારા કરી દીધું છે. ભાસના ચારુદત્તમાં આવો જ શ્લોક મળે છે જેની પ્રથમ અને છેલ્લી લીટી સાવ સરખી છે. વાંચો, ચારુદત્ત : ૧-૬.

શ્લો. ૩૭ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. छद्मः–કપડાં. मनुस्मृतिमां નીચે પ્રમાણેના પાંચ પાપો ગણાવાયાં છે. ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः । महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥

નિર્ધનતા એટલા બધા અનર્થ લાવનારી છે કે ચારુદત્ત એને છઠ્ઠું મહાપાતક જ સમજે છે ! મનુએ પાંચ પાપ ગણાવ્યા એ ભૂલ જ લાગે છે !

શ્લો. ૩૮ : ઉપજાતિ છંદ છે. ચારુદત્ત પોતાની જાતને મંદભાગ્ય ગણાવે છે અને એ દરિદ્રતા, પોતે નહિ હોય ત્યારે કયાં જશે ? એની ચિંતા વ્યક્ત કરે છે.

भवति रदनिके०–ભાસના વિધાન કરતા મૃચ્છકટિકનું આ વિધાન વધારે સાહજિક જણાય છે કારણ કે વિદૂષક રદનિકાને દીવો આપી બારણું ખોલે છે. જો મૈત્રેયના હાથમાં દીવો હોય તો વસંતસેના જરૂર જોવાઈ જાય. વળી, મૈત્રેયના હાથમાંથી દીવો એકદમ હોલવવો એ સહેલું પણ નથી. એ જોતાં આ વધુ સહજ લાગે છે.

पिण्डीभूतेन–पिण्ड ઉપરથી ચ્વિ રૂપ; ભેગા થયેલા.

अन्विष्यताम् अन्विष्यताम् । इतो भाव इतश्चेटः ।

ઉપરોક્ત વાકયોમાં પ્રસંગથી ઉદ્‌ભવતો વિનોદ જણાય છે. બે દશ્ય એક સાથે ભજવાય છે. શકાર વસંતસેનાને શોધે છે ત્યારે ઘરની અંદર ચારુદત્ત અને વિદૂષક વાર્તાલાપ કરે છે. વિદૂષક બારણું ખોલે છે તેવી જ વસંતસેના દીવો હોલવી અંદર જતી રહે છે ને રદનિકા બહાર આવે છે.

શ્લો. ૩૯ : અનુષ્ટુભ છંદ છે. ચાણકય અને દ્રૌપદીનો કયાંથી મેળ ? હીનોપમા છે.

શ્લો. ૪૦ : અનુષ્ટુભ છંદ છે. શકારને ખુશ કરવા પૂરતું જ વિટ આ શ્લોક ઉચ્ચારે છે. અલબત્ત, શકારના કામ તરફ તેને સ્પષ્ટ તિરસ્કાર લાગે છે. એનું કારણ સેવિતઃયેણુ શબ્દ છે. અહીં વ્યાજસ્તુતિ છે. મુખે સ્તુતિ પણ અંતે નિન્દા એ પ્રકારની વ્યાજસ્તુતિ થઈ.

શ્લો. ૪૧ : ઇન્દ્રવજ્રા છંદ. केश बाल शिरोरुहમાં શકારી પુનરુક્તિ છે. आक्रोश विक्रोश.......મા પણ એ જ પુનરુક્તિ છે. ભાવ ભાવ યથા દધિ૦—સ્વરપરિવર્તનને વિટ તો સમજી જાય છે કે આ અન્ય સ્ત્રી છે પરંતુ શકારજી એમ માને તેમ નથી. એ વ્યવહારુ ટીકા કરે છે કે વેશ્યાઓ તો સ્વર બદલવામાં નિપુણ હોય છે. વળી, બિલાડીની ઉપમા બહુ યોગ્ય છે. શકાર જેવા ખંધા ખલજનને માર્જારિકા જ યાદ આવે ને? પાત્રોને યોગ્ય ઉપમા શોધવામા શૂદ્રકની નિપુણતા જણાય છે.

શ્લો. ૪૨ : અનુષ્ટુભ છંદ છે. વેશ્યા હોવાથી સ્વરપરિવૃત્તિ હોય, એમાં શું ? રંગપ્રવેશ અને કળાની શિક્ષા એને આ કળા ચોક્કસ પણે શિખવાડે જ. पशुबन्ध.—पशुः बध्यते अत्र । જ્યાં યજ્ઞમાં વધને માટે બકરા બંધાય છે ત્યાં. અહીં પણ શૂદ્રકની પાત્ર પ્રમાણે ઉપમા યોજવાની કુનેહના દર્શન થાય છે। વિદૂષક બ્રાહ્મણ હોઈ તેને યજ્ઞના વધના બકરાની જ ઉપમા યાદ આવે છે।

स्वके गेहे—પોતાના ઘરમાં તો કૂતરો યે શૂરો હોય। અર્થાત્ અત્યંત નિર્માલ્ય પુરુષ પણ પોતાના ઘરમા શૂરવીર હોય। આ દ્વારા વિદૂષક પોતે બ્રાહ્મણ હોઈ, પોતાની જાતિ ઉપર કટાક્ષ કરે છે। આ એક કહેવત રૂપ છે.

महाब्राह्मण—ચાંડાલ. કેટલાક શબ્દોની આગળ મહત્ શબ્દ આવે તો જુદો અર્થ થાય. शङ्खे तैले तथा मांसे वैद्ये ज्योतिषिके द्विजे । यात्रायां पथि निद्रायां महच्छब्दो न दीयते ॥

અલબત્ત અહીં વિટ વિદૂષક તરફ માનથી જુએ છે તેથી ગમ્મતમાં જ આ શબ્દ વાપર્યો છે.

શ્લો. ૪૩ : ગાથા છે. कृतान्तः—कृतः अन्तः येन सः।મૃત્યુના દેવ, ભાવિ અથવા દૈવ. જીવનનું એક તત્ત્વજ્ઞાન અહીં શૂદ્રક જણાવે છે કે યમ આગળ અથવા તો દૈવ આગળ બધા જ માનવી સરખા છે. ચારિત્ર્યહીન ધનવાન પણ ગરીબ જ જણાય। શીલ વગરનું ધન પણ વ્યર્થ છે. चारित्र्यच्युतिरेव दारिद्र्यं न धनच्युतिः येन चारित्र्यच्युतं स्वमेव दैवहृतः न चारुदत्त इति भावः ।—श्रीनिवासाचार्य.

શ્લો. ૪૪ : અનુષ્ટુભ છંદ છે. વિટ કટકે કટકે આ શ્લોક બોલે છે. પરિણામે ભાવની ઉત્કટતા વધે છે.

शीलवञ्चना–ચારિત્ર્યમાં દૂષણ. स्वाधीनयौवना, सकामा વગેરે શબ્દો બતાવે, છે કે એ વેસ્યા હતી, તેની પાછળ પડવામાં કોઈ અપરાધ ન હતો.

શ્લો. ૪૫ : અનુષ્ટુભ છંદ છે. गुणशस्त्रैः–गुणाः एव शस्त्राणि । तैः । વિટને ચારુદત્ત માટે આદરભાવ છે, તેથી પોતાનું આ દુષ્કૃત્ય તેને કાને ન જાય તેવું તે ઇચ્છે છે.

શ્લો. ૪૬ : ઉપજાતિ છંદ છે. ઉનાળામાં કુવો લોકોની તરસ છીપાવતાં છીપાવતાં પોતે જ સૂકાઈ જાય તેમ બધાની વિનંતીનો સ્વીકાર કરતાં કરતાં, દાનનો પ્રવાહ વહેવડાતાં, તેઓ પોતે જ ધનહીન, વૈભવ વગરના બન્યા છે !

શ્લો. ૪૭ : અહીં શકારની અસંબંધ વાતો અને પુનરુક્તિ જોવા મળે છે. રાવણ અને રાધાનો કોઈ સંબંધ નથી, તેમ જટાયુ ધર્મરાજા યુધિષ્ઠિરનો પુત્ર નથી. જટાયુ તો રામાયણમાં સીતાનું હરણ કરી જતા રાવણ સાથે યુદ્ધ કરી પ્રાણ ખોનાર, રામાયણનું પાત્ર છે.

શ્લો. ૪૮ : સગ્ધરા છંદ છે. અહીં ચારુદત્તના ગુણોને વિટ બતાવે છે. ગુણોને કારણે પૃથ્વી પર બસ એ એક જ જીવે છે. स जीवति गुणा यस्य धर्मो यस्य स जीवति । गुणधर्मविहीनो यो निष्फलं तस्य जीवितम् कल्पवृक्ष ।।–પાંચ દેવતરુઓમાંનું એક. ચારુદત્ત ગરીબોની ઇચ્છા પૂરનાર કલ્પવૃક્ષ છે. शीलवेलासमुद्रः–સમુદ્ર માઝા મૂકતો નથી, તેમ ચારુદત્ત શીલરૂપી કિનારો ઓળંગતો નથી.

શ્લો. ૪૯ : વસંતતિલકા છંદ છે. અહીં વિટ જણાવે છે કે શકારની મૂર્ખતાને કારણે જ તે આવેલી જતી રહી. અહીં बुद्धिरिव વ.માં શ્રી કાળે શકારને અનુલક્ષીને વિટનો કટાક્ષ જુએ છે. વધુ માટે શ્રી કાળેની નોંધ જુઓ. आतुर–રોગી,विकृतव्याधिरातुरः । –અમરસાર

શ્લો. ૫૦ : અનુષ્ટુભ છંદમાં આ શ્લોકના ખટ્ટ સહજ રીતે સુંદર વાત અને વાસ્તવિકતા વિટ વર્ણવી દીધી છે. અમુક વસ્તુઓ અમુક રીતે જ પ્રાપ્ત થાય છે, કેવળ બળ ત્યાં નિરર્થક બને છે. જેમકે બાંધવાની સાંકળથી જ હાથી બંધાય, ઘોડો લગામથી જ વશમાં રહે, તેમ સ્ત્રી હૃદયથી જ જીતી શકાય. आलान बन्धनस्तम्भे । અમરકોશ. અથવા निर्यातयतो०–શૂદ્રકની વસ્તુગ્રથન અને વિકાસની પકડ નોંધવા જેવી છે. વસંતસેનાને નહિ સોંપે તો આમરણાંત વેર થશે એ શકારની ઘાતકી ધમકી આઠમા–નવમા અંકમા સિદ્ધ થાય છે !

શ્લો. ૫૧ : અહીં શકાર જણાવે છે કે વેર વર્ષોનાં વડાણાં પછી પણ એવું જ રહે છે. જેમ લીંપેલી દાંડીવાળું કોળું, સૂકું શાક, તળેલું માંસ અને શિયાળાની રાતે ઉકાળેલા ભાત, વખત જાય તોય બગડે નહીં તેવું જ ઋણુ અને વેરની બાબતમાં છે ! कुष्माण्डी–કોળું गोमय्–છાણ कपोतपालिका– અગાસી.

શ્લો. ૫૨ : निर्वल्कलं–તલવાર મ્યાન વગરની. स्कन्धेन गृहीत्वा–સામાન્ય રીતે તલવાર હાથમાં હોય, ત્યારે શકારજી ખભે લઈને ચાલે છે ! बुक्यमान–बुक्(ભસવું) નું કર્મણિ વર્ત. કૃદંત.

रदनिका खल्वहं०–રદનિકા અર્થાત્ (૧) નામ અને (૨) મજબૂત ભીડેલા દાંતવાળી. रदन=દાંત. રદનિકા કહે છે કે પોતે તો બંધ મુખવાળી છે. પરિણામે તેની પાસેથી વાત ક્યાંય જશે જ નહિ. ચેટીના નામ ઉપર આ રીતે શ્લેષ કરવો સંસ્કૃત સાહિત્યકારોને સહજ તેમ પ્રિય પણ છે. જેમકે अतः खलु प्रियंवदासि त्वम्। –શાકુન્તલ.

अनुदासीनम्०–વસંતસેનાના પ્રેમનો આ પ્રથમ પ્રત્યાઘાત છે ! નાટકની આ એક વિશિષ્ટતા છે કે અહીં નાયક તરફથી નહિ, પરંતુ નાયિકા વસંતસેના જ સ્નેહનો એકરાર અને અભિવ્યક્તિ કરે છે ! અલબત્ત, ચારુદત્તનો સ્નેહ સ્થિર અને ગંભીર છે જ, પરંતુ પહેલ તો નાયિકાથી થાય છે. શકારના ઉલ્લેખથી ચારુદત્તના ગૃહમાં તે પ્રવેશી છે. ચારુદત્તે નાખેલા ઉપરણામાંથી આવતી જાતિ પુષ્પોની સુવાસ એને આશ્વાસન આપે છે કે દરિદ્ર હોવા છતાં ચારુદત્ત રસિક છે. પરિણામે પોતાનો સ્નેહ સફળ થશે જ. अनुदासीनं यौवनमस्य पटवासगन्धः सूचयति ।

मन्दभागिनी०—રોહસેનને અંદર લઈ જવાનું કહેવાતાં જ વસંતસેના પોતાને કમનસીબ ગણાવે છે કે તમારા અંતઃપુરમાં જવા હું ભાગ્યશાળી નથી. અહીં 'अभ्यन्तर' શબ્દ ઉપર શ્લેષ છે. (૧) અંતઃપુર (૨) ચારુદત્તનું હૃદય. તત્કાલીન સમયે કદાચ વેશ્યાઓ ઘરની અંદર જઈ શકતી નહિ હોય. તેથી વસંતસેના આમ બોલતી હશે. અથવા પોતે ચારુદત્તના સ્નેહને પાત્ર નથી એમ માનીને પણ તે આમ બોલતી હોય.

શ્લો. ૫૩ : વંશસ્થવિલ છંદ છે. ચારુદત્તને પોતાની દશાનો ખેદ છે. કારણ વિદૂષકે અગાઉ બલિ આપવા જવાની ના કહી. હવે, રદનિકા જેવી વિશ્વાસુ દાસી જવાબ આપતી નથી ! પરિણામે, ચારુદત્તને દુઃખ થાય છે.

શ્લો. ૫૪ : આ શ્લોકમાં વસંતસેનાને ચંદ્રલેખાની ઉપમા આપી છે. અહીં ચારુદત્તની રસિકતા જણાય છે.

૨૫

મો· अलं परकलत्र०—ચારુદત્તના ચારિત્ર્ય માટે આ વાકય સૂચક છે. વસંતસેનાનું વર્ણન કરતો ચારુદત્ત પારકી સ્ત્રીના વર્ણનમાં દોષ માની અટકી જાય છે! ત્યારે વિદૂષક સમગ્ર પરિસ્થિતિનો ધટસ્ફોટ કરે છે કે આ તો વસંતસેના છે! અહીં વસંતસેના ચારુદત્ત તરફ આકર્ષાઈ છે એ વાત શૂદ્રકે વિદૂષકને મુખે કહાવીને એની કલાની પ્રતીતિ કરાવી છે! ઉભય પરસ્પરના પ્રેમની પ્રતીતિને પામે છે અને છતાં ચારુદત્ત નિર્ધન હોવાથી સ્નેહને શમાવે છે, સંયમ સચવે છે.

શ્લો. ૫૫ઃ ચારુદત્તના પ્રેમની અહીં પ્રતીતિ થાય છે. તે કહે છે કે નિર્બળનો ક્રોધ કોઈની ય ઉપર અસર કરી શકે નહિ. તે પોતાના જ શરીરમાં શમી જાય તેમ પોતે વૈભવહીન હોવાથી તેનો સ્નેહ પણ અંતરમાં જ શમાવવો પડ્યો છે.

શ્લો. ૫૬ઃ પુષ્પિતાગ્રા છંદ છે. પ્રેમનો વિકાસ કેવી મનોવૈજ્ઞાનિક રીતે, પ્રચ્છન્નપણે થઈ રહ્યો છે! વિદૂષકે બતાવેલી શકારની ધમકીઓનો જવાબ વાળતાં ચારુદત્ત અહીં વસંતસેનાએ બતાવેલ વિનયનું વર્ણન કરે છે. ઘરમાં પ્રવેશવાનું કહેવા છતાં પોતે વેશ્યા હોવાથી પ્રવેશી નથી. વળી, ગણિકા હોવાથી પુરુષો સાથે છૂટથી બોલતી હશે, છતાં અહીં કંઈ જ મોટેથી નથી બોલી.

पुरुषेषु न्यासा०-સ્નેહની ગતિ વસન્તસેના દ્વારા જ થાય છે. વસન્તસેના ફરીથી મિલન શક્ય બને એ હેતુથી ઘરેણાની સોંપણી ચારુદત્તને કરે છે. પરંતુ ચારુદત્ત પોતના ઘરને તે માટે અયોગ્ય ગણે છે. ત્યારે વસન્તસેના કહે છે- સોંપણી પુરુષોને કરાય છે, ઘરને નહિ. અર્થાત્ વસંતસેના ચારુદત્તના ગુણને ચાહે છે, તેના ધનને નહિ.

यद्येवम्०-પતાકાસ્થાનકની રચનાથી શૂદ્રકે ભાવિ વસ્તુનું સૂચન કરી દીધું છે. અલંકારો ટૂંક સમયમા ચોરો ચોરી જવાના છે એનું સૂચન થાય છે.

શ્લો. ૫૭ : અન્વય हि कामिनीगण्डपाण्डुः ग्रहगणपरिवारः राजमार्गप्रदीपः शशाङ्कः उदयति, यस्य गौराः रश्मयः तिमिरनिकरमध्ये क्षीरधाराः सुतजले पङ्क इव पतन्ति ।

માલિની છંદ છે. कामिनी– સુંદર સ્ત્રી. રાત્રિનું વર્ણન છે. ગાઢ અંધકારને વહી ગયેલા પાણીવાળા કાદવ સાથે તથા શ્વેત ચંદ્રકિરણોને દૂધની ધારા સાથે સરખાવવામાં ઉપમા છે.

શ્લો. ૫૮ : અનુષ્ટુભ છંદ છે. રાત્રિ અત્યંત દોષવાળી છે. એમા હવે આવનાર ચોરીના પ્રસંગનું સૂચન મળે છે.

परहृदयग्रहण०—'મદનિકા' નામ પર શ્લેષ છે. મદનિકા અર્થાત્ (૧) વસંતસેનાની દાસી. (૨) અન્યના હૃદયને જાણવામાં નિપુણ. ચારુદત્તના સ્નેહની ખાતરી થયા પછી વસંતસેના પોતાને ઘેર શૂન્યમનસ્ક બેઠી છે. મદનિકા આ વસ્તુ પકડી પાડે છે. એક તો એ પોતે બોલી નથી છતાં વસંતસેના પૂછે છે—ततस्तत ? બીજું, તબિયતના બહાના હેઠળ, વસંતસેના સ્નાન-પૂજામાંથી પરવારવાના માતાના સંદેશાને ટાળે છે. આ બંને કારણથી વસંતસેનાનું સૂનું હૈયું મદનિકા સમજે છે અને પૂછે છે કે આનું કારણ શું ? આમ મદનિકા, સાચે જ, પારકાના હૃદયને પીછાણવામા પંડિતા છે.

रन्तुमिच्छामि०—વસંતસેના ગણિકા છે છતાં ગણિકાથી ભિન્ન છે. સામાન્ય રીતે ગણિકાઓ રાજા કે રાજાના માણસને પ્રીતિપાત્ર બનાવે. પરંતુ વસંતસેના કહે છે—હું તો સેવવા ઇચ્છતી નથી, માણવા ઇચ્છું છું. અર્થાત્ સ્નેહ તો સમાન કક્ષાની વ્યક્તિ સાથે જ હોય. રાજા પાસે તો સત્તા ને સમૃદ્ધિનો સંબંધ હોય. એમા શેઠ-ગુલામનો સબંધ રહે, પ્રિયજનોનો નહિ, આત્મીય જનનો નહિ. પરિણામે આનંદ મળવો મુશ્કેલ બને. બાકી, બ્રાહ્મણ તો વિદ્યાવિશારદ એટલે પૂજનીય બને, સ્નેહી નહિ. વેપારી પણ નહીં, કારણ તે વિયોગનું કારણ બને.

अत एव०......ચારુદત્ત દરિદ્ર છે એટલે જ વસંતસેના તેને ચાહે છે, જેથી લોકનિંદાનો ભોગ ન બને. ધનવાનને ધનને કારણે તો સૌ ચાહે પરંતુ દરિદ્રને સ્નેહ કરનારી ગણિકાની તો લોકોમાં પ્રશંસા થશે.

आर्ये किं हीन०—નિર્ધન ચારુદત્તને ચાહવાની વાત દાસીને મન આશ્ચર્યકારક છે. તે કહે છે કે ફૂલ વગરના આંબાના વૃક્ષને મધુકરીઓ સેવે ખરી ? ગણિકા કદી ધનહીનને ચાહી શકે ખરી ?

अत एव ता मधुकर्यं उच्यन्ते-દાસીને વસંતસેના સુંદર પ્રત્યુત્તર વાળે છે. મધુકરી રસને, મધને માત્ર એકઠું જ કરી જાણે છે—મધની મીઠાશનો એને અનુભવ નથી-परार्थ मधु कुर्वन्ति, न तु આત્મના आस्वादयन्ति । તેમ ગણિકાઓ માત્ર ધનનો સંચય જ કરી શકે છે. પ્રેમની આહ્લાદકતા માણી શકતી નથી. વસંતસેના તો ધનની પૂજારણ બનવા માંગતી નથી, પરંતુ સાચા સ્નેહને માણવા ઇચ્છે છે-પછી ભલે ચારુદત્ત નિર્ધન હોય, પરંતુ સ્નેહી તો-મની શકે તેમ છે જ.

भट्टारक—જીતેવા જુગારીને સભિક, માથુર આ રીતે બોલાવે છે. આ પ્રસંગ દ્વારા શૂદ્રકે જનજીવનનું એક આબેહૂબ ચિત્ર ખડું કર્યું છે, ધીંગી ધરતીનું દર્શન કરાવ્યું છે.

શ્લો. ૧ : गर्दभी— (૧) ગધેડી (૨) એ નામનો પાસો. બંધનમાંથી છૂટેલી ગધેડી ભયંકર હોય છે તેમ અહીં સંવાહક જણાવે છે કે એવી ગધેડીની માફક મને ગર્દભી નામના પાસાએ માર્યો. અર્થાત્ તે એ દાવ હાર્યો છે.

शक्ति—કર્ણની શક્તિનું નામ, જેના વડે તે એક જ માણસને મારી શકે. કર્ણ તેનો ઉપયોગ અર્જુન સામે કરવાનો હતો પરંતુ કર્ણને એ શક્તિ ઘટોત્કચ સામે વાપરવી પડી હતી. (૨) દ્યૂતના એક પાસાનું નામ—એ શક્તિ નામના પાસાના દાવમાં પણ સંવાહક હાર્યો હતો.

શ્લો. ૨ : જુગારખાનાનો માલિક સભિક કહેવાતો. જુગારીની જીતમાંથી એની કમાણી થતી. હારેલા જુગારીની પાસેથી એ ગમે તે કરી વસૂલ કરી શકતો. સભિક લખવામાં છે, તે દરમ્યાન સંવાહક ભાગી છૂટ્યો છે.

શ્લો. ૩ : હારીને ભાગનારા આ જુગારીને રક્ષવા સભિક સિવાય કોઈ સમર્થ નથી. न तरति—સમર્થ નથી.

શ્લો. ૪ : सुसभिकस्य—सरलव्यवहारिणः । માથુર ચતુર અને ખરેખર સુસભિક છે. અવળાં પગલાં જોઈને અને મૂર્તિ વગરનું મંદિર જોઈને તે ધારે છે કે જુગારી અહીં સંતાયો હશે. એની ધારણા સાચી પડે છે.

अन्योन्य सज्ञाप्य—આ સમગ્ર પ્રસંગ દ્વારા શૂદ્રકે હાસ્ય રસ નિષ્પન્ન કર્યો છે. સાથે લોકવ્યવહારનું અને લોકમાનસનું હૃદયંગમ ને સચોટ દર્શન કરાવ્યું છે.

શ્લો. ૫ : ढक्का०—(૧) યુદ્ધમાં દુંદુભિનો અવાજ. (૨) રાજાના વિજયના માનમાં થતો એક પ્રકારના ઢોલનો અવાજ. આ દુંદુભિનો ધ્વનિ હારેલા રાજાના મનમાં પણ વિજયની આશા જગાડે, તેમ કત્તાનો અવાજ સાંભળીને પૈસા વગરના જુગારીનું મન પણ આનંદિત થઈ જાય. कत्ता०—પાસાનો કે કોડીનો અવાજ.

શ્લો. ૬ : અહીં સંવાહક માને છે કે દ્યૂત ખેલવું એ તો સુમેરુ શિખર ઉપરથી પડવા જેવું છે-છતાં કોયલ જેવો પેલો કત્તાનો મધુર સ્વર એનું મન હરી લે છે.

પાઠ–દાવ, વારો. गण्ड—ખાતરી આપરી. यदि इदानीं द्रविण नास्ति तर्हि कालात्यये दातुं गन्तको विधीयताम् इत्यर्थ. । —શ્રીનિવાસાચાર્ય

સંવાહક સભિકને છેતરવાની એક યુક્તિ કરે છે, જેમાં વિનોદ ભરેલો છે.

हा, आर्य चारुदत्तस्य—સંવાહક રાજમાર્ગ ઉપર પોતાને વેચાતો લેવા લોકોને વિનંતી કરે છે. પણ કોઈ એને વેચાતું લેવા તૈયાર નથી, ત્યારે એ એના

જૂના શેઠને યાદ કરે છે ! આર્ય ચારુદત્તની દરિદ્રતાની અસર છેક એના ઉપર પણ થઈ છે ! એથી જ એની આ દશા થઈ છે મૂળ કથાનકની સાથે શૂદ્રક કેવી નિપુણતાથી આ ગૌણ કથાનકને જોડી દે છે ! વળી, નીચલા સ્તરના લોકોના જીવનનું તાદૃશ ચિત્ર ખડું તો શૂદ્રક જ કરી શકે !

दर्दुरक —મૂર્તિમંત વિનોદભર્યું પાત્ર છે નામ જ એવું છે કે મન ખુશ થઈ જાય. दर्दुर–દેડકો આ પાત્રના નામમાં જ दर्दुर હોવાથી હાસ્ય નિષ્પન્ન થાય છે

मो द्यूत नाम૰—દર્દુરકની આ પંક્તિમાં દ્યૂત વિશેના ખ્યાલો આપી દીધા છે ! જેમકે તે સિંહાસન વગરનું રાજ્ય જ છે।

શ્લો ૭ પુષ્પિતાગ્રા છંદ છે. અહીં દ્યૂત કે દ્યૂતકરની સરખામણી રાજા સાથે કરી છે

| દ્યૂત–દ્યૂતકર. | રાજા. |
|---|---|
| (૧) એ અપમાન કે હારને ગણતો જ નથી | (૧) એવો શક્તિશાળી હોય છે કે અપમાન યા હારની શક્યતા જ નથી |
| (૨) રોજ ધન જીતાય છે અને જાય છે. | (૨) કેવળ ધન રોજ આવે છે અને અપાય છે |
| (૩) હંમેશા લાભ જોનારો | (૩) હંમેશા લાભ જોનારો. |
| (૪) ધનિકોથી સેવાય છે | (૪) રાજા પણ પૈસાદારોથી પૂજાય છે |

આમ, જુગારીનાં લક્ષણો અહીં જણાવ્યાં છે

શ્લો. ૮ : દર્દુરક જેવા અઠંગ જુગારીને તો મિત્ર, દારા, દ્રવ્ય સર્વસ્વ દ્યૂતથી જ મળતું જણાય છે તેનાશ પણ દ્યૂતમાં જ થાય છે !

શ્લો. ૯ આર્યા છંદ છે દર્દુરક પલાયન થવાના કારણો ગણાવે છે અહીં ત્રેતા, દ્વાપર, નર્દિત અને કટ—આ ચાર અમુક જાતના નખાયેલા દાણા છે. આ દાણા નાખવામાં જીતની બહુ શક્યતા ન દેખાઈ તેથી ઘરનો માર્ગ પકડે છે

શ્લો. ૧૦ : नय पट મા હારેલ જુગારીની કરુણ હાલતનું ચિત્ર છે !

अथवा किमत्र तपस्वी૰—દર્દુરકનું આ વાક્ય અનેકાર્થી બને છે (૧) તપસ્વી અર્થાત્ માથુર પોતાનું વસ્ત્ર તો જર્જરિત છે. એટલે તે ઓઢીને માથુરથી છુપાવું શક્ય નથી પરંતુ માથુર શું કરવાનો હતો ? (૨) તપસ્વી–દર્દુરક પોતે વસ્ત્ર

સાવ ફાટેલુ હોય તેમા તે પોતે શુ કરે ? નવુ વસ્ત્ર ક્યાથી લાવી શકે ? (૩) તરસ્વી અય પટ –બિચારુ કપડુ. તે બિચારુ ઘણુ ઉપયોગી બન્યું, હવે તો ફાટે જ ને ? ડૉ-રાઈડર तपस्वोऽन्वानु અર્થ લે છે અલબત્ત, પૂર્વાપર સદર્ભ જોતા એ અર્થ બધબેસતો નથી

શ્લો ११ अनुष्टुभ छद છે દર્દુરક અહીં પોતાની સહનશક્તિનો ખ્યાલ આપે છે પોતે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી એક પગે જમીન પર ઊભો રહી શકે છે તો પછી માથુરને ભગવામા શુ ? भास्कर=તેજનો કરનાર, સૂર્ય

શ્લો १२ शार्दूलविक्रीडित छद અહી કેટલાક કાકુ લઇ નીચે પ્રમાણે સમજાવે છે न आस्ते किम् आस्ते एव, न जात किम्, जात एव न वर्ध्यते किम् वर्ध्यते एव । तथापि सतत घूतप्रसगेन किम् ? तत्कि यस्यास्ति०—નીચલા ઘરના જનજીવનનુ કેવુ તાદશ દર્શન। ચીથરેહાલ ફરતા જુગારીઓ બહારથી લક્ષાધિપતિનો ડોળ કરે છે। મોટા લખપતિ હોય તેમ દસ સોનામહોરને કલ્પવર્ત જેવી નજીવી બાબત કહે છે, પરતુ માથુર એની પરિસ્થિતિ પેલા જર્જરિત વસ્ત્ર દ્વારા ખુલ્લી કરી દે છે । જનસમાજનુ કરલુ કેવુ સુદર દર્શન ! છતા દર્દુરકને આ મજાક–હાસીની પરવા નથી. ઉપરથી કહે છે, શુ ધનવાન પાતે ખોળાના ધન લઈને બતાવતો હતો ?

શ્લો १३ અનુષ્ટુભ છદના તતકાલીન સમાજનું સુદર દર્શન છે दुर्वर्ण दुष्ट वर्णो यस्य स ।—હલકા કુળનો

अहमपि नाम माथुरो०—દર્દુરક અલમસ્ત ફની કરે છે પણ માથુર કટાક્ષપૂર્વક કહે છે હુ માથુર છુ સુસભિક છુ–ઘૂતને ખોટુ બતાવુ ? શ્રી શર્મા સમજાવે છે કે–घूत मिथ्या आदायामि ।

एव मया०—દર્દુરકનુ આ વાક્ય પ્રસગ હાસ્યરસથી ભરપૂર છે આ વાક્ય ત્રણ રીતે સમજી શકાય (૧) શુ મે આમ–(કપટ આદરીને) ઘૂત ખેલ્યું ? વસ્તુત એમ નથી (૨) મે આમ અર્થાત્ (સવાહક જેવા ગરીબોને મદદ કરીને) જુગાર ખેલો (૩) મે એમ (તુ કહે છે તેમ કપટથી) ઘૂત ખેલ્યુ જ આ બધામા તત્કાલીન નિમ્ન સ્તરના જનજીવનની વાસ્તવિકતા રજૂ થઈ છે

आर्यकनामा गोपाल०—ગૌણુ કથાવસ્તુનો અહી શૂદ્રકે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે આર્યક ગોપાલનો પુત્ર હતો ભાસના સ્વપ્ન० અને પ્રતિજ્ઞા० નાટકમા આ બ નેનો ઉલ્લેખ છે

જુગારીના આ દશ્યનુ એક અન્ય પ્રયાજન પણ છે જ કે દર્દુરક જેવા પણ આર્યકને પક્ષે છે હવે પછી થનાર બળવાનુ પણ અહી સૂચન થાય છે

શ્લો. ૧૪: વૈતાલીય છંદ છે. વસન્તસેનાને જ્યારે ખાતરી થઈ કે પોતે આ ભયને સહેલાઈથી નિવારી શકવા સમર્થ છે ત્યારે તેણે દ્વાર ખોલાવી નાખ્યું. આ જોઈ સંવાહકને સમજાય છે કે પોતે શક્તિ ઉપરાંતનું દ્યૂત રમ્યો છે, પરિણામે આ દુર્દશાને પામ્યો છે. તેથી તે કહે છે કે પોતાની શક્તિને અનુસાર જે યોગ્ય ભારનું વહન કરે છે તે કદાપિ નિષ્ફળ જતો નથી.

અત્ર લક્ષિતોઽસ્મિ–પોતે પોતાનો જ દાખલો આપે છે. મૂતાનિ સુવર્ણાનિ–વસંતસેનાના ઘરમાં સંવાહક ગયો છે તેમ જાણી માથુર બોલી ઊઠે છે કે સોનામહોર મળી ગઈ. કારણ વસન્તસેના જેવી પ્રખ્યાત ગણિકાને, તેના ધનને ને તેની ઉદારતાને માથુર જાણે છે. કેટલાક મૂતાનિ સુવર્ણાનિ='સોનામહોર ગઈ' એમ અર્થ લે છે, પણ આ બરાબર લાગતું નથી.

आहिण्डकानाम्–(આ+हिण्ड् ભટકવું ઉપરથી)–મુસાફર.

किमत्र शायते०—दुर्लभा गुणा विभवश्च । સંવાહક સાથેની વાતચીત દરમ્યાન વસંતસેના જ કહી દે છે કે શું તે વૈભવહીન બની ગયો છે ? ચારુદત્ત વિષેની વસંતસેનાની જાણકારીથી સંવાહક નવાઈ પામે છે. ત્યારે વસંતસેના જણાવે છે કે એમાં શું નવાઈ ? વૈભવ અને ઉદારતા જેવા ગુણો સાથે મળવા મુશ્કેલ છે. તળાવમાં કોવાણ હોય તો પાણી વધારે જ હોય, કારણકે કોઈ પી શકે જ નહિ. તેમ જ્યાં ઉદારતા ન હોય ત્યાં લક્ષ્મી રહી શકે. एकस्मिन् दुर्लभो गुणविभव इति ।–ચારુદત્તમ્.

શ્લો. ૧૫: માત્રાસમકમ્ છંદ છે. ચારુદત્ત ધનિક કઈ રીતે ? એના જવાબમાં સંવાહક પ્રસ્તુત શ્લોક બોલે છે, જેમાં સજ્જનોના ગુણની વાત કરી છે. સત્કાર રૂપી ધન એ જ સાચું ધન છે. બીજી લીટીમાં પાઠભેદ છે—

(૧) यः पूजयितुमपि न जानाति, स पूजाविशेषं जानाति । (૨) यः पूजयितुमपि जानाति स पूजाविशेषमपि जानाति । પહેલા પાઠમાં કાકુ છે. पूजाविशेष जानाति ? अपि तु न जानाति । 'सज्जन' ચારુદત્ત અને વસંતસેના બંનેના અર્થમાં ઘટાવી શકાય છે.

શ્લો. ૧૬: दुर्विनीत—નઠારી વ્યક્તિ. નીચલા સ્તરની વ્યક્તિ તેને અનુરૂપ હલકું બોલે છે, તેનો અહીં પુરાવો મળે છે.

आर्ये यदि एव....દેવું ચૂકતે થઈ ગયા પછી વસંતસેના વિવેકથી સંવાહકને વિદાય આપે છે કે તમારા બંધુજનોને શાંતિ આપો. ત્યારે પોતાની કૃતજ્ઞતા દર્શાવવા સંવાહક આ વાક્ય બોલે છે, જે બે રીતે સમજાવાય: (૧) જો એમ હોય તો આ સંવાહન–કલા તમારા પરિજન પાસે રહેવા દો. અર્થાત્ મને તમારા પરિજન

તરીકે રાખી લો. અલબત્ત, આ અર્થ યોગ્ય લાગતો નથી. (૨) પોતે વળતો ઉપકાર કરવા અસમર્થ છે તો આ કળા તમારા પરિજનોને શિખવવા દો, કે જેથી તમે પણ તેની મજા માણી શકો ! આ અર્થ વધુ સારો છે. प्रत्युपकाराय ते हि न समर्थोऽस्मि, अतः परिजनं शिक्षितुमादिश्य तामित्यर्थः ।

संवाहको द्यूतकरः शाक्यश्रमणकः संवृत्तः...પોતે પ્રત્યુપકાર કરવા અસમર્થ છે. એટલે હવે, તેનું હૃદય પરિવર્તિત થઈ જાય છે. તે બૌદ્ધ સાધુ બનવા વિચારે છે. વસંતસેનાને આ ત્રણેય નામ યાદ રાખવા કહે છે. આ ત્રણ સંવાહકના જીવનની ત્રણ અવસ્થા બતાવે છે. આઠમા અંકમાં આ જ શબ્દો તે વસંતસેનાને યાદ અપાવે છે.

**શ્લો. ૧૭ :** અહીં સાધુ બનવાના નિશ્ચયથી હવે સંવાહક પ્રફુલ્લતા અનુભવે છે. મસ્તક ઊંચું રાખી હવે તે ગર્વભેર ફરી શકશે. विहस्तः–विगतः हस्तः यस्य सः विहस्तः । विहस्तं व्याकुलत्वम् । કેટલાક विहस्तम् અર્થાત્ 'અપમાન' લે છે. કેટલાક विमस्तम् પાઠ લે છે.

**શ્લો. ૧૮, ૧૯ :** અહીં હાથીની ધાંધલથી ગભરાયેલા લોકોનું સુંદર દૃશ્ય છે.

वामचरणेन द्यूतलेखकम्–પોતાના પરાક્રમની બડાશ હાંકતો કર્ણપૂરક પોતે સાધુને કઈ રીતે છોડાવ્યો તેની વાત કરે છે. અહીં 'द्यूतलेखकं'ને કેટલાક સંવાહક સમજે છે. કહે છે કે કદાચ પૂરતો સમય નહિ હોય તેથી આટલી નિશાની રહી ગઈ હશે ! પરંતુ સંવાહક માત્ર જુગારી જ હતો, દ્યૂતલેખક ન હતો. વળી, કર્ણપૂરક તેને કઈ રીતે ઓળખે ? ડૉ. રાઈડર અને લગભગ અન્ય વિદ્વાનો પણ અહીં સંવાહકને જ આ પરિવ્રાજક સમજે છે. પરંતુ તે બરાબર બંધબેસતું નથી. હજી હમણાં જ વસંતસેનાને ત્યાંથી નીકળેલો સંવાહક, એકદમ જ સાધુના વેશમાં કઈ રીતે હોઈ શકે ? તેથી તે બીજો કોઈ સાધુ હોવાની શક્યતા વધુ છે. અને તે જ યોગ્ય છે.

શ્રીનિવાસાચાર્ય, वामचरणेन='ડાબે પગે લોઢાનો સળિયો લઈને'–એવો અર્થ કરે છે. તો પછી 'उद्घुष्य'નું શું પ્રયોજન ?

साम्प्रतं–ચારુદત્તનું નામ જોઈને જ કર્ણપૂરકનો ઇનામમાં મળેલો ઉપરણો વસંતસેના લઈ લે છે, બદલામાં ઘરેણું આપે છે. ત્યારે કર્ણપૂરક કહે છે, હવે ઉપરણો બરોબર શોભે છે ! નોકરોના સ્વભાવનું કેવું સુંદર ચિત્રણ !

ભિક્ષુ સંવાહક અને આ કર્ણપૂરકનો એમ બંને પ્રસંગો, વસંતસેનાના સ્નેહમાં પૂર્તિ કરે છે.

શ્લો. ૧ : વૈતાલીય છંદ. पिशुनः—पिशुनः दुर्जनः खलः। અમરસાર: ૩૭૭. એકમાં ચારુદત્તનું ચિત્ર છે, તો બીજામાં શકારનું, જેનો અનુભવ અંક ૯મા વિટને અને ચેટને થવાનો જ છે.

મનુષ્યના સ્વભાવસહજ દોષને ટાળવો મુશ્કેલ છે તેની વાત કરે છે. જેમ કે ચારુદત્તની ઉદારતા, સંગીતપ્રેમ, એના ગુણોનો અતિરેક દોષમાં પરિણમ્યા છે.

गान्धर्वम्–गन्धर्वस्येदम्। ગીત.

असमुद्रोत्थितम्—સામાન્ય રીતે સમુદ્રમાથી ૧૪ રત્નો નીકળેલાં છે. વીણા એક રત્ન છે, પરંતુ સમુદ્રમાથી નીકળેલું નહિ.

રેભિલ—શેઠિયો કે જે ગાયક છે. તે શર્વિલકનો મિત્ર છે.

શ્લો. ૩ : વસંતતિલકા છંદ છે. વીણા असमुद्रोत्थितं रत्नं શા માટે છે તેના કારણો ચારુદત્ત અહીં ગણાવે છે.

संस्थापना—આશ્વાસન. वयस्या—સખી. મેઘદૂતમા પણ યક્ષપત્નીના વિરહમાં વીણાને એક આશ્વાસન તરીકે ગણાવી છે.

काकली—कलसूक्ष्मध्वनिगीतम्—ધીમું મીઠું ગાવું તે. भाव—विद्वान्, सङ्गीतविशारद इत्यर्थः। गृष्टि—એક જ વાછરડીવાળી ગાય.

स्त्रीणां संस्कृतं......

વિદૂષક એક સુંદર મજાક કરે છે. રેભિલની સ્પષ્ટ શબ્દોમાં તે મજાક કરી શકતો નથી, પરંતુ બુદ્ધિપૂર્વક તે ની હાસી કરે છે! સ્ત્રી સંસ્કૃત બોલે અને પુરુષ ધીમેથી ગાય, તે હાસ્યાસ્પદ છે કારણ કે, સ્ત્રીનો કોમળ સ્વર અલ્પપ્રાણ કે મહાપ્રાણવાળા સંસ્કૃત શબ્દોને ઉચિત ન્યાય આપી શકતો નથી. ઉલટું નવી નાથથી રેવાયેલી નહિ હોવાથી ગાય જેમ સ્..સ્...અવાજ કરે તેવું તે લાગે છે! પુરુષનો પહાડી અવાજને તે ધીમે ધીમે મીઠે સાદે ગાય ત્યારે જાણે સૂકાં ફૂલની માળા પહેરેલો બુઢ્ઢો પુરોહિત મંત્ર ગણગણતો હોય તેવું લાગે છે. અર્થાત્ જેમ વૃદ્ધ પુરોહિતને ફૂલની માળા શોભતી નથી તેમ પુરુષને કાકલી ગીત શોભતું નથી. ટૂંકમાં મૈત્રેય કહેવા માંગે છે કે પોતાને શ્રીમાન રેભિલનું ગીત ગમ્યું નથી.

શ્લો. ૪ : વસંતતિલકા છંદ છે. रक्तं—रागयुक्तम्। कर्णस्वादु—मधुरम्। स्फुट—સ્પષ્ટ (૧) अन्तर्हिता यदि भवेत् અને (૨) अन्तर्हितो यदि भवेत्—એમ બે પાઠ મળે છે (૧) ગાનારના અવાજની કોમળતા અને મધુરતા જોઈને ધારે કે રેભિલ

તરીકે છુપાયેલી કોઈ સ્ત્રી જ ગાઈ રહી છે. (૨) વૈણિકને પડદાથી ઢાંકી દઈએ તો તે સ્ત્રી હોય તેમ જ લાગે.

શ્લો ૫. અન્વય • तस्य मृदुगिर. त स्वरसंक्रम, तन्त्रीस्वन च श्लिष्टम् अपि वर्गाना मूर्च्छनान्तरगत तारं, विरामे मृदु, हेलासयमितं पुन च ललित सरागं गीतसमये विरते अपि शृण्वन् इव गच्छामि।

અહી શાર્દૂલવિક્રીડિત છંદ છે. स्वरसंक्रमम्–સ્વરોનો આરોહઅવરોહ–श्लिष्टम्–ગીત સાથે મળતો तन्त्रीस्वनं–વીણાનો અવાજ मूर्च्छना—क्रमात् स्वराणा सप्तानां आरोहश्चावरोहणम्। सा मूर्च्छेत्युच्यते ग्रामस्था एता सप्त सप्त च॥ इति वचनात् मूर्च्छना स्वराणामारोहावरोह इति तु मल्लिनाथ। (१) रागद्विरुच्चारितम् (२) रागात् द्विरुच्चारितम्–અર્થાત્ (૧) रागेषु द्विरुच्चारितम्–રાગમા બે વખત ઉચ્ચારેલું, અને, (૨) પ્રેમ (રાગ)ને કારણે બે વખત ઉચ્ચારાયેલું.

ચારુદત્તનો સગીતશોખ અને એનો અતિરેક દર્શાવવા કદાચ આ લબાણ કર્યું હશે અથવા કેટલાક માને છે તેમ શૂદ્રકે પોતાનુ જ સગીતજ્ઞાન પ્રદર્શિત કરવા આવુ લબાણ કર્યું હશે!

શ્લો ૬. ઉપજાતિ છંદ છે અધરાત પછી આવેલો ચારુદત્ત ચદ્ર અસ્ત થવાની વિગત આપે છે તે કદાચ ચોર–શર્વિલકના પ્રવેશને બતાવવા માટે જ હશે. આ શ્લોક નાટકનો સમયનિર્દેશ કરી જાય છે

डुण्डुभ—ઝેર વગરનો સાપ

यथा सर्पनागाना—

વિદૂષકની પોતાના દ્વારા જ હાસ્ય નિષ્પન્ન કરવાની કળા અહી જોઈ શકાય છે વર્ધમાનક મૈત્રેયને પગ ધોવડાવવાનુ કહે છે ત્યારે પોતાની વાસ્તવિકતાનો ખ્યાલ આપતા તે કહે છે કે હુ બ્રાહ્મણ હોવા છતા એવા આદરને યોગ્ય નથી, કારણ કે જેમ ઝેર વગરના સાપની લોકો દરકાર નથી કરતા તેમ મારી પણ લોકો દરકાર કરતા નથી. તેથી સાપોની વચ્ચે જેમ ડુડુભનુ તેમ બ્રાહ્મણોની વચ્ચે મારુ સ્થાન છે.

अद्याप्येतत्तिष्ठति०—નાટ્યાત્મક વક્રોક્તિ દ્વારા ભાવિ કથાનકનુ સૂચન છે

શ્લો ૭ ઉપજાતિ છંદ છે, चतु शाल–अभ्यन्तरचतु शालम्।

અહી પોતાની પત્ની ધૂતા માટેના ચારુદત્તનુ માન જણાય છે. વેશ્યાના ઘરેણા હોવાથી પોતાની પત્ની સાથે રાખવાની ના કહે છે વળી હજુ વસન્તસેનાના ગુણનો ધૂતાને પરિચય નથી, ત્યા સુધી એને પણ આ ન ગમે એ સહજ છે. 'ચારુદત્ત'મા પણ આવી જ વાત ચારુદત્ત સ્પષ્ટ કહે છે.

શ્લો. ૮ : વંશસ્થ છંદ છે. નિદ્રાને વૃદ્ધાવસ્થા સાથે સરખાવી છે. ललाटदेशादुपसर्पति—નિદ્રા પક્ષે–પહેલા વિચારો કરવામાં મગજ મંદ બને અને પછી આંખો ઘેરાય; જરા સાથે લેતાં–માથાના વાળ ધોળા થાય પછી બીજે પ્રસરે.

શ્લો. ૯ · વસંતતિલકા છંદ છે. ચોરી કરવા પ્રવેશતા શર્વિલકનું દૃશ્ય છે. परिणाह–આંધો. અમરકોષ : परिणाहो विशालता। निर्मुच्यमानः–निर्मोकेण त्यज्यमानः। જેણે કાંચળી કાઢી છે તેવા. (૧) जीर्णतनुः भुजङ्गः (૨) जीर्णतनु भुजङ्गः–એવા બે પાઠ મળે છે. (૧) जीर्णा तनुर्यस्य सः। (૨) બીજો પાઠ લઈએ તો जीर्णतनु એટલે જ 'જૂની કાંચળી' અર્થ થાય. તો પછી 'निर्मुच्यमान' નો 'કાઢી નાખતો' એટલો જ અર્થ લેવો ન પડે भूमिपरिसर्पण०–भूमेः परिसर्पणेन घृष्टे पार्श्वे यस्य सः। જમીન ઉપર પેટે ચાલવાથી જેનાં પડખાં ઘસાયાં છે તેવો.

શ્લો. ૧૦ : પુષ્પિતાગ્રા છંદ છે. અહીં રજનીની માતા સાથે સરખામણી કરી છે. દરેક વિશેષણમાં શ્લેષ છે. नृपतिपुरुष०–ના બે અર્થ : રજનીપક્ષે–ચોર, માતાપક્ષે–બાળક; परगृहदूषण०–રજનીપક્ષે– पर–બીજાનું. गृह–ઘર दूषण–ભેદવામાં, માતાપક્ષે: पर=મોટું, गृह=કુટુંબ, दूषण=લાંછન રજની આવા ચોરને રક્ષે, માતા એવા બાળકને રક્ષે (૧) घनतिमिरनिरुद्धसर्वभावा (૨) घनपटलस्थगितनिरुद्धतारा। આ બંને પાઠ રજનીને અને માતાને લાગુ પડે છે. (૧) घनतिमिर०–ગાઢ અંધકારથી જેમાં બધા પદાર્થ ઢંકાયા છે તેવી (રજની). ગાઢ પ્રેમના અંધકારથી જેના બધા ભાવ ઢંકાયા છે તેવી (માતા) (૨) घनपटल०–ખૂબ ગાઢ અંધકારથી જેમાં તારા ઢંકાયા છે તેવી (રજની).

શ્લો. ૧૧ : અન્વય-यत् कर्म च स्वप्ने वर्धते तत् इद नीचम् (इति) पुरुषाः कामं वदन्तु, विश्वस्तेषु च वंचना परिभवः चौर्यं, तत् हि शौर्यं न, (तथापि) स्वाधीनवचनीयता अपि हि वरम्, बद्धः सेवाञ्जलिः न (वरम्)। एषः हि मार्गः नरेन्द्रसौप्तिकवधे पूर्वं द्रौणिना कृतः।

અહીં શાર્દૂલવિક્રીડિત છંદ છે. ચોરી એ ભલે, નિંદનીય ધંધો હોય છતાં સ્વતંત્ર તો છે. વળી, શર્વિલક કહે છે કે આ તો પરાપૂર્વથી ચાલતો ધંધો છે. એક પૌરાણિક સંદર્ભનો ઉલ્લેખ કરતાં તે કહે છે કે મહાભારતના યુદ્ધમાં અશ્વત્થામાએ આ જ ધંધો કર્યો છે. યુદ્ધમાં કૌરવો હેઠા પડ્યા હતા ત્યારે એક રાત્રિએ અશ્વત્થામાએ જોયું તો ઘુવડ શાંતિપૂર્વક પોતાના શત્રુઓને મારતો હતો. આ ઉપરથી અશ્વત્થામાને પ્રેરણા મળી અને પાંડવોની છાવણીમાં જઈ પાંડુપુત્રોને હણ્યા. જો અશ્વત્થામા જેવો મહાન યોદ્ધો, બ્રાહ્મણ હોવા છતાં આવો માર્ગ અપનાવે તો પોતે ગરીબ બ્રાહ્મણ પ્રેમને ખાતર ચોરી કરે એમાં શું શરમ ?

શ્લો ૧૨ અન્વય— क नु देशः जलावसेकशिथिलः यस्मिन् शब्द न भवेत्, भित्तीना च सन्धि (यस्मिन्) कराल दशना तरगत न भवेत् । क्व हर्म्यं क्षार-क्षीणतया लोष्टकदृढं जीर्णं भवेत् ? कस्मिन् च स्त्रीजनदर्शन न भवेत्, मे अर्थसिद्धि च स्यात् ?

અહી શાર્દૂલવિક્રીડિત છદ છે दर्शना तरगत –(१) दर्शनस्य अन्तर गत બીજાને ન દેખાય તેવુ. (૨) दर्शन शास्त्र–ચોરીનુ શાસ્ત્ર, दर्शनान्तरगत –ચોરીના શાસ્ત્રમા કહ્યા પ્રમાણે लोष्टककृशम्–ખવાઈ ગયેલ ઈંટોવાળુ. कराल –મોટુ. न स्त्रीजनदर्शनम्–સ્ત્રીનુ દર્શન ન થાય તેવુ કારણ કે સ્ત્રીઓ બૂમાબૂમ કરી મૂકે. વળી સ્ત્રીઓ અવધ્ય ! એટલે પકડાઈ જવાની ભીતિ રહે

मूषिकोत्कर – मूषिकाणा उत्कर । ઉંદરનુ દર स्कन्दपुत्र—ચોર સ્કન્દ શિવનો પુત્ર અને ચોરનો ગુરુ છે स्कन्दकृतशास्त्रोपजीविनाम्–કહેવાય છે કે યોગાચાર્યે ચૌર્ય-શાસ્ત્ર લખ્યુ તથા કાર્તિકેયે યોગાચાર્યને શીખવ્યુ. कनकशक्ति–કાર્તિકેય, સોનાની શક્તિવાળા કેટલાક માને છે તેમ ચૌર્યશાસ્ત્રના તે આચાર્ય છે.

શ્લો. ૧૩ पद्मव्याकोशम्–પૂર્ણ ખીલેલ કમળ અહી ખાતરના સાત પ્રકાર ગણાવ્યા છે. ચોરીમા કળાનુ દર્શન છે.

શ્લો ૧૪ અહી વસતતિલકા છદ છે कल्पनाम्–(રચનાની) જગ્યા. શર્વિલકે અગાઉ અનેક સ્થળે જઈને ખાતર પાડયા ત્યારે બીજે દિવસે લોકોએ તેની ખાતર પાડવાની કળાની પ્રશસા કરી હતી સાથે સાથે ચોરી કરવાના દોષને પણ તેઓ જોતા હતા.

यज्ञोपवीत हि नाम ब्राह्मणस्य महदुपकरणद्रव्यम् । विशेषतोऽस्मद्विधस्य ।

બ્રાહ્મણોની યજ્ઞોપવીત–જનોઈ ઉપર કેવો કટાક્ષ ! જનોઈ જે બ્રાહ્મણોનુ સસ્કાર-ચિહ્ન છે, તેને ચોર લોકો કઈ દૃષ્ટિથી જુએ છે ને કેવા ઉપયોગમા લે છે ! શર્વિલકને માટે તે આપની દોરીના ઉપયોગમા આવે છે આ વનુ કટાક્ષ અને હાસ્યથી યુક્ત છે.

શ્લો ૧૬ જનોઈનો ઉપયોગ શર્વિલક જેવા બ્રાહ્મણો કઈ રીતે કરે છે એ જણાવી શૂદ્રકે અહી બ્રાહ્મણો ઉપર કટાક્ષ ન કર્યો હોય તો નવાઈ ! અલબત્ત ચારુદત્તને મન યજ્ઞોપવીત બ્રાહ્મણોનુ મોટુ ઘરેણુ છે. *अमौक्तिकमसौवर्णं ब्राह्मणाना विभूषणम्* ।

શ્લો ૧૭ . વશસ્થ છદ છે पर्यं ततम समावृता–ચારે બાજુ અધકારથી ઘેરાયેલી હોવાથી. प्रतिपुरुषम्–બનાવટી માણસ, મનુષ્યાકારનું પૂતળુ ચોર લોકો

ઘરના માણસો જાગે છે કે નહિ તેની ખાતરી કરી જોવા પહેલાં આવી મનુષ્ય આકૃતિ દાખલ કરે છે.

શ્લો. ૧૯ : અહીં શાર્દૂલવિક્રીડિત છંદ છે. સુવિશદઃ–સ્પષ્ટ, ચોખ્ખો. લક્ષ્યસુપ્ત'–ઊંઘવાનો ડોળ કરતા, ખોટા સૂતેલા. અહીં નિદ્રાધીન માણસનું આબેહૂબ સુંદર વર્ણન છે. પુસ્તકાઃ=ઢીંગલીઓ, કારણ ચારુદત્ત સંગીત–શોખીન છે. અથવા 'છાપવાની હસ્તલિખિત પ્રત' અર્થ પણ થાય.

अथवा न युक्तं तुल्यावस्थं कुलपुत्रजनं पीडयितुम् ।–

ચોરી કરવા અનેક પ્રયત્નો ને મહેનત પછી પોતે ઘરમાં પ્રવેશ્યો છે. હવે લક્ષ્મી સામે આવે છે ત્યારે શર્વિલક ઘડીક વિચાર કરે છે કે પોતાના જેવી જ સ્થિતિવાળા કોઈક કુળવાનને દુઃખી કરવો યોગ્ય નથી. અહીં શર્વિલકની સજ્જનતા અને તેનું માનસિક ઘર્ષણ જણાય છે. કોઈ કુલીન વ્યક્તિને દુઃખી કરવાની તેની લેશમાત્ર ઇચ્છા નથી. માત્ર ચોરી કરવાની ફરજ ઊભી થઈ હોવાથી જ તે આ કામ કરે છે.

अनतिक्रमणीया भगवती गोकाम्या ब्राह्मणकाम्या च ।

ચોરી નહિ કરવાના નિશ્ચયથી શર્વિલક પાછો ફરતો હોય છે. પરંતુ વિદૂષકે સ્વપ્નમાં આપેલા ગાય અને બ્રાહ્મણના સોગંદથી પાછો ઘરેણાંનો ડબ્બો લેવા લલચાય છે. કારણ કે હિંદુ સંસ્કૃતિ પ્રમાણે તો ગાયની અને બ્રાહ્મણની ઇચ્છા કદી નિષ્ફળ ન કરવી જોઈએ. એ ઇચ્છા પૂર્ણ નહિ કરનારો પાપમાં પડે છે. એટલે શર્વિલકને તો ગો-બ્રાહ્મણ ઇચ્છાના સોગંદને કારણે ઘરેણાં લેવાં જ પડે છે.

अयवा मयाप्ययमद्–ब्राह्मण कुले न कृतमन्धकारम् ।

બહપીક કીડાએ દીવો હોલવી નાખ્યો છે. પરિણામે અંધકાર થઈ ગયો. હવે અંધારામાં ઘરેણાં લેવાનું કપરું હતું. આથી તે તત્કાળ બોલી ઊઠે છે–અરેરે ! અંધારું થઈ ગયું ! પરંતુ બીજી જ ક્ષણે એનું સંવેદનશીલ હૃદય વ્યથા અનુભવે છે. પોતાના આ દુષ્કૃત્ય બદલ દુઃખ અભિવ્યક્ત કરતાં કહે છે કે પોતે પણ ઊજળા કુળમાં આવું કુકર્મ કરીને અંધારું જ કર્યું છે ! પોતે કોણ ? ચતુર્વેદી બ્રાહ્મણનો પુત્ર, આર્યકનો મિત્ર, ને મદનિકાનો પ્રિયજન ! અને છતાં આ ચોરીનો ધંધો ! અને તે પણ એક ગણિકા માટે !

આમ, અહીં શર્વિલકનો માનસિક સંઘર્ષ જોવા મળે છે તો એના હૃદયની સચ્ચાઈ પણ વ્યક્ત થાય છે.

અહીં બે પાઠ છે—(૧) मयापि धिक्कृतम-धकारम् । (૨) अथवा मयापि न धिक्कृतम् अ धकारम् । (૧) મે પણ મારા કુળમાં અધારુ જ કર્યુ છે। (૨) અથવા ધિક્કાર છે। મે પણ મારા બ્રાહ્મણકુળમાં અધકાર કયાં નથી કર્યો? અર્થાત્ ભદપીઠે અધકાર કર્યો પણ પોતે તો કુકર્મના કલકરૂપી અધકાર પોતાના બ્રાહ્મણકુળમાં કર્યો છે અહીં પ્રશ્નાર્થ લેવાથી જ શર્વિલકનુ મનોદર્શન સુદર રીતે વ્યક્ત થાય છે

अथवा आत्मा पातित ।–

શર્વિલકની મનોદશાની અહીં અભિવ્યક્તિ છે કેવળ મદનિકાના સ્નેહને અર્થે કુળને કલકિત કર્યુ ! અથવા તે કહે છે–પોતાના આત્માને જ પાડ્યો છે આત્મા જ કલકિત કર્યો ! શર્વિલક સ્વભાવથી ચોર નથી પોતે ઉચ્ચ કુળનો છે અને મજબૂરીથી આ હીણુ કર્મ કરે છે, પણ એનો આત્મા ડખે છે।

શ્લો ૧૯ અનુષ્ટુભ છદ છે અહીં દુષ્કર્મ કરવા બદલ પ્રાયશ્ચિત્ત કરતા શર્વિલકના મનોભાવો છે દરિદ્રતા જ આના મૂળમાં છે, એમ તે દારિદ્યને ધિક્કારે છે

શ્લો ૨૦–૨૧ એક શર્વિલકનો અનેક રીતે ઉલ્લેખ છે અનેક ગુણો તેનામાં છે कुक्कुर –ઝેર વગરનો સર્પ, भ्रमर पतगपति –ગરુડ

શ્લો ૨૨ પુષ્પિતાગ્રા છદ છે ચારુદત્તનુ ઔદાર્ય તો નિ:સીમ છે। તે એક ચોરના નિદ્ય કર્મને પણ વખાણે! તેણે પાડેલુ બાકોરુ જાણે કોઈ અયોગ્ય વ્યક્તિના સ્પર્શથી ભરાયેલ મોટા ઘરનુ હૃદય ન ફાટી પડયુ હોય! ચારુદત્તની કલાપ્રિયતા પણ એમાં વ્યક્ત થાય છે! (૧) उपरितल० (૨) उपरेतन०—બે પાઠ છે (૧) ઉપરના ભાગમાંથી ઈંટો ખેચી કાઢેલુ ઉપરના અને નીચેના ભાગ માથી ઈંટો ખેચી કાઢેલ (૨) ઉપરથી સાકડુ

શ્લો ૨૩ શાર્દૂલવિક્રીડિત છદ છે वैदेश्येन—विदेशे भव । तेन। વિદેશીએ નવા આગતુકે व्यापारम्–કામ શીખતા

ચારુદત્તની ઉદારતા તો જુઓ! ચોરની દયા લાવે છે કે આશાઓ સાથે આવેલ એ ચોરની મહેનત વ્યર્થ ગઈ હશે, એ થાકીને ગયો હશે એથી તે ચોરની ચિંતા કરે છે!

શ્લો ૨૪ અનુષ્ટુભ છદ છે દરિદ્રતા દોષ લાવનારી બનશે તેની ચિંતા છે तुलायष्यति–ધિક્કારશે, સશય લાવશે બીજો પાઠ तुलयिष्यति = ३ જેવો હલકો ગણશે न्यासापहरणवादात् तूलमिव लघूकरिष्यति । तूल–રૂ.
शङ्कनीया हि लोकेऽस्मिन्निष्प्रतापा दरिद्रता ।

'ઠલકું' સોઢી હવાલદારનું"—એ ન્યાયે દરિદ્ર ઉપર આળ ચઢાવવા સૌ કોઈ તૈયાર હોય છે. ગરીબની ઉપર શક આવે એ સહજ વાતનો અહીં ઉલ્લેખ છે. નવમા અંકનાં ચારુદત્તની દરિદ્રતા જ એની ઉપરના આળનું કારણ બને છે તેનું અહીં સૂચન થાય છે.

શ્લો. ૨૬ : ચારુદત્તનું શીલ અહીં પ્રગટ થાય છે. ભિક્ષા માગીને પણ ન્યાસનું વળતર કરી આપશે. પણ પોતે અસત્ય બોલવા તૈયાર નથી.

वरमिदानीं [redacted] शरीरेण परिरक्षितः न पुनश्चारित्रेण।

ચારુદત્તની પત્ની ધૂતા એક આદર્શ નારી છે. ચારુદત્ત કુશળ છે, પણ વસંતસેનાની થાપણ ચોરાયાની વાત જાણી તે મૂર્છા પામે છે અને કહે છે કે ચારુદત્તનું ચારિત્ર્ય કલંકિત થાય તે કરતાં તો મૃત્યુ ઉચિત છે. કીર્તિવાન માનવીને અપકીર્તિ એ મૃત્યુથી પણ વધુ આઘાતજનક હોય છે. ગીતા પણ કહે છે—संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते।

શ્લો. ૨૭ : અનુષ્ટુપ છંદ છે.

अर्थतः पुरुषो नारी या नारी सार्थतः पुमान्।

અહીં અર્થાન્તરન્યાસ અલંકાર દ્વારા શૂદ્રકે સ્ત્રી અને પુરુષનું કાર્યક્ષેત્ર જણાવી એ દ્વારા ચારુદત્તની નિઃસહાયતા ને દરિદ્રતાનું કરુણ ચિત્ર ઉપસાવ્યું છે. સામાન્ય રીતે પુરુષ પાલક છે અને સ્ત્રી પાલ્ય ગણાય. પરંતુ જો સ્ત્રી પાલક બને તો પુરુષ–સમોવડી કહેવાય. અર્થાત્ કે પૈસાને કારણે જ પુરુષ નારી અને નારી નર કહેવાય છે. ધૂતાએ મૈત્રેય દ્વારા આપેલી રત્નમાળા સ્વીકારતાં ચારુદત્ત આજે અહીં દરિદ્રતાનો અફસોસ વ્યક્ત કરી રહ્યો છે.

શ્લો. ૨૮ : હવે ચારુદત્ત બીજી રીતે વિચારે છે કે પોતે દરિદ્ર નથી, કિન્તુ પોતાની પત્ની ઉદાર છે, સુખદુઃખનો સાથીદાર મિત્ર છે. ને દરિદ્રજનોમાં ન હોય તેવું સત્ય પણ હજી રહ્યું છે।

શ્લો. ૩૦ : परिवादबहुलदोषान्न यस्य रक्षां परिहरामि।

ચોરે પાડેલું ખાતર જલ્દીથી પૂરી દેવા ચારુદત્ત વર્ધમાનકને જણાવે છે. કારણ કે લોકાપવાદને તે ટાળવા માગે છે. અહીં ત્રણ પાઠ છે— (૧) परिवादबहुलदोषात् न यस्य–લોકનિન્દાના મોટા દોષને લીધે. (૨) परिवादबहुलदोषान्नयस्य। (૩) परिवादबहुलदोषात् नृपस्य।

અર્થાત્ જો આ ખાતર ન પૂરું તો ચોરીની ફરિયાદ માટે રાજા પાસે જવું પડે. તેમ કરતાં વળી, વધુ નિંદા થાય. તેથી ન્યાયની કે રાજાની રક્ષા પણ ટાળું છું. ડૉ. રાઈડર બીજો પાઠ માન્ય રાખે છે. रक्षाम्-(૧) રક્ષણ કરવું-(૨) છુપાવવું તે.

दरिद्रः किमकृपणं मन्त्रयति ।

મિત્ર મૈત્રેયના સ્વભાવને ચારુદત્ત જાણે છે. તેથી તે કહે છે કે વસંતસેનાને આ રત્નમાળા આપતાં તારે ઉદારતાથી બોલવું, દીનતાથી બોલવું નહિ. ત્યારે વિદૂષક કહે છે કે દરિદ્રજન દીનતારહિત બોલે ખરો ? એ રીતે આ વાક્ય સમજી શકાય. (૧) દરિદ્રજન શું ઉદાર વસ્તુ બોલે ? (૨) દરિદ્રજન ઉદારતાથી બોલી શકે ખરો ? અર્થાત્ દરિદ્રતા અને દીનતા તો સાથે જ હોય.



## અંક ૪

चेटि किं वेशवासदाक्षिण्येन मदनिके एवं भणसि ।

પ્રિયજનના વિરહને અસહ્ય બનવાથી એ સ્નેહને વ્યક્ત કરવા ચિત્રમાં પ્રિયજનને વસંતસેના ઉતારે છે. પણ પોતે ચીતરેલું ચારુદત્તનું એ ચિત્ર બરાબર છે કે નહિ એની ખાતરી માટે મદનિકાને પૂછે છે, મદનિકા તેને બરાબર કહે છે ત્યારે પણ વસંતસેના કહે છે કે કેવળ વેસ્યાવાસને લીધે ઉપજેલો મદનિકાનો આ વિનય છે. વેશ્યાઓને અનેક પુરુષોના સંસર્ગમાં આવવું પડે. તેથી વેશ્યાજનો ખોટો વિનય દર્શાવવામા નિપુણ હોય છે.

सखीजनचित्तानुवर्त्यबलाजनो भवति ।

શૂદ્રકની સંવાદકલાનો આ સુંદર નમુનો છે. ચારુદત્તના ચિત્રની બાબતમાં વસંતસેના મદનિકાને પૂછી રહી છે કે ચિત્ર મૂળ ચારુદત્ત જેવું સુંદર બન્યું છે કે નહિ. જો ચિત્ર સરખું નહિ હોય તો સખીઓ હસશે કે આવા કદરૂપા સાથે પ્રેમ કર્યો. પરંતુ મદનિકા પ્રશ્નને ઊંડાણથી જુએ છે ને કહે છે કે સ્ત્રીઓ તો સખીજનની ચિત્તવૃત્તિને અનુસરનારી હોય છે. ટૂંકમાં, ચિત્ર સુંદર હોય કે નહિ, પણ સખીઓ તો સારું જ કહેવાની અને એ રીતે સખીની ચિત્તવૃત્તિને અનુસરવાની, કારણ તમારું હૃદય જ્યાં ઠર્યું, ત્યાં ભલે કુરૂપતા હોય, તો પણ સખીઓ તેને વધાવી લેશે !

यदि मा जीवन्तीमिच्छसि तदेव न पुनरहं मात्राज्ञापयितव्या ।

વસંતસેના જાતિથી ભલે ગણિકા હોય, બાકી ગુણે ગણિકા અલમત્ત, નથી જ. શકાર અને પૈસાની વાત લાવનાર ચેટીના સંદેશા તરફ વસંતસેના કોપાયમાન થઈ ગઈ છે. પોતાની માતાને ફરીથી આવું ન કહેવાની સૂચના કરે છે. વસંતસેના ધનની લોભી નથી કે ધનને સ્નેહ કરનારી ગણિકા નથી એ અહીં સ્પષ્ટ થાય છે. શૂદ્રકની અનોખી પાત્રાલેખન-કલાના અહીં દર્શન થાય છે

શ્લો. ૧ : ઉપજાતિ છંદ છે वचनीयदोष–નિંદાનો દોષ रक्षान्–ચોકિયાતો; બીજો પાઠ रक्ष्यवान्=(રાજાથી) રક્ષાયેલા. ચોરી કરીને રાજાના ચોકીદારોથી રક્ષણ કરવામા જ હોશિયારી છે અહીં શર્વિલક કહેવા માગે છે કે પોતે જે કામ રાત્રે કરતો હતો તે સૂર્યોદય થવાથી મંદ પડી ગયું છે.

શ્લો. ૨ : કાવ્યની દૃષ્ટિએ આ ઉત્તમ શ્લોક છે વળી, માનવસ્વભાવનું સુંદર દર્શન જણાય છે. પોતે ચોર હોવાથી સ્વાભાવિકતયા ઉતાવળથી ચાલનારો છે તેથી કોઈ તેની નજીક આવે તો પણ શર્વિલકને શંકા થાય તેમ છે. માણસ પોતાના દોષોથી જ શંકાશીલ બને છે. દોષિત અંતરાત્મા બધે જ દોષદર્શન કરે છે. ભાસના 'ચારુદત્ત'મા આવો શ્લોક અન્ય સ્થળે મળે છે જે જ્યારે શર્વિલક વસંતસેનાને ઘરેણા આપવા જાય છે ત્યારે બોલે છે જુઓ ચારુ૦ ૪–૧.

શ્લો. ૩ : હરિણી છંદ છે. ચોર શર્વિલકને રાત્રે પડેલી મુશ્કેલીઓનું કવિ અહીં સુંદર રીતે વર્ણન કરે છે. परिजनकथासक्तः–પરિજનો સાથે વાત કરવામાં મશગુલ. नारीनाथं–नारी नाथः यस्य तम् । સ્ત્રીથી અધિષ્ઠિત ઘર नरपतिबले–સૈનિક व्यवसितशतैः—સો સો પ્રયત્નો વડે.

શ્લો. ૪ : પુષ્પિતાગ્રા છંદ છે. મદનિકા રૂપ, ગુણ વ.મા મદનને પણ દાઝે એવી છે। કારણ કામદેવે શર્વિલકનું હૃદય તપાવ્યું. તો મદનિકાએ જાણે કે તેને શીતળ કરી દીધું ।

मा कस्यापि प्रीतिच्छेदो भवतु ।

શૂદ્રકનું માનસશાસ્ત્રીય નિરૂપણ અહીં જોઈ શકાય છે. શર્વિલક સાથે વાર્તાલાપ કરતી મદનિકાને વસંતસેના જુએ છે. પરંતુ તે તેમ કરવા દે છે. તે કહે છે, "ભલે પ્રેમ કરતા, કોઈનો પણ પ્રીતિવિચ્છેદ ન થાય," અર્થાત્ પોતાની પરિસ્થિતિનું પ્રતિબિંબ તે દાસીના વ્યક્ત કરે છે. ચારુદત્ત સાથેનો એનો પ્રણય, આમ દાસી પ્રત્યેની તેની સહાનુભૂતિમા જણાતો હોય તેવું લાગે છે. બંને

સ્નેહીજનોને વાત કરવાની તે પોતે જ તક આપે છે, પોતે છૂપી રહે છે. એટલું જ નહીં મદનિકાને એ દરમ્યાન તે બોલાવતી પણ નથી.

अपण्डिते साहसे श्रीः प्रतिवसति ।

દરિદ્રતાથી હારેલા પરંતુ મદનિકાના સ્નેહથી પ્રેરાયેલા એવા શર્વિલકે ચોરી કરી છે. એ તેને મન એક મોટું સાહસ છે. વસંતસેના મદનિકાને છોડશે એવી આશા બંધાતાં હવે શર્વિલક જરા ઉત્સાહપૂર્વક છૂટથી બોલે છે. એક સ્ત્રી માટે શરીર અને ચારિત્ર્ય ખરાબ કરતાં શર્વિલકને મદનિકા ઠપકો આપે છે. ત્યારે શર્વિલક કહે છે "મૂર્ખી ! સાહસમાં જ શ્રી વસે છે." અર્થાત્ પ્રયત્નોથી જ લક્ષ્મી મળે. અન્યત્ર પણ આવા અર્થવાળાં વાક્યો મળે છે. જેમ કે—साहसे खलु श्रीर्वसति ।–પંચતંત્ર. વળી, उद्योगः प्रस्तुनः कस्माच्छ्रीर्न सतोपमिच्छति ।

શ્લો. ૬ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. ચોરીના કાર્યમાં પણ શર્વિલક જેવા ચોરોએ કેટલાક નિયમ રાખ્યા હોય છે। તેને તે અહીં ગણાવે છે. (૧) સ્ત્રીને ન લૂંટવી (૨) બ્રાહ્મણ-ધન ન લૂંટવું (૩) યજ્ઞ-ધન અને (૪) ધાત્રીના ખોળામાં રહેલું બાળક. विप्रस्वम्–બ્રાહ્મણની પોતાની મિલ્કત.

अप्रकाशोऽलंकारः । अयं च जन इति द्वयमपि न युज्यते ।

મદનિકાને છોડાવવા શર્વિલક ચોરી કરીને મેળવેલાં ઘરેણાં વસંતસેનાને આપે છે, પરંતુ તેને જાહેરમાં નહિ પહેરવા જણાવે છે. આ સાંભળી મદનિકા વિચારમાં પડી વ્યંગ્ય કરે છે કે ઘરેણાં જાહેરમા નહિ? અને તે આ વ્યક્તિ? ગણિકા જેવી સ્ત્રી જે કંઈ પહેરે તે જાહેરમાં જ હોય। એ ચાર દિવાલો વચ્ચે રહેનારી સ્ત્રી નથી, કે લોકો એના અલંકારોને જુએ નહિ ! તેથી આવી અસંબંદ્ધ વાતથી તે નવાઈ પામે છે. અહીં વેશ્યાવાસનું કારૂણ્ય પણ સૂચવાય છે.

શ્લો. ૯ : વસંતતિલકા છંદ છે. सद्वृत्तिपूर्वपुरुषे–જેના પૂર્વજો સારા ચારિત્ર્યવાળા છે તે व्यपदिशसि–તું બહારથી બતાવે છે.

ચારુદત્તના ઘરમાં ચોરી કરી છે, પરંતુ કોઈને ઇજા નથી કરી કે માર્યું નથી એમ સાંભળી મદનિકા આનંદિત બની प्रियं એમ બોલી ઊઠે છે. ત્યારે શર્વિલક ક્રોધે ભરાઈ મદનિકાને ગમે તેમ બોલે છે અને કહે છે કે હું પોતે ઉચ્ચકુળમાં જન્મ્યો હોવા છતાં તારા સ્નેહને કારણે આ કુકર્મ કરું છું. છતાં હું મૂર્ખ બનું તેમ નથી. મદનિકા મિત્ર તરીકે પોતાને ઓળખાવે અને આસક્તિ અન્ય તરફ રાખે એ શર્વિલકને અપમાનજનક લાગે છે.

શ્લો. ૧૦ અનુષ્ટુપ છંદ છે सर्वस्वफलिन –સર્વસ્વરૂપી ફળવાળા कुल पुत्रमहाद्रुमा.–કુળપુત્ર રૂપી મહાવૃક્ષો

વેશ્યાઓની દૃષ્ટિ ધન ઉપર જ હોય છે। જેમ પંખીઓ મોટા વૃક્ષોના ફળ ખાઈને સંતોષ મેળવે તેમ આ વેશ્યારૂપી પંખીઓ કુળજનોરૂપી વૃક્ષોની સમૃદ્ધિરૂપી ફળ ખાઈને જીવે છે. આમ સમગ્ર વેશ્યાજાતિ ઉપરનો શર્વિલકનો રોષ કટાક્ષરૂપે પ્રગટ થયો છે

શ્લો. ૧૧ કામાગ્નિમા ધન અને યૌવન હોમાઈ જવાની અહી વાત છે

શ્લો. ૧૨ સમગ્ર સ્ત્રી–જાતિ તરફનો રોષ શર્વિલક અહી વ્યક્ત કરે છે લક્ષ્મીની જેમ સ્ત્રીઓ પણ ચચળ હોય છે।

શ્લો. ૧૪ સમગ્ર વેસ્યા–જાતિ ઉપર કટાક્ષ કરે છે. વેશ્યા તો સ્મશાનના પુષ્પની જેમ ત્યાજ્ય જ છે सुमनस्–ફૂલ

શ્લો. ૧૫ ઉશ્કેરાયેલો શર્વિલક ફરીથી સ્ત્રીઓના ઝાટકણી કાઢવાનુ બાકી રાખતો નથી તે કહે છે કે ક્ષણિક સ્નેહવાળી સ્ત્રીઓ ધનહીન પુરુષને 'અલક્તક'ની જેમ ચૂસીને ત્યજી દે છે।

वीचि–તરગ, મોજુ निष्पीडितालक्तकवत्–પીસેલા 'અલક્તક'ની માફક 'અલક્તક–અળતો, જેનાથી સ્ત્રીઓ હાથ–પગ રગે છે

શ્લો. ૧૬ સ્ત્રીઓની ચચળતા ઉપર કટાક્ષ છે मदप्रसेकम्–मदस्य गर्वस्य वा प्रसेको सिञ्चनम्। હર્ષનો, ગર્વનો કે મદનો અતિરેક વાચો,

ञ्जल्पन्ति सार्धमन्येन पश्यन्त्यन्य सविभ्रमम्।

हृदये चिन्तयन्त्यन्य प्रिय को नाम योषिताम्॥

શ્લો. ૧૭ स्वभावो दुरतिक्रम –પ્રકૃતિગત સ્વભાવને ટાળવો મુશ્કેલ છે અહી કહે છે કે વેશ્યાઓ સ્ત્રી પ્રેમ કરી શકે જ નહી, કારણ કે એ એનો સ્વભાવ નથી

શ્લો. ૧૯ સ્ત્રીઓ સ્વભાવથી જ નિપુણ હોય છે. પુરુષોની પડિતતા શાસ્ત્રોમાથી ભણી ભણીને આવે છે મહાકવિ કાલિદાસે પણ સ્ત્રીઓની આવી નિસર્ગપટુતાનો ઉલ્લેખ કર્યો છે જ. વાચો, स्त्रीणामशिक्षितपटुत्वममानुषीषु सदृश्यते किमुत या प्रतिबोधवत्य ।–શાકુન્તલ

न चन्द्रादातपो भवति।

ચારુદત્તના સ્વભાવનો બહુ સ્વાભાવિક રીતે મદનિકા અહી નિર્દેશ કરે છે. શર્વિલકને એ ચારુદત્તના ઘરેણા પાછા વાળવાની સલાહ આપે છે. પરતુ એવી

હિંમત શર્વિલકની ક્યાંથી હોય? કદાચ ચારુદત્ત સીધો રાજદરબારમાં જ પહોંચાડી દે તો! પરંતુ મદનિકા કહે છે કે એમ થવું અસંભવિત છે. જેમ ચંદ્રમાથી કદી તાપ આવી શકે નહિ, તેમ ચારુદત્ત એ કદી કોઈનેય હેરાનગતિ પહોંચાડે નહીં. અર્થાત્ ચારુદત્ત એવો ઉદાર અને મહાન છે. વિક્રમોઽમાં કવિ કાલિદાસ પણ એ જ કહે છે—अथवा चन्द्रादमृतमिति किमत्राश्चर्यम् ? ચંદ્રમાંથી અમૃત ઝરે એમાં શું નવાઈ ?

શ્લો. ૨૦ : સીધે સીધી ચોરીની કબૂલાતની વાત શર્વિલકને ગળે ઊતરતી નથી. અલબત્ત તે કરવામાં તેને ભય કે સંકોચ કે શરમ નથી. પરંતુ આ તો ચૌર્યશાસ્ત્રની નીતિની વિરુદ્ધ વાત થઈ. વળી કદાચ રાજા પાસે નિવેદન કરે, તો પણ રાજા અમારા જેવા શઠોને શું કરી શકશે ? અહીં वेदम् અને नेदम् એમ બે પાઠ છે. પહેલા પાઠ પ્રમાણે પ્રશ્ન છે, બીજામાં સીધી વાત છે.

अन्यथातिसाहसम्—મદનિકા કહે છે તેમ ઘરેણાં વસંતસેનાને સોંપી દો. નહિ તો મોટું સાહસ છે. કારણ એ વગર વસંતસેના અને ચારુદત્ત વચ્ચે ગેરસમજૂતી ઊભી થાય અથવા ચારુદત્તને એ ન્યાસ ચૂકવવો પડે. અને એમ થતાં ય કદાચ ઘરેણાં પકડાય તો કંઈક ઉપાધિ ઊભી થાય, ને વળી સજા થાય ! આ બધું છતાં મદનિકા કહે છે કે મારી મુક્તિ તો સંભવિત નથી। માટે વસંતસેનાને આ ચોરીનો માલ સોંપી દો એ જ ઉત્તમ માર્ગ છે.

आर्ये आत्मसम्बन्धिनमपि न जानामि । ઘરેણાં લાવનાર ચારુદત્તનો માણસ છે. એમ મદનિકા કહે છે. પરંતુ વસંતસેના પૂછે છે કે તમે એ કેવી રીતે જાણ્યું ? મદનિકા જરા ગૂંચવાય છે. પરંતુ ચાલાકીપૂર્વક પ્રત્યુત્તર આપે છે કે 'કેમ વળી ? પોતાના સંબંધીને ન ઓળખું ?' અર્થાત્ ચારુદત્તનો માણસ એ આર્યાનો માણસ, ને આર્યાના સંબંધી એ પોતાના સંબંધી થયા. તો એને હું કેમ ન ઓળખું ?

अये विज्ञातोऽहमनया ।-શું હું ઓળખાઈ ગયો ?

ઘરેણાં લાવનારને મદનિકા સોંપવી એવી વાત વસંતસેનાને ચારુદત્તે કહી છે, એમ વસંતસેના જ્યારે કહે છે ત્યારે શર્વિલક પોતે ઓળખાઈ ગયાનું આશ્ચર્ય અનુભવે છે. અલબત્ત, ચોર તરીકે નહિ, મદનિકાના પ્રેમી તરીકે.

ભાસના ચારુદત્તમાં તો વસંતસેના સ્પષ્ટપણે ઘરેણાં પાછાં આપવાની વાત કહી દે છે. अहं जानामि तस्य गेहे साहसं कृत्वानीतोऽयमलङ्कारः । तस्य गुणानुकम्पितामार्यः ।

શ્લો. ૨૨ અનુષ્ટુભ છંદમાં છે. ગુણવાન અને ધનવાન એ બંનેમાં ગુણવાન ચઢિયાતો છે. મનુષ્યે ગુણ માટે જ પ્રયત્નશીલ બનવું જોઈએ, એમ ચારુદત્તના ગુણોને જોઈને શર્વિલકને લાગે છે.

ईश्वरैः–ધનિક, "इभ्य आढयो धनी स्वामी ईश्वरः पतिरीशिता ।–અમરકોષ.

શ્લો. ૨૩ ઉપેન્દ્રવજ્રા છંદ છે. ઉડુપ–નક્ષત્રોનો સ્વામી, ચંદ્ર. ગુણવાનને માટે જગતમાં કંઈ જ અપ્રાપ્ય કે અસાધ્ય નથી. એ માટે ઉદા. આપ્યું છે કે બીજનો ચંદ્ર ગુણોને કારણે જ શિવમસ્તક ઉપર સ્થાન પામ્યો છે. प्रवहणिक–ગાડીવાળો.

साम्प्रतं त्वमेव वन्दनीया संवृत्ता ।–કેટલું ભાવભર્યું દૃશ્ય ! મદનિકાને વસંતસેના વિદાય આપી રહી છે. તે કહે છે કે તું તો હવે વંદનીય બની, વધૂપદને પામી ! અર્થાત્ પોતે હજી વેશ્યા છે તેનું દુઃખ થાય છે. શૂદ્રકે અહીં માનસશાસ્ત્રીય નિરૂપણ કર્યું છે. વસંતસેનાનું મનોદર્શન બહુ સુંદર ને સહજ રીતે ઉપસી આવે છે. હૃદયના ઊંડાણમાં પોતે પણ ચારુદત્તનું વધૂપદ પ્રાપ્ત કરી વંદનીય બને એવી ઇચ્છા છે ! અલબત્ત હજુ તેના ભાઈ એ ધાણ જણાતા નથી કારણ હજુ તો પ્રેમનો એકરાર પણ થયો નથી !

જો કે, આ દ્વારા શૂદ્રકે ભાવિ બનાવનો શુભ સંકેત આપી દીધો છે. ભવિષ્યમાં વસંતસેનાની હૃદયેચ્છા વધૂપદની પ્રાપ્તિથી પૂર્ણ થવાની છે.

આ શર્વિલકને મદનિકાની ગૌણ કથાનો બીજો પણ એક ઉદ્દેશ છે કે હવે પ્રેક્ષક પણ ચારુદત્ત અને વસંતસેનાના યુગ્મને વધાવવા તત્પર બને.

શ્લો. ૨૪ અનુષ્ટુભ છંદ છે. अवगुण्ठनम्—ઘૂમટો કે પડદો પ્રાચીન સમયમાં સ્ત્રીઓ પડદો રાખતી બીજી રીતે–वधूशब्द एव अवगुण्ठनम् । વધૂશબ્દરૂપી અવગુંઠન, अवगुण्ठनम्-आवरणम् । વધૂ શબ્દ સાથે આવતું માન

શ્લો. ૨૫ : सम्प्रति तु सुन्दरीणां शतमपि सुहृद्विशिष्टतमं ।

જીવનમાં માનવીને પ્રિય વ્યક્તિ બે હોય—મિત્ર અને પત્ની. પરંતુ અત્યારે શર્વિલકને મિત્રની મહત્તા વધુ લાગે છે "અત્યુત્તમ પદ મિત્રતણું". તેનો દોસ્ત આર્યક અત્યારે આફતમાં છે. રાજાએ તેને પકડ્યો છે, એ સાંભળી પોતાનું મિત્રકર્તવ્ય અદા કરવા તે તત્પર બને છે. કારણ કે મિત્રને મદદ કરવી તેને એ પોતાની નેટાના મોટી ફરજ ગણે છે. આમ અહીં, ઉત્તમ મિત્ર તરીકે શર્વિલક જણાય છે

उद्‌वसितम्—ઘર. गृहमेहोदवसितम् इत्यमर. ।

શ્લો. ૨૬ : વસંતતિલકા છંદ છે. બળવાખોરોનો સરદાર શર્વિલક છે. એટલે હવે આર્યકને મુક્ત કરાવી ગાદીએ સ્થાપવામાં નગરના અમુક પ્રકારના લોકો સાથ આપી શકે તેમ છે. તેઓને તે ઉશ્કેરે છે. ज्ञातीन्–જ્ઞાતીજનો (શર્વિલકના કાં તો આર્યકના.) विटजन्–શઠ લોકો; વિટ જેવા. वर्णः—પોતાના પરાક્રમથી પ્રસિદ્ધિ પામેલા. नरेन्द्रभृत्यान्–રાજાના નોકરો કે જેમને રાજાએ અપમાનિત કર્યા હોય અથવા નોકરી ઉપરથી કાઢી મૂકયા હોય.

આ બધા લોકોને ઉશ્કેરીને પાલક વિરુદ્ધ બળવો કરી જેમ યૌગન્ધરાયણે પોતાના રાજા ઉદયનને છોડાવ્યો તેમ તે આર્યકને છોડાવવા ઇચ્છે છે. ઉદયનની અને યૌગન્ધરાયણની આ વાત ભાસકૃત પ્રતિમા૦ નાટકમાં ઉલ્લેખાઈ છે. 'કથા-સરિત્સાગર' તથા સંસ્કૃત સાહિત્યમાં અન્યત્ર પણ ઉદયનના ઉલ્લેખો મળે છે.

શ્લો. ૨૭ : પુષ્પિતાગ્રા છંદ છે. आहितात्मशङ्कैः–આત્મશંકાથી પીડાતા. सरभसम्–એકદમ. અહીં મિત્રને છોડાવવાની શર્વિલકની વાતમાં એક પૌરાણિક દંતકથાનો ઉલ્લેખ છે. स्थितमिव राहुमुखे०–સમુદ્રમંથન પછી અમૃતની વહેંચણી વખતે ત્યાં દેવોની હારમાં રાહુ અને કેતુ નામના દાનવો પણ આવ્યા. પરંતુ સૂર્યે અને ચદ્રે તેમને પકડી પાડ્યા. પરિણામે, વિષ્ણુએ તેમનો શિરચ્છેદ કર્યો. આનું વેર લેવા ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણ વખતે રાહુ અને કેતુ સૂર્ય–ચંદ્રને હેરાન કરે છે.

अहो रमणीयताद्य दिवसस्य ।

ચારુદત્તના સંબંધી બ્રાહ્મણ આવ્યાના સમાચારથી વસંતસેના આનંદિત બની જાય છે એટલું જ નહીં, આજનો દિવસ તેને અતિ સુંદર લાગે છે! કારણ આજના દિવસમાં એક પછી એક શુભ બનાવો બનતા રહ્યા છે. (૧) મદનિકાને મળેલું વધૂપદ (૨) શર્વિલકનું આગમન. (૩) ચારુદત્ત તરફથી વિદૂષકનું આગમન અને (૪) હવે ચારુદત્તને મળવાની ઊભી થયેલી તક.

પ્રિયજનના ઉલ્લેખોથી જ વસંતસેનાનો દિવસ સુધરી ગયો છે! પ્રેમની કેવી સુંદર અભિવ્યક્તિ!

बन्धुलः–बन्धुर्गस्त्वमतीमुत इत्यमरः । શ્લોક ૪ : –૮માં તેનું પૂર્ણ વર્ણન શૂદ્રકે આપ્યું છે. આ બંધુલ સાથે વિદૂષક વસંતસેનાના ઘરમાં પ્રવેશ કરે છે. એક પછી એક એમ સાત કોઠા, અર્થાત્ ગહેલના જુદા જુદા વિભાગનું વર્ણન વિદૂષક કરતો જાય છે. તેમાં શૂદ્રકની વર્ણનકલાનું નૈપુણ્ય તો છે જ, પરંતુ સાથે સાથે આવું વિસ્તૃત લંબાણ નાટ્યદૃષ્ટિએ દોષપૂર્ણ પણ ગણાય.

પ્રથમ તો વસંતસેનાના મહેલના મુખ્ય દ્વારનું વર્ણન છે गगनतलाव०– गगनतलस्य अवलोकने यत्कौतूहलं तेन दूरम् उन्नामितं शीर्षं यस्य । તેણે ઊંચ એટલી ઊંચી કરી છે કે જાણે ગગનમંડળ જોવા ન લબાઈ હોય । महासुर –હિરણ્યકશિપુ.

પછી પ્રથમ કોઠાનું વર્ણન છે शशिशङ्खमृणालस–छाय અર્થાત્ ચંદ્ર, શંખ અને મૃણાલ જેવા ધોળા दौवारिक દરવાન श्रोत्रिय વેદજ્ઞ બ્રાહ્મણ વાંચો, जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारैर्द्विज उच्यते । विद्यया याति विप्रत्वं त्रिभिः श्रोत्रिय उच्यते ॥

દ્વિતીય કોઠો કે જેમાં પ્રાણીઓનું વર્ણન છે बलीवर्द–બળદ सैरिभ –ભેંશ सीरं अस्ति अस्य । અથવા सीरस्य सूर्यस्य इभ इव पुनवहनत्वात् । पाटच्चर ચોર मन्दुरा–તબેલો वाजिशाला तु मन्दुरा ।

પછી તૃતીય કોઠો કે જેમાં દિવાનખાનાનું વર્ણન છે पाशकपीठ–રમવાનું ટેબલ शारिका કે सारिका–બે અર્થ લઈ શકાય શતરંજના મહોરા કે સોગઠા

ચોથો કોઠો કે જેમાં સંગીતશાળાનું વર્ણન છે ताड्यते–નખથી વગાડવામાં આવે છે प्रगीता–प्रकृष्ट गीतं यासां ता । अवलम्बिता–ઊંધે મુખે લટકાવેલી गर्गर्य ગાગરો

પાંચમી પરસાળ જાણે રસોડું છે रुपचित–ખૂબ, અત્યંત पटच्चरम्–ફાટેલું કપડું रूपदारक ખાટકીનો છોકરો रूपिन्–ખાટકી કસાઈ रूपं मृगं अस्य अस्तीति । तस्य दारक । अपूपक પુરી

છઠ્ઠો કોઠો કે જ્યાં નીલમ પોખરાજ અને પરવાળા છે

સાતમા કોઠામાં પંખીશાળા છે सूक्त સુભાષિત, સારા વચનો (પોપટ પક્ષે), વેદના મંત્રો (બ્રાહ્મણ પક્ષે) कुम्भदासीव–પાણિયારીની માફક

છેલ્લે આઠમો કોઠો આવે છે पट्ट–રેશમી

શ્લો. ૨૮ આર્યાવૃત્તનો આ શ્લોક લાગે છે પરંતુ મોટા ભાગના વિદ્વાનો તેને ગદ્ય જ ગણે છે અહીં વેશ્યાઓની તત્કાલીન સ્થિતિનો ખ્યાલ છે સ્મશાનમાં રહેલા ચંપાના વૃક્ષની જેમ વેશ્યા રૂપ ગુણ ને સૌંદર્યયુક્ત હોવા છતાં લોકોએ તેની પાસે જવા જેવું નથી

कि एतत् प्रथम प्रकोष्ठे

વસંતસેનાની માતાનું અહીં વર્ણન છે તે સાથે તેની ભારે મજાક કરી છે ! વિદૂષક કહે છે કે કોઠીની ડાકણનો આ શો ઉદરવિસ્તાર । દ્વારવિસ્તાર કરતાં પણ વસંતસેનાની માતાના ઉદરવિસ્તારનું પ્રમાણ વધારે લાગે છે એટલે વિદૂષક

અનુમાન કરે છે કે પહેલાં આ માજીને અંદર ગોઠવીને પછી આ દ્વાર બંધાવ્યું હશે. જેમ મહાદેવજીના મંદિરમા પ્રથમ મૂર્તિ સ્થાપન કરીને પછી દ્વાર બાંધે તેમ અહીં પણ કર્યું લાગે છે. બારણું બંધાવ્યા પછી આ સ્રીનો અંદર પ્રવેશ શક્ય જ નથી, કારણ કે એનો ઉદરવિસ્તાર મોટો છે.

અહીં આ વિનોદ ને હાસ્ય પાછળ એશઆરામી, વૈભવી, વિલાસી જીવન જીવતી વેશ્યાઓ ઉપર ભારોભાર કટાક્ષ છે, તેમ તિરસ્કાર પણ વ્યકત થાય છે। શૂદ્રકનો વિદૂષક માત્ર પરંપરાગત શાસ્રોક્ત મૂર્ખ પાત્ર નથી. એના વિનોદમાં જબ્બર કટાક્ષ, મજાક અને એક અનુભવ જોવા મળે છે.

અંગ્રેજી સાહિત્યમાં આવો કટાક્ષયુક્ત વિનોદ 'ગોલ્ડસ્મિથ'ના The citizen of the world'માં મળે છે. અલબત્ત, અહીં વિદૂષકની મજાકમાં માત્ર કટાક્ષ જ છે, કારણ કે અંક ૯માં બિચારાં માજી છેક અદાલત સુધી આવે છે।

भगवन् चातुर्थिक, एतेनोपकरणेन मामपि ब्राह्मणमवलोकय ।

વિદૂષકના હાસ્યરસનો બીજો એક આ સુંદર નમૂનો છે। માતાજી બિચારાં ચાતુર્થિક (એક પ્રકારના તાવ)થી પીડાય છે અને આ તાવ મટાડવો મુશ્કેલ છે. તો વિદૂષક કહે છે કે ભલે, ઓ ચોથિયા ભગવાન, મારા ઉપર પણ કૃપા કરો। કારણ વિદૂષકને તો માતાજીની જેમ જાડા થવા સાથે કામ છે. પછી ભલે એ તાવ હોય કે રોગ હોય । અહીં આ વિનોદ પાછળ ભારોભાર કટાક્ષ છે! ચોથિયાથી કંઈ હૃષ્ટપુષ્ટ ન બનાય. વિદૂષક જાણે છે કે ! એ તો સુરાપાન, વૈભવ ને વિલાસ જ માણસને આવી તંદુરસ્તી અર્પી શકે ।

શ્લો. ૩૦: અહીં પણ માતાજી માટે કટાક્ષયુક્ત વિનોદ જ છે કે જો તે મરે તો હજારો શિયાળવાંનું ભોજન બને. સીધુ, સુરા ને આસવ–ત્રણ પ્રકારનાં મદ્યપાન છે.

શ્લો. ૩૨ : ચારુદત્તને સાધુવૃક્ષ કહ્યો છે અને તેની ઉપર આશ્રય કરનારા સુહૃદરૂપી પંખીઓ સુખે રહે છે । અર્થાત્ 'ચારુદત્તના મિત્ર પૂર્વવત્ તેની પાસે આવે છે કે કેમ, એમ પૂછવા માગે છે. આ સાધુવૃક્ષનું નીચે મુજબ વર્ણન છે: गुणप्रवालम्–ગુણરૂપી પલ્લવોવાળું; ગુણ=સંગીતજ્ઞાન, કલા વગેરે, विनयप्रशाखम्–વિનયરૂપી શાખાવાળું. विश्रम्भमूलम्-વિશ્વાસરૂપી મૂળવાળું, महनीयपुष्पम्-યશરૂપી પુષ્પવાળું.

ચારુદત્ત જુગાર રમે છે એ જાણી ચેટી વસંતસેનાને અભિનંદન આપે છે કારણ કે હવે ચારુદત્ત જુગારી બની ગયો છે અને એવા લોકો જ ગણિકા પાસે

જાય. તેથી હવે ચારુદત્ત ચોક્કસ વસંતસેના પાસે આવવાનો જેથી વસંતસેનાનો સ્નેહ સફળ થવાનો. ચેટી આ માટે અભિનંદન આપે છે.

अत एव काम्यते ।

વસંતસેનાની થાપણ ચોરાઈ ગઈ છે અને છતા જુગારમા હારી ગયાની વાત વિદૂષક કરે છે. એટલું જ નહિ, બદનામા રત્નમાળા ચારુદત્તે મોકલાવી છે. આ જાણી વસંતસેનાનો ચારુદત્ત માટેનો આદરભાવ વધી જાય છે. આવા કપરા કાળમા પણ આટલી પ્રામાણિકતા અને એ જ સ્વાભિમાની સ્વભાવ જોઈને જ વસંતસેના કહે છે કે હું તેમને સ્નેહ કરું છુ. અર્થાત્ વસંતસેના ચારુદત્તના ગુણને જ સ્નેહ કરે છે, ધનને નહીં એ ફલિત થાય છે.

कथ हीनकुसुमादपि सहकारपादपान्मकरन्दबिन्दवो निपतन्ति ।

શું પુષ્પહીન આંબા ઉપરથી પણ રસબિંદુ ટપકે છે ? ઘરેણાની બદલીમા ચારુદત્તે કીમતી રત્નમાળા મોકલાવી છે તેનો સ્વીકાર કરતા વસંતસેના ઉપર્યુક્ત શબ્દોમા ચારુદત્તની સમૃદ્ધિનું સૂચન કરે છે. દરિદ્રાવસ્થામા હોવા છતા યે હજી આવી અણમોલ રત્નમાળા ચારુદત્ત આપી શકે છે । પુષ્પ વગરનો આંબો રસ-બિંદુ આપી શકે તેના જેવુ આ છે. આપણી ગુજરાતી કહેવત વાપરીએ તો "ભાગ્યું ભાગ્યું તોય ભરૂચ".

निवर्ततामस्माद्गणिकाप्रसङ्गात् ।—વિદૂષકની ઉત્કટ ઇચ્છા હતી કે વસંતસેના આ માળાનો અસ્વીકાર કરે. પણ એ ઇચ્છા સફળ ન થઈ. ઊલટુ હજુ વસંત-સેના કહે છે કે સાંજે હું આર્ય ચારુદત્તને મળવા આવીશ. વિદૂષક મનમા ખીજાય છે કે આ રત્નમાળા ઓછી પડી છે તેથી લોભિયણ ગણિકા કંઈક વધારે પડાવવા આવવાની હશે ! એટલે મનમા સમજી ઊઠેલો વિદૂષક ચારુદત્ત ઉપર ગુસ્સે થઈને કહે છે કે એને આ ગણિકાનો સંગ છોડાવવા પોતે કહી દેવાનો છે । વિચારો વિદૂષક એ ભોળો માણસ વસંતસેનાની દીર્ઘદૃષ્ટિ ક્યાથી પામી શકે ?

વસંતસેના હવે કોઈ પણ રીતે ચારુદત્ત પાસે જવાનું નક્કી કરે છે.

## અંક ૫

શ્લો. ૧ : અન્વય—उत्कलापैः गृहशिखण्डिभिः आलोकितं, यियासुभिः उन्मनस्कैः हंसैः अपाकृतम् आकालिकं दुर्दिनम् सपदि अन्तरिक्षं उत्कंठितस्य हृदयं च सम रुणद्धि ।

વસંતતિલકા છંદ છે. आकालिकं–એકાએક यियासुभिः–જવાની ઇચ્છાવાળા. दुर्दिनम्-માવઠું. रुणद्धि–ઘેરે છે.

વર્ષા ઋતુ ચૈતન્યની ઋતુ છે. વર્ષા આવતાં સમસ્ત વિશ્વ નવચૈતન્ય અનુભવે છે. પશુ-પંખીઓમાં પણ નવા જ ભાવો જણાય છે. મયૂરો ઊંચે કલાપે કેકારવ કરે છે. હંસો માનસરોવર તરફ પ્રયાણ કરે છે કારણ તેમના નિવાસનું પાણી ડહોળાઈ જાય છે. વિરહીજનોની લાગણી પ્રબળ બને છે. અરે ! સુખી મનુષ્યો ઉત્કંઠિત બને તો વિરહીજનોને તો તે પીડે જ ! કવિકુલગુરુ કાલિદાસે સરસ અને યોગ્ય રીતે કહ્યું છે—

मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्तिचेतः
कण्ठाश्लेषप्रणयिनि जने किं पुनर्दूरसंस्थे ।

અહીં ચારુદત્ત પણ એવું જ વર્ણન કરે છે.

શ્લો. ૨ : અન્વય–जलार्द्रमहिषोदरभृङ्गनीलः विद्युत्प्रभारचितपीतपटोत्तरीयः संहतबलाकगृहीतशङ्खः मेघः अपरः केशवः इव खम् आक्रमितुं प्रवृत्तः आभाति ।

અહીં વસંતતિલકા છંદ છે. કવિએ મેઘને કેશવ સાથે સરખાવ્યો છે. जलार्द्रमहिषोदरभृङ्गनीलः–પાણીથી ભીંજાયેલી ભેંસના પેટ જેવો–महिषस्य स्वभावतः श्यामत्वेऽपि जलार्द्रतावानेदरामस्य दरदवे तथाप्युदरस्याधिकतरमिति निपुणैरवगन्तव्यम् । विद्युत्प्रभारचितपीतपटोत्तरीयः– મેઘ અને કેશવ બંને; પક્ષ, મેઘને પક્ષે– विद्युत्प्रभया रचितपीतपटलवत् उत्तरीयं यस्य । કેશવપક્ષે–विद्युत्प्रभा इव रचितं पीतपटः एव उत्तरीयं येन सः । संहतबलाकम्–બગલાના જેવો શંખ જેણે ધારણ કર્યો છે તેવા કેશવ; મેઘ પાસે બલાકા રૂપી શંખ છે. વિષ્ણુ પાસે બલાકા જેવો સફેદ શંખ છે. મેઘ આકાશને આંજે છે, કેશવ પણ વામનરૂપે આકાશને ઘેરી વળ્યા હતા.

वामनरूपधारी नारायणः વિષ્ણુના પાંચમા અવતાર વામનનો અહીં ઉલ્લેખ છે. વામનરૂપે બલિ નામના રાક્ષસ પાસેથી ત્રણ ડગલાં પૃથ્વી માગી. વામન ભગવાને વિરાટ બની બે ડગલાંમાં પૃથ્વી અને આકાશ માપી લીધાં, ત્રીજા પગલાને બલિના મસ્તક ઉપર મૂકી પાતાળમાં ચાંપી દીધો અને એમ દેવોને આ રાક્ષસના ત્રાસમાંથી ઉગાર્યા હતા.

શ્લો. ૩ : અન્વય-केशव॰ कुटिल॰ विद्युत्॰ मेघः चक्रधरः इव उन्नतः । આર્યા છંદ છે. અહીં વપરાયેલા વિશેષણો મેઘ અને વિષ્ણુ બંનેને લાગુ પડે છે. મેઘને બલાકાવલીરૂપી શંખ છે વિષ્ણુને બલાકાવલી જેવો શંખ છે. મેઘને વિદ્યુતરેખા રૂપી રેશમી વસ્ત્ર છે. વિદ્યુતરેખા પીળી હોવાથી આ સરખામણી યોગ્ય છે.

શ્લો. ૪ : અન્વય—निर्विरक्तरजतद्रव निकाशाः जलदोदरेभ्य जवेन पतिताः विद्युत्प्रदीपशिखया क्षणनष्टदृष्टा एता. धाराः अम्बरपटस्य छिन्नाः दशाः इव पतन्ति ।

વસન્તતિલકા છંદ છે. આકાશમાંથી પડતી ધારાઓ કોના જેવી છે? એ માટે અહીં ઉપમા આપી છે, વ્યોમરૂપી વસ્ત્રના કપાયેલા છેડા જેવી. दशाः–છેડા निर्विरक्त–પીગળેલી.

શ્લો. ૫ : અન્વય-ससक्तैः चक्रवाकमिथुनै. इव, प्रहीनैः हंसैः इव, व्याविद्धैः मीनचक्रनकरैः इव, प्रोच्छ्रूनैः हर्म्यैः इव, तै. तैः आकृतिविस्तरैः अनुगतैः समभ्युन्नतैः वायुना विश्लेषितैः मेघैः गगनं पत्रच्छेद्यम् इव इह भाति ।

આકાશની શોભા ચીતરેલી આકૃતિ જેવી લાગી રહી છે તેનું અહીં વર્ણન છે.

पत्रच्छेद्य–શોભાનાં ચિત્રો. વર્ષાકાળે આકાશમાં ભાતભાતની આકૃતિવાળાં વાદળાં નજરે પડે છે—કોઈ વાદળું હાથી જેવું, કોઈક હંસ જેવું. એમ તે વિવિધ આકૃતિ ધારણ કરે છે. કવિવર કાલિદાસ મેઘને ઇન્દ્રનો મોટો મંત્રી કહે છે.—

जातं वंशे भुवनविदिते पुष्करावर्तकानां
जानामि त्वां प्रकृतिपुरुषं कामरूपं मघोनः ।

ससक्तैः—નિકટ આવેલાં. ચક્રવાકયુગલ હંમેશા સાથે જ ફરે છે. પરંતુ રામના શાપથી રાત્રે તેમને વિયોગ થાય છે. પ્રણયી જનોની ઉત્કટતા દર્શાવવા સંસ્કૃત સાહિત્યમાં આ જોડલી પ્રખ્યાત છે. प्रहीन–ઊડતા. व्याविद्ध–ફેંકાયેલા अनुगतैः-ધારના समभ्युन्नतैः—ખૂબ ઊંચાં.

શ્લો. ૬ : અન્વય-सम्प्रति एतत् मेघान्धकारं नभः धृतराष्ट्रवक्त्रसदृशम् अतिदर्पितवन्ः शिखी च दुर्योधन वा(इव) हृष्टः गर्जन्ति, अक्षद्यूतजितः युधिष्ठिरः इव कोकिलः अध्वानं गत., पाण्डवाः इव हंसाः वनात् अज्ञातचर्या गताः ।

શાર્દૂલવિક્રીડિત છંદ છે. વર્ષા સમયના આકાશનું અહીં વર્ણન છે અને તે માટે મહાભારતની કથામાં પ્રસિદ્ધ ધૃતરાષ્ટ્રના મુખની ઉપમા આપી છે. અહીં બે પાઠ મળે છે. (१) धृतराष्ट्रवक्त्रसदृशम्–ધૃતરાષ્ટ્રના મુખ જેવું (२) धृतराष्ट्र चक्रसदृशम्–ધૃતરાષ્ટ્રના સૈન્ય જેવું. અલબત્ત, પ્રથમ અર્થ વધુ કાવ્યમય લાગે છે.

ધૃતરાષ્ટ્રના મુખ ઉપર દૃષ્ટિ ન હોવાથી અંધકાર જ હોય-તેમ આકાશ પણ મેઘને લીધે કાળું જ જણાય.

अतिदर्पितबलः शिखी च दुर्योधन.—મોરને દુર્યોધન સાથે સરખાવ્યો છે. મોર મેઘના આવવાથી આનંદિત અને બળવાન બને. દુર્યોધન, દ્યૂતમાં જીતવાથી આનંદિત થયો અને તેનું बल (=સૈન્ય) પણ અભિમાની બન્યું गर्जति-(મોરપક્ષે) કેકારવ કરે, (દુર્યોધનપક્ષે) स्वपौरुषमुच्चैर्वदति । પોતાના પરાક્રમની બડાઈ હાંકે. વર્ષાના આગમન પછી કોયલનો અવાજ બંધ થઈ જાય છે—જેમ યુધિષ્ઠિર પરાજયથી ઉદ્ભવતા દુ:ખથી મૌન રહ્યા હતા.

વરસાદથી પાણી ડહોળાઈ જતા હંસો પાંડવોની જેમ અજ્ઞાત સ્થળે ગયા. આમ, વર્ષાકાળના આકાશ અને પશુ-પક્ષીની સ્થિતિને મહાભારતની કથા અને પાત્રો સાથે સરખાવેલ છે

अध्वान गत.—મૌન થઈ ગયા. અથવા—'વનને માર્ગે' ગયા' એમ લલ્લા દીક્ષિત સમજાવે છે

अलुब्धा गणिकेति दुष्करमेते सभाव्यन्ते ।—

વસંતસેનાને ત્યાંથી પાછા વળેલા ભટજી ચિડાયા છે ! એક તો વસંતસેનાએ ન તો વિવેક બતાવ્યો, ન તો પાણીનો ભાવ પૂછ્યો ! ઉપરથી રત્નાવલીની માળા તરત જ લઈ લીધી. આટલો વૈભવ, સમૃદ્ધિ અને છતા આવો લોભ ! તે હવે આપણા સમાજની પ્રચલિત માન્યતાઓનો આધાર લે છે અને કહે છે કે વણિક છેતર્યા વગર ન રહે, સોની ચોર્યા વગર ન રહે, ગામડાનો સમાગમ કલહ વગરનો ન હોય અને ગણિકા લોભ વગરની ન હોય !

વિદૂષકની આ ઉક્તિમા માર્મિક વિનોદ છે. અલબત્ત ધનના લોભ વગરની ગણિકા મળવી મુશ્કેલ છે, એમ વિદૂષક ભલે કહે, પણ આ ગણિકા, ગણિકાના એ ગુણોથી તદ્દન વિપરીત સ્વભાવની જ છે ! અને ટૂંક સમયમા વિદૂષકને તે પરચો થશે જ

निवर्त्यतामात्मास्माद्वहुप्रत्यवायाद्गणिकाप्रसङ्गात् । अपि च गणिका हस्ती कायस्थो भिक्षुश्चाटो रासभश्च यत्रैते निवसन्ति तत्र दुष्टा अपि न जायन्त ।

ગણિકા સાથેના સંબંધને કાપી નાખવા વિદૂષક ચારુદત્તને વિનવે છે અહીં बहुप्रत्यवायात्—મા તો નાટ્યાનક વક્રોક્તિ જોઈ શકાય છે. બહુ વિઘ્નવાળો એ સંબંધ છે એમા વિદૂષકના વચનમા ભાવિ બનાવનું એંધાણ છે. અલબત્ત વિદૂષકનો એવો આશય નથી, ચારુદત્ત પણ એવું સમજતો નથી છતા શૂદ્રકનું સૂચન છે

કે આગળ ચારુદત્તને માટે એ સંબંધ વિઘ્નરૂપ બનશે જ. વળી ગણિકાઓ તો પગરખામાં પેસેલી કાંકરીની જેમ નિવારવી મુશ્કેલ છે. અને એમ કહીને વેશ્યા ઉપરનો સીધો કટાક્ષ કરે છે કે–દોસ્ત ગણિકા, હાથી, કાયસ્થ, ભિક્ષુ, ઠગ અને ગધેડાનો સંગ તો ભૂલ્યે પણ ન કરે! આ બધા જ ભયંકર છે. એમના પાશમાં ફસાયા એટલે વિનાશને જ નોતરવા બરાબર છે.

હાથી–એક તો તેનું રક્ષણ કરવું મુશ્કેલ; બીજું, તેના ઝપાટામાં આવેલાને તે મારી જ નાખે. વિલાસૈઃ સર્વસ્વહારિણી ગણિકા હસ્તી च प्रभूतव्ययपोष्यः । કાયસ્થ-લખનાર. તે બહુ ઉસ્તાદ હોય છે. कायस्थश्च गणनया वञ्चयति । વાંચો,

कायस्थेनोदरस्थेन मातुर्मांसं न भक्षितम् ।
दयाहेतुर्न चैवात्र दन्ताभावो हि कारणम् ॥
सर्वापहारचतुरा लेखचीत्कारकारिणः ।
कायस्था धर्मा करिष्यन्ति मुषिता मूषका इव ॥

ભિક્ષુ—ભિક્ષુઓ, ધર્મને નામે છેતરે છે. भिक्षुश्च निवृत्तिमुपदेशिन् सर्व-प्रवृत्तिप्रत्यर्थी । चाट—ઠગ. रासभः—ગધેડો. તે પણ લોકોને હેરાનકર્તા છે. रासभस्तु सर्वसस्यादिकं भक्षयन्नशिवश्चापचयहेतुरिति भावः । આમ ઉપરોક્ત પાત્રો સમાજને છેતરનારાં ને વિનાશને નોતરનારાં છે. વાંચો,

चाटस्तस्करदुर्वृत्तमहासाहसिकादिभिः ।
पीड्यमानाः प्रजा रक्षेत् कायस्थैश्च विशेषतः ॥

શ્લો. ૮ : तुरगः त्वरितं प्रयातुं वेगं करोति, चरणाः ॥ श्रामण्ययात् तथा न वहन्ति । पुरुषस्य चलाः स्वभावा सर्वत्र यान्ति, खिन्नाः ततः हृदयम् एव पुनः विशन्ति ।

અહીં વસંતતિલકા છંદ છે. तुरगः–ઘોડો. મનુષ્યની ચંચળ મનોવૃત્તિ બધે જાય છે એમાં એક સર્વવ્યાપક વિચાર રજૂ થયો છે. વાંચો,

उत्थाय हृदि लीयन्ते निर्धनानां मनोरथाः ।
उत्पद्यन्ते विलीयन्ते दरिद्राणां मनोरथाः ।
बाल्यवैधव्यदग्धानां कुलस्त्रीणां कुचा इव ॥

गुणहार्यो ह्यसौ जनः ।–આ માણસ ખરેખર ગુણથી હરાય તેવું છે. ચારુદત્ત મિત્રને નચિંત કરતાં કહે છે કે જો વસંતસેના ગણિકા હશે તો તે ધનની લાલચુ હોય અને તો એના જેવા નિર્ધન પુરુષ પાસે એ પોતે જ નહિ આવે. પરિણામે

કોઈ ભય રહેશે જ નહિ. પરંતુ મનમાં ચારુદત્ત જુદું જ વિચારે છે કે વસંતસેના ધનહર્તા નહિ પરંતુ ગુણથી હરાય તેવી છે—गुणानुरक्ता છે અત્યાર સુધીના વસંતસેનાના વર્તનમાંથી ચારુદત્તનો આવો વિશ્વાસ પેદા થયો છે. વળી, આ સૂચવે છે કે વસંતસેના પ્રત્યે ચારુદત્તનું આકર્ષણ છે જ

तत्सुष्ठु खल्वेवमुच्यते-वामो वाम इति ।—કામની ગતિ ઊંધી હોય છે। વિદૂષક ચારુદત્તના નિઃશ્વાસને કળી જાય છે। માને છે કે આની—ચારુદત્તની ઉત્કંઠા પોતાને મોડું થવાથી વધી ગઈ છે. એટલે કહે છે કે કામની ગતિ કેવી વિપરીત છે, कामस्य वामा गति । પ્રેમ અવળું જ સૂઝાડે છે શેક્સપિયર કહે છે પ્રેમ આંધળો છે। Love is blind! ત્યારે અહીં પ્રેમને અવળો કહ્યો છે। ખરેખર, પ્રેમની ગતિ ન્યારી જ હોય છે.

અહીં વિદૂષકનું વ્યક્તિત્વ જીવંત લાગે છે। ડૉ. રાઈડર નોંધે છે તેમ આ દશ્યમાં આ બીજી રોજીંદી કહેવત મૈત્રેય ટાંકે છે અને એટલે જ એ શાસ્ત્રોક્ત બીબાઢાળ વિદૂષક કરતાં નિરાળો અને જીવંત બની રહે છે

वाम कामो मनुष्याणां यस्मिन् किल निबध्यते ।
जने तस्मिन्त्वनुक्रोशः स्नेहश्च किल जायते ॥—રામાયણ

**શ્લો. ૨૦-૨૧:** અહીં વિટનું સ્વભાવ-દર્શન થાય છે. તે એક એવો આનંદી માણસ છે કે જે બસ ગાયન, વાદન ને મોજમજામાં જ મસ્ત છે.

गर्दभस्यानुरूप—ખાલી મજા ખાતર આ બોલે છે

तुम्बुरु—ઘોડાના માથાવાળો ગાંધર્વ નારદ બ્રહ્માપુત્ર અને દેવર્ષિ હતા. તે બંને સ્વર્ગના સારા સંગીતકાર ગણાય છે.

प्राकार—વૃક્ષના રક્ષણ માટેની વાડ કે કોટ.

तिष्ठतु दयितासहितस्तपस्वी पारावत ।—ચારુદત્તનું મનોદર્શન રજૂ થયું છે લાકડીથી કબૂતરને ઉડાડતા વિદૂષકને એ રોકે છે અને કહે છે કે પ્રિયા સાથે એ ભલે બેસે. હવે ચારુદત્તને અનુભવ થાય છે કે ઉત્કંઠા એ શું છે। અગાઉ ત્રીજા અંકમાં વસંતસેનાનું પોતાની દાસી તરફનું આવું વર્તન જોઈ શકાય છે। અહીં ચારુદત્તની મનોદશા સજોડે બેઠેલા પારાવતની દયા ખાવામાં વ્યક્ત થઈ જાય છે।

શૂદ્રકનું માનસશાસ્ત્રીય નિરૂપણ નોંધપાત્ર બને છે અનંગસ, રત્નાવલીમાં આવું જ દશ્ય છે ત્યાં વિદૂષક ડગોરો ઉગામીને સારિકાને મારવા દોડે છે ત્યારે ઉત્કંઠિત રાજા કહે છે, किमप्येषा रमणीयं व्याहरति । तत् किमेनां त्रासयसि ?

किमिदानीं दास्याःपुत्र दुर्भिक्षकाले वृद्धरङ्क इवोष्टुंक आशायसे—एषा सा सा इति ।

विदूषक અને ચેટનો આ સંવાદ અને સમગ્ર પ્રસંગ વિનોદથી ભરપૂર છે. रङ्क-ભિખારી. વસંતસેનાના આગમનના સમાચાર આપવા ચેટ આવ્યો છે, પણ 'આ આ'-કહેતો પૂરેપૂરું બોલી શકતો નથી તેથી વિદૂષક જરા ચિડાઈને કહેતા ઉપરોક્ત વાક્ય ઉચ્ચારે છે જેમ કેટલાય દિવસ ખાધા વગરનો ભિખારી ખૂમો તો શું પાડી શકે, પણ સમજાય નહિ તેમ અસ્પષ્ટ બોલે અને જોરથી શ્વાસ લે તેવી અહીં ચેટની પરિસ્થિતિ છે.

इन्द्रमहकामुक०–इन्द्रमहे कामुक. । વિટજી વિદૂષકને કાગડો કહે છે । ઇન્દ્રના ઉત્સવ સમયે કાગડાને બલિ વધારે મળે તેથી કા કા કરે છે. આ ઉત્સવ વરસાદને માટે કરવામાં આવે છે. ઇન્દ્રના માનમાં એક સ્તંભ ઉપર ધ્વજ ચઢાવીને તેની પૂજા કરવામાં આવે છે. ભાદરવા સુદ આઠમથી બારશ સુધી તે ઉજવાતો. માન્યતા એવી છે કે ઇન્દ્રનો પુત્ર જયંત રામની વિષ્ણુ તરીકેની શક્તિની પરીક્ષા કરવા કાગડા રૂપે આવ્યો હતો. તેથી કાગડાને યજ્ઞમાં વિશેષ આહુતિ અપાય છે काकायसे–काक ઉપરથી નામધાતુ

આ આખાય પ્રસંગમાં શૂદ્રકે પરિસ્થિતિ દ્વારા વિનોદનું નિર્માણ કર્યું છે ચેટ કહે છે કે વદે પરિવર્તય–અર્થાત્ શબ્દો ફેરવ. પરંતુ આપણા મૈત્રેયજી સમજ્યા 'પગ ફેરવ' અને પગ ફેરવીને બોલે છે—'सेना वसन्ते' । આ આખું દૃશ્ય ગમે તેવો પ્રેક્ષકવર્ગ પણ હર્ષથી વધાવી લે તેવું છે. રંગમંચ ઉપર તેની રજુઆત પણ સુંદર રીતે થઈ શકે. વળી, શૂદ્રકની સંવાદકલાની દૃષ્ટિએ પણ આ પ્રસંગ નોંધપાત્ર છે.

न कदाचित्प्रियवचनं निष्फलीकृतं मया । तद्गृह्यतां पारितोषिकम् ।

વસંતસેનાના આગમનના સમાચાર ચારુદત્તને માટે પ્રિય વચનો છે, અને તેથી ચેટને ઉપરણો પારિતોષિક રૂપે આપે છે. અહીં ચારુદત્તનો ઉદાર સ્વભાવ તેમ જ વસંતસેના માટેની તેની ઉત્કંઠા બંને વ્યક્ત થાય છે.

( स्वगतम् ) परितुष्टा यास्यति—વસંતસેના આવી છે, તે પણ આવા માવઠામાં. શા માટે ? તો ભોળા ભટજી કહે છે કે રત્નાવલીથી સંતોષાઈ નથી તેથી. તો ચારુદત્ત કહે છે કે સંતોષાઈને જશે. અલબત્ત, તે આ સ્વગત જ ઉચ્ચારે છે. કારણ, હવે તો ચારુદત્ત પાસે દ્રવ્ય કે મિલ્કત નથી કે જેથી તેને સંતોષી શકે. તેથી પોતે આ વિચાર પોતાની પાસે જ રાખી મનમાં જ બોલે છે, અર્થાત્ વસંતસેના હવે ચારુદત્તના પ્રેમનું ભાજન બની શકશે !

अभिसारिका—પ્રિયતમને મળવા જતી અથવા તેનો મળવાનો સમય સાચવતી સ્ત્રી. વાચો,

अभिसारयते कान्तं या मन्मथवशंवदा ।
स्वयं वाभिसरत्येषा धीरैरुक्ताभिसारिका ॥

ગણિકા પ્રિયતમને ઘેર ભારે ભભકાથી જતી હોય છે. અહીં વસંતસેના ગણિકા હોવાથી ભભકાબંધ ને ઠાઠમાઠથી ચારુદત્ત પાસે જવા નીકળી છે.

શ્લો. ૧૨ : અન્વય एषा अपरा श्रीः, अनङ्गस्य ललितं प्रहरणं, कुलस्त्रीणां शोकः, मदनवरवृक्षस्य कुसुमम् । सलीलं गच्छन्ती (सा) रतिसमयलज्जाप्रणयिनी । रतिक्षेत्रे रङ्गे (सा) प्रियपथिकसार्थैरनुगता ।

શિખરિણી છંદ છે. વસંતસેનાને ઉદ્દેશીને અહીં તેને કમળ વગરની લક્ષ્મી, કામદેવનું મનોહર શસ્ત્ર, કુલસ્ત્રીઓનો શોક વિગેરે કહી વર્ણન કર્યું છે. अनङ्गः- કામદેવ. ललित–સુંદર, कुलस्त्रीणां शोकः– વસંતસેના પાસે આવનાર કુલીન પુરુષો પોતાની સ્ત્રીઓને અવગણે, તેથી તે સ્ત્રીઓ શોક કરે અને તેનું કારણ વસંતસેના જ હોય. रतिक्षेत्रे रङ्गे–આ ગણિકાના ગુણુનીવિરુદ્ધ છે. ગણિકાને લજ્જા ન હોય, પરંતુ વસંતસેના ભિન્ન પ્રકારની ગણિકા છે જે રતિક્રીડા વખતે લજ્જા ઇચ્છતી. प्रियपथिकसार्थैरनुगता–પ્રિય પથિકોના ટોળાથી અનુસરાતી.

શ્લો. ૧૩ : અન્વય : शैलशिखरेषु विलम्बिबिम्बाः वियुक्तवनिताहृदयानुकाराः मेघाः गर्जन्ति, येषां (मेघानां) रवेण सहसा उत्पतितैः मयूरैः मणिमयैः तालवृन्तैः इव खं वीज्यते ।

વસંતતિલકા છંદ છે. विलम्बिबिम्बाः–જેમનાં વર્તુળ લટકે છે. तालवृन्त–પંખો. આકાશમાં ઘેરાઈ આવતાં વાદળાંનું સુંદર વર્ણન છે. આ વાદળ વિરહિણી વનિતાના હૃદય સમાન છે. અર્થાત્ વિરહિણી સ્ત્રીનું હૃદય શોકથી કાળું હોય, અને પાણી ભરેલાં આ વાદળાં પણ કાળાં છતાં. આ વાદળાંની ગર્જનાથી મોર એકદમ ઊડવા લાગ્યા. આથી તેમનાં પીંછાંથી, કવિ કલ્પના કરે છે કે જાણે આકાશ મણિજડિત પંખાથી વીંઝાય છે।

શ્લો. ૧૪ : અન્વય : पङ्कक्लिन्नमुखाः धाराहताः दर्दुराः सलिलं पिबन्ति, समदनाः बर्हिणः कण्ठं मुञ्चन्ति, नीपः प्रदीपायते, कुलदूषणैः घनैः सन्यासः इव मेघैः चन्द्रमाः कृतः, नीचकुलोद्गता युवतिरिव विद्युत् एकत्र न तिष्ठते ।

શાર્દૂલવિક્રીડિત છંદ છે. पङ्कक्लिन्नमुखाः–કાદવથી ખરડાયેલા મુખવાળા दर्दुराः દેડકાં. 'दर्दुरो भेकमेघयो'रिति ।–હેમચંદ્ર. कण्ठं मुञ्चन्ति–ગાય છે. बर्हिणः–મોરો समदनाः–મદમસ્ત नीप–નીપ નામનું વૃક્ષ. કેટલાક मदन='કોઈક વૃક્ષ' અર્થ લે છે.

त्यक्तकुलाचारेषु संन्यासो न शोभते इति भावः। કુળના દૂષણરૂપ માણસોથી સંન્યાસના નિયમો નહિ પળાતાં સંન્યાસ દૂષિત થાય છે, તેમ ચંદ્રમા મેઘથી ઢંકાઈ ગયો છે.

શ્લો. ૧૫ : અન્વય : मुग्धे, यदि निरन्तरपयोधरया मया एव सह कान्तः अभिरमते अत्र तव किम् इति कुपिता इव निशासपत्नी गर्जितैः मां मुहुः विनिवारयन्ती मार्गं रुणद्धि ।

વસંતતિલકા છંદ છે. સુંદર શ્લોક છે. રાત્રે ભરતોફાનમાં જતી વસંતસેના, મેઘગર્જના સાંભળી સંભાવના કરે છે કે આ રીતે જાણે એ નિશારૂપી સપત્ની એનો માર્ગ રૂંધે છે! કામીજનોની વૃત્તિનું કેવું સુંદર નિરૂપણ! મહાકવિ કાલિદાસ તો કહે જ કે—कामार्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ।—મેઘદૂત.

શ્લો. ૧૬ : गणयन्ति न शीतोष्णं रमणाभिमुखाः स्त्रियः । અહીં પણ કામીની મનોદશા જ બતાવે છે. વસંતસેના કહે છે કે નિશાસપત્નીને ઠપકો આપવાથી શું? કારણ કે પ્રિયજનને મળવા જતી સ્ત્રીઓ કોઈ પણ મુશ્કેલીની પરવા કરતી નથી. તાપ કે ટાઢ, વર્ષા કે વીજળી—કશાયનો ડર તે અનુભવતી નથી.

શ્રી કરમારકર આ રીતે સમજાવે છે— 'ખૂબ વાદળ અર્થાત્ પુરુષોથી જ્યારે તે ડરતી નથી ત્યારે એક સ્ત્રીરૂપી વિદ્યુતથી શું તે ડરી જશે?'' જો કે આ અર્થને ખાસ અવકાશ રહેતો નથી. શ્રીનિવાસાચાર્ય કહે છે તેમ અહીં સરળ ભાવ એ છે કે રમણાભિમુખ સ્ત્રીઓ કશાથી ડરતી નથી—જેમ કે क ईप्सितार्थ-स्थिरनिश्चयं मनः पयश्च निम्नाभिमुखं प्रतीपयेत् ।—કુમારસંભવ. ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરવામાં દૃઢ નિશ્ચયવાળી વ્યક્તિને અને નીચે વહેતા પાણીને કોણ રોકી શકે? વળી, અહીં તો વસંતસેના જેવી ગણિકા પ્રિયતમને મળવા ઇચ્છે તો તેને કયું વિઘ્ન રોકી શકે? કામદેવ જ તેને પ્રેરે છે. विघ्नशतमप्यनादृत्य प्रियवसतिं गमयितुमस्ति मदनः सहाय इति भावः ।—શ્રીનિવાસાચાર્ય.

શ્લો. ૧૭ : અન્વય : पवनचपलवेगः स्थूलधाराशरौघः स्तनितपटहनादः स्पष्टविद्युत्पताकः, (अयम् अपरः) मेघः नृपः पुरमध्ये मन्दवीर्यस्य शत्रोः इव खे शशाङ्कस्य करसमूहं हरति ।

અહીં માલિની છંદ છે. અહીં कर શબ્દ ઉપર શ્લેષ છે. મેઘને નબળા શત્રુને હરાવી કર વસૂલ કરતા બળવાન રાજા સાથે સરખાવેલ છે. રાજા તો નબળા પ્રજા પાસેથી કર વસૂલ કરે છે. પણ કોની પાસેથી કર લે? कर= (૧) કિરણ (ચંદ્ર પક્ષે) (૨) કર (રાજાપક્ષે).

વિશેષણો મેઘને અને રાજાને બંનેને લાગુ પાડી શકાય છે.

(૧) पवनचपलवेगः—(મેઘપક્ષે) પવનને લીધે ચપળ વેગવાળો. (રાજપક્ષે) પવન જેવા ચપળ વેગવાળો.

(૨) स्थूलधाराशरौघः—મેઘ પક્ષે, સ્થૂલ ધારાઓ જેવા બાણુના સમૂહવાળો; (રાજપક્ષે) સ્થૂળ ધારાઓ જેવા બાણુના સમૂહવાળો.

(૩) स्तनितपटहनादः—(મેઘપક્ષે) ગર્જનરૂપી નગારાના અવાજવાળો; (રાજપક્ષે) ગર્જન જેવા નગારાના અવાજવાળો.

(૪) स्पष्टविद्युत्पताकः—(મેઘપક્ષે) વિદ્યુતરૂપી સ્પષ્ટ ધજાવાળો (રાજપક્ષે) વિદ્યુત જેવી સ્પષ્ટ ધજાવાળો.

(૫) खे शशाङ्कस्य करसमूहं हरति ।

(મેઘપક્ષે) આકાશમા ચન્દ્રમાનાં કિરણોનો સમૂહ હરે છે, (રાજપક્ષે) पुरमध्ये मन्दवर्यस्य शत्रोः करसमूहं हरति । નગરની વચ્ચે નબળા શત્રુનો કરવેરો લે છે. આમ અહીં બળવાન રાજા સાથે મેઘની તુલના કરી છે.

શ્લો. ૧૮ : અન્વય : यदा गजेन्द्रमलिनैः आध्मातलम्बोदरैः गर्जद्भिः सतडिद्-बलाकाशबलैः एतैः मेघैः मनः सदार्द्रं तत् प्रोषितभर्तृवध्यपटहः हताशः (कथं एषः अपरः) शठधीः बकः क्षते क्षारं प्रक्षिपन् हा हा प्रावृट् प्रावृट् इति किं ब्रवीषि ?

અહી શાર્દૂલવિક્રીડિત છંદ છે. गजेन्द्रमलिनैः—ગજેન્દ્ર જેવાં કાળાં. आध्मातलम्बोदरैः—आध्मातानि अत एव लम्बानि उदराणि येषां ते । (बहु.) જેમનો અંદરનો ભાગ ભરેલો અને નમેલો છે તેવાં. शबलमेघैः—રંગબેરંગી વાદળાંથી.

વર્ષાઋતુ આવતાં પ્રેમીજનોનાં હૈયાં સંવેદના અનુભવે છે. તેમના સ્નેહની ઉત્કટતા વધી જાય છે. તેમાં ય વિરહિણી સ્ત્રીઓનું પુષ્પસમ હૈયું વર્ષાની ગાજ-બીજ અને વૃષ્ટિ સહન કરવા અશક્તિમાન હોય છે. વસંતસેનાની પણ આવી જ દશા છે, અને એમાં પેલો દુષ્ટ બગલો, 'प्रावृट् प्रावृट्' બોલીને બળતામાં ઘી હોમે છે ! અર્થાત્ આવી સ્ત્રીઓની હૃદયવ્યથા વધારી મૂકે છે ! જેમ કે-

शिखिनि कूजति गर्जति तोयदे
स्फुरति जातिलताकुसुमाकरे
अहह ! पान्थ न जीवति ते प्रिया
नभसि मासि न यासि गृहं यदि ॥

क्षते क्षार તો સંસ્કૃતમાં પ્રચલિત કહેવત જેવું બની ગયું છે क्षते क्षारमिवासह्यं जात तस्यैव दर्शनम् । વળી, क्षते प्रहरा निपतन्त्यभीक्ष्णम् ।

શ્લો. ૧૯ અન્વય बलाका० अम्बर मत्तवारणतारूप्य कर्तुकामम् [illegible] (भाति) ।

અનુષ્ટુપ છંદ છે. અહીં આકાશ જાણે કે મત્ત હાથી જેવું લાગે છે એવી ઉત્પ્રેક્ષા કરી છે. અહીં પણ વિશેષણો આકાશને અને વારણને બંનેને લાગુ પડે છે.

શ્લો. ૨૦ અન્વય नभ आर्द्रतमालपत्रमलिनै एतै (मघै) आपीतसूर्यं, धाराहता वल्मीका शरताडिता गजा इव सीदन्ति, विद्युत् काञ्चनदीपिका इव प्रासादसञ्चारिणी रावता, ज्योत्स्ना दुर्बलभर्तृका वनिता इव प्रोत्सार्य मेघै हृता ।

શાર્દૂલવિક્રીડિત છંદ છે आर्द्रतमालपत्रमलिनै –ભીના તમાલપત્ર જેવું નીલું. आपीतसूर्यम्–જેમાં સૂર્ય ઢંકાયો છે તેવું. सीदन्ति–ડૂબે છે. काञ्चनदीपिका–સોનાની દીવડી, वल्मीका –કીડિયારા.

અહીં પ્રથમ લીટીમાં સૂર્ય ઢંકાવાની વાત છે. છેલ્લી પંક્તિમાં ચંદ્રિકાની વાત છે. કદાચ સાંજનું દર્શન હોય। પરંતુ આગળના શ્લોકમાં જ વસંતસેનાએ 'નિશાસરણી'ની વાત કરી છે તેથી આ અસંગતિ છે, વિચાર જરૂરીય છે.

શ્લો. ૨૧ અન્વય विद्युद्गुणबद्धकक्ष्या गजा इव अन्योन्यम् अभिद्रवन्त एते हि वारवाहा. शक्राज्ञया वा रौप्यरज्जवा इव समुद्धरन्ति ।

અહીં ઉપજાતિ છંદ છે. अभिद्रवन्त –દોડે છે. અન્યોન્ય દોડતા હાથીને बद्धकक्ष्या હાથીઓ સાથે સરખાવ્યા છે. જ્યારે બીજી બે પંક્તિઓમાં સુંદર ઉત્પ્રેક્ષા છે જાણે કે ઇન્દ્રની આજ્ઞાથી વાદળા રૂપાના રજ્જુથી પૃથ્વીને ઊંચકી રહ્યા ન હોય!

શ્લો. ૨૨ અન્વય महावाताध्माते महिषकुलनीले विद्युत्पक्षे अन्तःप्रचलिते जलधिभिः इव चले जलधरे. गन्धोद्दामा नवहरितशष्पाङ्कुरवती इव धरा धारापातै मणिमयशरै. भिद्यते इव ।

અહીં શિખરિણી છંદ છે. महावाताध्मातै –મહાવાતે આધ્માતા તે° । વંટોળિયાથી ભેગા થયેલા. विद्युत्पक्षे –વીજળીરૂપી પાંખવાળા. अन्त प्रचलिते जलधिभि इव–અંદરના ભાગના ઊછળતા સમુદ્રવાળા હોય તેવા. गन्धोद्दामा–गन्धेन उद्दामा । તીવ્ર ગંધવાળા. વાદળમાંથી પડતી ધારાઓ રૂપી મણિમય બાણથી પૃથ્વી જાણે કે ભેદાય છે એવી ઉત્પ્રેક્ષા છે.

શ્લો. ૨૩ : અન્વયઃ शिखण्डिना केकाभिः 'एहि एहि' इति पटुतरं आनन्दित बलाकया सरभस प्रोड्डीय सोत्कण्ठ आलिङ्गितः इव हंसैः उज्झितपङ्कजैः अतितरां सोद्वेगम् उद्वीक्षितः (एषः अपरः) मेघः दिशः अञ्जनमेचका इव कुर्वन् समुत्तिष्ठति ।

અહીં શાર્દૂલવિક્રીડિત છંદ છે. વાદળાઓ ઘેરાય છે. તેના મિત્રો-મોર, બલાકા, વગેરે તેને આવકારી રહ્યાં છે. અલબત્ત, અહીં હંસો તેના શત્રુઓ છે. તે મેઘ તરફ ઉદ્વેગથી જુએ છે. કવિસમયાનુસાર વર્ષાના આરંભે હંસો માનસ તરફ પ્રયાણ આદરી દે છે. પરંતુ આ તો અચાનક આવું આવ્યું છે. એટલે હંસો સમયસર માનસરોવરે પહોચી શક્યા નહિ. આથી કદાચ મેઘ તરફ તેઓ અણગમો વ્યક્ત કરતા હોય ! अञ्जनमेचका । अञ्जनवत् मेचका । અથવા अंजनेन मेचका । मेचक=કાળું. कृष्णे नीलासितश्यामकालमेचकाः ।

શ્લો. ૨૪ : અન્વયઃ कालश्याम निष्पन्दीकृतपद्मषण्डनयनं, नष्टक्षपावासर विद्युद्भिः क्षणनष्टदृष्टतिमिर प्रच्छादिताशामुखं, पयोधरागरहाम्यन्तरे स्फीताम्भोधरधामनैक-जलदच्छादनापिधान जगत् संप्रति निश्चेष्ट स्वपिति इव ।

અહીં શાર્દૂલવિક્રીડિત છંદ છે. સમગ્ર વિશ્વ જાણે કે માણસની માફક નિશ્ચેષ્ટ સૂતું છે એવી સંભાવના અહીં કરી છે. આ જગત કેવું ? તેને માટે વિશેષણો આપ્યાં છે.

(૧) नष्टक्षपावासरम्—જેમાં રાત્રી-દિવસ નષ્ટ પામ્યાં છે તેવું.

(૨) क्षणनष्टदृष्टतिमिरम्—क्षण नष्ट पश्चात् दृष्ट तिमिर यस्य तत् । વીજળીને લીધે અંધારું એક ક્ષણ દેખાય છે, પાછું નષ્ટ થાય છે.

(૩) प्रच्छादिताशामुखम्—જેનાં દિશા રૂપી મુખ ઢંકાયા છે તેવું.

(૪) स्फीताम्भोधरधामनैकजलद....જેને વિશાળ (स्फीतम्) વ્યોમમાંનાં અનેક વાદળાં રૂપી છત્રનું આચ્છાદન છે. अपिधानम्—આચ્છાદન.

શ્લો. ૨૫ : અન્વય तारा: असाधौ जने उपकृतम् इव नाश गताः, ककुभः कान्तेन वियुक्ताः स्त्रियः इव न राजन्ते; निश्चयविग्रहस्य शिखिना महानान्दस्तव्धं गगनं द्रवीभूतं जलरूपेण पतति (इति) मन्ये ।

વર્ષાઋતુની રાત્રીનું અહીં સુંદર વર્ણન છે. તારા ઢંકાઈ જાય છે, જળધારાઓ પડે છે અને દિશાઓ ચોપાસ અંધકારને કારણે શોભતી નથી. પરંતુ કવિ કહે છે કે નઠારાને કરેલો ઉપકાર નષ્ટ થાય તેમ તારા નષ્ટ થાય છે.

प्रकामान्तःतप्तम् प्रकामम्–अन्तः तप्तम् । અંદરથી ખૂબ તપેલું. निदशपति–ઇન્દ્ર त्रिदश–દેવો तृतीया यौवनाख्या दशा येषाम् । (કારણ તે હંમેશ યુવાન જ હોય છે) અથવા જે સંખ્યામાં ત્રીસ કે તેત્રીસ છે. अष्टौ वसवः, एकादश रुद्राः, द्वादशादित्याः ते एकत्रिंशत् । इन्द्रश्चैव प्रजापतिश्च ।–શ. બ્રા. निदशपतेः शस्त्रस्य–ઇન્દ્રના શસ્ત્રના, વજ્રના. शिखिन्–અગ્નિ

શ્લો. ૨૬: લક્ષ્મી પ્રથમ વખત પ્રાપ્ત થયેલ છે તેવા પુરુષની જેમ મેઘ અનેક ચાળા કરે છે. જેમકે उन्नमति, वर्धते, गर्जति વગેરે.

શ્લો. ૨૭: અન્વય : अम्बरं विद्युद्भिः ज्वलति इव, बलाकाशतैः उच्चैः हसितं इव, धाराशरोद्गारिणा माहेन्द्रेण धनुषा विवल्गति इव, विस्पष्टाशनिनिःस्वनेन अनिलेन आघूर्णति इव, जलधरैः नीलैः अहिभिः सान्द्रं धूपायति इव ।

અહીં શાર્દૂલવિક્રીડિત છંદ છે. વર્ષાસમયે આકાશ કેવું લાગે છે, તેનું વર્ણન છે. विवल्गति— કુદકા મારે છે. विस्पष्टाशनिनि.स्वनेन— ગર્જનાના સ્પષ્ટ અવાજથી रसति–બૂમો પાડે છે. आघूर्णति–ભમે છે. आघूर्णनું વર્તકા. ત્રી.પુ.એ.વ.

અહીં રાત્રિએ મેઘવર્ણુન ગણાવ્યું છે, બધ કાદર્શન પણ રાત્રિએ સંભવિત નથી, તો પછી આ સાંજ હશે ? કે પછી કવિની નિર્બંધ વૃષ્ટિનું અનોખું સર્જન ? अपारे काव्यसंसारे कविरेकः प्रजापतिः ।

શ્લો. ૨૮: અભિસારિકાને ડરાવતી વિદ્યુતનો સંસ્કૃતમાં ઉલ્લેખ છે. અહીં તો જલધરની વાત છે, જે સાવ નિર્લજ્જ છે. અભિસારિકા વસંતસેનાને તે ગર્જના કરાવે છે, એટલું જ નહિ, ધારારૂપી હાથથી એનો સ્પર્શ પણ કરે છે.

શ્લો. ૨૯: અન્વય : किं हि अहं ते पूर्वरतिप्रसक्ता यत् त्वम् अम्बुदसिंहनादैः नदसि, प्रियकाङ्क्षितायाः मम मार्गं वर्षपातैः निरोद्धुम् एतत् न युक्तम् ।

અહીં ઉપજાતિ છંદ છે. પરસ્ત્રીને આ રીતે પ્રિયસમાગમમાં વિક્ષેપ કરવો શોભતો નથી, એવો ઠપકો વસંતસેના ઇન્દ્રને સંભળાવી રહી છે.

શ્લો. ૩૦: અન્વય : (हे) शक्र, यद्वत् अहल्याहेतोः गौतमः अस्मि इति मृषा वदसि तद्वत् मम अपि दुःखं (भवति) । हे निरपेक्ष, जलदः निवार्यताम् ।

અહીં આર્યા છંદ છે. વસંતસેના ઇન્દ્રને ઠપકો આપે છે કે તું પોતે જ અહલ્યાના પ્રેમમાં જૂઠું બોલ્યો છે. પ્રેમની પીડાથી તું ગ્રસ્ત છે. તો શામાટે મારા માર્ગને રુંધે છે ? અહીં એક પૌરાણિક કથાનો ઉલ્લેખ છે. અહલ્યા ગૌતમ ઋષિની પત્ની હતી, પરંતુ ઇન્દ્ર તેના તરફ આકર્ષાયો હતો. એક વખત ગૌતમ

ઋષિ સ્નાનાર્થે બહાર ગયો છે ત્યારે ઇન્દ્ર ગૌતમના રૂપે અહલ્યા પાસે આવે છે એણે તેને દૂષિત કરી ગૌતમ ઋષિ પાછા ફરતા આ વાત જાણે છે ત્યારે ઇન્દ્રને તે શાપ આપે છે કે તેને શરીરે ૧૦૦૦ કાણા પડશે અને અહલ્યાનો પથ્થર થઈ જશે પાછળથી રામના સ્પર્શથી અહલ્યા ફરીથી યુવતી બને છે અને ઇન્દ્રના હજાર કાણા સહસ્ર લોચન બને છે વસંતસેના અહીં ઉપરોક્ત વાતનો ઉલ્લેખ કરી કહે છે કે તે ઇન્દ્ર પોતાને શામાટે પીડે છે?

શ્લો. ૩૩ અન્વય ऐरावतोरसि चला सुवर्णरज्जु इव, शैलस्य मूर्धिन निहिता सिता पताका इव, आखण्डलस्य भवनोदरदीपिका इय ते प्रियतमस्य सनिवेशम् हि आख्याति ।

અહીં વસંતતિલકા છંદ છે કવિની કલ્પનાની દૃષ્ટિએ આ ઉત્તમ કોટિનો શ્લોક છે વિટ અહીં કહે છે કે વીજળીને દોષ દેવો વ્યર્થ છે કારણ તે તો પ્રકાશથી પ્રિયતમના ઘરનો રસ્તો બતાવે છે ऐरावत–ઇન્દ્રનો હાથી સમુદ્રમાથી મળેલા ચૌદ રત્નો પૈકીનુ એક एरावतस्य उरसि सकलकला –બધી જ કળાઓ ચોસઠ કળા

શ્લો. ૩૪ અન્વય यदि कुप्यसि रति नास्ति, अथवा कोपेन विना कुत काम । त्व कुप्य च कोपय च (का तम्) । त्व प्रसीद च कान्त प्रसादय च ।

અહીં ગીતિ છંદ છે પ્રણયમા ક્રોધ એ મજા આણે છે પરંતુ એ વધુ વખત પહોંચે તો ? મજા સજામા ફેરવાઈ જાય વિટ પણ વસન્તસેનાને કહે છે કે ક્રોધ વગર પ્રણયની મજા શું ? સહેજ कृतककाप આનંદમા વધારો કરે છે વાંચો,

प्रेम्ण कुटिलगामित्वात् कोपो य कारण विना ।
न विना विप्रलम्भेन संभोग पुष्टिमश्नुते ॥

શ્લો. ૩૫ અન્વય– फुल्लकदम्बनीपसुरभौ घनोद्भासिते काले समदना हृष्टा जलार्द्रालका सचकिता स्तर्द्धनाकाम्निगी कान्तस्य आलयम् आगता एषा नूपुरलग्न कर्दमधरौ पादौ प्रक्षालयन्ती स्थिता ।

અહીં શાર્દૂલવિક્રીડિત છંદ છે फुल्लकदम्बनीपसुरभौ–ખીલેલ કદંબ અને નીપથી સુગંધી વસંતસેનાનું વર્ણન છે

શ્લો. ૩૬ અન્વય साटोपकूटकपटानृतजन्मभूमे, शाठ्यात्मकस्य रतिकेलि कृतालयस्य, वेश्यापणस्य सुरतो सवसमहस्य दाक्षिण्यपण्यसुतनिष्क्रयसिद्ध अस्तु ।

અહીં વસંતતિલકા છંદ છે साटोपकूटकपटानृतजन्मभूमे –અહં છેતરપિંડી કપટ અને જૂઠાણાનું ઉદ્ભવસ્થાન आलय=નિવાસસ્થાન दाक्षिण्य– વિનય

અહીં વિટ કહેવા માગે છે કે તને અર્થાત્ વસંતસેનાને માત્ર દાક્ષિણ્ય જ મળશે. કારણ ચારુદત્ત પાસે હવે કશું રહ્યું નથી,

अपि पारयिष्यामि ? – ચારુદત્તની વૃક્ષવાટિકામાં પ્રવેશીને 'શું બોલવું ?' એની વસંતસેનાને મૂંઝવણ છે. ચેટી બંનેને સમજાવે છે કે જુગારી તમારી સાંજ સુખમય ખરી કે, એમ પૂછવું. પરંતુ વસંતસેનાને શંકા છે કે પોતે આવું કહેવાની હિંમત કરી શકશે?

અહીં ગણિકામાં રહેલી સ્ત્રીનું સાચું સ્વરૂપ મૂર્ત થાય છે. પોતે લજ્જા અને સંકોચ અનુભવે છે એમાં જ એના સ્ત્રીત્વનાં દર્શન થાય છે.

શ્લો. ૩૭: અન્વય : सदा मम प्रदोषः जाग्रतः याति, सदा च मे निशा निःश्वसतः गता। हे विशाललोचने, अद्य त्वया समेतस्य मम प्रदोषकः शोकान्तकरः।

અહીં વંશસ્થ છંદ છે અને ચારુદત્તની વસંતસેના વગરની ઉત્કંઠિત હાલતનું વર્ણન છે. प्रदोषकः— શ્રી કાળે બતાવે છે તેમ અહીં પ્રદોષ અર્થાત્ પ્રથમ રાત હોય તો જ અર્થ બેસે. બાકી જો 'સાંજે' એવો અર્થ લઈએ તો આ શબ્દોના અર્થ ન બેસે કારણ ચારુદત્ત શું સાંજે પણ ઊંઘતો હશે?

શ્લો. ૩૮: અન્વય : वर्षोदकम् उद्गिरता श्रवणान्तविलम्बिना कदम्बेन एकः स्तनः यौवराज्यस्थ नृपसुतः इव अभिषिक्तः।

અહીં આર્યા છંદ છે. વસંતસેનાના ભીંજાતા વક્ષઃસ્થલને યુવરાજ તરીકે રહેલા રાજકુંવર સાથે સરખાવેલ છે

प्रधानवासकी–ઉત્તમ બે કપડાં ऋजुकः સીધો.

अथ किंनिमित्तं पुनरीदृशे प्रनष्टचन्द्रालोके दुर्दिनान्धकारे आगता भवती।

બિચારો વિદૂષક! પ્રેમબાબતોના ધાથી તો હજુ અજાણ્યુ છે. એટલે આશ્ચર્ય પામતાં પૂછે છે કે આવા દુર્દિને વસંતસેના શામાટે આવી છે? તે બીલકુલ સીધો છે. એટલે તો આમ પૂછી બેસે છે.

मन्त्रितमेव मन्त्यते। બોલેલું જ બોલે છે. ચેટી બહુ ચતુર છે. તે કહે છે કે 'વસંતસેના રત્નાવલીનું મૂલ્ય પૂછવા આવ્યાં છે.' એ રત્નાવલી પાછી આપતાં વિદૂષકે ઉચ્ચારેલા શબ્દો એને પાછા વાળે છે. ત્યારે વિદૂષક કહે છે કે આ તો મારું બોલેલું જ બોલે છે. અલબત્ત, વિદૂષક એ સમજી શકતો નથી. પરંતુ વાસ્તવમાં, સ્નેહ વધારવા અને સ્નેહની સ્પષ્ટતા કરવા જ ચેટી આ શબ્દોનું પુનરુચ્ચારણ કરે છે. અર્થાત્ આ શબ્દો સાંભળીને વસંતસેનાએ અનુભવેલી

વેદનાનુ ચારુદત્તને તે ભાન કરાવવા માગે છે. ઉપરાંત, વસંતસેનાનો પ્રેમ પૈસા ઉપર નથી. તે પોતે પૈસાની લાલચુ નથી, એવો ધ્વનિ એમાથી નીકળતો લાગે છે

शिल्पकुशलतयावबध्नाति दाष्टम् ।–

રત્નાવલીના બદલામા ચેટી સોનાના ઘરેણાનો દાબડો વિદૂષકને સોપે છે ઘરેણા જોઈ વિદૂષક આશ્ચર્ય અનુભવે છે કારણ ઘરેણા તે જ હતા કે જે ચોરાઈ ગયા હતા તો પછી તે પાછા વસંતસેના પાસે ક્યાથી આવ્યા ? વિચારમગ્ન મૈત્રેય ઘરેણા સામુ તાકી રહે છે ચેટી આ વિચારમગ્નતાનુ કારણ પૂછે છે ત્યારે એકાએક જાગ્રત થઈને વિદૂષક કહે છે, 'કઈ નહિ, હુ તો જરા એની કારીગરી જોઈ રહ્યો હતો"

શ્લો. ૩૯ વ્યાજ —બહાનુ

किंतु तस्य विडम्बना ।–

થાપણ પાછી સોપવા ચારુદત્તે જે બહાનુ શોધ્યુ હતુ, તે જ વસંતસેનાએ બતાવ્યુ અર્થાત્ ચારુદત્ત વિચારે છે કે જેમ આ શબ્દો તેને દુ ખકારક છે તેમ પોતે રત્નાવલી મોકલી ત્યારે વસંતસેનાને પણ થયુ જ હશે વસંતસેના ભલે ગણિકા છે, પરંતુ પૈસાની લોભી નથી એ બતાવવા જ તેણે આ યુક્તિ રચી વળતો પ્રહાર કર્યો છે પરંતુ આ કેવી રીતે બને ? એક ગણિકા આવો સ્નેહ કરી શકે—એ સાચુ છે કે પછી વિડમ્બના, મશ્કરી જ છે ? ચારુદત્તને મન આ મોટુ આશ્ચર્ય છે

अत एव काम्यते ।–

ચોરાયેલા ઘરેણા પાછા મળી ગયા છે—એવા ખુશ ખબર કહેનારને ચારુદત્ત ઇનામ આપવા જાય છે તેના સ્વભાવ મુજબ આગળી ઉપરની વીટી આપવા ઇચ્છે છે, પરંતુ કમનસીબ ! આગળી વીટી વગરની છે ચારુદત્ત લજ્જા પામે છે પરંતુ આ જોઈ વસંતસેના મનમા વિચારે છે કે તેથી જ હુ સ્નેહ કરુ છુ અર્થાત્ અહીં બક્ષિસ આપવાની તત્પરતા ચારુદત્તની ઉદારતા બતાવે છે અને આ ઔદાર્યનો ગુણ જ ચારુદત્ત માટેના સ્નેહનુ કારણ બન્યો છે સંપત્તિ અને વિપત્તિમા ચારુદત્ત સરખો છે, તેથી જ વસંતસેના તેને સ્નેહ કરે છે, નહિ કે પૈસાને આમ વસંતસેનાના પાત્ર ઉપર અહીં પ્રકાશ પડે છે

શ્લો. ૪૦ અન્વય लोके धने. वियुक्तस्य नरस्य भादित औचितेन एव तावत् किं यस्य प्रतीकारानिरयत्वात् कोपप्रवाहा विफलीभवन्ति ।

અહીં ઉપજાતિ છંદ છે. આદિત–પહેલા જ ધનહીન વ્યક્તિની પ્રસન્નતા કે ગુસ્સાની કોઈ ગણતરી થતી નથી. સાચુ જ કહ્યું છે કે, सर्वे गुणा काञ्चनमाश्रयन्ते । અર્થપ્રધાન યુગમાં અર્થની, દ્રવ્યની જ મહત્તા છે. नहि अस्य कोपेन कस्यचिदर्थहानि प्रसादेन वाऽर्थलाभ इति भाव ।

શ્લો. ૪૧ અન્વય : पक्षविकल पक्षी च, शुष्क तरु च जलहीन सर च, उद्धृतदंष्ट्र सर्प च दरिद्र च लोके तुल्यम् ।

દરિદ્ર મનુષ્યને પાંખ વિનાનું પંખી, સૂકું વૃક્ષ, પાણી વિનાનું સરોવર અને દાંત વિનાના સર્પ સાથે સરખાવ્યો છે.

શ્લો. ૪૨ અન્વય : दरिद्रा पुरुषा शून्ये गृहे, तोयरहिते कूपे च शीर्णे तरुभि च समा खलु, यत् दृष्टपूर्वजनसंगमविस्मृताना परितोषकाला एव विफला भवन्ति ।

અહીં વસંતતિલકા છંદ છે. ચારુદત્ત કહેવા માગે છે કે વસંતસેનાના મિલનના આનંદમાં પોતે દારિદ્ર્યનું દુઃખ વિસરી ગયો છે ।

भवति समर्प्यता मम स्नानशाटिका ।–

દારિદ્ર્યનું દુઃખ અનુભવતા ચારુદત્તને વિદૂષક દિલાસો આપે છે વાતાવરણ જરા હળવું બનાવતા કહે છે—લાવો મારો ફાટેલો ટુવાલ. અહીં ગરીબાઈની મનોવેદના વ્યક્ત થાય છે । ગરીબાઈ કેવી ને કેટલી હશે કે વિદૂષક ઘરેણાં બાંધેલા ફાટેલો ટુવાલ પણ પાછો માગી લે છે ।

आर्य मैत्रेय अतिमात्रमिदानीमृजुमात्मान दर्शयसि ।

વિદૂષકનું ભોળપણ હવે હદ કરે છે ।. વસંતસેનાને અગાઉ વિદૂષકે સીધે સીધું જ પૂછ્યું હતું કે 'આવા દુર્દિનમાં શા માટે આવ્યા છો. હવે ફરીથી પણ વિદૂષક પૂછી રહ્યો છે કે શું વસંતસેના અહીં જ રહેવાની છે ? કારણ, ઘરેણાં અંગેની વાત હવે પતી ગઈ છે અને સૂવાનો સમય થઈ ગયો છે, છતાં તે જતી નથી એટલે વિદૂષક જાણી જોઈને પૂછી રહ્યો છે કે શું તે અહીં રહેવાની છે ? મતલબ કે હજી શું લેવાનું બાકી છે ? ત્યારે ચેટી હવે કહે છે કે હવે તમે અત્યંત સીધા–સરળ જણાવ છો. આ તો ભોળપણની હદ થઈ

શ્લો. ૪૪ અન્વય अमू वारिधारा हि मृणाल्सूत्र्य पद्मान्तराणि इव जलदान्तराणि भित्त्वा चन्द्रव्यसनात् विमुक्ता. दिवः अश्रुधारा [illegible] पतति ।

અહી ઉપજાતિ છંદ છે અહી 'વારિધારા'ને જાણે કે આકાશની અશ્રુધારા કહી છે ।

શ્લો. ૪૫ : અન્વય : बलदेवपटप्रकाशाः मेघाः आर्यजनचित्तमुनिर्मलाभिः अर्जुनशरप्रतिकर्कशाभिः चण्डाभिः धाराभिः शक्रस्य मौक्तिकनिधानम् उद्गिरन्तः इव स्रवन्ति ।

અહીં વસંતતિલકા છંદ છે. આ શ્લોકમાં આકાશમાંથી પડતી વારિધારાઓનું વર્ણન છે. बलदेवपटप्रकाशाः—બળદેવના વસ્ત્ર જેવું કાળું. બળદેવ (શ્રીકૃષ્ણના મોટાભાઈ)નું કપડું કાળું છે તેમ વાદળ કાળાં છે. अर्जुनशरप्रतिकर्कशाभिः—અર્જુનના બાણ જેવી કર્કશ છે. शक्रस्यमौक्तिकनिधानम्–ઇન્દ્રનો મોતીનો ખજાનો ન વહેવડાવતાં હોય ! મોતી ધોળાં છે ને ધારા પણ ધોળી.

શ્લો. ૪૬ : અન્વય : पिष्टतमालवर्णकनिभैः एतैः अम्भोधरैः आलिप्तं संसक्तैः सुरभिभिः शीतैः प्रदोषानिलैः उपवीजितं अम्बरं अम्भोदसमागमप्रणयिनी स्वच्छन्द अभ्यागता रक्ता एषा विद्युत्प्रियतमा कान्त इव समालिङ्गति ।

અહીં શાર્દૂલવિક્રીડિત છંદ છે. વીજળી મેઘને આલિંગે છે, જેમ પ્રિયતમા પ્રિયતમને. અહીં વપરાયેલા વિશેષણો બંને પક્ષે લાગુ પડી શકે છે. रक्ता–(૧) રક્તવર્ણવાળી (૨) અનુરક્તા (પ્રેમવાળી, પ્રિયતમા માટે) आलिप्त–લેપાયેલું पिष्टतमालवर्णकनिभैः–(વાદળ પક્ષે) પીસેલાં તમાલના વિલેપન જેવું; (કાન્ત માટે) કુંકુમ, અગુરુ વગેરે અંગરાગ લગાડેલા અંગવાળો संसक्तैः....ઠંડા, સુગંધી, પવન જેને ઢોળાય છે તેવા. આમ, ચારુદત્ત પણ વસંતસેનાને આલિંગવાનું આવાહન કરે છે.

શ્લો. ૪૭ : અન્વય : भो मेघ ! गम्भीरतरं नद, मे स्मरपीडितं गात्रं तव प्रसादात् स्पर्शरोमाञ्चितजातराग कदम्बपुष्पत्वं उपैति ।

અહીં ઉપજાતિ છંદ છે. कदम्बपुष्पत्वम्–કદમ્બ પુષ્પ જેવું. મેઘ આવતાં કદમ્બ પુષ્પ ઉપર એક સાથે કળીઓ આવે છે. આમ શરીર ઉપર રોમાંચ થઈ આવ્યો છે.

શ્લો. ૪૮ : અન્વય : दुर्दिनं अविरतधारं वर्षशतं अस्तु, शतह्रदा स्फुरतु यत् अस्मद्विधदुर्लभया प्रियया सह परिरब्धः ।

शतह्रदा—વીજળી સાથે. ચારુદત્ત ઇચ્છે છે કે આ તોફાન અવિરત રહો. કારણ જેને કારણે દરિદ્રને સ્વપ્નમાં પણ ન મળે તેવું વસંતસેનાનું પરમ સુખ સાંપડયું છે.

શ્લો. ૪૯ : અન્વય : ये गृहम् आगताना कामिनीनां मेघोदकशीतलानि आर्द्राणि गात्राणि गात्रेषु परिष्वजन्ते तेषां खलु जीवितानि धन्यानि ।

અહીં ઇન્દ્રવજ્રા છંદના શ્લોકમાં ચારુદત્ત પ્રિયાના આલિંગનને જીવનની ધન્યતા માને છે.

**શ્લો. ૫૦ : અન્વય :** स्तम्भेषु प्रचलितवेदिसंचयान्त वितानं शीर्णत्वात् कथमपि धार्यते, यथा च चित्रभित्तिः स्फुटितसुधाद्रवानुलेपात् .सलिलभरेण संविलग्ना ।

वेदि–કુંભી, સંચય–ચણતર, प्रचलित–હાલી ગયા છે તેવી वितानम्–છત, ચંદરવો, शीर्णत्वात्–ફાટેલી હોવાથી. स्फुटितसुधाद्रवानुलेपात्–ચૂનાનું પડ તરડાઈ ગયું હોવાથી. બહારની ઓસરીમાં થોભવું સલામત નથી, એમ ચારુદત્ત અહીં વિચારે છે.

**શ્લો. ૫૧ : અન્વય :** विद्युज्जिह्वेन महेन्द्रचापोच्छ्रितायतभुजेन जलधरविवृद्ध-हनुना अंतरिक्षेण इदं विजृम्भितं इव ।

અહીં આર્યા છંદ છે. विद्युज्जिह्वेन–વિદ્યુતરૂપી જીભવાળા. આકાશે જાણે બગાસું ખાધું ! વિદ્યુત રૂપી જીભ, ઇન્દ્રનું ચાપ બાહુ, અને વાદળ લંબાવેલી દાઢી છે. जृम्भमाणो हि दर्शितजिह्वः ऊर्ध्वबाहुरुच्छूनहनुर्भवतीति तथोत्प्रेक्ष्यते ।–શ્રી નિવાસાચાર્ય.

**શ્લો. ૫૨ : અન્વય :** तालीषु तारं, विटपेषु मन्द्र, शिलासु रुक्षं सलिलेषु चण्डं (यथा तथा) धाराः ताडयमानाः संगीतवीणाः इव तालानुसारेण पतन्ति ।

तालीषु–तालपत्रेषु । વરસાદની ધારાઓથી જે જુદો જુદો અવાજ થાય તે સંગીતના જલસામાં આવતી વીણાના સ્વર જેવો લાગે છે.



## અંક ૬

कथं रात्रिरेव प्रभातं संवृत्तम् ।

ઊંઘતી વસંતસેનાને ચેટી જાગૃત કરે છે. ત્યારે એકાએક પ્રભાતને જોઈને વસંતસેના ઉપર્યુક્ત વાક્ય ઉચ્ચારે છે. વસંતસેનાને રાત્રે ક્યાંય સુધી ઊંઘ આવી નહિ હોય, તેથી પ્રભાત થઈ ગયું છે એ સાંભળી તેને નવાઈ લાગે છે. તે પૂછે છે કે શું રાત્રી જ પોતે પ્રભાત થઈ ગઈ ? અથવા કદાચ આવા પરમ સુખમાં વીતી ગયેલ રાત્રિ ક્ષણ જેવી લાગી હશે. क्षणकल्पा रात्रिरतिक्रान्तेति भावः । આવો જ ભાવ ઉ૦ રા૦ ચ૦માં જોવા મળે છે. अविदितगतयामा रात्रिरेव व्यरंसीत् ।

वर्धमानक–ચારુદત્તનો દાસ છે.

न केवलमभ्यन्तरश्चतुःशाल्म् । सर्वजनस्यापि हृदयं प्रविष्टा ।

પોતાની હૃદયેચ્છા પાર પડી [redacted] એટલે વસંતસેના આનંદિત છે. પરંતુ હજી તેને વિશ્વાસ બેસતો નથી, એટલે પોતાની ચેટીને પૂછે છે કે શું સાચેસાચ જ એને ચારુદત્તના ઘરમાં સ્થાન મળ્યું છે? ચેટી પ્રત્યુત્તર બહુ સુંદર આપે છે. તે કહે છે કે એકલા ચારુદત્તના ઘરમાં જ નહિ, અપિતુ, ઘરના પ્રત્યેક માણસના હૃદયમાં પણ તેમને સ્થાન મળ્યું છે. અર્થાત્ વસંતસેનાએ ચારુદત્તના ઘરનાં કુટુંબીજનો, પરિજનો વગેરેને પણ જીતી લીધાં છે. કારણ, गुणः खलु अनुरागस्य कारणम् । પોતાના ગુણોથી તે ઘરના સર્વ મનુષ્યોથી અભિનંદનીયા બની છે.

तदा मया प्रथमं संतप्तव्यम् ।

ઘરનાં સર્વજનોને વસંતસેના પ્રિય છે. પરંતુ હવે વસંતસેના પૂછે કે ચારુદત્તના પરિજનો તો સંતાપ નથી પામ્યા ને? કદાચ એક ગણિકાને રાખવાનું ચારુદત્તના નોકરોને ન પણ ગમ્યું હોય! ચેટી જવાબ આપે છે કે "ચારુદત્તના માણસો સંતાપ પામશે, પણ જ્યારે આપ આર્યા અહીંથી જશો ત્યારે!" અર્થાત્ તમારું આગમન નહીં પરંતુ તમારું અહીંથી થનારું ગમન બધાયને દુઃખી બનાવશે. ત્યારે વસંતસેના વિચારે છે કે "તો તો પહેલા પોતાને જ દુઃખી થવું પડશે." કારણ કે હવે ચારુદત્તનું ઘર છોડવું એને ગમે નહિ તે સ્વાભાવિક છે. તેથી હવે પ્રથમ દુઃખ તેને પોતાને જ થવાનું છે.

आर्यपुत्र एव ममाभरणविशेष इति जानातु भवती ।

ચારુદત્ત તો મહાન છે જ, પરંતુ એથી ય વિશેષ એની પત્ની ધૂતાની મહાનતા તો જુઓ. *પ્રિયસખીવૃત્તિ સપત્નીજને* એ કવિકુલગુરુ કાલિદાસની શિખામણ એનામાં મૂર્તિમંત રૂપે જણાય છે. અલબત્ત, વસંતસેનામાં પણ એ ગુણ છે જ. ધૂતા પ્રત્યે તેને અપાર આદર અને સ્નેહ છે. તેથી તેની રત્નાવલી–માળા ધૂતાને પાછી મોકલાવે છે. પરંતુ પતિ એ જ જેનું ઘરેણું હોય તેને આ ઉપરછલ્લા આભૂષણની શું આવશ્યકતા? ધૂતા ઉપરોક્ત જવાબ સાથે રત્નાવલી પાછી વાળે છે. વળી, એ વસંતસેનાને આપેલી છે, એને પાછી કેમ કરી લેવાય? એટલે, આમ, આરંભથી જ વસંતસેના કે વસંતસેનાના સંબંધ તરફ ધૂતા તરફથી કોઈ વિરોધ કે ઈર્ષા નથી એ સ્પષ્ટ થાય છે.

અલબત્ત, ધૂતા આદર્શ આર્યનારીનું સજનજૂનું પાત્ર છે. કારણ કે સ્ત્રી–સહજ ઈર્ષ્યાવૃત્તિનો ધૂતામાં સદંતર અભાવ વર્તાય છે. પતિના સુખમાં એને બધી વાતે

સુખ દેખાય છે. शकटिका—નાની રમકડાની ગાડી.

નાટકનું શીર્ષક જેને આધારે અપાયું છે તે મહત્ત્વનો પ્રસંગ હવે અહીં રજૂ થાય છે.

अनलङ्कृतशरीरोऽपि चन्द्रमुख आनन्दयति मम हृदयम् ।

સોનાની ગાડી માટે હઠે ભરાયેલા બાળકને જોતાં જ વસંતસેનાના હૃદયમાં લાગણી ઊભરાય છે. એ બાળક કોણ છે તે વસંતસેના જાણતી નથી. વળી, બાળક અલંકાર વગરનું છે. છતાં બાળકને જોતા એનું હૃદય પ્રસન્નતા અનુભવે છે. જાણે કોઈ જૂનો આંતર-સંબંધ હોય તેમ વસંતસેનાને આ ચારુદત્તનો પુત્ર જોઈ આનંદ થાય છે। અહીં આખા પ્રસંગનો ધ્વનિ છે. હવે પછી સોનાનાં ઘરેણાથી તેની ગાડી તે ભરી દેવાની છે, અને તે પણ એક માતૃપૂર્ણ પ્રેમથી જ.

एहि मे पुत्र आलिङ्ग ।—આ ચારુદત્તનો પુત્ર રોહસેન છે, એ જાણ્યા પછી તો વસંતસેના કાબૂ રાખી શકતી નથી, વાત્સલ્યથી એનું હૈયું ઉભરાઈ જાય છે. એનો સુષુપ્ત માતૃસ્નેહ પોકારી ઊઠે છે, "આવ મારા દીકરા, મને ભેટ".

प्रतिवेशिक—પાડોશી. અહીં ચણકે બાળકનું મનોવૈજ્ઞાનિક ઢબે સુંદર નિરૂપણ કર્યું છે.

भगवन्कृतान्त पुष्करजलबिन्दुसदृशैः क्रीडसि त्वं पुरुषभागधेयैः ।

ભાગ્યની કેવી અસ્થિરતા ! રોહસેન પડોશીની સોનાની ગાડી જોઈ, હવે પોતાની માટીની ગાડીથી રમવાનો ઈન્કાર કરે છે. એટલું જ નહિ, સોનાની ગાડી માટે રડી રહ્યો છે. આ જોઈ વસંતસેના કહે, 'હે વિધિ ! કમળના પાંદડા ઉપર પડેલા જલબિંદુ જેવા પુરુષના ભાગ્ય સાથે તમે ખેલો છો !' અર્થાત્ કમળના પાંદડા ઉપર પડેલું પાણી સ્થિર રહેતું નથી તેમ મનુષ્યનું ભાગ્ય પણ ચંચળ હોય છે. ક્યાં ચારુદત્તની સમૃદ્ધિ અને ક્યાં આજની એની નિર્ધનતા ! એ બધો નસીબનો જ ખેલ છે નહિ તો શું ? સાચું જ કહ્યું છે કે विधिरहो बलवान् ।

यतस्तावदार्या जननी तत्किमर्थमलंकृता ।

બાળ-માનસનું અહીં આબેહૂબ દર્શન થાય છે. દાસી વસંતસેનાનો પરિચય બાળકને તેની માતા તરીકે આપે છે. પરંતુ એનું બાળમાનસ એ માનવા તૈયાર નથી. દારિદ્ર્યની એક બાળક ઉપર કેવી ઘેરી અસર પડી છે ! પોતાની માતા ઘરેણાંથી અલંકૃત કયાંથી હોય ? ચારુદત્તની આ પરિસ્થિતિ ધ્યાને લીધે ધૂતાએ ઘરેણાં કાઢી નાખ્યાં હશે. તેથી રોહસેનને લાગે છે કે પોતાની માતા તો

ઘરેણાં વગરની જ હોય, અને આ વસંતસેના તો આભૂષણોથી લદાયેલી છે— પોતાની માતા ક્યાંથી હોઈ શકે ? વસંતસેનાને પણ એ વાસ્તવિકતાનું ભાન થાય છે. એને સમજાય છે કે ચારુદત્તની સાચા અર્થમાં પત્ની અને રોહસેનની માતા બનવા માટે તો આ ઠાઠમાઠનો ત્યાગ કરવો પડશે ! અને એટલે ઘરેણાંથી બાળકની ગાડી ભરી દે છે.

अपेहि । न ग्रहीष्यामि । रोदिषि त्वम् ।

ચારુદત્તના ઘરની, તેના બાળકની આવી કરુણ હાલત જોઈ વસંતસેના રડી પડે છે, પરંતુ બાળકને લાગે છે કે પોતાને આ ઘરેણાં આપવા પડ્યાં, તેથી તે રડી રહી છે. એટલે બાળસહજભાવે કહે છે,'હું નહિ લઉં, તમે રડો છો'. બાળ-માનસનું કેવું અદ્ભુત ચિત્રણ ! હવે વસંતસેના હસતે મુખે માટીની ગાડીમાં ઘરેણા મૂકે છે ને ત્યારે તો રોહસેન પ્રફુલ્લ નાગતી શર્વરી સમો શોભી રહે છે !

तिष्ठतु मुहूर्तकम् । यावदहमात्मानं प्रसाधयामि ।

ભાવિ કેવું બળવાન છે ! अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र । વર્ધ-માનક ગાડી તૈયાર હોવાનું નિવેદન કરાવે છે. પરંતુ હજુ વસંતસેના તૈયાર નથી. એક તો પોતે મોડી ઊઠી છે. અને રોહસેનને કારણે તૈયાર થવામાં વિલંબ થયો છે દરમિયાન ગાડી થોભે છે. પરંતુ ભાવિના ભૂગર્ભમાં કંઈ જુદું જ લખાયું હશે. ચેટ ગાદી ભૂલી ગયો છે, અને વળી બળદ તોફાની હોવાથી વર્ધમાનક ગાડી લઈને જતો રહે છે. દરમિયાન ત્યાં શકારની ગાડી આવીને ઊભી રહે છે !

શૂદ્રકનું નાટ્યસંવિધાન દાદ માગી લે તેમ છે ! કેટલી કુશળતાથી અને છતાં સહજ રીતે–Logically શૂદ્રક વર્ધમાનકને દૂર કરે છે ! અને આ ગાડીની અદલા-બદલી ઉપર જ નાટકના દ્વિવિધ વસ્તુનું પરિવર્તનબિંદુ છે ! ગાડીની ફેરબદલીથી આર્યકનો ભાગ્યપલટો થાય છે, ત્યારે તે જ ગાડીની બદલીથી એક પ્રેમીયુગલની કરુણ દશાના પગરણ મંડાય છે !

किन्विदं स्फुरति दक्षिणं लोचनम् । अथवा चारुदत्तस्यैव दर्शनमनिमित्तं प्रमार्जयिष्यति ।—

શકારની ગાડી ચારુદત્તના દરવાજા આગળ ઊભી રહે છે—બહુ સ્વાભાવિક રીતે શૂદ્રક આ ગોઠવણ કરે છે. કોઈના ગાડાનું પૈડું કાદવમાં ફસાઈ ગયું છે. તેને ખેંચી કાઢવામાં મદદ કરવા સ્થાવરક નીચે ઊતરે છે. દરમ્યાન ત્યાં જ ગાડીનો અવાજ સંભળાતાં વસંતસેના તેને ચારુદત્તની ગાડી માની તેમાં ગોઠવાઈ જાય અલબત્ત ત્યારે તેનું જમણું અંગ સ્ફુરે છે ને આ નાટ્યાત્મક વક્રોક્તિ દ્વારા

શકે આવનારા અનિષ્ટ ભાવિનું સૂચન કરી લીધું છે! આપણી ભારતીય માન્યતા મુજબ સ્ત્રીઓનું જમણું અંગ સ્ફુરે અને પુરુષનું ડાબું અંગ સ્ફુરે તો તેને અશુભ મનાય છે.

પરંતુ વસંતસેના આશ્વાસન લે છે કે ચારુદત્તનું દર્શન આવનાર અનિષ્ટનો નાશ કરશે કારણ કે, પવિત્ર માણસનું દર્શન ઇષ્ટ દેવતાનું નામ, બ્રાહ્મણની પૂજા વગેરે અશુભ નિવારનારાં છે. જો કે અહીં ભાગ્યદશા વસંતસેનાની આ ઇચ્છા ફળીભૂત થવા દેતી નથી.

પરંતુ કદાચ શંકા થાય કે વસંતસેના આવી ભૂલ કેવી રીતે કરે? પરંતુ એ ભૂલ અતિ સ્વાભાવિક છે કારણ કે આ અગાઉ ચારુદત્તની ગાડી વસંતસેનાએ જોઈ જ નહિ હોય. વળી તે વખતે ગાડીવાળો હાજર પણ ન હોતો. માટે આવી ભૂલ થાય તે સહજ લાગે છે.

भारवत् प्रवहणम्०—શૂદ્રકની સંવિધાનકલાનો આ બીજો ઉત્તમ નમૂનો છે. વસંતસેનાના બેસવાથી સ્થાવરકને ગાડી ભારે લાગે છે ખરી! પણ આખરે એ છે કોણ? રાજાજીના સાળાના નોકર! આળસુ! જેવાની દરકાર કરતો નથી. અથવા 'कूपयन्त्रघटिकान्याय'થી મનુષ્ય સાથે ખેલી રહેલું ભાવિ એને ભુલાવે છે. તે ધારે છે કે પોતે પૈડું ખેંચવામાં થાકી ગયો હશે, તેથી આ ગાડી હવે ભારે લાગી રહી છે!

गुल्मस्थान०—પોલિસથાણું. गुल्म=લશ્કરનો ભાગ પણ થાય. વાંચો,

द्वयोस्त्रयाणां पञ्चानां मध्ये गुल्ममधिष्ठितम् ।

तथा ग्रामशतानां च कुर्याद्राष्ट्रस्य संग्रहम् ॥ निगड—બેડી. हित्वा–'પાર કરીને' એ અર્થમાં. पाशः–સાંકળ विशसने–મારી નાખવા માટે.

અહીં શૂદ્રકની શૈલીની શિથિલતા વર્તાય છે. नरपतिवन्धन० વગેરેનાં લાંબા લાંબા સમાસો વિચિત્ર રીતે દાખવ્યા છે.

શ્લો. ૨ : વસંતતિલકા છંદ છે. કેદમાંથી ભાગતા, છુપાતા, લપાતા આર્યકની આ ઉક્તિ છે. માત્ર ભવિષ્યવેત્તાની આગાહી ઉપરથી જ પાલકે તેને પકડ્યો છે, તેમાં પોતાનો શો અપરાધ! अगम्यः नृपः–રાજા અપ્રાપ્ય છે. અર્થાત્ અત્યારે પોતે નિઃશસ્ત્ર છે, વળી એકલો છે. તેથી રાજા પાસે જઈ શકે તેમ નથી. વળી તે બળવાન છે માટે તેની સાથે વિરોધ કરવો પણ યોગ્ય નથી.

આમ, પોતાને અકારણ પકડનાર રાજા તરફ આર્યક ગુસ્સે થયો છે. પરંતુ પોતાની સ્થિતિ જોઈને તે પાછો પડે છે. આર્યકના મનોભાવોને અનુરૂપ આ અર્થ બરાબર લાગે છે. गम्यः–બીજો પાઠ મળે છે. અર્થાત્ રાજા સેવવા યોગ્ય છે. અર્થાત્ પાલક રાજા સાથે વેર કેવું ? એ રાજા [redacted] તેથી બધાથી સેવવા યોગ્ય છે. પરંતુ આ અર્થ બંધબેસતો નથી. કારણ કે પછી પાલકને મારીને તે પોતે ગાદીએ આવે છે ત્યારે આ ભાવના ક્યાં જાય છે ?

गम्यः–બે રીતે ઘટાવાય (૧) પાસે જવાય તેવો, એટલે કે પાસે જઈને ક્રુમલો થાય તેવો (૨) પાસે જઈને શાંત પડાય તેવો. અહીં ડૉ રાઈડર, આર્યકના માનસિક ભાવને અનુરૂપ અર્થ બતાવે છે કે "અને તેણે વનના હાથીની માફક બાંધ્યો છે ? પણ મારું ભાગ્ય છે તો મારો શો વાંક ? દૈવી સિદ્ધિ પણ નિવારી શકાય તેવી નથી. તેથી હું કે જે રાજા થવા સરજાયો છુ તેને જ શાંત કરવો જોઈએ. મારા જેવા બળવાન સાથે વિરોધ કેવો ?"

પરંતુ પાછળથી પોતાની જાતને 'મંદભાગી' ગણાવતા આર્યક સાથે આ ઉપરોક્ત અર્થ બંધબેસતો નથી.

શ્લો. ૩ : ઉપેન્દ્રવજ્રા છંદ છે. महाकपाटः–મોટું કમાડ. अदत्तदण्डः–આગળો દીધા વગરનું. विशीर्णसन्धिः–ઢીલા થઈ ગયેલા સાંધાવાળું.

ચારુદત્તના જીર્ણશીર્ણ થઈ ગયેલ ઘરનો દેખાવ જ ચારુદત્તની આર્થિક અવદશાની જાણે કે ચાડી ખાઈ રહ્યો છે !

શ્લો. ૪ : શિખરિણી છંદ છે. विषमशीलैः–વિસદશ ચારિત્ર્યવાળાથી. गोष्ठीयानम्–જાહેરવાહન, वधूसंयानम्–વધૂ માટેની ગાડી, प्रवरजनयोग्यम् મોટા માણસને યોગ્ય.

જેલમાંથી ભાગેલો આર્યક દૂરથી કોઈ ગાડીને જુએ [redacted] અને સ્વાભાવિક રીતે જ પોતાને તે અનુકૂળ નીવડે તેવી ધારણા વ્યક્ત કરે છે. વળી, આ કોઈ 'वधूसंयानम्' હોય તો એને વધુ અનુકૂળ નીવડે, કારણ કે એમાં કોઈ હોય જ નહિ !

कथं नूपुरशब्दः–શૂદ્રકની કલા અહીં પરિસીમાએ પહોંચે છે! પોતાની બેડી ઉતાવળમાં આર્યક કાઢી નહોતો શક્યો. માર્ગમાં એને તે નડે છે, પણ અહીં બહુ ઉપયોગી થઈ પડે છે ! કારણ કે ગણિકાની ગાડીમાં આર્યક બેસી જાય છે. બેડીના અવાજને વર્ધમાનક નૂપુરનો રણકાર સમજે છે અને માને છે કે વસંતસેના ગાડીમાં ચડી ગઈ છે ! ખરેખર, ભાવિ બળવાન છે. भवितव्यता खलु बलवती ।

શૂદ્રકની સાંકળ જેવી નિર્જીવ વસ્તુને પણ કેવી સુંદર રીતે વિકસાવે છે ! ગોઠવણી પણ કેટલી સ્વાભાવિક છે ! આર્યક ગાડીમાં ચઢ્યો છે તે માટે જરાક

પણ શક વર્ધમાનકને ન આવે એવી કળા શકુ ગોઠવી છે. જો સ્હેજ પણ શંકા ગઈ હોત તો આર્યક તો પકડાઈ જાત, પરંતુ પાછળથી વસંતસેના ચારુદત્તની ગાડીમાં નહોતી એવો પુરાવો તો રહેત। પરંતુ વિધિની લીલા કંઈ જુદી જ હતી।

શ્લો. ૫ : સાકળ તોડવાની સાથે આર્યક, રાજાનું હૃદય તોડીને નાઠો છે ને બધા વિશ્વાસથી કેમ ઊભા છે! હવે બધાને તપાસ કરવાનો આદેશ અપાયો છે. प्रतोली–મુખ્ય શેરી. प्रतोली विशिखा श्रीणि ग्राममध्यमार्गस्य इत्यमरः ।

अरे आर्यचारुदत्तं न जानासि न वा वसन्तसेनाम् ।–આર્ય ચારુદત્તના ગુણોથી રાજ્યના અમલદારો પણ આકર્ષાયા છે તેનો આ વાક્ય પુરાવો આપે છે.

ભાગેલા આર્યકની તપાસ કરવાનો આદેશ અપાયો છે. ઢાંકેલી ગાડી રાજમાર્ગ ઉપરથી પસાર થઈ રહી છે તેને તપાસવાનું કહેવામાં આવે છે. પરંતુ આ ગાડી ચારુદત્તની છે અને વસંતસેનાને લઈને જઈ રહી છે, એ સાંભળી ચન્દનક કહે છે કે હવે ગાડીને તપાસવાની જરૂર નથી, કારણ કે ચારુદત્તનો વિશ્વાસ જ એવો છે. પરંતુ ફરજ બજાવતા અમલદારો તો ચિઠ્ઠીના ચાકરો. એ તો કહે છે કે 'કોણ ચારુદત્ત ને કોણ વસંતસેના,? હુકમ પ્રમાણે ગાડી જોવી જ જોઈએ. ત્યારે ચન્દનક કહે છે–કે શું આપ આર્ય ચારુદત્તને નથી જાણતા કે વસંતસેનાને નથી જાણતા? તે કહે છે કે "જે ગુણનિધિ ચારુદત્તને અને નગરદેવતા જેવી વસંતસેનાને જાણતો નથી તે આકાશમા રહેલા જ્યોત્સ્ના સાથેના ચંદ્રને જાણતો નથી". એક સામાન્ય માનવી પણ ચારુદત્તના ગુણની કેવી કદર કરે છે! આ જ છે ચારુદત્તની મહાનતા!

શ્લો. ૧૬ : અનુષ્ટુપ છંદ છે. પોતાની ફરજ બજાવતા વીરકનું પણ શકુ નિરાળું વ્યક્તિત્વ આપ્યું છે. પોતે ફરજ પર હોવાથી ગાડીની તપાસ કરવાનું કહે છે કારણ કે ચારુદત્ત કે વસંતસેના તો શું પણ ફરજ આગળ સગા પિતાનેય તે ઓળખતો નથી. આ સાભળી ગાડીમા રહેલો આર્યક વિચારે છે કે અહીં એક મારો શત્રુ છે, ને બીજો મારો મિત્ર છે. જેમ વિવાહમાં કે ચિતામાં–અગ્નિ તો એક જ છે, પરંતુ બંનેનું કાર્ય ભિન્ન છે, તેમ અહીં બંને રાજકાર્ય બજાવી રહ્યા હોવા છતાં એક મિત્રનું અને એક શત્રુનું કાર્ય કરી રહ્યો છે।

तन्त्रिल –કાર્યની વ્યવસ્થા જોનારો વહીવટી ઉપરી. प्रत्ययितः–વિશ્વાસુ.

શ્લો. ૧૭ : અનુષ્ટુપ છંદ છે. બીમની જેમ આર્યક પણ પોતે હાથથી યુદ્ધ કરવાનું વિચારે છે કારણ કે અત્યારે તે નિઃશસ્ત્ર છે. व्यायच्छतः–લડતાં લડતાં.

अभयं शरणागतस्य—વીરકના કહેવાથી ચન્દનક ગાડીમા તપાસ કરવા ચઢે છે. ત્યારે આર્યક કહે છે કે शरणागतोऽस्मि'-હું શરણે આવ્યો છુ. પ્રત્યુત્તરમા ચંદનક કહે છે-अभयं शरणागतस्य। અર્થાત્ શરણે આવેલાને અભય. તત્કાલીન સુગનો આ એક મહાન આદર્શ લાગે છે, કે શરણાગતને અભય આપવુ-એટલુ જ નહિ તેને માટે બધુ જ કરી છૂટવુ વળી, જેને અભય આપ્યુ હોય તેને છોડવો કે છેતરવો તે એક નૈતિક ગુનો ગણાતો, જ્યારે શરણાગતને આશ્રય આપવુ એ મહાન પુણ્યકાર્ય હતુ.

વળી અહીં આ શબ્દો સંસ્કૃતનો આશ્રય લઈને બોલવામા આવે છે, જેથી ગાડીની વાતચીત વીરક ન સમજી શકે

पत्ररथ—જે પાંખ ઉપર ચાલે છે તે પક્ષી

अथवा यद्भवतु तद्भवतु। प्रथममेवाभयं दत्तम्।—ચારુદત્તની ગાડીમા આર્યક બેઠો છે એ જોઈ ચંદનક દ્વિધામા મૂકાઈ જાય છે, કે હવે શુ કરવુ ? એક તરફ રાજ્યની જવાબદારી છે તો બીજી બાજુ આર્યકને પ્રથમથી જ અભયવચન આપી દીધુ છે વળી આર્યક પોતે તો નિર્દોષ છે વળી પોતાના પ્રાણરક્ષક શર્વિલકનો તે મિત્ર છે અને પાછો આર્ય ચારુદત્તની ગાડીમા બેઠો છે किं कर्तव्यम्‌ની દ્વિધામય પરિસ્થિતિમા તે મૂકાયો છે વચનપાલન અને રાજ-આજ્ઞા એ બેમા વચનનુ પલ્લુ નીચુ જાય છે। રાજ-આજ્ઞાને વચનપાલકતા આગળ તે તુચ્છ લેખે છે અને કહે છે કે 'ભલે જે થવાનુ હોય તે થાય પોતે તો આર્યકને બદલે આર્યા વસંતસેના છે-એમ કહી જવા દે છે કારણ કે અભયદાન એ ઇહ લોક અને પરલોક બંને લોકોમા મોટો ગુણ ગણાય છે

શ્લો. ૧૯ અહી ચંદનક પરોપકાર અને અભયગુણની પ્રશંસા કરે છે-ભલે પછી પરોપકારીનો કે અભય આપનારનો નાશ થાય '

શ્લો. ૨૦ વીરક કાબેલ છે. આય એમ બોલીને તરત જ અટકી આર્યા બોલ્યો, તેનો નોંધ વીરક લે છે અને તેથી તેના મનમા સંદેહ ઉત્પન્ન થાય છે.

कर्णाटकलहप्रयोगं करोमि।—

વીરકને ચારુદત્તની ગાડીમા કોઈક હોવાની શંકા થઈ છે પરંતુ જો વીરક ગાડી ફરીથી તપાસે તો આર્યક પકડાઈ જાય અને અંતે ચારુદત્તને સજા થાય આમાથી ઉગારવાનો ઉપાય તે વિચારે છે કે હવે હુ આની સાથે કર્ણાટકલહ કરુ. અર્થાત્ કર્ણાટકના લોકો જેમ કલહ કરે છે તેમ. તત્કાલીન સમયમા આ લોકો કારણ વગરનો મિથ્યા કકળાટ-કલેશ ઉત્પન્ન કરતા હશે. એટલે કર્ણાટકલહ જાણી જોઈને

ઊભો કરેલો ઝઘડો. ચંદનક પણ હવે અહીં કારણ વગર જાણી-જોઈને ટંટો ઊભો કરે છે, જેથી ગાડી તપાસવામાં વિલંબ થાય અને આર્યક અને આર્ય ચારુદત્ત બંને ઊગરી જઈ શકે !

શ્લો. ૨૧ : कपित्थफल – જેને બાંગવાથી અંદરથી ખાસ કંઈ નીકળતું નથી તેવું ફળ, કોઠું

संज्ञां ददाति-हस्तक्रियया केशवपनमभिनयति । અસ્ત્રો ઘસવાની ક્રિયાનો ચાળો કરે છે

શ્લો. ૨૨ : ચંદનક વીરકને સંભળાવે છે કે અત્યારે તું સેનાપતિ ભલે રહ્યો, પણ તારી જન્મજાતિ તો વાળંદની છે !

શ્લો. ૨૩ : વીરક ચંદનકને મોચી તરીકે જ ઓળખે છે. करटक्रय ख्राला-મોચી.

શ્લો. ૨૪ : ગાડીમાં બેઠેલા આર્યકનો જમણો બાહુ ફરકે છે જે શુભ સૂચન છે.

શ્લો. ૨૫ : ચંદકન પોતે લોભથી નહિ પરંતુ પ્રેમથી કહી રહ્યો છે કે પોતાના આ કાર્ય બદલ ક્યારેક તેને યાદ કરે !

શ્લો. ૨૬ : ભવિષ્યવેત્તાઓની આગાહી સત્ય ઠરશે તો પોતે જરૂર ચન્દનકને સંભારશે. આર્યકના આ શબ્દો અંતે સાચા ઠરે છે. રાજા બનતાં આર્યક ચન્દનકને पृथ्वीदण्डपालक બનાવે છે.

શ્લો. ૨૭ : શુંભ અશુંભ નામના દાનવભાઈઓનો અહીં ઉલ્લેખ છે. દેવી દુર્ગાએ તેમનો સંહાર કર્યો હતો તેવી રીતે આર્યકને પણ શત્રુપક્ષનો સંહાર કરી અભય અર્પે એવી ચન્દનકની શુભેચ્છાઓ છે.



## અંક ૭

શ્લો. ૧ : એક વેપારીના મુખમાં શોભે તેવી કલ્પના છે. અહીં ચારુદત્ત કહેવા માંગે છે કે વૃક્ષને પુષ્પો આવી ગયાં છે ને મધુકરો મધસંચય કરવા લાગ્યા છે. શુલ્કમ્-राजदेयम्, નાંકાવેરો. पण्यानीव-વેચવાની વસ્તુઓ જેવા.

શ્લો. ૨ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. વર્ધમાનકને આવતાં વાર થઈ છે, તેથી ચારુદત્ત અહીં અનેક વિકલ્પો કરે છે કે– (૧) વર્ધમાનકને આગળ ગાડી જવાથી જગ્યા નહિ મળી હોય (૨) ધરી તૂટી જવાથી પાછો ફરે છે ? (૩) કે પછી प्रग्रह, અછોડો, લગામો તૂટી ગઈ હશે ? (૪) કે માર્ગમાં પડી રહેલાં લાકડાંઓથી તેનો માર્ગ રૂંધાયો હશે ? (૫) કે પછી ધીમેધીમે મરજી પ્રમાણે બળદ હાંકતો આવતો હશે ?

શ્લો. ૩ : માલિની છંદ છે. अपसारः— નાસી જવું. આર્યક પોતાની જાતને નરકોયલ સાથે સરખાવે છે. કોયલ જેમ બીજાથી (કાગડાના માળામાં) રક્ષાય તેમ અત્યારે આર્યક પણ બીજાના રક્ષણ હેઠળ હતો.

अभ्युपपन्नवत्सलः खलु तत्रभवानार्यचारुदत्तः श्रूयते ।

આર્યક હવે નગરથી દૂર આવી ગયો છે. પરંતુ તે ચારુદત્તની ગાડીમાં આવ્યો છે. એટલે પોતે હવે શું કરવું એની મૂંઝવણમાં છે. ગાડીના માલિકને મળું એમ વિચારે છે. છેવટે આર્ય ચારુદત્તના ગુણોને જોતાં પ્રત્યક્ષ રીતે તેને મળવાનો વિચાર કરે છે. કારણ કે આર્ય ચારુદત્ત તો શરણાગત તરફ વત્સલ છે, એવું તેણે સાંભળ્યું છે. આમ અહીં પણ ચારુદત્તની મહાનતાનું જ નિરૂપણ છે.

શ્લો. ૪ : વંશસ્થ છંદ છે. ચારુદત્તને કારણે જ પોતે જીવતો રહેવા પામ્યો છે, એવી કબૂલાત આર્યક અહીં કરી રહ્યો છે.

किं निगडेन नद्धावस्यौः पादौ येन स्वयं नावतरति । भोः न वसंतसेना वसंतसेनः

मत्त्वेव.३–વિદૂષકના આ વાક્યમાં સુંદર Dramatic Irony (નાટ્યાત્મક વક્રોક્તિ)સાથે હાસ્ય ઉત્પન્ન કર્યું છે. ગાડી આવતાં ચારુદત્ત વસંતસેનાને ઉતારવાનું વિદૂષકને કહે છે. પણ એ બટજીનું अहम् ઘવાતું હોય તેમ લાગે છે કે પોતે બ્રાહ્મણ થઈ એક વેશ્યાને ઉતારે ? અલબત્ત તે આમ તો બોલી શકતો નથી પરંતુ કહે છે કે શું એના પગ બેડીથી બાધ્યા છે કે જાતે ન ઊતરી શકે ? વિદૂષક બહુ સહજ ભાવે આ વાક્ય બોલે છે. પણ હવે અજાણતાં જ બોલાયેલું આ વાક્ય સત્ય બનવાનું ગાડીમાંથી ઉતરનાર આર્યકના પગ ખરેખર

એડીથી બંધાયેલા છે ! કેવું સુંદર રીતે સૂચન કરી દીધું છે ! શૂદ્રક હંમેશા વિદૂષકના મુખે જ ભાવિ પ્રસંગોની સૂચના આપતો રહે છે. જેમ કે આગળ, किमनोज्जयिन्यामां ચોરીના દૃશ્યનું સૂચન હતું, અહીં પણ બેડીનું સૂચન કરી આર્યકના પ્રવેશની વાત સૂચવી છે.

અને જ્યારે ગાડી ખોલે છે ત્યારે આશ્ચર્ય અનુભવતો તે કહે છે, અરે ભાઈ આ તો વસંતસેના નહિ. વસંતસેન છે ! જેથી પ્રેક્ષકોમાં મુક્ત હાસ્ય નિષ્પન્ન થાય છે.

ગાડીમાંથી વસંતસેના હજુ ઊતરી નથી. ચારુદત્ત વિદૂષકને ઉતારવાનું કહે છે. કમને વિદૂષક વસંતસેનાને ઉતારવા જાય છે તો ખરાં પણ આશ્ચર્ય ! આ તો વસંતસેના નહિ પણ કોઈક વસંતસેન છે એમ તે કહે છે. ચારુદત્તને આ મજાક અત્યારે સહ્ય નથી કારણ કે એક તો ગાડી મોડી આવી છે એટલે વસંતસેના માટેની ઉત્કંઠા વધી ગઈ છે। એમાં વિદૂષક વિલંબ કરે છે જે ચારુદત્ત સહન કરી શકતો નથી ! ચારુદત્તની ધીરજ હવે ખૂટી ગઈ છે. તે જાતે જ વસંતસેનાને ગાડીમાંથી ઉતારવા અધીરો બને છે.

न केवलं श्रुतिरमणीयो दृष्टिरमणीयोऽपि । हन्त रक्षितोऽस्मि ।–

ગાડીમાં વસંતસેના જ છે એમ માની ચારુદત્ત પોતે તેને ઉતારવા જાય છે ત્યારે આર્યકને પ્રથમવાર ચારુદત્તને પ્રથમ રીતે નિહાળવાની તક મળે છે. તેને જોતાં જ આર્યક પ્રભાવિત થઈ જાય છે. તે બોલી ઊઠે છે કે આ માત્ર સાંભળવામાં જ નહિ, જોવામાં પણ રમણીય છે ! અર્થાત્ આર્ય ચારુદત્તના ગુણ વિશે પ્રશંસા સાંભળી હતી, પરંતુ આ તો તેમનું રૂપ. તેમની આકૃતિ પણ દર્શનીય નીકળી ! હવે આર્યકને વિશ્વાસ થાય છે કે પોતે નિર્ભય છે–हन्त रक्षितोऽस्मि । કારણ–आकृतिर्गुणान् कथयति । મનુષ્યની આકૃતિ તેના ગુણોની દ્યોતક હોય છે, માણસનું ભીતર તેના મુખ ઉપર પ્રતિબિંબિત થતું જ હોય છે ! અથવા यत्राकृतिस्तत्र गुणा वसन्ति । રૂપ અને ગુણ આમ સંબંધિત છે. ચારુદત્ત જેવી રમણીય વ્યક્તિ પોતાનું રક્ષણ કરશે જ એવી તેને આશા બંધાય છે, ને તે યોગ્ય જ છે. ચારુદત્તના પાત્રાલેખન માટે આ ઉક્તિ નોંધનીય છે.

શ્લો. ૫ : માલિની છંદ છે. રાજાના જેવાં લક્ષણો ધરાવતો આ બેડીથી બંધાયેલો કોણ છે ? એ ચારુદત્તને પ્રશ્ન થાય છે, કારણ કે અહીં દર્શાવેલ લક્ષણોવાળી વ્યક્તિ જરૂર રાજા બને. વાંચો,–आजानुलम्बितो बाहू वृत्तस्तौ नृपेश्वरः ।

करिकरसमबाहुः—હાથીની સૂંઢ જેવા બાહુવાળો. सिंहपीनोन्नतांसः—સિંહ જેવા જાડા અને ઊંચા ખભા. पृथुतरसमवक्षाः—વિશાળ અને સરખું વક્ષસ્થળ છે. સંસ્કૃતમાં રાજાઓનું આવું જ વર્ણન મળે છે.

શ્લો. ૬ : શરણાગતનું રક્ષણ કરવાની ચારુદત્ત પોતાની નૈતિક ફરજ સમજે છે અને આર્યકને નિર્ભય બનાવે છે.

स्नेहमयान्यन्यानि दृढतराणि दत्तानि ।—

શરણાગત આર્યકના બેડીનાં બંધન ચારુદત્ત દૂર કરાવે છે. પરંતુ આર્યક ને ચારુદત્ત વચ્ચે બીજું એક બંધન બંધાયું છે; તેથી આર્યક કહે છે, સ્થૂળ બંધન કાપ્યા, પરંતુ બીજાં સ્નેહરૂપી બંધન બાંધ્યાં ! અર્થાત્ આર્યક અને ચારુદત્ત વચ્ચે અલ્પ સમયમા પણ ગાઢ મૈત્રી થઈ ગઈ છે. એટલે હવે એ કહે છે કે આ સ્નેહની સાંકળ તોડવી મુશ્કેલ છે. બેડીનાં બંધન તો પ્રયત્નથી તોડી શકાયાં, પણ પેલા પ્રેમ-પાશનું શું ?

संगच्छस्व निगडानि । एषोऽपि मुक्तः । सांप्रतं वयं....

આર્યક સ્નેહ-બંધનમાં બંધાયાની વાત કરે છે ત્યારે વિદૂષકજી કહે છે, "બંધાઓ બંધનમાં. આ તો છૂટયા, હવે આપણે જઈએ".

હવે આ ઉક્તિના અર્થઘટન પરત્વે મતભેદ છે. કેટલાક માને છે તેમ જો આ ઉક્તિ ચારુદત્તને ઉદ્દેશીને હોય તો વિદૂષક ચારુદત્તને કહેવા માગે છે કે હવે તમે બંધનમાં જકડાશો. આ ભાઈ તો છૂટયા પણ તમે સંડોવાશો. માટે આપણે હવે ભાગીએ !

પરંતુ આવા ઊંડા અર્થમાં ન જઈએ તો તે આર્યકને કહે છે કે ભાઈ, ભલે બંધનમાં બંધાઓ. પછી તે ચારુદત્તને કહે છે કે તમે આમને મુક્ત કર્યાં, માટે હવે આપણે અહીંથી જઈએ.

નગમન-બંધન. अलघुसंचारा—જેની ગતિ ધીમા સંચારવાળી છે.

આર્યક અને ચારુદત્તની આ મૈત્રીનાં ફળ અંતમાં જોવા મળવાનાં છે. આર્યક-ચારુદત્તની મિત્રતામાં ચારુદત્તની ભાવિ સુખ-શાંતિ-સમૃદ્ધિનું સૂચન રહેલું છે. વળી, આર્યક અને ચારુદત્તના સ્નેહસંબંધનું આ દૃશ્ય બહુ સુંદર રીતે રજૂ થયું છે જે શૂદ્રકની નાટ્યકલા માટે પ્રશંસનીય છે.

શ્લો. ૭ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. આર્યક અને ચારુદત્તની પરસ્પરની લાગણી અહીં અભિવ્યક્ત થાય છે. શ્લોકની પંક્તિઓને પાત્રોના મુખમાં વહેંચી નાંખીને શૂદ્રક પ્રસંગની ધારી અસર ઉપજાવી છે. અલબત્ત, તેમ કરવામાં ભાસની શૈલીનું અનુકરણ જણાય છે.

શ્લો. ૮ : રાજાનો ગુન્હો કર્યો છે માટે હવે પોતાની સલામતી માટે ચારુદત્ત બેડીને જૂના કૂવામાં નાંખી દેવાનું કહે છે.

व्यलीकम्–ગુન્હો, અપરાધ. चारुदष्ट्या–અસૂયાની દૃષ્ટિથી.

શ્લો. ૯ : Coming events cast their shadows before. આવનાર અનિષ્ટનાં એંધાણ ચારુદત્તને મળી ચૂક્યાં છે. એક તો પોતાની પ્રિયા આવવાની હતી પણ હજુ આવી નથી, તેનું ડાબું નયન ફરકે અને હૃદય બળે છે, પુરુષનું ડાબું અંગ ફરકે તે અશુભનું સૂચક છે. એમાં વળી, સામે આવતા સાધુ–શ્રમણકે પણ અનિષ્ટ–સૂચન કર્યું છે. આમ, અનર્થના ઓળાયા પડવા માંડ્યા છે.



## અંક ૮

શ્લો. ૧ : સંન્યાસી માટે સંયમ એ પ્રથમ આવશ્યકતા છે. અહીં તેની તરફ ધ્યાન દોરે છે. ध्यानपटहेन–ધ્યાન રૂપી નગારું.

શ્લો. ૨ : સ્વર્ગપ્રાપ્તિ–મોક્ષપ્રાપ્તિના ઉપાયો બતાવ્યા છે. पञ्चजनाः–પાંચ માણસો–પાંચ ઇન્દ્રિયો स्त्रियम्–અવિદ્યા રૂપી સ્ત્રીને ग्रामः–શરીર રૂપી ગામ.

શ્લો. ૩ : મનને જીતનારો જ સાચો સાધુ છે. કારણ, मनः एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः । મન જ સર્વ અનર્થનું મૂળ છે. બાકી ભગવાં કે ટીલાં-ટપકાંનો દંભ કરનારા તો માત્ર કહેવાતા સાધુ છે. અહીં આવા સાધુ ઉપર કટાક્ષ છે।

आपानकमध्यप्रविष्टस्येव रक्तमूलकस्य शीर्षं ते भङ्क्ष्यामि ।–

બૌદ્ધ ભિક્ષુને જોતાં જ શકાર રોષે ભરાયો છે. કદાચ કોઈક વાર કોઈક સાધુએ તેને અપમાનિત કર્યો હશે. તેનું વેર વાળવા શકાર હવે આવા સાધુઓ સામે પડ્યો હશે. અહીં બૌદ્ધ સાધુ (જે સંવાહક છે તે) ને જોતાં શકાર કહે છે કે ઊભો રહે. પીઠાની વચ્ચે પડેલા લાલ મૂળાની માફક તારું માથું ફોડી નાખીશ. અર્થાત્ તેને મારી નાખવાની ધમકી ઉચ્ચારે છે. લાલ મૂળા એ તૃષા વધારવા અને દારૂની સુગંધ વધારવા તે સમયે વપરાતો હશે. આમ આ દ્વારા તત્કાલીન સામાજિક રીવાજ ઉપર પ્રકાશ પડે છે.

શ્લો. ૪ : બાગમાં આવેલા સાધુને મારી ન શકાય એમ વિટ અહીં સમજાવે છે.

धन्यः पुण्य इति मा भणति । किमहं चार्वाकः कोष्ठकः कुम्भकारो वा ।– શકાર અને ભિક્ષુકનો આ વાર્તાલાપ હાસ્ય રસ નિષ્પન્ન કરે છે. શકારને જોઈ ભિક્ષુ તેને ઉદ્દેશીને તેનાં વખાણ કરતાં કહે છે કે त्वं धन्यः त्वं पुण्यः । અર્થાત્ તું ધન્ય છે, પુણ્ય છે. પરંતુ શકાર આ બધા શબ્દોનું વિપરીત અર્થ-ઘટન કરે છે, કારણ કે તે ભિક્ષુને મારવા જ ઇચ્છે છે. તેથી તે કહે છે કે "શું હું, ચાર્વાક, હવાડો કે કુંભાર છું ?"

અહીં ભિક્ષુએ વાપરેલા 'ધન્ય', 'પુણ્ય' શબ્દો દ્વિ–અર્થી છે. धन्यः–(૧) નસીબદાર, (૨) ધનની ચિંતા કરનાર=ચાર્વાક કે જે "ऋणं कृत्वा घृतं पिबेत्" માં માને છે. पुण्य–(૧) પવિત્ર. (૨) હવાડો. કારણ કે પાણી આપીને હવાડો પ્રાણીઓ ઉપર ઉપકાર કરે છે. ત્રીજો અર્થ કુંભાર. યજ્ઞોપયોગી વાસણો બનાવતો હોવાથી તે પણ પુણ્ય કહેવાય.

અહીં શકાર ઊંધા અર્થ લઈને ભિક્ષુ ઉપર વધુ ગુસ્સે ભરાય છે.

શ્લો. ૫ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. નવા બનેલા સાધુનું સુંદર વાસ્તવિક વર્ણન છે. ललाटच्छविः–કપાળનું તેજ. ઘણા સમયથી સાધુ હોય તો તડકે રખડીને તેનું કપાળ કાળું બન્યું હોય, પરંતુ આની કપાળની આભા એવી ને એવી જ છે. તેથી તેણે હમણા જ સાધુનો વેશ ધારણ કર્યો હોવો જોઈએ. कापायवस्त्ररचना–ભગવું પહેરવાની ઢબ दूर निगूढान्तरम्–કેડનો ભાગ સખત બાંધ્યો છે. प्रशिथिलम्–ખૂબ ઢીલું પડેલ.

"વગર કારણે વઢવું તો તરત બોલવું આડું"–એવું જે કહેવાય છે તેનો આ સુંદર નમૂનો છે. ગમે તે રીતે શકારે સાધુને પૂરો કરવો છે. વિટ સાધુને જવા દેવાનું શકારને કહે છે. ત્યારે ખંધો શકાર કહે છે, "જવા દઈએ, પણ એક શરતે કે એ એવી રીતે કાદવ નાખે કે પાણી કાદવવાળું ન થાય અથવા પાણીનો ઢગલો કરીને કાદવમાં નાખે".

બંને કાર્ય 'शशविषाणवत्' અશક્ય છે. અર્થાત્ આ દુષ્ટ શકાર એવી શરત મૂકે છે કે જે પાળી શકાય તેમ છે જ નહિ. પરિણામે પોતે એ સાધુને મારી શકે. અલબત્ત, વિટને શકારની આ મૂર્ખતા લાગે છે, પરંતુ હકીકતમાં અહીં મૂર્ખાઈ કરતા ખંધાઈ જ દેખાય છે. વળી, અહીં શકાર દ્વારા શૂદ્રકનો સાધુઓ તરફનો કટાક્ષ જણાતો લાગે છે.

શ્લો. ૬ : *विपर्यस्तः*—અવળાં *वर्ष्मभिः*—શરીરવાળાં.

શ્લો. ૭ : બાગમાં શોભતાં વૃક્ષોને પત્નીથી શોભતા પુરુષો સાથે સરખાવ્યાં છે. *कठोर*–પરિપક્વ, *निष्पन्द*–સ્થિર.

શ્લો. ૮ : શકારના મુખમાં શોભે તેવી હીનોપમા છે. *विनामिता*—નમાવેલાં *कलन्ति*—ઝટકે છે.

શ્લો. ૯ : દુર્જન અને સજ્જનોના સ્ત્રીઓ તરફના વર્તાવને શૂદ્રકે વર્ણવ્યો છે. સત્પુરુષો સ્વયં પરસ્પરને માટે ઉદ્ભવતા સ્નેહને સ્વીકારે છે, તેથી જો એવો સ્નેહ ન હોય તો કાં તો એ છોડી દે છે, કે કાં તો ઓછો કરે છે. જ્યારે દુર્જન સ્ત્રીઓથી અપમાનિત થતા તેનો કામ વધે છે, એ સ્ત્રીની વધુ ને વધુ પાછળ પડે છે. શકાર તેનું ઉદાહરણ છે.

શ્લો. ૧૦ : અન્વય : गोकुलं प्रतिमुक्तशष्पकवलं छायासु निद्रायते, तृष्णार्तैः वनमृगैः च उष्णं सारसं पयः निपीयते, संतापात् अतिशङ्कितैः नरैः नगरीमार्गः न सेव्यते, प्रवहणं च तत्र भूमिमपास्य संस्थितं मन्ये ।

અહીં શાર્દૂલવિક્રીડિત છંદ છે. *प्रतिमुक्तशष्पकवलम्*—શષ્પના કોળિયા છોડયા છે તેવું. શકારનો ગાડીવાન શા માટે મોડો પડયો છે તેનું અહીં અનુમાન વિટ દ્વારા મળે છે. ભરબપોર છે, સખત તાપ છે, પશુઓ પણ જંપી ગયાં છે. આથી વિટ માને છે કે શકારનો ગાડીવાળો પણ કયાંક આરામ કરતો હશે.

શ્લો. ૧૨ : માલિની છંદ છે. શકારી પુનરુક્તિથી ભરપુર આ શ્લોકમાં શકાર કહે છે કે આ ભરબપોરે બધા આરામ કરી રહ્યા છે ત્યારે પોતે એકલો તાપમાં તપે છે.

*किमुच्यते गन्धर्वो भवान्* ।—પોતાની ગાડી હજુ આવી નથી. તેથી વિનોદ માટે શકાર ગીત ગાય છે અને ચેટને પૂછે છે કે "મેં ગાયું તે તેં સાંભળ્યું ?" ત્યારે ભાવજી જરા વ્યંગ્યમાં કહે છે, "શું કહેવું ! તમે તો ગાંધર્વ છો".—અર્થાત્ તમે ઉત્તમ ગાયક છો. અહીં મોઢે સ્તુતિ પણ ઊંડે નિંદા છે. અથવા તો કટાક્ષ જ કર્યો છે એમ સમજાય.

શ્લો. ૧૩ : વિટ શકારને 'ગાંધર્વ' કહે છે. જ્યારે મૂર્ખ શકાર 'ગન્ધ' શબ્દ સાથે તેને સમજે છે. અર્થાત્ 'ગન્ધ'નો ઉપયોગ કરવાથી ગાંધર્વ થવાય. આથી તે પોતે ઉપયોગ કરેલી ગંધયુક્ત ચીજો ગણાવે છે.

શ્લો. ૧૪ : કોયલનું માંસ ખાવાથી પોતે 'કોકિલસ્વર' છે એમ જણાવતા શકારની મૂર્ખતાની સાથે હાસ્ય ઉત્પન્ન થાય છે.

न खलु वर्धमानकस्वरसंयोगः ।–પુષ્પકરંડક બાગમાં વસંતસેનાવાળી શકારની ગાડી આવી પહોંચે છે. વસંતસેના હજુ ચારુદત્તના ભ્રમમાં છે. પરંતુ ચેટનો અવાજ સાંભળી ગભરાય છે. કારણ કે આ અવાજ ચારુદત્તના ગાડીવાળા વર્ધમાનકનો નથી ! તે વિચારે [redacted] કે બળદ અને ગાડીવાનને આરામ આપવાને માટે કદાચ ગાડીની ને ગાડીવાળાની બદલી પણ કરી હોય ! પરંતુ તેની જમણી આંખ સ્ફુરે છે, જે કંઈક અનિષ્ટના એંધાણ સૂચવી રહી છે—"Coming events cast their shadows before." અથવા विधिरहो बलवान् ! ભાવિ બળવાન છે. ભાવિના ગર્ભને કોણ જોઈ શક્યું છે ?

सर्वमुपपन्नं भविष्यति । अहमात्मीयो न भविष्यामि ।–

ચેટ ગાડી લઈને આવી પહોંચ્યો છે. પણ ગાડીને કયે રસ્તેથી અંદર લઈ જવી ! શકાર કહે [redacted] કે–ભાંગેલી દીવાલને રસ્તે. ત્યારે ચેટને શંકા [redacted] કે એ માર્ગેથી આવતાં તો ગાડી ભાંગે, બળદ પણ મરે ને પોતે પણ ન રહે. દુષ્ટ શકારને તો એમાં જરા પણ રંજ નથી. કારણ એ તો ગાડી, બળદ કે ગાડીવાન નવા લાવી શકવા સમર્થ છે. આ સાંભળી ચેટ ઉપર્યુક્ત શબ્દો ઉચ્ચારે છે કે શકારે કરેલી બધી ગોઠવણ ઉપપન્ન છે, પરંતુ એક વસ્તુ ન ગમી કારણ કે પોતે જાતથી જ જાય ! ગાડીવાળો ભલે બદલાય, પણ પોતે જાય તો ફરીથી આવવા ન પામે !' નરી વાસ્તવિકતાનું દર્શન કરાવ્યું છે ! તો બીજી તરફ શકારની દુષ્ટતાનું અને ક્રૂરતાનું પણ.

यद्यप्यहमेवं भणामि तथापि तवैव आचारः अधिरोह भट्टारक इति भणितुम् ।–શકારના પાત્રાલેખન માટે આ નોંધનીય ઉક્તિ છે. તેની નીચતા ને દુષ્ટતા તો જુઓ ! ગાડીમાં ચઢવાને માટે પહેલાં ભાવને કહે છે કે તું પૂજનીય છે તેથી તું પહેલો ચઢ. પણ ભાવજી ચઢવા જાય છે ત્યારે એ દુષ્ટ કહે છે કે શું તારા બાપની ગાડી છે ? ભાવજી તરત જ કહે છે કે આપશ્રીએ જ તેમ કરવા કહ્યું છે. ત્યારે શકાર કહે છે કે હું કહું તો પણ આખરે તું મારી નીચેનો માણસ છે. તેથી શિષ્ટાચાર ખાતર પણ તારે કહેવું જોઈએ કે "શેઠજી ! તમે પહેલાં ચઢો." અર્થાત્ વિટે શકારનું સ્થાન સમજવું જોઈએ. ટૂંકમાં અહીં શકારનો ધૂર્ત સ્વભાવ પ્રગટ થાય છે.

मृतोऽसि मृतोऽसि प्रवहणाधिरूढा राक्षसी चौरो वा ।–

આ સમગ્ર પ્રસંગ હાસ્ય-ભરપૂર છે. ગાડીમાં ચઢવા જતા શકાર સ્ત્રીને જુએ [redacted] ને ગભરાય છે. કદાચ તેણે ગાડીમાં વસંતસેના છે એમ જોઈ પણ લીધું

હોય ! અને વિટને મૂર્ખ બનાવવા આ પ્રમાણે બોલતો હોય। પરંતુ તે બરાબર નથી લાગતું કારણ શકારજી આમેય છે તો ડરપોક અને આમ અણધારી આકસ્મિકપણે કોઈક સ્ત્રીને પોતાની ગાડીમાં જુએ તો રાક્ષસી કે ચોરની શંકાથી ડરે તો નવાઈ નથી।

શ્લો. ૫ : વિટનો આ શ્લોક વિટનું સભામાં ગૌરવવંતુ સ્થાન બતાવે છે કે જેથી તે કુલીન સ્ત્રીઓના દર્શનથી ડરે છે. अवनतशिरसः—નીચે મુખે. वर्षनाहिताक्ष—વરસાદથી રુંધાઈ જતી આંખોવાળા.

कथमये मृगी व्याघ्रमनुसरति ।—પોતાની ગાડીમાં સ્ત્રીને જોઈ ડરપોક શકાર કોઈ રાક્ષસી કે ચોર હોવાની શંકા સેવે છે. પરંતુ વિટ ગાડીમાં જુએ છે તો વસંતસેના ! આ જોઈ તે પરમ આશ્ચર્ય અનુભવે છે અને ખેદ વ્યક્ત કરે છે કે 'શું મૃગલી વાઘને અનુસરે છે !' અર્થાત્ મૃગલીનું વાઘનું અનુસરણ મૃત્યુને જ નોતરે છે તેમ વસંતસેના શકાર પાસે આવે તે તેના વિનાશને આમંત્રણ આપવા સમાન છે. આપણે જોયું છે તેમ વિટને પહેલેથી જ વસંતસેના માટે લાગણી, આદર ને સ્નેહભાવ છે. કોઈપણ રીતે—પ્રત્યક્ષ કે પરોક્ષ—શકારના પંજામાથી વસંતસેનાને તે મુક્તિ અપાવતો રહ્યો છે ને એમ મદદ કરતો આવ્યો છે. પરંતુ આજે સ્વયં વસન્તસેના સામે ચાલીને શકાર પાસે આવી છે, એ જોઈ તે આશ્ચર્ય અને ખેદ બંને અનુભવે છે.

શ્લો. ૧૬ : हंसी हंसं परित्यज्य वायसं समुपस्थिता ।—

શકારની ગાડીમાં વસન્તસેનાનું આગમન જોઈ વિટ નવાઈ પામે છે ને સાથે વિષાદ પણ અનુભવે છે અને કહે છે કે આ તો જાણે કે સુંદર જૈવાળ પ્રદેશમાં સૂતેલા શરચ્ચંદ્ર જેવા હંસને ત્યજીને હંસી કાગડા પાસે આવી! અર્થાત્ સૌન્દર્યવાન અને ગુણવાન ચારુદત્તને ત્યજી વસંતસેના આ કાગડા જેવા દુષ્ટ, ખલ શકાર પાસે આવી એવું સૂચન છે. આમ, અપ્રસ્તુત હંસ, હંસી, કાગડા દ્વારા પ્રસ્તુત ચારુદત્ત, વસંતસેના ને શકારનું સૂચન છે. એટલે કે 'અપ્રસ્તુતપ્રશંસા' અલંકાર દ્વારા તે પોતાનું આશ્ચર્ય વ્યક્ત કરે છે.

શ્લો. ૧૭ : વસંતસેનાને શકાર પાસે આવેલી જોઈને વિટ હવે ટાનો મારે છે. કારણ કે અગાઉ વિટે શકારનો સ્વીકાર કરવાનું કહ્યું જ હતું. પરંતુ અભિમાની વસંતસેનાએ તેની અવગણના કરી હતી. હવે આજે માતાની આજ્ઞાને વશ થઈને દ્રવ્યના લોભે આવી છે. અથવા વસંતસેનાને જોઈ એ કહે છે કે કદાચ આ સ્વમાનહીન વેશ્યાના ધંધાને કારણે હવે આને સ્વીકારે છે.

समनुपचर भद्रे सुप्रियं चाप्रियं च ।–શકાર જેવા દુષ્ટ, જંગલી મનુષ્ય પાસે, સામે ચાલીને આવવા બદલ વિટને વસંતસેના માટે દુઃખ થાય છે. તેથી ઉપરોક્ત શબ્દોમાં તેને ટોણો મારે છે કે પોતે તો કહ્યું જ હતું કે "પ્રિય અને અપ્રિયને સરખી રીતે સેવ". અર્થાત્ વિટની અગાઉની ચેતવણીને વસંતસેનાએ અવગણી છે તેનો તે ઉલ્લેખ કરે છે.

दुष्कर विषमौषधीकर्तुम् ।–

'પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જાય'. મનુષ્યનો સ્વભાવ પ્રકૃતિગત લાક્ષણિકતા દૂર કરી શકાતી નથી. અહીં શકારની દુષ્ટતા ઉપર ટોણો છે. ગાડીમાં રાક્ષસી છે. માટે ઉજ્જયિની નગરીમાં ચાલીને પ્રવેશ કરવાનું વિચારે છે. શકાર પહેલાં તો મંજૂર થાય છે. પરંતુ તુરત જ પાછો કહે છે કે હું તો ગાડીમાં બેસીને જઈશ કે જેથી દૂરથી મને જોઈને લોકો કહે–"આ રાજાના સાળા શેઠજી જાય છે"–આ સાંભળી વિટ ઉપરોક્ત શબ્દો બોલે છે કે વિષ તે કદી ઔષધ બને ? અર્થાત્ શકાર એટલો હંસી ને જક્કી છે કે એ એની ઇચ્છાનુસાર જ વર્તવાનો એમ કહેવા માંગે છે, વાંચો.

दुर्जनः सुजनीकर्तुं यत्नेनापि ना शक्यते ।
संस्कारेणापि लशुनं कः सुगन्धीकरिष्यति ।

શ્લો. ૧૮ . વસંતસેના આવી છે એમ કહી શકાર પોતે પૂર્વે કરેલી ભૂલો બદલ વસંતસેનાની માફી માગે છે.

શ્લો. ૧૯ : વસંતસેનાની લાત પડવાથી શકાર અપમાનિત બને છે.

यद्भवतु तद्भवतु ।– વસંતસેના સ્વયં અહીં આવી છે એમ જાણી શકાર આનંદિત થાય છે. વસંતસેનાના પગમાં પડી તે માફી માગે છે. પરંતુ વસંતસેનાની લાત પડતાં જ દાળમાં કંઈક કાળું હોવાની તેને શંકા થાય છે, અને એટલે પૂછે છે કે આ વસંતસેના કયાંથી મળી ? ચેટ દ્વારા જાણવા મળ્યું કે એ તો ગાડી બદલાવાથી ભૂલથી આવી છે, નહિ કે પોતાને પ્રેમ કરવા. એ તો પેલા દરિદ્રને પ્રેમ કરે છે. શકારના આ શબ્દો સાંભળી વસંતસેનાને બળ મળે છે. હવે તે નિર્ધાર કરે છે કે જે થવાનું હોય તે ભલે થાય અર્થાત્ પોતે ચારુદત્તના પ્રેમમાંથી ચલિત થવાની નથી. અહીં વસંતસેનાના પાત્રાલેખન પરત્વે પ્રકાશ પડે છે.

શ્લો. ૨૦ : શકારની મૂર્ખતા ને અસંબદ્ધ બકવાટ અહીં જોવા મળે છે. વસંતસેનાને તે ગાડીમાંથી નીચે ઉતારતે એમ કહેવા માંગે છે: એ માટે યોજેલી

ઉપમા જટાયુ અને વાલિની સ્ત્રી તારાનો કોઈ સંબંધ નથી. જટાયુએ તો સીતાને બચાવવાનો પ્રયત્ન કર્યો હતો.

શ્લો. ૨૧ : न खताः पल्लवच्छेदमर्हन्त्युपवनोद्भवाः ।–

વસંતસેનાની લાતથી કોપાયમાન થયેલો શકાર વસંતસેનાને વાળ પકડી ગાડીમાંથી નીચે ઉતારવા માંગે છે, પરંતુ વિટ તેમ કરતાં અટકાવે છે. તે કહે છે કે આવી ગુણવાન સ્ત્રીઓને વાળથી પકડવી ન જોઈએ જેમ ઉપવનમાં પાંગરતી લતા તેમના પલ્લવ તોડવાને યોગ્ય નથી, તેમ ગુણવાન સ્ત્રીઓ પ્રત્યે આવું વર્તન યોગ્ય નથી.

શ્લો. ૨૨ : શકારનું સાચું સ્વરૂપ અહીં પ્રગટ થાય છે. प्रावारकम्–ઉપરણો सूत्रशतैर्युक्तम्–સો તારથી વણેલો.'

भाव, अकार्यस्य गन्धोऽपि नास्ति । राक्षसी कापि नास्ति ।–શકાર શઠ છે એટલું જ નહિ, ક્રૂર અને ઘાતકી પણ છે તેનાં અહીં દર્શન થાય છે. વિટને તે કહે છે કે તું મને ગમતું કાર્ય કર. વિટ કુકર્મ, અકાર્ય સિવાયનું કાર્ય કરવા તૈયાર થાય છે. ત્યારે શકાર અકાર્યને અસાધ્ય ના અર્થમાં સમજે છે અને કહે છે કે અહીં કશું જ અકાર્ય અસાધ્ય નથી કારણ આ રાક્ષસી નથી કે એને હસી ન શકાય. આ તો વસંતસેના છે કે તેને મારી શકાય તેમ છે. અર્થાત્ ઘાતકી શકારને ખૂન એ અકાર્ય–કુકર્મ લાગતું નથી. શું તેનો દુષ્ટ અને ઘાતકી સ્વભાવ !

શ્લો. ૨૩ : વસન્તતિલકા છંદ છે. વિટ કહેવા માંગે છે કે પોતે આવા ઘોર પાપમાંથી કઈ રીતે છૂટી શકે ? પરલોકનદી અર્થાત્ વૈતરણી નદી. પરલોકમાં જતાં તેને ઓળંગવી પડે, અને તે માટે પુણ્ય રૂપી નાવ હોવું જોઈએ. જો પોતે આવું પાપ આચરશે તો ક્યારે છૂટશે ? उडुप–નાવ, હોડી.

શ્લો. ૨૪ : વસંતતિલકા છંદ છે. વિટ જેવો નોકર કુકર્મનાં સાક્ષી–સ્થૂળરૂપે ભલે ન હોય–પણ કુદરતી તત્ત્વો તો છે જ–એ હિંદુ માન્યતાને અહીં બતાવે છે.

प्रभवति भट्टकः शरीरस्य न चारित्रस्य ।–

વસંતસેનાને મારી નાંખવાનું અપકૃત્ય કરવાનું વિટ ઇન્કારે છે. એટલે, શકાર હવે ચેટને પટાવી જુએ છે, અનેક લોભ–લાલચો આપે છે, ઉપરાંત ધમકી આપે છે કે "શું તારા ઉપર મારો અધિકાર નથી ?" ચેટ બેધડક પ્રત્યુત્તર વાળે છે, મારા શરીરના તમે માલિક છો, ચારિત્ર્યના નહીં.

અહીં શૂદ્રકની પાત્રાલેખનકળા દાદ માગી લે તેવી છે. ચેટ એક તુચ્છ નોકર હોવા છતાં નિરાળું વ્યક્તિત્વ ધરાવે છે. વિશાળ વ્યોમમાં અનેક ખૂણે ટમટમતા તારલાની જેમ શૂદ્રકની આ વિશાળ પાત્રસૃષ્ટિમાં ચેટિયા જેવો નોકર અનોખું વ્યક્તિત્વ ધરાવી શકે છે! પોતે આવું ઘોર કૃત્ય કરવા હરગીજ ના પાડે છે.

भट्टक सुकृतदुष्कृतस्य परिणामः !—ચેટ પરલોકથી ડરીને આવું દુષ્કૃત્ય કરવા તૈયાર નથી ત્યારે શકારજી જાણે હિંદુ માન્યતાની હાંસી ઉડાવતાં પૂછે છે કે પરલોક કેવો ? ત્યારે ચેટ પોતાની પરલોકની માન્યતા સમજાવતાં કહે છે કે પરલોક એટલે સારાં-નરસા કાર્યોનું પરિણામ.

શ્લો. ૨૫ : ચેટને માર ખાવો પડે છે. છતાં તે ઘોર કૃત્ય કરવા તૈયાર નથી. કારણ તે કહે છે કે પોતે જન્મે નોકર છે તે જ બતાવે છે કે તેના ભાગ્યમાં પૂર્વે કેટલાય દુષ્કર્મો જમા થયેલાં છે. હવે નવા પાપ વધારવા તેની કામના નથી.

શ્લો. ૨૬ : વસંતતિલકા છંદ છે. परिभूतदशः—જેની દશા હલકી છે તે. प्रेष्यः—નોકર.

ચેટના શબ્દોથી ખુશ થઈ વિટ ચેટને ધન્યવાદ આપે છે તો શકારને નિંદે છે કે ચેટ જેવો સામાન્ય માનવી પરલોકનો ભય રાખે છે, જ્યારે શકાર જેવો સુખી પાપનો વિચાર કરે છે!

શ્લો. ૨૭ : ઉપજાતિ છંદ છે. વિધિની વિચિત્રતાને વિટ વર્ણવે છે કે તે છિદ્રને, નબળી બાજુને અનુસરનારું વિષમ છે. બળવાન વ્યક્તિ અયોગ્ય હોય તો પણ તે વિધિ તેને વધારે જ આપે છે, જ્યારે યોગ્ય પણ નબળાને વિધિ સહાયક બનતું નથી, જેમ કે ચેટ અને શકાર. બંનેની યોગ્યતા અને વિધિની સહાયતા જોઈ વિટ આ બોલે છે. रन्ध्रानुसारी—છિદ્રને (નબળી બાજુને) અનુસરનાર.

શ્લો. ૨૮ : શકાર અહીં વિટ ઉપર પોતે કરેલા ઉપકાર વ્યર્થ નીવડ્યા, તેનો અફસોસ વ્યક્ત કરે છે.

શ્લો. ૨૯ : किं कुलेनोपदिष्टेन, शीलमेवात्र कारणम् । भवन्ति सुतरां स्फीताः सुक्षेत्रे कण्टकिद्रुमाः ।

સામ, દામ, દંડ અને ભેદનો ઉપયોગ કરવામા રાજાજીના સાળા હોશિયાર છે! વિટ આગળ જોર ચાલ્યું નહિ, એટલે નમ્ર થઈને કહે છે કે મટ્ટક જેવા કુળમાં જન્મેલો હું કુકર્મ કેવી રીતે કરું ? તેથી મેં તને કહેલું. આનો વિટ આ શ્લોક દ્વારા જવાબ આપે છે કે કુળથી શું ? મનુષ્યની યોગ્યતા નક્કી કરવામાં શીલ એ જ પ્રમાણભૂત ગણાય, કારણ કે સારાં ખેતરોમાં પણ કાંટાનાં અનેક વૃક્ષો

હોય છે, તેમ સારા ઉચ્ચ કુળમાં પણ દુષ્ટ લોકો પાકે છે. અર્થાત્ કુળવાન હોવું એના કરતાં ચારિત્ર્યવાન હોવું એ મનુષ્યની યોગ્યતાનું પ્રમાણ ગણવું જોઈએ, તેમ અર્થાન્તરન્યાસ દ્વારા સુંદર રીતે પ્રતિપાદન કર્યું છે.

**શ્લો. ૩૦:** ઉપજાતિ છંદ છે. વસંતસેના અને શકાર બંનેને વિટ એકાંત આપવા ઇચ્છે છે. કદાચ પોતાની ઉપસ્થિતિમાં વસંતસેના આવા મૂર્ખને સ્વીકારતાં શરમ અનુભવતી હોય, એ વિચારે વિટ તેમને એકાંત આપે છે, કારણ કે કામ એકાન્તના વિશ્રામના રસવાળો છે. અર્થાત્ એકાંત કામને વધારનાર છે. અહીં પણ 'ભવિતવ્યતા બલવતી' બને છે. ભાવિ જ વિટને ભુલાવામાં નાખે છે.

**શ્લો. ૩૧ :** વસંતસેનાને પીગાળવાના શકારના પ્રયત્નો અહીં જણાય છે.

**શ્લો. ૩૨ :** સોના વગેરેની લાલચથી શકાર વસંતસેનાને લોભાવે છે. પરંતુ વસંતસેના ગણિકાના ગુણોથી ભિન્ન છે. એ કહે છે કે તું મને ધનથી લોભાવવા માગતો હોય તો તે વ્યર્થ છે. જેમ ભ્રમરો સદ્ચરિત્રવાળા, વિશુદ્ધ કમળોનો ત્યાગ કરતો નથી, તેમ પોતે પણ ચારિત્ર્યવાન અને વિશુદ્ધ એવાં ચારુદત્ત ભલે દરિદ્ર હોય પરંતુ તેને ત્યજવાની નથી. એવો ભાવ રહેલો છે. આમ, અપ્રસ્તુત કમળની પ્રશંસાથી ચારુદત્તની પ્રસંસા ને ગુણોનું સૂચન થાય છે. તેથી અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે

शोभा हि पण्यस्त्रीणां सदृशजनसमाश्रयः कामः ।–

શકારની લોભામણી લાલચોનો પ્રત્યુત્તર વાળતાં વસંતસેના અહીં કહે છે કે દરિદ્ર પણ કુળવાન અને શીલવાન મનુષ્ય જ સેવવા યોગ્ય છે. એમાં ય ગણિકાઓની તો એ શોભા છે કે યોગ્ય પુરુષ સાથે જ સ્નેહ થાય, અર્થાત્ વસંતસેના કહેવા માગે છે કે દરિદ્ર પુરુષને સ્નેહ કરવો એ ગણિકાની શોભા છે કે જેથી લોકનિંદાને ટાળી શકાય. આમ અહીં ગુણાનુરક્તા વેસ્યા વસંતસેનાનું વ્યક્તિત્વ નિરાળું છે ।

सहकारपादपं सेवित्या न पलाशपादपमङ्गीकरिष्यामि ।–

પૈસાનો ઢગ કરનાર શકારને ઠુકરાવી વસંતસેના ચારુદત્તનાં પેટભરીને વખાણ કરતાં કહે છે કે આંબાના વૃક્ષને સેવ્યા પછી કોઈ પલાશવૃક્ષ નીચે જાય ખરું કે ? અર્થાત્ ચારુદત્ત આંબાના વૃક્ષ જેવો ઘટાદાર, છાયા રસ ને આનંદ આપનાર છે, જ્યારે શકાર પલાશવૃક્ષ જેવો છે જેનાં પુષ્પ માત્ર સુંદર છે પણ સુવાસવિહોણાં વ્યર્થ ! એટલે ચારુદત્તને પ્રેમ કર્યા પછી શકારને પોતે કેવી રીતે સ્વીકારે ?

अह पुनः पलाशः कृतः ! किंशुकः अपि न कृतः ?–

અહીં શૂદ્રકની પાત્રાલેખનકળા દાદ માગી લે તેવી છે. ચેટ એક તુચ્છ નોકર હોવા છતાં નિરાળું વ્યક્તિત્વ ધરાવે છે. વિશાળ વ્યોમમાં અનેક ખૂણે ટમટમતા તારલાની જેમ શૂદ્રકની આ વિશાળ પાત્રસૃષ્ટિમાં ચેટિયા જેવો નોકર અનોખું વ્યક્તિત્વ ધરાવી શકે છે ! પોતે આવું ઘોર કૃત્ય કરવા હરગીજ ના પાડે છે.

भट्टक सुकृतदुष्कृतस्य परिणामः ।—ચેટ પરલોકથી ડરીને આવું દુષ્કૃત્ય કરવા તૈયાર નથી ત્યારે શકારજી જાણે હિંદુ માન્યતાની હાંસી ઉડાવતાં પૂછે છે કે પરલોક કેવો ? ત્યારે ચેટ પોતાની પરલોકની માન્યતા સમજાવતાં કહે છે કે પરલોક એટલે સારાં-નરસાં કાર્યોનું પરિણામ.

શ્લો. ૨૫ : ચેટને માર ખાવો પડે છે. છતાં તે ઘોર કૃત્ય કરવા તૈયાર નથી. કારણ તે કહે છે કે પોતે જન્મે નોકર છે તે જ બતાવે છે કે તેના ભાગ્યમાં પૂર્વે કેટલાંય દુષ્કર્મો જમા થયેલાં છે. હવે નવાં પાપ વધારવા તેની કામના નથી.

શ્લો. ૨૬ : વસંતતિલકા છંદ છે. परिभूतदशः—જેની દશા હલકી છે તે. प्रेष्यः—નોકર.

ચેટના શબ્દોથી ખુશ થઈ વિટ ચેટને ધન્યવાદ આપે છે તો શકારને નિંદે છે કે ચેટ જેવો સામાન્ય માનવી પરલોકનો ભય રાખે છે, જ્યારે શકાર જેવો સુખી પાપનો વિચાર કરે છે !

શ્લો. ૨૭ : ઉપજાતિ છંદ છે. વિધિની વિચિત્રતાને વિટ વર્ણવે છે કે તે છિદ્રને, નબળી બાજુને અનુસરનારું વિષમ છે. બળવાન વ્યક્તિ અયોગ્ય હોય તો પણ તે વિધિ તેને વધારે જ આપે છે. જ્યારે યોગ્ય પણ નબળાને વિધિ સહાયક બનતું નથી, જેમ કે ચેટ અને શકાર. બંનેની યોગ્યતા અને વિધિની સહાયતા જોઈ વિટ આ બોલે છે. रंध्रानुसारी–છિદ્રને (નબળી બાજુને) અનુસરનાર.

શ્લો. ૨૮ : શકાર અહીં વિટ ઉપર પોતે કરેલા ઉપકાર વ્યર્થ નીવડ્યા, તેનો અફસોસ વ્યક્ત કરે છે.

શ્લો. ૨૯ : किं कुलेनोपदिष्टेन, शीलमेवात्र कारणम् । भवन्ति सुतरां स्फीताः सुक्षेत्रे कण्टकिद्रुमाः ।

સામ, દામ, દંડ અને ભેદનો ઉપયોગ કરવામાં રાજાજીના સાળા હોંશિયાર છે ! વિટ આગળ જોર ચાલ્યું નહિ, એટલે નમ્ર થઈને કહે છે કે મદ્દક જેવા કુળમાં જન્મેલો હું કુકર્મ કેવી રીતે કરું ? તેથી મેં તને કહેલું. આનો વિટ આ શ્લોક દ્વારા જવાબ આપે છે કે કુળથી શું ? મનુષ્યની યોગ્યતા નક્કી કરવામાં શીલ એ જ પ્રમાણભૂત ગણાય, કારણ કે સારાં ખેતરોમાં પણ કાંટાનાં અનેક વૃક્ષો

હોય છે, તેમ સારા ઉચ્ચ કુળમાં પણ દુષ્ટ લોકો પાકે છે. અર્થાત્ કુળવાન હોવું એના કરતાં ચારિત્ર્યવાન હોવું એ મનુષ્યની યોગ્યતાનું પ્રમાણ ગણવું જોઈએ. તેમ અર્થાન્તરન્યાસ દ્વારા સુંદર રીતે પ્રતિપાદન કર્યું છે.

શ્લો. ૩૦: ઉપજાતિ છંદ છે. વસંતસેના અને શકાર બંનેને વિટ એકાંત આપવા ઇચ્છે છે. કદાચ પોતાની ઉપસ્થિતિમાં વસંતસેના આવા મૂર્ખને સ્વીકારતાં શરમ અનુભવતી હોય, એ વિચારે વિટ તેમને એકાંત આપે છે, કારણ કે કામ એકાન્તના વિશ્વાસના રસવાળો છે. અર્થાત્ એકાંત કામને વધારનાર છે. અહીં પણ 'ભવિતવ્યતા બલવતી' બને છે. ભાવિ જ વિટને ભુલાવામાં નાખે છે.

શ્લો. ૩૧ : વસંતસેનાને પીગાળવાના શકારના પ્રયત્નો અહીં જણાય છે.

શ્લો. ૩૨ : સોના વગેરેની લાલચથી શકાર વસંતસેનાને લોભાવે છે. પરંતુ વસંતસેના ગણિકાના ગુણોથી ભિન્ન છે. એ કહે છે કે તું મને ધનથી લોભાવવા માગતો હોય તો તે વ્યર્થ છે. જેમ ભમરો સહ્યરિત્રવાળા, વિશુદ્ધ કમળોનો ત્યાગ કરતો નથી, તેમ પોતે પણ ચારિત્ર્યવાન અને વિશુદ્ધ એવાં ચારુદત્ત ભલે દરિદ્ર હોય પરંતુ તેને ત્યજવાની નથી. એવો ભાવ રહેલો છે. આમ, અપ્રસ્તુત કમળની પ્રશંસાથી ચારુદત્તની પ્રશંસા ને ગુણોનું સૂચન થાય છે. તેથી અપ્રસ્તુતપ્રશંસા અલંકાર છે

शोभा हि पण्यस्त्रीणां सदृशजनसमाश्रयः कामः ।–

શકારનો લોભામણી લાલચોનો પ્રત્યુત્તર વાળતાં વસંતસેના અહીં કહે છે કે દરિદ્ર પણ કુળવાન અને શીલવાન મનુષ્ય જ સેવવા યોગ્ય છે. એમાં ય ગણિકાઓની તો એ શોભા છે કે યોગ્ય પુરુષ સાથે જ સ્નેહ થાય, અર્થાત્ વસંતસેના કહેવા માગે છે કે દરિદ્ર પુરુષને સ્નેહ કરવો એ ગણિકાની શોભા છે કે જેથી લોકનિંદાને ટાળી શકાય. આમ અહીં ગુણાનુરક્તા વેશ્યા વસંતસેનાનું વ્યક્તિત્વ નિરાળું છે ।

सहकारपादपं सेवित्वा न पलाशपादपमङ्गीकरिष्यामि ।–

પૈસાનો દમ કરનાર શકારને ઠુકરાવી વસંતસેના ચારુદત્તનાં પેટભરીને વખાણ કરતાં કહે છે કે આંબાના વૃક્ષને સેવ્યા પછી કોઈ પલાશવૃક્ષ નીચે જાય ખરું કે ? અર્થાત્ ચારુદત્ત આંબાના વૃક્ષ જેવો ઘટાદાર, છાયા રસ ને આનંદ આપનાર છે, જ્યારે શકાર પલાશવૃક્ષ જેવો છે જેનાં પુષ્પ માત્ર સુંદર છે પણ સુવાસવિહોણાં વ્યર્થ ! એટલે ચારુદત્તને પ્રેમ કર્યા પછી શકારને પોતે કેવી રીતે સ્વીકારે ?

अहं पुनः पलाशः कृतः ? किंशुकः अपि न कृतः ?–

ચારુદત્તને સહકાર વૃક્ષ ને પોતાને પલાશ વૃક્ષ કહ્યો. આથી શકાર ગેપે ભરાઈને કહે છે કે ભલે ચારુદત્તને સહકાર કહ્યો પરંતુ પોતાને છેક જ પલાશ કહ્યો ! કમસે કમ કિંશુક તો કહેવો હતો ! અર્થાત્ પોતાને કંઈક વધારે સારો કહેવો જોઈતો હતો એમ શકારજી કહેવા માંગે છે. પરંતુ અહીં મજા છે શકારી પુનરુક્તિની ! વસ્તુતઃ પલાશ અને કિંશુક એક જ છે. पलाशं छदनं मतं, घटी किंशुकरक्ष'स्तु पुंसि स्यादरिते त्रिषु इति मेदिनी ।

हृदयगत एव किमिति न स्मर्यते ।–મૃત્યુપળે પણ વસંતસેનાના મુખમાં ચારુદત્તનું નામ છે એ શકારને માટે નવાઈ અને ક્રોધ ઉપજાવે તેવું છે. ત્યારે વસંતસેના કહે છે કે હૃદયમાં રહેલો જ યાદ આવે ને ! હૈયે હોય તેજ હોઠે આવે ! હવે વસંતસેના હિંમતવાન બહાદુર બની ગઈ છે, પ્રિયતમનું નામ, તેનો સ્નેહ તેનામા બળ અર્પે છે.

अद्यापि ते हृदयगतं स्वा च सममेव मोटयामि ।–વસંતસેનાના હૃદયમાં જ ચારુદત્તનું સ્થાન છે એમ જાણી શકારને આનંદ થયો. કારણ કે એથી તો એક પંથને દો કાજ સધાશે. ચારુદત્તને મારવા બીજે નહિ જવું પડે. વસંતસેનાને મારવાથી તેના હૃદયમાં સ્થિત ચારુદત્તનો પણ અંત આવી જશે ! અર્થાત્ તું જ ચારુદત્તના મૃત્યુનું કારણ બનીશ !

અહીં ભાવિ ઘટનાનું સૂચન જોઈ શકાય છે. ભવિષ્યમાં આ જ વસ્તુ ચારુદત્તની સજાનું કારણ બને છે ! શકારની શઠતાની હદ છે !

શ્લો. ૩૪ : ચારુદત્ત હવે વસંતસેનાને બચાવી શકવાનો નથી. એવો કટાક્ષ શકારજી આ દ્વારા કરે છે.

શ્લો. ૩૫ : અહીં ફરીથી શકારી અસંબદ્ધ બકવાટ છે. ચાણક્ય ને સીતાને કોઈ સંબંધ નથી તેમ દ્રૌપદી ને જટાયુની વાત બિલકુલ અસંબદ્ધ છે.

શ્લો. ૩૬ : करण्डिकाम्–પેટી आगतस्य–'ખરાબ સ્થિતિનો'–ગરીબ, દરિદ્ર सुमृता–બરાબર મૂઈ છે. વસંતસેનાને શકારે મારી નાખી તેનું તે પોતે વર્ણન કરે છે.

શ્લો. ૩૭ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. પોતાના માતા, પિતા, ભાઈ, બેન વગેરે અત્યારે ઉપસ્થિત હોત તો પોતાના પરાક્રમથી કેવા આનંદિત થાત એવો પરાક્રમનો ભાવ શકાર અનુભવી રહ્યો છે. सेवावञ्चितः–સેવા એટલે કે આનંદ, તેનાથી વંચિત.

अनेन च पतता स्त्री व्यापादिता ।–અદષ્ટા ભવિતવ્યતા કેટલી બળવાન છે. આ પ્રસંગ તેનો પુરાવો છે. ચેટને લઈને વિટ હવે પાછો ફરે છે. માર્ગમા એક

વૃક્ષ પડી ગયું છે, એની નીચે કોઈક અજાણી-સ્ત્રી દટાઈ મરી છે. એ જોઈ વિટ કોઈક અપશુકન થયાની ચિંતા સેવે છે. અને સાચે જ તેને વસંતસેનાના મૃત્યુના અશુભ સમાચાર સાંપડે છે.

આ સ્ત્રીનું શબ જ ચારુદત્તના વિરુદ્ધ પુરાવો બને છે. નવમા અંકમાં ન્યાયાધીશ આ સાક્ષીથી જ ચારુદત્ત ઉપર કામ ચલાવે છે.

શ્લો. ૩૭ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. दाक्षिण्य–વિવેક विगलिता–નાશ પામી. प्रहासपुलिने–હાસ્યરૂપી રેતીના કિનારાવાળી. पण्याकरः–ખજાનો विपणिः- બજાર. વિટ મૃત પામેલી વસંતસેના માટે શોક વ્યક્ત કરે છે. કરુણરસ છે,

શ્લો. ૩૮ : पापकल्पेन–પાપ જેવાએ (શકારે) सांप्रतमीदृशोऽहमनाथः संवृत्तः।– શકાર મૂર્ખ નથી. હવે તે ચાલાકી વાપરે છે. વિટ તેના સ્વભાવને બરાબર પિછાને છે. તેથી વસંતસેનાના ખૂનનો આરોપ પોતાની ઉપર ચઢાવે તે પહેલાં તે ત્યાંથી ભાગવા માંડે છે. પરંતુ શકાર કહે છે, કે તું પોતે જ વસંતસેનાને મારી અને મને દોષિત ઠરાવી ક્યાં ભાગે છે ? હવે હું સાવ અનાથ થઈ ગયો ? આમ, તેનાં દુષ્ટતા અને ખલ–સ્વભાવનું દર્શન થાય છે.

શ્લો. ૪૦ : कार्षापण–ત્રાંબાનો કે ચાંદીનો સિક્કો कोटि–૨૦ કોડી જેટલી કિંમતનું

શ્લો. ૪૧ : परिभवकारिकाम्–અપમાન લાવનારી. अनार्याम्–હલકી, નીચ,

અહીં વિટ શકારને ધિક્કારે છે. ગુણ વગરના શકારને દોરી વગરના ધનુષ્ય સાથે સરખાવ્યો છે.

एहि ! नलिन्या प्रविश्य क्रीडावः ।–શકાર તો સાવ મૂર્તિમંત ખલસ્વભાવ જ લાગે છે ! વસંતસેના જેવી ગણિકા હણાઈ ગઈ છે, અને છતાં શકાર પર તેની કોઈ અસર નથી ! પાષાણવત્ ઠંડા કલેજે બોલે છે, ચાલો કમળતળાવમાં જઈને ખેલીએ.

શ્લો. ૪૨ : માલિની છંદ છે. વિટ હવે શકારની સંગત કરવામા સંકોચ અનુભવે છે. કારણ કે તે (શકાર) સ્ત્રીહત્યારો છે. નગરની નારીઓ પણ શકાર તરફ શંકાથી જોશે, તો પોતે કેવી રીતે તેને અનુસરે ?

શ્લો. ૪૩ : વસંતસેના તરફની વિટની લાગણી પ્રગટ થાય છે. વસંતસેના બીજા જન્મમાં હવે કોઈ કુળવાનને ત્યાં જન્મે એવી છેલ્લે પ્રાર્થના કરે છે. आवृत्त–મનેવી.

અથવા नामाङ्कित एष. ।—વસંતસેનાને મારીને પોતે ભાગે છે. પણ જતાં પહેલાં વસંતસેના મરી ગઈ છે તેની સંપૂર્ણ ખાતરી કરી લે છે અને પોતાનો ઉપરણો તેની ઉપર ઓઢાડે છે. પરંતુ તરત જ તેની ઉપર પોતાનું નામ લખેલું વાંચીને એ વિચાર માંડી વાળે છે ! કારણ કે નામ ઉપરથી કોઈ પોતાને પકડી પાડે તો ! સ્વરક્ષણાર્થે શકાર પૂરો સજાગ છે. તે મૂર્ખ નથી, પણ એક ચાલાક ખલજન છે.

શ્લો. ૪૪ : ચારુદત્તના વધને માટે હવે શકાર યોજના ઘડે છે.

શ્લો. ૪૫ : શકારી રીત છે, અસંબંધ ઉલ્લેખો છે.

શ્લો. ૪૬ : અન્વય : वातातपेन तप्तानि, चीवरतोयेन स्तिमितानि एतानि पत्राणि विस्तीर्णपत्राणि पत्राणि इव स्फुरन्ति इति मन्ये।

વસંતસેના ભાનમા આવવા લાગી છે. તેથી પાંદડાંના ઢગલાની વચ્ચે રહેલી તે હાલવા લાગી. બંને બાજુના પાંદડાં પંખીની પહોળી થયેલી પાંખની માફક ફફડવા માંડયાં તેનો અહીં સંવાહક ભિક્ષુ ઉલ્લેખ કરે છે. આ સંવાહકનું પાત્ર હવે નાટકમા અગત્યનું બનવાનું છે. વસંતસેનાના પ્રત્યુપકાર માટેની તક એ ઝડપી લે છે.

दासदरा वेद्यामावस्य ।—વસંતસેના ભાનમાં આવી છે. સંવાહક પોતાની ઓળખ દસ સોનામહોરથી ખરીદેલા તરીકે આપે છે. અલબત, વસંતસેના ઓળખે છે ખરી, પરંતુ તે ઇચ્છે છે કે પોતાનુ મૂલ્ય જ વધુ ધ્રુણનીય છે. કારણ કે તે પોતે જ કહે છે તેમ તેના ગણિકાના ધંધાને એ જ યોગ્ય છે. અહીં વસંતસેનાના ચારિત્ર્ય ઉપર, તેના સમગ્ર પાત્ર ઉપર પ્રકાશ પડે છે. પોતે ગણિકા હોવા છતાં ગુણથી તદ્દન જુદી જ છે.

શ્લો. ૪૭ : જે જીહ્વા અને ઇન્દ્રિયોને સંયમમાં રાખે છે, તેને ઇહલોક કે પરલોકમા કશાયનો ભય નથી એવી ભિક્ષુની આ વાણી સાથે આ અંક સમાપ્ત થાય છે.

## અંક ૯

शोधनकः—ન્યાયાલયનો નોકર. अधिकरणिकानाम्—ન્યાયાધીશોને. व्यवहारः—ન્યાયનું કામ. विविक्तः—ચોખ્ખો.

શ્લો. ૧ : સુંદર રીતે શણગારાયેલો અને સ્ત્રીઓથી વીંટળાયેલો શકાર પોતાની જાતને ગાંધર્વ જેવો માને છે. અહીં શકારી પુનરુક્તિઓ છે.

શ્લો. ૨ : શકારજી કેશકલાપના શોખીન હશે કે જેથી સ્નાનકાર્ય બાદ આમ વિવિધ રીતે વાળ ઓળતા હશે ।

विषग्रन्थिगर्भ-ઝેરી વેલના અંદરના ભાગમાં પ્રવેશેલા. श्रेष्ठिन्-મુખ્ય શેઠિયો. હિસાબ વગેરે તપાસવામાં તેની મદદની જરૂર પડતી.

कायस्थ-કોર્ટનો કારકૂન હશે. તેઓ ન્યાયાધીશના મદદનીશ હશે. આ, મદદનીશો બ્રાહ્મણ જ હશે.

શ્લો. ૩ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. छन्नं-છાવરીને उदाहरन्ति-રજૂ કરે છે. रागाभिभूता-સ્વાર્થથી લંપટ બનેલા. ન્યાયાધીશનું કાર્ય કપરું છે તેનું વર્ણન કરે છે. કારણ કે માણસો પોતાના દોષોને ઢાંકીને વિગતો રજૂ કરે છે અને પરિણામે ન્યાયાધીશને અપયશ જ મળે છે.

શ્લો. ૪ : અન્વય : न्यायेन दूरं कृताः कुपिताः छन्नं दोषं उदाहरन्ति, स्वान् दोषान् अधिकरणे न कथयन्ति । पक्षापरपक्षदोषसहिताः ये सन्तः पापानि संकुर्वते (ते) अपि ध्रुव नष्टाः । संक्षेपात् द्रष्टुः अपवादः एव सुलभः गुणः दूरतः ।

અહીં પણ ન્યાયાધીશના દુષ્કર કાર્યને વર્ણવ્યું છે.

શ્લો ૫ : શાર્દૂલવિક્રીડિત છંદ છે. આ શ્લોકમાં આદર્શ ન્યાયાધીશનાં લક્ષણો બતાવ્યાં છે. જ્ઞાની, બુદ્ધિશાળી, અક્રોધી, પ્રત્યેક તરફ સમાન દૃષ્ટિવાળો, પૂર્ણ તપાસ કર્યા પછી જ નિર્ણય આપનારો અને કેવળ સત્ય શોધનારો હોવો જોઈએ. कपटानुसारकुशलः-પ્રપંચકપટને જાણવામાં કુશળ. परतत्त्व-સાચું, સત્ય. ડૉ. રાઈડર परतत्त्व અર્થાત્ 'બ્રાહ્મણ' અર્થ કરે છે.

यद्यर्थं तदा चन्द्रालोकेऽप्यन्धकार इत्युच्यते ।

શ્રેષ્ઠી-કાયસ્થ ઉપરોક્ત વાક્ય દ્વારા ન્યાયાધીશનું ઉચ્ચ ચારિત્ર્ય અને ન્યાયાધીશ તરીકેની તેની યોગ્યતાનું વર્ણન કરે છે. તે કહે છે કે તમારા જેવાના ગુણમાં પણ દોષ-દર્શન થાય તો તો પછી પૂછવું જ શું ? ચંદ્રની શ્વેત ચાંદની પ્રકાશી રહી હોય અને અંધકાર છે, એ કેમ કહેવાય ? અર્થાત્ ન્યાયાધીશને દોષ-યુક્ત કહેવો એ ચંદ્રલોક સાથે અંધકારને જોડવા જેવું છે.

यथा सूर्योदय उपरागो महापुरुषनिपातमेव कथयति ।-

શોધનક આવીને સમાચાર આપે છે કે રાજાજીનો સાળો ફરિયાદી છે. એ સાંભળતાં જ ન્યાયાધીશ બોલે છે કે શું શુકનમાં પહેલો જ રાજાજીનો સાળો ! સૂર્યોદયે ગ્રહણની માફક મહાપુરુષનો વિનાશ જ સૂચવે છે ! ખગોળશાસ્ત્રને

આધારે શૂદ્રકે કરેલું આ વિધાન સૂચવે છે કે સૂર્યોદય સમયે જ ગ્રહણ થાય એ કોઈ મહાપુરુષના મૃત્યુનું સૂચક છે. તેમ આ ન્યાયનું કાર્ય શકારથી શરૂ કરવામાં અનિષ્ટ નોતરવા જેવું છે. આ બતાવે છે કે એક તુચ્છ નોકરથી માંડીને છેક ન્યાયાધીશ સુધી– રાજ્યના દરેક વર્ગને શકાર માટે કેવી ઘૃણા છે! વળી આ નાટ્યાત્મક વક્રોક્તિ દ્વારા ભાવિ અનિષ્ટનાં એંધાણ વરતાઈ જાય છે। કોઈ મહાપુરુષ ચારુદત્ત જેવાનો વિનાશ સૂચવાય છે। અને તેથી જ ન્યાયાધીશ કહેવડાવે છે કે આજે કોર્ટમાં કામ ઘણું હોવાથી આપનું કામ ચાલી શકશે નહિ.

सर्वमस्य मूर्खस्य संभाव्यते ।

શકારની ફરિયાદને સાંભળવાનો ન્યાયાધીશે આજે ઇન્કાર કર્યો હતો. પરંતુ શકારની ધમકીથી તે ગભરાઈ જાય છે અને કામ ચલાવવાની હા ભણી દે છે. કારણ કે શકારની દુષ્ટતાને એ પીછાને છે કે "આ મૂર્ખમાં બધું જ સંભવે છે". અર્થાત્ આ મૂર્ખ ગમે તેવી દુષ્ટતા આચરી શકે તેમ છે.

એક નાનકડા વાક્યમાં શૂદ્રકે સત્તા હેઠળ કચડાઈ જતા માનવહૃદયની વેદના કેવી તીવ્ર અને સચોટ રીતે ઉપસાવી છે। તત્કાલીન સમયનું ન્યાયતંત્ર રાજાના ખાંધિયાઓની ધાકધમકી, ન્યાયતંત્રનો સડો, સત્તાનું દમન વ. કેવી વાસ્તવિકતાથી વર્ણવ્યું છે! અલબત્ત શૂદ્રકનો ન્યાયાધીશ આદર્શ ન્યાયાધીશના ગુણોથી સંપન્ન છે. પરંતુ સત્તા આગળ શાણપણ શું કામનું! આદર્શ ન્યાયાધીશ આખરે એક માનવહૃદય ધરાવે છે. પેટ ઉપર કુહાડીનો પ્રહાર ક્યાંથી જીરવી શકે? કદાચ આદર્શવાદી બની પોતે આ નોકરી છોડી દે તો પણ આવા દુર્જન સત્તાવાળી માણસોના કાર્યને કોણ રોકી શકવાનું હતું? આવો એક જબરદસ્ત સંઘર્ષ ન્યાયાધીશ એક પળ માટે અનુભવે છે ને તે આ નાનકડા વાક્યમાં કેવી સુંદર રીતે અભિવ્યક્ત થયું છે। શૂદ્રકની બેનમૂન કલાનો આ સુંદર નમૂનો નહિ તો શું?

प्रथमं भणन्ति न दृश्यते सांप्रतं दृश्यते इति ।

ન્યાયાધીશની 'હા' સાંભળીને શકાર કહે છે "પહેલાં તો ના કહી, હવે કામ ચાલશે"। આવું બોલનાર ખંધો પીઢ શઠ જ હોઈ શકે. તેની ચાલાક શઠબુદ્ધિ એ પકડે છે કે ન્યાયાધીશ સત્તાથી ડર્યો છે અને હવે પોતે પોતાનું ધાર્યું કરાવી શકશે. સંસારમાં ચાલતી આવી વ્યવહારદુષ્ટતાનું શૂદ્રકનું નિરીક્ષણ કેટલું સાચું છે।

શકારની દુષ્ટતા તો નથી ક્લોડિયસ કે નથી શેક્સપિયરના ઇયાગો જેવી. એનાથીય છે નીચ. ક્લોડિયસ તો એક અસુર હતો તો ઇયાગો પરહિતનો નિરર્થક

નાશ કરનારો હતો. પણ શકારની શઠતા એની સ્વાર્થ–વિહોણી નથી. વસંતસેનાનો બદલો લેવા એ કેવી નીચતા આદરે છે.

अहो स्थिरसंस्कारता व्यवहारार्थिनः ।

ન્યાયાલયમાં પ્રવેશતાં શકાર કહે છે કે પોતે તો મઝામાં છે, તમને સુખ આપું કે ન આપું. અલબત્ત ન્યાયાધીશ શકારની સત્તા આગળ પોતાના શાણપણને ચલાવતો નથી, કંઈ વિરોધ કરતો નથી, પણ મનમાં કિંમત કરે છે કે વાહ, ફરિયાદીનો શું દૃઢ સંસ્કાર! અર્થાત્ અહીં શકારના અવિનય તરફ ન્યાયાધીશનો આ કટાક્ષ છે. માત્ર નરી દુષ્ટતા જ છે. વિનયનો અંશ પણ શકારમાં નથી તેની તરફ ન્યાયાધીશનો આ કટાક્ષ છે.

શ્લો. ૬ : અહીં શકાર પોતાની સત્તા અને એ દ્વારા ધમકી ઉચ્ચારે છે.

શ્લો. ૭ : શકારની ધમકી આગળ ન્યાયાધીશ છેક જ ડરી જતો નથી. પોતે બહાદુર તો છે જ. તે કહી દે છે કુળથી શું? જીવનમાં શીલ અને સંસ્કાર મહત્ત્વનાં છે. કાદવમાંથીય કમળ નીકળે છે અથવા સારા ખેતરમાંય કંટકોનાં વૃક્ષ હોય છે તેમ ઉચ્ચ કુળમાં પણ નીચ માણસો જન્મી શકે છે.

શકાર શઠ છે પરંતુ અંદરથી ગભરાય છે. પોતાની રજૂઆત તે મક્કમપણે સ્વસ્થતાથી કરી શકતો નથી. પુષ્પકરંડક બાગમાં વસંતસેનાને કોઈકે મારી નાખી છે એમ જણાવતાં બોલી જાય છે કે, 'મેં નહિ', ન્યાયાધીશ આ શબ્દો પકડી પાડે [redacted] અને ફરિયાદ નોંધતાં આ શબ્દો નોંધાય એ પહેલાં લખાવે છે. અર્થાત્ न मया શબ્દો શકારના મુખમાંથી સહજપણે નીકળ્યા છે એ સૂચવે છે કે એના હૃદયમાં ઊંડે ઊંડે કોઈક શંકા છે. એનો અંતરાત્મા એને ડંખતો હશે. જેમકે,

स्वभावेनैव यद्ब्रूयुस्तद्ग्राह्यं व्यावहारिकम् ।
अतो यदन्यद् विभ्युर्वर्णनार्थं तदपार्थकम् ॥

આમ શકારની બોલવાની રીત ન્યાયાધીશને શંકાશીલ બનાવવા પૂરતી છે.

उत्त्वरायमाणेनेव पायस विनाशितः । શકાર ગભરાટને કારણે અથવા તેને guilty corscions જ બોલાવે [redacted] કે 'મેં નહિ'. અર્થાત્ તે કહેવા માંગે છે કે મેં વસંતસેનાને મારી નથી. પરંતુ ન્યાયાધીશ આ શબ્દો પકડી પાડે છે અને તે પહેલાં લખાવે છે. આ સાંભળી શકાર પોતાની જાતને ઉતાવળમાં ગરમ ગરમ ખીરના કોળિયા ખાતા લોભી ભિખારી સાથે સરખાવે છે. લોભમાં અને ખાવાની ઉતાવળને કારણે ગરમ ગરમ ખીર ખાઈ ભિખારી પછી પીડાય તેમ પોતે ચારુદત્તના વિનાશના લોભમાં ઉતાવળમાં નહિ બોલવાના શબ્દો બોલી ગયો છે અને એમ કરતાં પોતે

જ પોતાનો વિનાશ નોંતર્યો છે. पायस (पयसः अयम् पिण्डारकः)–અર્થાત્ ઉકળતા દૂધમાં રાંધવામાં આવતું અનાજ દૂધપાક અર્થાત્ જેમ એવું અન્ન નાશ પામે છે. તેમ મેં મારો વિનાશ નોતર્યો એમ શકાર કહેતો હોય છે.

वाक्यानुसारेण ફરિયાદી અને આરોપીના કથનથી લેવાનો નિર્ણય अर्थानुसारेण–કેટલીક વિગતો ઉપરથી થતો નિર્ણય.

अलं लज्जया । व्यवहारस्त्वां पृच्छति । વસંતસેનાની માતાની કોર્ટમાં જુબાની લેવાય છે. તેને પૂછે છે કે અત્યારે વસંતસેના ક્યાં ગઈ છે ? વૃદ્ધા જવાબ આપતાં શરમાય છે. ચારુદત્તના ઘરે ગઈ છે એમ કહેતાં સંકોચ અનુભવે છે. પરંતુ શ્રેષ્ઠિ-કાયસ્થ કહે છે કે "શરમાવાની જરૂર નથી, કારણ કે કાયદો તમને પૂછે છે." અર્થાત્ કાયદેસર જવાબ આપો.

શ્લો. ૮ : પોતાની નિર્ધનતાને કારણે જ કોર્ટનું તેડું આવ્યું છે એમ ચારુદત્ત સમજે છે.

શ્લો. ૯ : કદાચ આર્યક પકડાઈ ગયો હશે એવી શંકા ચારુદત્તના મનમાં ઊઠે છે. चारेक्षणस्य–જાસૂસ રૂપી આંખોવાળા. अभियुक्त–બંદીવાન.

શ્લો. ૧૦-૧૧ : અનિષ્ટના સૂચક અપશુકનોનો નિર્દેશ અહીં કર્યો છે. ध्वाक्ष–કાગડો.

શ્લો. ૧૨ : કવિએ અહીં બધા જ અપશુકનો ગણાવી દીધા છે. जिह्मिताध्मात-कुक्षि–સૂજેલા અને ગૂંચળું વાળેલા પેટવાળો.

શ્લો. ૧૩ : અહીં પણ ઘોર અપશુકનો બતાવ્યા છે. કારણ વગર લપસી પડાય તે પણ અપશુકન ગણાય છે.

શ્લો. ૧૪ : અહીં રાજાના ન્યાયાલયને સમુદ્ર સાથે સરખાવ્યું છે. જ્યાં મંત્રીરૂપી પાણી, દૂતરૂપી શંખ, ચાર રૂપી મગર, મત્સ્ય વગેરે રહે છે.

શ્લો. ૧૫ : नह्याकृतिः सुसदृशं विजहाति वृत्तम् ।

ચારુદત્તને જોતા જ ન્યાયાધીશ વિચારે છે કે આવી સુંદર આકૃતિવાળો પુરુષ ચારિત્ર્યહીન હોઈ જ ન શકે. અહીં તેની આકૃતિ વર્ણવે છે. ઉન્નત નાક, વિશાળ આંખો વ. અકારણ દોષનું સ્થાન હોઈ શકે નહિ. કારણ કે તે માને છે કે હાથી, ગાય, અશ્વ અને માણસોની આકૃતિ ચારિત્ર્યને ત્યજતી નથી.

સંસ્કૃત સાહિત્યમાં સુંદર આકૃતિ ચારિત્ર્યનું પ્રતીક છે કારણ કે आकृतिः गुणान् कथयति અથવા यत्राकृतिस्तत्र गुणाः वसन्ति । મનુષ્યની આકૃતિ તેના વ્યક્તિત્વની

દ્યોતક હોય છે. ચારુદત્ત જેવો સુંદર આકૃતિવાળો પુરુષ વસંતસેનાનો ખૂની ન હોઈ શકે–એ ન્યાયાધીશની શંકા છે.

अथवा यौवनमत्रापराध्यति न चारित्रम् ।

ન્યાયાધીશ ચારુદત્તને પૂછે છે કે વસંતસેના તેની મિત્ર છે કે કેમ. ચારુદત્ત પ્રત્યુત્તર આપતા શરમ પામે છે કે ગણિકા પોતાની મિત્ર છે એમ કેમ કહી શકાય? ત્યારે તે કહે છે કે અહીં યૌવનનો જ અપરાધ છે, ચારિત્ર્યનો નહીં. અર્થાત્ યુવાનીને સહજ આ મિત્રતા છે, ચારિત્ર્યભંગ નથી. પોતાનું ચારિત્ર્ય દૂષિત નથી એમ તે દર્શાવવા માગે છે.

त्वया सह मम व्यवहारः सुदुःसहः ।–ચારુદત્ત શકારના શઠ–સ્વભાવને સારી રીતે પીછાને છે. ન્યાયાલયમાં શકારની સાથે પોતાનું કામ ચાલે છે એ જાણી એ કહે છે કે ખરેખર તારી સાથે મારું કામ અતિ દુસ્સહ છે. અર્થાત્ પોતાને માટે એ કાર્ય મુશ્કેલ છે, એવો ચારુદત્તને ખ્યાલ આવી ગયો છે.

શ્લો. ૧૯: ચારુદત્ત ચાલાક છે. શકારના ગભરાયેલા ઝંખવાણા પડી ગયેલા મુખ ઉપરથી એ સમજે છે કે શકારે જ વસંતસેનાને મારી નાખી હશે. वलाहकानां–વાદળોના.

શ્લો. ૨૦: ચારુદત્તના ચારિત્ર્યને કલંકિત કરવું એ અસંભવિત છે એમ કહેવાનો અહીં આશય છે.

શ્લો. ૨૧: ચારુદત્તને ચારિત્ર્યમાંથી ચલાયમાન કરવો એ તો મહાન ગુનો ગણાય. જેમ શૂદ્રને વેદ ભણવાનો ગુન્હો ગણાય, અથવા મધ્યાહ્ને સૂર્યને જોવા છતાં આંખ મીંચાય નહિ કે અગ્નિમાં હાથ નાખવા છતાં તે બળે નહિ એના જેવું ગણાય.

શ્લો. ૨૨: ચારુદત્તે જરૂર કરતાં અધિક દાન આપ્યાં છે. હવે તે રત્નો વગરના સમુદ્ર જેવો છે. આવો મહાત્મા આવું પાપ કઈ રીતે કરી શકે? अनपेक्षितानि–ન ધારેલાં, જરૂર કરતાં વધારે.

શ્લો. ૨૩: ચંદ્ર અને રાહુના અપ્રસ્તુત વર્ણન દ્વારા અહીં ચારુદત્ત અને શકારનું સૂચન છે. રાહુ ચંદ્રનું ગ્રહણ કરે છે. પૌરાણિક ઉલ્લેખ પ્રમાણે રાહુ નામનો અસુર દેવોના અમૃતપાન વખતે છૂપી રીતે આવ્યો હતો. તેનો સૂર્ય–ચંદ્રના કહેવાથી વિષ્ણુએ શિરચ્છેદ કર્યો. પરંતુ રાહુએ થોડું અમૃત પીધું હતું તેથી તે અમર થઈ ગયો ને ત્યારથી ગ્રહણ સમયે તે ચંદ્રને પીડે છે.

શ્લો. ૨૫: બાહ્ય પુરાવાઓ ચારુદત્તને દોષિત ઠરાવતા હોવા છતાં ન્યાયાધીશનો અંતરાત્મા એ સ્વીકારવા તૈયાર નથી. ન્યાયાધીશ દ્વિધામાં મૂંઝાયેલો છે, કાદવમાં ખૂંપેલી ગાયની જેમ,

જ પોતાનો વિનાશ નોંતર્યો છે. पायस (पयसः अयम् पिण्डारकः)–અર્થાત્ ઉકળતા દૂધમાં રાંધવામાં આવતું અનાજ દૂધપાક અર્થાત્ જેમ એવું અન્ન નાશ પામે છે. તેમ મેં મારો વિનાશ નોતર્યો એમ શકાર કહેતો હોય છે.

वाक्यानुसारेण ફરિયાદી અને આરોપીના કથનથી લેવાનો નિર્ણય अर्थानुसारेण–કેટલીક વિગતો ઉપરથી થતો નિર્ણય.

अलं लज्जया । व्यवहारस्त्वां पृच्छति । વસંતસેનાની માતાની કોર્ટમાં જુબાની લેવાય છે. તેને પૂછે છે કે અત્યારે વસંતસેના કયાં ગઈ છે? વૃદ્ધા જવાબ આપતાં શરમાય છે. ચારુદત્તના ઘરે ગઈ છે એમ કહેતા સંકોચ અનુભવે છે. પરંતુ શ્રેષ્ઠિ-કાયસ્થ કહે છે કે "શરમાવાની જરૂર નથી, કારણ કે કાયદો તમને પૂછે છે." અર્થાત્ કાયદેસર જવાબ આપો.

શ્લો. ૮ : પોતાની નિર્ધનતાને કારણે જ કોર્ટનું તેડું આવ્યું છે એમ ચારુદત્ત સમજે છે.

શ્લો. ૯ : કદાચ આર્યક પકડાઈ ગયો હશે એવી શંકા ચારુદત્તના મનમાં ઊઠે છે. चारेक्षणस्य–જાસૂસ રૂપી આંખોવાળા. अभियुक्त–બંદીવાન.

શ્લો. ૧૦-૧૧ : અનિષ્ટના સૂચક અપશુકનોનો નિર્દેશ અહીં કર્યો છે. ध्वाङ्क्ष–કાગડો.

શ્લો. ૧૨ : કવિએ અહીં બધા જ અપશુકનો ગણાવી દીધા છે. जिह्मिताध्मात-कुक्षि–સૂજેલા અને ગૂંચળું વાળેલા પેટવાળો.

શ્લો. ૧૩ : અહીં પણ ઘોર અપશુકનો બતાવ્યા છે. કારણ વગર લપસી પડાય તે પણ અપશુકન ગણાય છે.

શ્લો. ૧૪ : અહીં રાજાના ન્યાયાલયને સમુદ્ર સાથે સરખાવ્યું છે. જ્યાં મંત્રીરૂપી પાણી, દૂતરૂપી શંખ, ચાર રૂપી મગર, મત્સ્ય વગેરે રહે છે.

શ્લો. ૧૫ : नह्याकृतिः सुसदृशं विजहाति वृत्तम् ।

ચારુદત્તને જોતા જ ન્યાયાધીશ વિચારે છે કે આવી સુંદર આકૃતિવાળો પુરુષ ચારિત્ર્યહીન હોઈ જ ન શકે. અહીં તેની આકૃતિ વર્ણવે છે. ઉન્નત નાક, વિશાળ આંખો વ. અકારણ દોષનું સ્થાન હોઈ શકે નહિ. કારણ કે તે માને છે કે હાથી, ગાય, અશ્વ અને માણસોની આકૃતિ ચારિત્ર્યને ત્યજતી નથી.

સંસ્કૃત સાહિત્યમાં સુંદર આકૃતિ ચારિત્ર્યનું પ્રતીક છે કારણ કે आकृतिः गुणान् कथयति અથવા यत्राकृतिस्तत्र गुणाः वसन्ति । મનુષ્યની આકૃતિ તેના વ્યક્તિત્વની

ઘોતક હોય છે. ચારુદત્ત જેવો સુંદર આકૃતિવાળો પુરુષ વસંતસેનાનો ખૂની ન હોઈ શકે–એ ન્યાયાધીશની શંકા છે.

अथवा यौवनमत्रापराध्यति न चारित्रम् ।

ન્યાયાધીશ ચારુદત્તને પૂછે છે કે વસંતસેના તેની મિત્ર છે કે કેમ. ચારુદત્ત પ્રત્યુત્તર આપતાં લજ્જા પામે છે કે ગણિકા પોતાની મિત્ર છે એમ કેમ કહી શકાય ? જ્યારે તે કહે છે કે અહીં યૌવનનો જ અપરાધ છે, ચારિત્ર્યનો નહીં. અર્થાત્ યુવાનીને સહજ આ મિત્રતા છે, ચારિત્ર્યભંગ નથી. પોતાનું ચારિત્ર્ય દૂષિત નથી એમ તે દર્શાવવા માગે છે.

त्वया सह मम व्यवहारः सुदुःसहः ।–ચારુદત્ત શકારના શઠ–સ્વભાવને સારી રીતે પીછાને છે. ન્યાયાલયમાં શકારની સાથે પોતાનું કામ ચાલે છે એ જાણી એ કહે [redacted] કે ખરેખર તારી સાથે મારું કામ અતિ દુસ્સહ છે. અર્થાત્ પોતાને માટે એ કાર્ય મુશ્કેલ છે, એવો ચારુદત્તને ખ્યાલ આવી ગયો છે.

શ્લો. ૧૯ : ચારુદત્ત ચાલાક છે. શકારના ઝંખવાણા પડી ગયેલા મુખ ઉપરથી એ સમજે છે કે શકારે જ વસંતસેનાને મારી નાખી હશે. बलाहकानां–વાદળોના.

શ્લો. ૨૦ : ચારુદત્તના ચારિત્ર્યને કલંકિત કરવું એ અસંભવિત [redacted] એમ કહેવાનો અહીં આશય છે.

શ્લો. ૨૧ : ચારુદત્તને ચારિત્ર્યમાંથી ચલાયમાન કરવો એ તો મહાન ગુનો ગણાય. જેમ શૂદ્રને વેદ ભણવાનો ગુન્હો ગણાય, અથવા મધ્યાહ્ને સૂર્યને જોવા છતાં આંખ મીંચાય નહિ કે અગ્નિમાં હાથ નાખવા છતાં તે બળે નહિ એના જેવું ગણાય.

શ્લો. ૨૨ : ચારુદત્તે જરૂર કરતાં અધિક દાન આપ્યાં છે. હવે તે રત્નો વગરના સમુદ્ર જેવો છે. આવો મહાત્મા આવું પાપ કઈ રીતે કરી શકે ? अनवेक्षितानि–ન ધારેલાં, જરૂર કરતાં વધારે.

શ્લો. ૨૩ : ચંદ્ર અને રાહુના અપ્રસ્તુત વર્ણન દ્વારા અહીં ચારુદત્ત અને શકારનું સૂચન છે. રાહુ ચંદ્રનું ગ્રહણ કરે છે. પૌરાણિક ઉલ્લેખ પ્રમાણે રાહુ નામનો અસુર દેવોના અમૃતપાન વખતે છૂપી રીતે આવ્યો હતો. તેનો સૂર્ય–ચંદ્રના કહેવાથી વિષ્ણુએ શિરચ્છેદ કર્યો. પરંતુ રાહુએ થોડું અમૃત પીધું હતું તેથી તે અમર થઈ ગયો ને ત્યારથી ગ્રહણ સમયે તે ચંદ્રને પીડે છે.

શ્લો. ૨૫ : બાહ્ય પુરાવાઓ ચારુદત્તને દોષિત ઠરાવતા હોવા છતાં ન્યાયાધીશનો અંતરાત્મા એ સ્વીકારવા તૈયાર નથી. ન્યાયાધીશ દ્વિધામાં મૂકાયેલો છે, કાદવમાં ખૂંપેલી ગાયની જેમ,

શ્લો. ૨૬ : छिद्रेष्वनर्था बहुलीभवन्ति ।

"પડે છે ત્યારે સઘળું પડે છે". આપત્તિ સમયે મનુષ્યને અનર્થો વધારે આવે છે, એમ ચારુદત્ત કહી રહ્યો છે. કારણ કે ચંદનકે લાત મારવાથી એના વિરુદ્ધ ફરિયાદ કરવા વીરક આવી પહોંચ્યો છે, અને તેણે જણાવ્યું કે ચારુદત્તની ગાડીમાં બેસીને વસંતસેના પુષ્પકરંડક બાગમાં જઈ રહી હતી! આ બધા પુરાવાઓ ચારુદત્ત–વિરુદ્ધના છે. એટલે ચારુદત્ત અહીં ભવિતવ્યતા–વિધિનો જ વાંક જુએ છે. તે કહે છે કે જેમ પુષ્પના પ્રથમ વિકાસે ભ્રમરો મધુરસ પીવા તૂટી પડે છે તેમ મનુષ્યની આપત્તિના સમયે અનર્થો વધી જાય છે. સાચું જ છે કે સંકટો સામટાં જ આવે છે.

શ્લો. ૨૭ : શદ્રક માનવ–મનનો કુટલો અભ્યાસી છે! કાયદાની દૃષ્ટિએ પોતે અપરાધી ઠરે છે, તથાપિ પોતે અપરાધી નથી. એટલે એ ચારુદત્ત ઉશ્કેરાઈને બોલે છે કે શું બધું તપાસ્યા વગર જ સાચું માની લેવાનું! માનવ–મનનું સચોટ દર્શન!

શ્લો. ૨૮ : ચારુદત્તના મનુષ્ય હૃદયનું અહીં વાસ્તવ દર્શન થાય છે. પુષ્પ માટે જે એક વેલીને ખેંચતો નથી. તે શું એક સ્ત્રીને મારી શકે ખરો?

શ્લો. ૨૯ : આવા કપરા આપત્તિકાળે ચારુદત્તને સુખ દુઃખનો સાથી મિત્ર મૈત્રેય સાંભરે છે. પોતાની ભાર્યા ને છેલ્લે નિર્દોષ પુત્ર રોહસેન! આ આક્રંદ સમગ્ર પ્રેક્ષકોને પીગળાવે તેવું છે. પોતે ખોટી રીતે દંડાય છે, અને છતાં સત્ય હકીકત પ્રગટ પોતે કહી શકતો નથી! કેવી કરુણતા!

અહીં છેલ્લી લીટીના અર્થઘટન પરત્વે ટીકાકારોમાં મતભેદ જણાય છે. :

(૧) त्वं नित्यं नन्दसि । તું હમેશ સુખી છે. મોટી આફતથી તે ખોટું છે. અર્થાત્ તારું સુખ ખોટું છે. (૨) नित्य परव्यसनेन अतिशयितेन दुःखेन मिथ्यैव नन्दसि शोकस्थाने प्रहृष्यसि । (૩) यद्वा परेषां व्यसनेन नन्दसि, बालाना हि परव्यसनं क्रीडनकविनोद इति भावः । પર દુઃખે સુખ માણે એ બાળકોનો સ્વભાવ હોય છે.

नन्वेष तपस्वी हेतुभूतः कृतान्तो मा व्याहरति । ચારુદત્ત મિત્ર મૈત્રેયને સઘળી હકીકતથી વાકેફ કરે છે અને કહે છે કે આ શકાર કહે છે કે મેં વસંતસેનાને મારી નાખી. આ અર્થનું ઉપરોક્ત વાકય તે કહે છે અર્થાત્ ચારુદત્ત શકારને કૃતાન્તનું વિધિનું નિમિત્ત થયેલો માને છે! વિધિ જ બળવાન છે, એનો જ આ ખેલ છે. પરંતુ તે માટે એણે આ શકારને નિમિત્તમાત્ર બનાવ્યો!

શ્લો. ૩૧ : વિધિની વિષમતાથી ચારુદત્ત તાજુબ થાય છે. આવે સમયે વિદૂષક પાસેથી ઘરેણાં પડ્યાં, જે ચારુદત્તની વિરુદ્ધનો પુરાવો થઈ ગયો.

શ્લો. ૩૨ : ચારુદત્ત ઘરેણાં વિશેની સત્ય હકીકત કહે, છતાં કોઈ માનવા તૈયાર નહિ હોય એટલે પોતે મૌન જ સેવે છે.

શ્લો. ૩૩ : अङ्गारक—મંગળનો ગ્રહ. વિદૂષક ધૂમકેતુ જેવો ઉપસ્થિત થયો છે જે ઘણું જ અનિષ્ટનું સૂચક છે. ટીકાકારો દર્શાવે છે કે કેવળ જૂના જ્યોતિર્વિદો મંગળને ગુરુનો વિરુદ્ધનો ગ્રહ ગણતા. આ શૂદ્રકના નાટકની પ્રાચીનતા દર્શાવે છે.

શ્લો. ૩૪ : વસંતસેનાની માતાએ ચારુદત્તના બચાવ અર્થે જે વાત કરી, તેને ન્યાયાધીશ પણ પકડે છે અને ચારુદત્તને પણ તે પ્રમાણે બચાવ કરવાનું સૂચવે છે કે આ ઘરેણાં એ જ સોનીએ બનાવ્યાં હોવાથી સમાન છે, પણ એ જ નથી.

શ્લો. ૩૬ : कशा —ચાબૂક. ન્યાયાધીશ ગુન્હો કબૂલ કરાવવા બળ વાપરતા હશે એમ આ ઉપરથી અનુમાન થઈ શકે છે.

શ્લો. ૩૯ : ચારુદત્ત બ્રાહ્મણ હોવાથી તેનો વધ નહિ કરવા, પરંતુ હદપાર કરવાનું સૂચન અહીં ન્યાયાધીશ કરે છે.

શ્લો. ૪૦–૪૧ : રાજાના સલાહકારોને ચારુદત્ત અહીં દોષ દે છે, જેને કારણે નિર્દોષ માણસો મરી જતા હોય છે, ને જે ન્યાયતંત્ર બગાડી મૂકે છે એમ ન્યાયતંત્ર ને ન્યાયાધીશ ઉપર પણ કટાક્ષ છે.

मूले छिन्ने कुतः पादपस्य पालनम् ।

આ નાટકનો વિદૂષક માત્ર શાસ્ત્રોક્ત લક્ષણો ધરાવનાર પાત્ર નથી. પરંતુ તેનું આગવું એક વ્યક્તિત્વ છે. માત્ર હાસ્ય નહિ, પણ કથાનકના વિકાસક્રમનું પણ તે કામ કરે છે. પરિસ્થિતિનું તે યોગ્ય રીતે મૂલ્યાંકન કરી શકે છે આ વાક્ય તેનું ઉદાહરણ ગણી શકાય. અહીં તત્કાળ નજીક આવી પહોંચેલો ચારુદત્ત પોતાની માતાને પ્રણામ પાઠવે છે અને પુત્ર રોહસેનના રક્ષણનું કામ વિદૂષકને સોંપે છે. ત્યારે વિદૂષક કહે છે—"મૂળ નાશ પામ્યું હોય ત્યારે વૃક્ષનું પોષણ કેવું ?" મૂળ=ચારુદત્ત, पादप=રોહસેન અર્થાત્ ચારુદત્ત ન હોય ત્યારે પુત્ર રોહસેનની કાળજી કોણ લેશે ? પોતે ગમે તેટલી કાળજી લઈ સાચવશે છતાં ય ચારુદત્તની તોલે નહિ આવી શકે, એવુ કહેવાનો મતલબ છે.

શ્લો. ૪૨ : देहप्रतिकृति–પુત્રને પિતાનું જ સ્વરૂપ ગણ્યો છે.

શ્લો. ૪૩ : आत्मा वै पुत्र नामासि स जीव: शरद: शतम् । ચારુદત્તનું માનવ-હૃદય અહીં ઊકળી ઊઠે છે. તે કહે છે કે પોતાને આ સજા થવી યોગ્ય નથી. બધી રીતે કસોટી કરીને જ સજા થવી જોઈએ. તત્કાલીન યુગમાં ગુનેગારનો ગુનો કબૂલ કરાવવા આવી રીતો અજમાવવામાં આવતી. જેમકે—(૧) વિષ-અર્થાત ઝેર આપવામાં આવતું. જો તેની અસર ન થાય તો તે નિર્દોષ ગણાતો. (૨) सलिल-ગુનેગારને પાણીમાં સુવડાવવામાં આવતો. તે વખતે એક તીર દૂર ફેંકવામાં આવતું. દોડનાર એ તીર પાછું લઈ આવે ત્યાં સુધી જો એ માણસ જીવે તો તે નિર્દોષ ગણાતો. (૩) तुला—દોષિત વ્યક્તિને ત્રાજવામાં બેસાડાતો. જો તે નિર્દોષ હોય તો તેનું ત્રાજવું ઊંચે જતું. (૪) અગ્નિ—જો આરોપી નિર્દોષ હોય તો હાથમાં અગ્નિ રાખવા છતાં તે દાઝતો નહિ.



## અંક ૧૦

શ્લો. ૧-૨ : ચાંડાળો પોતાની નિપુણતાની પ્રશંસા કરે છે. વધ્યને જેમ ઓછું દુઃખ થાય તે રીતે ફક્ત થોડા સમયમાં તેનો વધ કરવામાં તે કુશળ છે. જેમ થોડા તેલવાળો દીવો ધીમે ધીમે નાશ પામે તેમ આ ચારુદત્ત પણ નાશ પામશે. स्नेह:-તેલ.

શ્લો. ૩ : पाण्डुरूक्षीकृताङ्गम्—રેતીથી ખરડાયેલાં ગાત્રોવાળું. सुमनोभि:—સ્મશાનનાં ફૂલથી वेष्टितम्—ચોપાસ છવાયેલું.

અહીં વધનું સુંદર વર્ણન છે. "હિંદુઓના વધ માટે શું જોઈએ, તે બધાનું અહીં સુંદર વર્ણન છે. સિપાઈઓ વગેરે ઓછા હતા તે બતાવે છે કે લોકોને સહેલાઈથી વ્યવસ્થિત રીતે ઊભા રાખી શકાતા હતા. રોમન કાર્નિફેક્સ જેવું વધ કરનારનું ચિત્ર છે. વધ્યને બલિના પશુની માફક શણગારવામાં આવતો."-વિલ્સન

શ્લો. ૪ : कालरज्जुधाराभि:—કાળ જેવી ફરસીની ધારથી.

पुरुषभाग्यानामचिन्त्या: खलु व्यापारा: ।—ભાગ્યની ગતિ ન્યારી છે. ખરેખર, विधिरहो बलवानिति मे मति: । ચારુદત્તનું ભાગ્ય આમ એકાએક પલટો લે છે! તે જોઈ ચારુદત્ત પોતે જ આશ્ચર્ય સાથે ખેદ અનુભવતાં કહે છે કે "પુરુષનો ભાગ્ય-વ્યવહાર ખરેખર અચિંત્ય છે કે જેથી હું આવી દશાને પામ્યો. વધસ્થાને લઈ જવાતાં વધ્યના વેશમાં રહેલા ચારુદત્તના આ ઉદ્ગારો ભાગ્યનો મહિમા વર્ણવે

છે. ભાગ્યની ભીતરને કોણ જાણી શક્યું છે? "ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે!" તો પછી પામર માનવીઓનું શું ગજું?

શ્લો. ૬ : ચારુદત્તની પ્રત્યે નગરજનોની સહાનભૂતિ 'સ્વર્ગ મેળવ' દ્વારા અહીં વ્યક્ત થઈ છે.

શ્લો. ૭ : प्रवाह्यमाणः—લઈ જવાતો.

શ્લો. ૮ : ચારુદત્તની નિર્દોષતા બતાવાઈ છે.

શ્લો. ૯–૧૦ : નગરજનો અશ્રુ વહાવે છે, તેનું વર્ણન છે. લોકો એટલાં બધાં આંસુ સારે છે કે તેમનાં આંસુથી ભીંજાયેલી રેતી ઊડતી પણ નથી.

શ્લો. ૧૧ : प्रणाली—નહેર, द्वयोः प्रणाली प्रवहः पदन्या ।

स्तोप्त्रः—મુદ્દામાલ સાથે.

શ્લો. ૧૨ : અહીં ચારુદત્તના પવિત્ર ગોત્રનું ઉદાત્ત રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

શ્લો. ૧૩ : અહીં વસંતસેનાનું સ્મરણ કરે છે.

શ્લો. ૧૪ : उत्तरणासेतुः—ઓળંગવાનો પૂલ. અહીં ચારુદત્તની ગુણ-પ્રશંસા છે.

શ્લો. ૧૫ : विनिपतिताना नराणां प्रियकारी दुर्लभो भवति ।

વધસ્થંભે લઈ જવાતા ચારુદત્તની સાથે કોઈ નથી. આ જોઈ બે ચાંડાળો ઉપરોક્ત પંક્તિ ઉચ્ચારે છે કે ખરેખર વિનાશ પામતા મનુષ્યોનું હિત કરનાર દુર્લભ હોય છે. કારણ કે ચારુદત્ત તરફ સહાનભૂતિ દર્શાવનાર કોઈ નથી. જગતમાં સર્વ જનો સુખીજનો માટે જ ચિંતા કરનાર હોય છે. દુઃખીનું હિત કરનાર ખરેખર દુર્લભ હોય છે. આપત્તિમાં જ આત્મીયજનની કસોટી થાય છે. વાંચો. आपत्सु मित्रं जानीयात् । વળી, परोऽपि बन्धुः समसंस्थितस्य मित्रं न कश्चिद्विषमस्थितस्य ।

વધસ્થંભે જતાં ચારુદત્તે જોયું કે એના મિત્રો એનાથી દૂર જાય છે, એટલું જ નહિ, પોતાનું મુખ વસ્ત્રના છેડાથી ઢાંકીને જાય છે. આ જોઈ તે કહે છે કે સુખી મનુષ્યનો દુશ્મન પણ મિત્ર બને છે, જ્યારે દુઃખમાં રહેલાનો કોઈ મિત્ર નથી. અર્થાન્તરન્યાસ અલંકાર દ્વારા શૂદ્રકે અહીં જગતનું એક સત્ય નોંધ્યું છે. કારણ કે, सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते । અથવા, इह लोके हि धनिनां परोऽपि स्वजनायते । स्वजनोऽपि दरिद्राणां तत्क्षणाद्दुर्जनायते ॥

શ્લો. ૧૭ : निवापः—પિતૃઓને અપાતી પાણીની અંજલિ. પોતાનો પુત્ર હજુ નાનો છે. તેથી તેના હાથની અંજલિમાં બહુ થોડું પાણી રહે. પરિણામે પરલોકમાં પોતે તરસ્યો રહેશે એવી ચારુદત્તની કરુણતા વ્યક્ત થઈ છે.

શ્લો. ૧૮ : જીવનની કેવી કરુણતા ! દાન આપતાં આપતાં સમૃદ્ધ ચારુદત્ત દરિદ્ર બન્યો છે. એના જીવનની અંતિમ પળે એકના એક પુત્રને આપવા યજ્ઞોપવીત સિવાય કશું જ નથી ! કરુણતાની આ તો અવધિ છે !

શ્લો. ૧૯ : उद्दामा—ઉદ્દામ ઘોડી કે જે ગમે ત્યાં દોડી શકે. प्रत्येषितम्–આક્રમણ કરવાને.

વિધિને અહીં ઉદ્દામ ઘોડી સાથે સરખાવેલ છે. તે ગમે ત્યાં દોડી શકે છે અને માણસ ઉપર સવારી કરે છે. વિધિના એ પ્રભુત્વને કારણે જ ચારુદત્તની આ અવદશા થઈ છે ને ?

શ્લો. ૨૦ : ચારુદત્ત પ્રત્યે સહાનુભૂતિ એક ચાંડાળ દ્વારા વ્યક્ત થઈ છે. ભલે સમૃદ્ધિહીન હોય છતાંય ચારુદત્ત વંદનીય છે.

શ્લો. ૨૧ ; अंसेन—કંઠપ્રદેશે. आघातम्—વધસ્થંભ આગળ. शामित्रम्—જ્યાં યજ્ઞના બલિનો વધ કરે તે જગા. ચારુદત્તને, જેમ યજ્ઞમાં વધ માટે બકરાને લઈ જવામાં આવે તેમ, વધસ્થાન આગળ લઈ જવામાં આવે છે.

શ્લો. ૨૨ : येऽभिभवन्ति साधुं ते पापास्ते च चाण्डालाः । ચાંડાળો કહે છે કે તેઓ જન્મથી ભલે ચાંડાળ છે, પરંતુ કર્મે ચાંડાળ નથી. ચાંડાળો તો તે છે કે જેઓ સજ્જનોને, સાધુજનોને હેરાન કરે છે. અર્થાત્ શકાર અને પાલક જેવા જ સાચા ચાંડાળો છે, કારણ કે જાતિ નહીં, પરંતુ કર્મથી જ માણસની જાતિ નક્કી કરી શકાય.

व्यापादयतं माम् । मुञ्चतं तातम् । બાળક રોહસેનના આ શબ્દો કારુણ્યની પરાકાષ્ઠા છે ! પોતાના પિતાને બદલે રોહસેન કહે છે કે મને મારી નાખો, પિતાજીને છોડી દો. કેટલો બાલસહજ અને છતાં કેટલો કરુણતાભર્યો પ્રશ્ન છે ! કયું પિતૃહૃદય અહીં ન દ્રવે ?

શ્લો. ૨૩ : બાળકના પ્રેમાળ નિર્દોષ શબ્દોથી પિતૃહૃદયમાં જાગેલી આ એક સંવેદના છે. વાત્સલ્યનું સુંદર દૃષ્ટાન્ત ! आढ्य—પૈસાદાર अनौशीरम्—न औशीरम् अनौशीरम् । ઉશીરવાળો કે પરેજ.

શ્લો. ૨૪ : નાશ પામતા ચારુદત્તને ચાંડાળ અહીં દોરડું કપાઈ જતાં કૂવામાં ડૂબતા સોનાના કળશ સાથે સરખાવે છે. અર્થાત્ અહીં સોનાનો કળશ ફૂટે નહિ, તેમ ચારુદત્ત પણ બચી જશે એવું સૂચન મળી રહે છે.

શ્લો ૨૫ : 'વસંતસેનાને પોતે મારી નાખી છે' એ ઘોષણા ચારુદત્તને કાનોકાન સાંભળવી પડે, એ કેટલી કરુણ દશા ! - તે ચારુદત્તને અસહ્ય લાગે છે.

શ્લો. ૨૬: અનાયક.–અણધાર્યો આવી પડેલ ચેટ પાકને સજીવન કરનાર દ્રોણમેઘ જેવો ચારુદત્તને લાગે છે.

દ્રોણમેઘને સસ્યપ્રયૂક ગણવામાં આવે છે. અણીને વખતે વરસીને તે પાકને બચાવે છે. ચેટનું વાક્ય ચારુદત્તને માટે એવું જ કાર્ય કરે છે.

શ્લો. ૨૭: ચારુદત્તને મૃત્યુનો નહીં, પણ અપકીર્તિનો રંજ છે, તે અહીં જોઈ શકાય છે.

શ્લો. ૨૮: દોષિત શકાર છે, છતાં પોતાને કલંકિત કર્યો છે એવી ચારુદત્તની લાગણી અહીં વ્યક્ત થઈ છે.

ચારુદત્તને વધ માટે લઈ જવાતાં લોકોની આટલી ઠઠ જોઈને શકાર વિચારે છે કે પોતાના જેવા મોટા માણસને વધ માટે લઈ જવાય તે વેળા કેટલી ઠઠ હશે! શકારની આ મૂર્ખામી દ્વારા નાટચાત્મક વક્રોક્તિ પ્રયોજી શૂદ્રક ભાવિ બતાવવું સૂચન કરી રહ્યા છે. શકાર જાણે કે પોતાનું જ ભાવિ કહી રહ્યા છે!

हन्त ईदृशो दासभावो यत्सत्यं कमपि न प्रत्याययति ।

ચેટ બિચારો આર્ય ચારુદત્તની વ્હારે ધાયો છે. વસંતસેનાને શકારે મારી છે તેવી સાક્ષી તે આપે છે ત્યારે શઠ શકાર છાનુંમાનું પોતાનું કડું આપીને લોભાવે છે. પરંતુ સ્થાવરકને કડું લઈને જાહેરમાં બતાવે છે કે આ માણસ આ કડાથી મને લોભાવે છે. પરંતુ શકાર ઉસ્તાદ છે! તે ગાંજ્યો જાય એમ નથી! તરત જ એ કડું સ્થાવરકના હાથમાંથી ખેંચી કહે છે કે આ ઘરેણું ચોરવા બદલ જ ચેટને એણે પૂર્યો છે–અને એને માર્યો તેથી હવે વેર વાળવા લોકો સમક્ષ ખોટું બોલે છે. આ સાંભળી ચેટના હાથ હેઠા પડે છે. ચારુદત્તને પગે પડી કહે છે કે દાસપણું આવું હોય છે કે સાચું કોઈ પણ ન માને. બિચારો ગમે તેમ તોય નોકર છે. સત્તા આગળ શાણપણ શું કામનું ?

શ્લો. ૩૧ : ચારુદત્ત ચેટને આશ્વાસન આપે છે કે ચેટ તો શક્ય તેટલા પ્રયત્નો કર્યા, પરંતુ પોતાનું ભાગ્ય જ પ્રતિકૂળ હોય તો શું ?

सर्वमस्य मूर्खस्य संभाव्यते ।

બાળક રોહસેન કાકલૂદી કરે છે. બાળસહજ રીતે તે કહે છે "મને મારો, પિતાજીને છોડી દો." પરંતુ શકાર કહે છે પુત્ર સાથે જ મારો. આ સાંભળી ચારુદત્ત કહે છે, આ મૂર્ખને બધું જ સંભવિત છે. અર્થાત્ બહારથી મૂર્ખ દેખાતો આ શકાર ભારે શેતાન છે. તે ગમે તેવું ક્રૂર કૃત્ય કરતાં ખચકાય તેમ

નથી. તેથી કદાચ બોલ્યા પ્રમાણે કરે પણ ખરો. એવા ભયથી તે પોતાના પુત્રને ત્યાંથી રવાના કરી દે છે. અગાઉ ન્યાયાધીશ પણ શકાર માટે આવું જ બોલ્યા હતા. આ બતાવે છે કે શકાર મૂર્ખ નથી, બલ્કે શઠ છે.

શ્લો. ૩૨ : પિતાનું કહેવાતું કલંક કયારેક પુત્રના જીવનમાં નડે તેથી ચારુદત્ત પુત્રને કોઈ આશ્રમમાં જવાનું સૂચવે છે.

શ્લો. ૩૩ : મૃત્યુનો ચારુદત્તને ડર નથી, કે રંજ પણ નથી, પરંતુ પ્રિયાને પોતે મારી છે–એવું બોલવું દુઃખકારક છે.

यदि तव वध्यपालिका भवति मा सहसा व्यापादयसि वध्यम् ।

વધ કરવાનો વીરકનો પહેલો વારો આવ્યો છે. પરંતુ તે ઘડીભર થોભે છે. કારણ કે પોતાના પિતાએ એની શિખામણ આપી છે, અને એમ કહીને તે ચાંડાળ પોતાના વડવાઓએ કહેલી પુરાણી વાતો યાદ કરે છે કે કદાચ છેલ્લી ઘડીએ વધ્ય છૂટી પણ જાય. જો (૧) કોઈ મોટી રકમ આપી છોડાવે તો (૨) રાજાને ત્યાં પુત્રજન્મ થાય તો (૩) હાથી તોફાને ચઢે તો (૪) રાજ્યમાં બળવો થાય તો. આમ, અહીં ચારુદત્તના બચવાનું સૂચન છે. ચાંડાળો પણ ચારુદત્તની મુક્તિની આશાએ વધ કરવામાં વાર લગાડે છે.

શ્લો. ૩૩ : ચારુદત્ત નિષ્કલંક મૃત્યુ ઇચ્છે છે અને એ તો જ શક્ય બને કે સ્વયં વસંતસેના જ ત્યાં આવે. આમ હવે પછીના દૃશ્યનું સૂચન છે.

શ્લો. ૩૫ : સ્મશાનનું વર્ણન છે. प्रतिवृत्तम्–લટકતું दीर्घतोमायवः–શિયાળવાં લાંબાં થઈને. अट्टहासः–મૃત્યુ.

आर्यचारुदत्त गगनतले प्रतिवसन्तौ चन्द्रसूर्यावपि विपत्तिं लभेते । किं पुनर्जना मरणभीरुका मानवा वा ।– ચારુદત્ત અપકીર્તિથી ડરે છે, તેને માટે દુઃખ કરે છે. ત્યારે ચાંડાળ ઉપર્યુક્ત શબ્દો દ્વારા આશ્વાસન આપતાં કહે છે કે આકાશમા રહેતા સૂર્યચંદ્રને આફત આવે છે તો પછી માનવોની શું વિસાત ! અર્થાત્ મનુષ્યના જીવનમાં ચડતી ને પડતી સ્વાભાવિક છે. કોઈક ચડેલો પડે છે તો કોઈક પડેલો પણ ચડે છે.

શ્લો. ૩૭ : તલવાર એકાએક પડી ગઈ. આનું જ નામ ભવિતવ્યતા ! કોઈક શુભ સંકેત મળી રહે છે. सह्यवासिनी–दुर्गा કે કાલી જે સહ્ય પર્વત ઉપરના મંદિરની ચાંડાલોની દેવી છે.

શ્લો. ૩૮ : વસંતસેના આવી રહી છે. તેનું વાસ્તવિક વર્ણન છે.

શ્લો. ૩૯ : અહીં વસંતસેનાના આગમનથી પોતે સજીવન બન્યો છે. તેથી તેને પ્રત્યક્ષ ઔષધિ સાથે સરખાવી છે.

શ્લો. ૪૦-૪૧ : વસંતસેનાને સન્મુખ ઊભેલી જોઈને ચારુદત્ત અહીં આશ્ચર્યભાવ વ્યક્ત કરે છે કે શું આ તે જ વસંતસેના હોઈ શકે ?

શ્લો. ૪૨ : વસન્તસેનાના પુનરાગમનને સંજીવની વિદ્યા સાથે સરખાવ્યું છે.

શ્લો. ૪૩ : अहो प्रभावः प्रियसंगमस्य, मृतोऽपि को नाम पुनर्घियेत् ॥
વસંતસેનાના આગમનને કારણે મૃત્યુથી મુક્ત થયેલો ચારુદત્ત આને પ્રિય-મિલનનો પ્રભાવ ગણે છે કે પ્રિયના મેળાપથી મૃત પણ સજીવ બને છે ! સ્નેહની એ શક્તિ છે, તે મૃતને સજીવન કરી શકે !

શ્લો. ૪૪ : વધની સામગ્રી હવે વિવાહ-સામગ્રી બનશે. એ લાલ વસ્ત્ર વરનું વસ્ત્ર બનશે, વધ્યમાળા વરમાળા જેવી લાગે છે, અને વધનાં ઢોલ વિવાહનાં ઢોલ સમાં જણાય છે !

मनाक् अहं स आर्यस्य चरणसंवाहचिन्तकः संवाहको नाम। વસંતસેનાને લઈને આવનાર ભિક્ષુ પોતાની ઓળખ આપતાં ચારુદત્ત સમક્ષ આ શબ્દો ઉચ્ચારે છે. બીજા અંકમાં નકામું જણાતું સંવાહકનું પાત્ર અહીં અગત્યનું બને છે. તે એક સમયનો ચારુદત્તનો નોકર છે.

ચારુદત્તની નબળી દશામાં તે જુગારી બન્યો છે. ત્યારે વસંતસેનાએ તેને અભિક વ. પાસેથી છોડાવ્યો છે. પરિણામે, ત્યારથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં તે શાક્ય શ્રમણક બન્યો છે. એ જ ભિક્ષુએ આજે વસંતસેનાને બચાવી, એટલું જ નહીં, ચારુદત્ત સાથે મેળાપ કરાવી આપ્યો છે. આમ, અંક બીજામાં આવતા જુગારના દૃશ્યની અહીં ઉપયોગિતા દર્શાવાઈ છે.

શ્લો. ૪૬ : वृषभकेतु-શંકર. षण्मुखः-કાર્તિકેય. અહીં આર્યકના વિજયનું સૂચન છે.

શ્લો. ૪૭ : शेवभूताम्-निर्माल्यवत् મૂર્તિ ઉપરથી લીધેલી પવિત્ર ફૂલની માળાની માફક.

શ્લો. ૪૮ : અહીં આર્યકને ઇન્દ્ર સાથે અને આર્યકના રાજ્યને ઇન્દ્રના રાજ્ય સાથે સરખાવ્યું છે. बल-તસ્કર, बलारि-ઇન્દ્રનું નામ. બલ'નો શત્રુ. બલ', વૃત્રનો ભાઈ હતો જેને ઇન્દ્ર માર્યો હતો.

बल.—અર્થાત્ રોકાયેલા પાણીરૂપી આકાશની ગાયો રોકનાર. ઇન્દ્ર પોતાના વજ્રથી અસુરને મારીને ગાય છોડાવે છે. તેથી પણ बलारि કહેવાય છે.

નથી. તેથી કદાચ બોલ્યા પ્રમાણે કરે પણ ખરો. એવા ભયથી તે પોતાના પુત્રને ત્યાંથી રવાના કરી દે છે. અગાઉ ન્યાયાધીશ પણ શકાર માટે આવું જ બોલ્યા હતા. આ બતાવે [redacted] કે શકાર મૂર્ખ નથી, બલ્કે શઠ છે.

શ્લો. ૩૨ : પિતાનું કહેવાતું કલંક ક્યારેક પુત્રના જીવનમાં નડે તેથી ચારુદત્ત પુત્રને કોઈ આશ્રમમાં જવાનું સૂચવે છે.

શ્લો. ૩૩ : મૃત્યુનો ચારુદત્તને ડર નથી, કે રંજ પણ નથી, પરંતુ પ્રિયાને પોતે મારી છે–એવું બોલવું દુઃખકારક છે.

यदि तव वध्यपालिका भवति मा सहसा व्यापादयसि वध्यम्।

વધ કરવાનો વીરકનો પહેલો વારો આવ્યો છે. પરંતુ તે ઘડીભર થોભે છે. કારણ કે પોતાના પિતાએ એવી શિખામણ આપી છે, અને એમ કહીને તે ચાંડાળ પોતાના વડવાઓએ કહેલી પુરાણી વાતો યાદ કરે છે કે કદાચ છેલ્લી ઘડીએ વધ્ય છૂટી પણ જાય. જો (૧) કોઈ મોટી રકમ આપી છોડાવે તો (૨) રાજાને ત્યાં પુત્રજન્મ થાય તો (૩) હાથી તોફાને ચઢે તો (૪) રાજ્યમાં ખળવો થાય તો. આમ, અહીં ચારુદત્તના બચવાનું સૂચન છે. ચાંડાળો પણ ચારુદત્તની મુક્તિની આશાએ વધ કરવામાં વાર લગાડે છે.

શ્લો. ૩૩ : ચારુદત્ત નિષ્કલંક મૃત્યુ ઇચ્છે છે અને એ તો જ શક્ય બને કે સ્વયં વસંતસેના જ ત્યાં આવે. આમ હવે પછીના દૃશ્યનું સૂચન છે.

શ્લો. ૩૫ : શ્મશાનનું વર્ણન છે. प्रतिवृत्तम्–લટકતું दीर्घगोमायवः–શિયાળવાં લાંબાં થઈને. अट्टहासः–મૃત્યુ.

आर्यचारुदत्त गगनतले प्रतिवसन्तौ चन्द्रसूर्यावपि विपत्तिं लभेते। किं पुनर्जना मरणभीरुका मानवा वा।– ચારુદત્ત અપકીર્તિથી ડરે છે, તેને માટે દુઃખ કરે છે. ત્યારે ચાંડાળ ઉપર્યુક્ત શબ્દો દ્વારા આશ્વાસન આપતાં કહે છે કે આકાશમા રહેતા સૂર્યચંદ્રને આફત આવે છે તો પછી માનવોની શું વિસાત! અર્થાત્ મનુષ્યના જીવનમાં ચડતી ને પડતી સ્વાભાવિક છે. કોઈક ચડેલો પડે છે તો કોઈક પડેલો પણ ચડે છે.

શ્લો. ૩૭ : તલવાર એકાએક પડી ગઈ. આનું જ નામ ભવિતવ્યતા! કોઈક શુભ સંકેત મળી રહે છે. सह्यवासिनी–दुर्गा કે કાલી જે સહ્ય પર્વત ઉપરના મંદિરની ચાંડાલોની દેવી છે.

શ્લો. ૩૮ : વસંતસેના આવી રહી છે. તેનું વાસ્તવિક વર્ણન છે.

શ્લો. ૩૯ : અહીં વસંતસેનાના આગમનથી પોતે સજીવન બન્યો છે. તેથી તેને પ્રત્યક્ષ ક્રોધદૃષ્ટિ સાથે સરખાવી છે.

શ્લો. ૪૦–૪૧ : વસંતસેનાને સન્મુખ ઊભેલી જોઈને ચારુદત્ત અહીં આશ્ચર્યભાવ વ્યક્ત કરે છે કે શું આ તે જ વસંતસેના હોઈ શકે ?

શ્લો. ૪૨ : વસન્તસેનાના પુનરાગમનને સંજીવની વિદ્યા સાથે સરખાવ્યું છે.

શ્લો. ૪૩ : अहो प्रभावः प्रियसंगमस्य, मृतोऽपि को नाम पुनर्ध्रियेत् ।।

વસંતસેનાના આગમનને કારણે મૃત્યુથી મુક્ત થયેલો ચારુદત્ત આને પ્રિય-મિલનનો પ્રભાવ ગણે છે કે પ્રિયના મેળાપથી મૃત પણ સજીવ બને છે। સ્નેહની એ શક્તિ છે. તે મૃતને સજીવન કરી શકે !

શ્લો. ૪૪ : વધની સામગ્રી હવે વિવાહ-સામગ્રી બનશે. એ લાલ વસ્ત્ર વરનું વસ્ત્ર બનશે, વધ્યમાળા વરમાળા જેવી લાગે છે, અને વધનાં ઢોલ વિવાહનાં ઢોલ સમાં જણાય છે !

मनाक् अह स आर्यस्य चरणसंवाहचिन्तकः संवाहको नाम। વસંતસેનાને લઈને આવનાર ભિક્ષુ પોતાની ઓળખ આપતાં ચારુદત્ત સમક્ષ આ શબ્દો ઉચ્ચારે છે. બીજા અંકમાં નકામું જણાતું સંવાહકનું પાત્ર અહીં અગત્યનું બને છે. તે એક સમયનો ચારુદત્તનો નોકર છે.

ચારુદત્તની નબળી દશામાં તે જુગારી બન્યો છે. ત્યારે વસંતસેનાએ તેને મલિક વ. પાસેથી છોડાવ્યો છે. પરિણામે, ત્યારથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં તે શાક્ય શ્રમણક બન્યો છે. એ જ ભિક્ષુએ આજે વસંતસેનાને બચાવી, એટલું જ નહીં, ચારુદત્ત સાથે મેળાપ કરાવી આપ્યો છે. આમ, અંક બીજામાં આવતા જુગારના દૃશ્યની અહીં ઉપયોગિતા દર્શાવાઈ છે.

શ્લો. ૪૬ : वृषभकेतु–શંકર. षण्मुखः–કાર્તિકેય. અહીં આર્યકના વિજયનું સૂચન છે.

શ્લો. ૪૭ : शेषभूताम्–નિર્માલ્યવત્, મૂર્તિ ઉપરથી લીધેલી પવિત્ર ફૂલની આળાની માફક.

શ્લો. ૪૮ : અહીં આર્યકને ઇન્દ્ર સાથે અને આર્યકના રાજ્યને ઇન્દ્રના રાજ્ય સાથે સરખાવ્યું છે. बल–લશ્કર, बलारि–ઇન્દ્રનું નામ. બલ'નો શત્રુ. બલ', વૃત્રનો ભાઈ હતો જેને ઈન્દ્ર માર્યો હતો.

बलः—અર્થાત્ રોકાયેલા પાણીરૂપી આકાશની ગાયો રોકનાર. ઇન્દ્ર પોતાના વજ્રથી અસુરને મારીને ગાય છોડાવે છે. તેથી પણ बलारि કહેવાય છે.

જાલ્માઃ—લુચ્ચાઓ, ચોરટાઓ, દુષ્ટો.

શ્લો. ૪૯ : નાવ જેવી પ્રિયતમાથી દુઃખસાગરમાંથી તરી ગયેલા ચારુદત્તને જોતા શર્વિલકના આ ઉદ્‌ગારો છે. व्यसन-દુઃખ गुणैः धृतया-(પ્રિયતમાપક્ષે) ગુણથી જીતાયેલી, (નાવનાપક્ષે) દોરડાથી પકડાયેલી. सुशीलतया-(પ્રિયતમાપક્ષે) સારા ચારિત્ર્યવાળી, (નાવનાપક્ષે) સારા બનાવનારવાળી उपरागमुक्तं-ગ્રહણથી મુક્ત થયેલા.

अथवा सर्वत्रार्जवं शोभते । ચારુદત્તને વસંતસેના સાથે જોઈ શર્વિલક આનંદ અનુભવે છે. પરંતુ પોતે તો મહાપાતક છે, મહાન પાપી છે. તેમની આગળ કેવી રીતે જાઉં ?—તેવી મૂંઝવણ અનુભવે છે કારણ કે ઘરેણાંની ચોરી કરનાર તે પોતે હતો, પરંતુ છેવટ કહે છે કે ચોખવટ બધે જ શોભે છે ।

आर्जवम्—અર્થાત્ પ્રામાણિકતા, સીધેસીધું વર્તન. અહીં શર્વિલકની નમ્રતા જોઈ શકાય છે. પોતે ચારુદત્તના ઘરમાં પેસી ચોરી કરનારો ચોર છે. પરંતુ તેની કબૂલાત કરી લે છે.

શ્લો. ૫૧-૫૨ : આર્યકે પાલકને માર્યો છે તે સમાચાર અહીં શર્વિલક ચારુદત્તને આપે છે.

શ્લો. ૫૩ : શકાર પોતાની જાતને છૂટા ગધેડા અને કૂતરા સાથે સરખાવે છે.

શ્લો. ૫૪ : શર્વિલક ક્રૂર અને ઘાતકી રીતે હવે શકારને મારવા ઈચ્છે છે.

उपकारहतस्तु कर्तव्यः ।

શર્વિલક વગેરે શકારને ક્રૂર રીતે હણવા ઈચ્છે છે. પરંતુ ચારુદત્તને શરણાગતને અભયવચન આપ્યું છે. તેથી તે કહે છે કે અપરાધી શત્રુ શરણે આવે તો તેને શસ્ત્રથી ન મારવો જોઈએ. શર્વિલક કહે છે કે તે શસ્ત્રથી નહિ તો પછી કૂતરાથી મરાવીએ, પરંતુ ચારુદત્ત કહે છે કે ફક્ત ઉપકારથી જ હણવો જોઈએ. આ છે ચારુદત્તના પાત્રની મહાનતા ! અપકાર ઉપર પણ ઉપકાર

શ્લો. ૫૬ : પોતાની પત્નીના ગુણો જોતાં તેનો સ્વર્ગમાં નિવાસ જ ઉચિત છે. છતાં ચારુદત્ત કહે છે કે આવી પતિવ્રતા સ્ત્રી શું એકલી પતિ વગર સ્વર્ગ ભોગવે એ ઉચિત છે કે ?

શ્લો. ૫૭ : हा धिक् प्रयत्नवैफल्यं दृश्यते सर्वतोमुखम् ।

પોતાની પત્ની ધૂતા પતિની પાછળ અગ્નિપ્રવેશ કરવા તૈયાર થઈ છે, એ સાંભળી શોકથી ચારુદત્ત મૂર્છિત થાય છે. ત્યારે શર્વિલક કહે છે કે પોતાને ત્યાં સત્વરે જવું છે. પરંતુ હવે આર્ય મૂર્છિત થાય છે. બધી બાજુએથી પ્રયત્નની નિષ્ફળતા જ જણાય છે. અર્થાત્ જો ધૂતા પાસે સત્વરે નહિ પહોંચાય

અને જો એ મૃત્યુ પામે તો ચારુદત્ત પણ મૃત્યુ પામે અને તેની પાછળ વસંતસેના મૈત્રેય પણ। પરિણામે તે પોતાના પ્રયત્નની વિફલતા જ જુએ છે. प्रयत्नवैफल्यम् પાલકના વધ વગેરેની નિષ્ફળતા.

अतिक्रान्ते किं मनोरथैः–પતિ પાછળ અગ્નિપ્રવેશ કરતી ચારુદત્તની પત્ની ધૂતા પોતાના પુત્ર રોહસેનની સોંપણી ચેટી અને મૈત્રેય બંનેને કરી જુએ છે. પરંતુ તે બંને કહે છે કે તેઓ પણ ધૂતાના માર્ગને જ અનુસરશે. આથી ખેદ પામતી ધૂતા કહે છે કે મનોરથો દૂર હોય ત્યારે મનોરથોથી શું ? રોહસેને પોતે જ પોતાની જાતને સંભાળવી પડશે કારણ કે તેની સારસંભાળ લેનાર હવે કોઈ નહિ હોય. રોહસેનના મનોરથો ક્યાંથી ફળવાના ? કારણ કે તેનાં માબાપ જ હયાત ન હોય પછી મનોરથોથી શું ?

શ્લો. ૫૮ : અગ્નિપ્રવેશ કરવાના નિર્ણયવાળી પોતાની પત્ની ધૂતાને ઉદ્દેશીને ચારુદત્ત અહીં બોલી રહ્યો છે કે પ્રિયતમ જીવતાં છતાં આ કઠોર નિશ્ચય કેમ લીધો ? સૂર્ય અસ્ત ન પામ્યો હોય ત્યારે શું કમળ બંધ થાય ખરું ? તેમ પ્રિયતમ વિદ્યમાન હોય ત્યારે પ્રિયા ધૂતા અગ્નિપ્રવેશ કરે ? અર્થાત્ એ અસંભવિત છે, ન જ કરે. અહીં પત્ની પ્રત્યેનો ચારુદત્તનો પ્રેમ પ્રગટ થાય છે.

आर्यपुत्र अत एव सावेतनेति चुम्ब्यते ।

ચારુદત્તની આ ઉપરોક્ત વાત સાંભળીને ધૂતા કહે છે કે તેથી જ તો અચેતન છે એમ કરી તે ચુમાય છે. અર્થાત્ કમલિની માત્ર યંત્રવત્ કામ કરે છે. સૂર્યોદય થતાં ખીલે છે ને સૂર્યાસ્ત સમયે બીડાઈ જાય છે. તેનામાં કોઈ લાગણી કે ભાવાતિરેક નથી. તેથી તે અચેતન છે જ્યારે સચેતના પતિવ્રતા દરેક નિયમ યંત્રવત્ પાળી શકતી નથી.

શ્રીનિવાસાચાર્ય આને જુદી રીતે સમજાવે છે કે અચેતન ભલે નિયમ પાળે પણ સચેતન સ્ત્રીને તો પતિ પાછળ મરે તોય લોકો કહેશે કે એક ક્ષણ તો જીવી ને । તેથી સચેતા સ્ત્રી પતિવિનાશનું દુઃખ સાંભળીને મરતી નથી.

अहो संविधानकम् ।

અહો કેવી ઘટના । પત્ની, મિત્ર ને પુત્રનો સમાગમ થયેલો જોઈ દાસી રદનિકા બોલી ઊઠે છે– અહો કેવી ઘટના । અર્થાત્ વિધિની કેવી બલિહારી. કેટલાક અહીં संविधानकम्= પ્રસંગનીગોઠવણ અર્થાત્ મૃચ્છકટિકનું વસ્તુ અદ્‌ભુત છે એવું સૂચન થયું છે, એમ માને છે.

कि ते भूयः प्रियं करोमि । સુખી સમાગમને અંતે હજુ શર્વિલક ચારુદત્તને પૂછે છે કે તમારું શું પ્રિય કરું ? શર્વિલક જેવા ચોરના મુખે આ વાક્ય નવાઈ ઉપજાવે છે. પરંતુ શર્વિલક અહીં અગત્યનું પાત્ર બને છે. તેના પ્રયત્નોથી જ આર્યક ગાદીએ આવ્યો છે. ને તેથી જ આ સઘળા સુપ્રસંગો ઘટી શક્યા છે. તેથી શર્વિલક આવું પૂછે તે ઉચિત જ ગણાય. ચારુદત્ત પોતે પણ કબૂલે છે કે બધું તમારી કૃપાથી જ થયું છે.

શ્લો. ૫૯ : જીવનની અનેક ચડતી-પડતી, સુખ-દુઃખના રંગોની રંગોળી ચારુદત્ત જોઈ ચૂક્યો છે. એની સમાલોચના આ શ્લોકમાં તે કરે છે. સંકટો સામટાં આવે તેમ આનંદના પ્રસંગો પણ સાથે જ આવે છે.

શ્લો. ૬૦ : વિધિની વિચિત્રતાનું અહીં વર્ણન છે ! રાયને રંક ને રંકને રાય કરે છે. તો કોઈકને પાડે છે ને કોઈકને ચડાવે છે ! સાચું જ છે કે-चक्रारपङ्क्तिरिव गच्छति भाग्यपङ्क्तिः । સ્વપ્ન૦ અથવા नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ।-મેઘદૂત.

कूपयन्त्र--કૂવામાંથી પાણી કાઢવાનું યંત્ર.

प्रपूरयति--ખાલીને ભરે છે.

पातविधो करोति-પાડે છે.

भरतवाक्यम्-નાટકની સમાપ્તિ વખતે બધાં જ પાત્રો સાથે મળી છેલ્લું ગીત ગાય જે નાટકના પ્રણેતા ભરતમુનિના માનમાં ગવાય છે. અથવા તો એ ગીત ભરત (નટ) ગાય છે તેથી 'ભરતવાક્ય' કહેવાય છે. એમાં શુભાશિષ વ્યક્ત થતી હોય છે.

શ્લો. ૬૧ : અન્વય-गावः क्षीरिण्यः सन्तु, वसुमती सर्वसपन्नसस्या भवतु, पर्जन्यः कालवर्षी (भवतु), सकलजनमनोनन्दिनः वाताः वान्तु जन्मभाजः, मोदन्ताम् ब्राह्मणाः सततं अभिमताः (भवन्तु), सन्तः श्रीमन्तः सन्तुः, प्रशमितरिपवः धर्मनिष्ठाः च भूपाः पृथिवीं पान्तु ।

આ ભરતવાક્યમાં રાજાનું, પ્રજાનું અને રાજ્યનું કલ્યાણ છે. क्षीरिण्यः-ખૂબ દૂધ આપતી वसुमती-પૃથ્વી.

છેલ્લી પંક્તિમાં આવતો 'श्री' શબ્દ નાટકના સુખદ અંતનો સૂચક છે.

